# TRAVELS IN ENGLAND

BY


## KARSANDAS MULJI.


---


**SECOND EDITION**

REVISED AND ENLARGED

WITH NUMEROUS ILLUSTRATIONS

---

PUBLISHED UNDER THE PATRONAGE OF THE
BOMBAY GOVERNMENT


---

THE EARTH IS GOD'S, WHERE CAN THE ATTACK LIE?
THE COWARD SHRINKS AND DARES NOT BURST THE TIE.

---


Bombay

DAFTAR ASHKARA PRESS

186[illegible]

હિઝ એક્સલન્સિ

# સર હેનરી બાર્ટલ એડવર્ડ ફ્રિયર

જી. સી. એસ. આઈ., કે. સી. બી.

મુંબઈના ગવર્નર સાહેબ,

જેઓ ભરતખંડની લાંબી કારકિર્દીમાં તેમાં મુખ્ય
આ ઈલાકામાં ગવર્નરના હોદ્દા ઉપર રહીને,
વિદ્યાની અને સંસારિક તથા નીતિની વૃદ્ધિ કરનાર
પરમ મિત્ર અને પ્રતિપાળ જણાયા,

અને

જેઓ, માયાળુ સ્વભાવ અને સાચા સમભાવથી
એમને જાણનાર સર્વને પ્રિય થયાછે,

તેમને તેમની આજ્ઞા લઈને

આ પુસ્તક

અતિઆદરભાવ અને કૃતજ્ઞ બુદ્ધિએ તેના કર્તાએ
અર્પણ કર્યુંછે.

TO HIS EXCELLENCY

# SIR H. B. E. FRERE, G.C.S.I., K.C.B.

## GOVERNOR OF BOMBAY,

WHO DURING A LONG INDIAN CAREER,
ESPECIALLY AS THE GOVERNOR OF THIS PRESIDENCY
PROVED A WARM FRIEND AND PATRON

OF

THE CAUSE OF EDUCATION
AND OF SOCIAL AND MORAL PROGRESS,

AND

WHO BY HIS KIND DISPOSITION AND GENUINE SYMPATHY
HAS ENDEARED HIMSELF TO ALL WHO KNOW HIM

This Volume

IS

WITH PERMISSION

MOST RESPECTFULLY AND GRATEFULLY

DEDICATED BY THE AUTHOR

IN BRINGING OUT the Second Edition of the TRAVELS IN ENGLAND, the author takes the liberty to express his warm thanks to the Bombay Government, the Director of Public Instruction, the Princes and Chiefs of Kâttyâwâr and the public at large, who have given a very kind and liberal support to the volume. He begs to intimate that the Marâthi translation of this edition has also been patronised by Government and will shortly be issued with plates and other illustrations which appear in this book.

MARCH, 1867.

---

ઈંગલંડમાં પ્રવાસની બીજી આવૃતિ બાહાર પાડતાં આ પુસ્તકને મદદ કરનાર મુંબઈ સરકારનો, તથા ડિરેક્ટર આવ પબલિક ઈંસ્ટ્રકશનનો તથા કાઠિયાવાડ ઈલાકાના રાજા તથા તાલુકદારોનો અને બીજા ગૃહસ્થોનો ગ્રંથ કર્તા આભાર માનેછે. આ પ્રવાસની બીજી આવૃતીનું મરાઠી ભાષાંતર છાપવાનું કામ ચાલુ કરવામાં આવ્યું છે તેને પણ મુંબઈની સરકાર તરફથી આશ્રો મળ્યોછે; અને આ પુસ્તકમાં દાખલ કરેલી પ્લેટ તથા બીજાં ચિત્રો સહિત તે થોડી મુદતમાં બાહાર પડશે.

માર્ચ ૧૮૬૭.

# PREFACE

On my return from England, it occurred to me that I could not do a better service to my countrymen than by laying before them, in this Volume, the various thoughts which suggested themselves to my mind during my visit to that country.

The Volume is divided into twelve chapters, and each chapter treats of twelve subjects.

The first chapter is introductory to the work, delineating my first impressions of England, and the advantages of visiting that country; giving an account of the custom of visiting foreign lands prevalent among the ancient Hindus, and the causes which led to its discontinuance, and finally advocating the adoption of the same custom by the present generation.

The second chapter gives a brief description of the voyage between Bombay and London, (passing through France,) and of its various incidents

In the third chapter I have attempted to give an idea of the external appearance of London,—its roads, bridges, parks, fountains, statues, shops, gas light,

etc, and the thoughts suggested by these sights.

The fourth chapter describes the architecture of the private and public buildings of London; marking the difference between it and that of our Indian houses, especially in their forms of structure, with information about house rent in London, the probable cost of building a house and so forth. The importance of erecting houses of a better and more uniform structure in Bombay is also pointed out.

The most remarkable institutions of London, such as the British Museum, the Zoological Gardens, the Times Office, the Crystal Palace &c. have been enumerated in the fifth chapter; it is not easy to describe the advantages gained and the gratification experienced by a visit to these institutions.

In the sixth chapter I have endeavoured to give an account of some of the places of recreation and amusement in London. The knowledge, and entertainment which the sight of them afford have been particularly noticed.

The social or domestic state of England, so far as I have been able to understand it, I have laid before the reader in the seventh chapter. But to give a full and correct picture of the social life of Englishmen is, I must confess, beyond my powers. It is only with a view to give some faint idea of it to my countrymen, with the object of urging them

to reform their *own* social condition, that I have ventured *to say something on the subject.*

In the eighth chapter I have spoken about the etiquette and various other usages of society of the people of England, which subject is doubtless as difficult *to do justice to as that of the last chapter.* My object, however, in saying any thing about it, is to make my countrymen acquainted with some of the *chief customs of Englishmen, that they may* be the more able to maintain the interchange of social and friendly cordialities with the latter.

The national characterestics of the people of England have been described in the ninth chapter. The most distinguishing traits in their character by which they have risen to pre-eminence in politics, arts, science, literature and commerce have been fully brought to view, and the importance of the same in the native character is particularly pointed out.

The causes of England's greatness are noticed in the tenth chapter. The events which have tended to the glory and enrichment of England have been treated in connection with this subject.

In the eleventh *chapter I have attempted to give* an idea of the POWER and CONSTITUTION of the British Government in a manner as to throw some light on those of my countrymen who are behind in knowledge of the subject.

The twelfth chapter closes the volume with a brief account of the visits I paid to some of the principal towns and places of England and Scotland, and the thoughts suggested by them.

I have introduced in this volume so much matter only as I have been able to bring within its compass from my own personal obserytion, study and experience during the visit. No part of the book is a simple translation from English authors. I have, of course, consulted numerous works and also quoted from some public writers and the speeches of His Excellency Sir Bartle Frere, as authorities in support of my statements.

It is my earnest request that my countrymen should give a patient and careful perusal to the volume, which will, I hope, create not only a desire to visit the great and glorious land of commerce, learning, liberty and benevolence, but the more important desire of raising themselves and their country to the same level.

---

# પ્રસ્તાવના.

ઈ૦ સ૦ ૧૮૬૩ માં ઈંગ્લંડમાં પ્રવાસ કરી આવ્યા પછી મને એમ લાગ્યું કે એ પ્રવાસથી મારા મનમાં જે અનેક વિચારો ઊપજ્યાછે તે પ્રગટ કરીને મારા દેશીઓની સેવામાં મુકું—એવી ઈચ્છાથી મેં આ ગ્રંથ તઈયાર કરયોછે.

આ ગ્રંથનાં બાર પ્રકરણ કરેલાંછે અને દરએક પ્રકરણમાં બાર બાર બાબદ લખવામાં આવીછે.

પેહેલા પ્રકરણમાં પ્રવેશક લખ્યોછે તેમાં મુખ્યકરીને વિલાયત જોયાથી મન ઊપર થયેલી પેહેલ વેહેલી અસર વિષે તથા ઈંગ્લંડ જવાના લાભ વિષે, તથા અસલના વખતના હિંદુઓમાં પ્રવાસનો ચાલ ને તે ચાલ બંધ પડવાનાં કારણો વિષે, તથા ઈંગ્લંડ જવાનો અટકાવ તોડીને સ્વતંત્ર થવાની જરૂર વિષે લખવામાં આવ્યુંછે.

બીજા પ્રકરણમાં મુંબઈથી ફ્રાન્સને રસ્તે લંડન જતાં સમુદ્ર વિષે તથા આગબોટ વિષે તથા જે શેહેરો મારા જોવામાં આવ્યાં તેઓ વિષે ટુંકામાં લખ્યુંછે અને તેઓ સંબંધી ઊપજેલા વિચાર પ્રગટ કરયાછે.

ત્રીજા પ્રકરણમાં લંડનનો બાહારથી કેવો દેખાવ લાગેછે—રસ્તા, પુલ, ચોક, ફુવારા, પુતળાં, દુકાન, ગ્યાસલાઈટ તથા ભીડ વગેરે દેખાવ કેવો દેખાયછે તે વિષે લખ્યુંછે ને તે સંબંધી કેટલાક વિચાર આપવામાં આવ્યાછે.

અને તે ઉપરથી તેઓમાં પોતાની સંસાર સ્થિતિ સુધારવાની પ્રેરણા ઉત્પન થાય.

આઠમા પ્રકરણમાં ઈંગ્લંડના લોકોનો વિવેક તથા તેઓની કેટલીએક રીતભાત વિષે લખવામાં આવ્યુંછે. આ કામ પણ કઠણ છે. પણ એ લખવામાં મેં એટલીજ મતલબ રાખીછે—કે ઇંગ્રેજોનો મુખ્ય વિવેક (એટિકેટ) તથા તેઓની કેટલીક મુખ્ય રીતભાત જાણ્યાથી મારા દેશીઓ તેઓની મંડળીમાં સામેલ થઈ મિત્રાચારીનો સંબંધ બાંધી શકે અથવા તે સંબંધ વધારી શકે.

નવમા પ્રકરણમાં ઈંગ્રેજી પ્રજાના સામાન્ય ગુણ દેખાડ્યાછે. કેટલાએક મોટા ગુણોથી એ દેશના લોકો રાજપ્રકરણમાં, વિદ્યા હુન્નરમાં, કળાકૌશલ્યમાં અને વેપારવણજમાં વધ્યાછે તે ગુણ જણાવ્યાછે અને તેવા ગુણોની દેશીઓમાં કેટલી જરૂરછે તે દેખાડયુંછે.

દસમા પ્રકરણમાં ઈંગ્લંડની મોટાઈનાં મુખ્ય કારણ જણાવ્યાંછે. કેટલાએક સંયોગ મળવાથી ઈંગ્લંડ દેશની મોટાઇ તથા શ્રીમંતાઇ વધીછે તે સંયોગ કયા કયા તે આ પ્રકરણમાં દેખાડવાની તજવીજ કરીછે.

અગિયારમા પ્રકરણમાં એ દેશનું રાજબળ કેટલું છે અને એ દેશની રાજરીતિ કેવી છે તે વિષે લખ્યુંછે. ઘણા ખરા દેશીઓ આ બાબદથી અજ્ઞાન છે તેટલામાટે તેઓને સમજ પડે તેમ આ પ્રકરણ લખવામાં આવ્યુંછે.

બારમા પ્રકરણમાં મેં ઈંગ્લંડ તથા સ્કાટલંડનાં કેટલાંએક શેહેરો તથા ગામોમાં મુસાફરી કરી હતી તેનું ટુંકામાં વર્ણન કરયુંછે અને તે મુસાફરીથી ઉપજેલા વિચાર પ્રગટ

ચોથા પ્રકરણમાં વિલાયતનાં ઘરો તથા પ્રસિદ્ધ મકાનોની બાંધણી વિષે લખ્યુંછે; તેમાં આપણા દેશનાં ઘરોની બાંધણીમાં અને વિલાયતનાં ઘરોની બાંધણીમાં ફેરવો ફેર છે, તથા તેઓનો ઘાટ કેવો છે; તથા લંડનમાં ઘરનું ભાડું તથા ઘર બાંધવાનો ખરચ કેટલો બેસેછે ઈત્યાદિ જણાવ્યું છે અને મુંબઈમાં ઘરોનો સમાજ વધારવાની તથા ઘરોનો દેખાવ અને ઘાટ મોહલ્લે મોહલ્લે સરખો રાખવાની જરૂર જણાવીછે.

પાંચમા પ્રકરણમાં લંડનમધ્યે જોવાનાં કેટલાંએક પ્રખ્યાત ઠેકાણાંમાં શું જોવાજોગ છે અને તે જોવાથી કેટલું જ્ઞાન થાયછે અને કેટલી વિચારશક્તિ ઊઘડેછે ને કેટલા નવા વિચાર સુઝેછે તે વિસ્તારીને લખ્યુંછે.

છઠ્ઠા પ્રકરણમાં જે મુખ્ય તમાશાઓ લંડનમધ્યે થાયછે તેનું કેટલુંએક બયાન કર્યુંછે. તેમાંના કેટલાએક તમાશાઓથી જોનારનું મન કેટલું ખુશી થાયછે તેનો થોડેક વિચાર આપ્યોછે. આ બધું જોવાથી જે ગમત અને જ્ઞાન મળેછે તેનો પુરો વિચાર આપવો કઠણ છે તે છતાં કેટલાએક તમાશાના મકાનોમાં જે કાંઈ જોવાનું છે તેની ખુબીનોજ માત્ર વિચાર આપવાની તજવીજ કરીછે.

સાતમા પ્રકરણમાં ઈંગ્લંડના લોકોની સંસાર સ્થિતિ કેવી છે તે વિષે જે કાંઈ મુખ્ય બાબદ મારા જાણવામાં અને જોવામાં આવીછે તેનો વિસ્તાર કર્યોછે. ઈંગ્લંડના લોકોની સંસાર સ્થિતિનું ચિત્ર બરાબર પાડી દેખાડવાની મારામાં શક્તિ નથી, એ મારે કબુલ કરવું જોઈએ. પણ આ પ્રકરણમાં મેં જે કાંઈ લખ્યુંછે તે એવીજ મતલબથી કે તેઓની ઉંચી સ્થિતિનું કંઈક જ્ઞાન દેશીઓને ઊપજે

અને તે ઊપરથી તેઓમાં પોતાની સંસાર સ્થિતિ સુધારવાની પ્રેરણા ઊત્પન થાય.

આઠમા પ્રકરણમાં ઈંગ્લંડના લોકોનો વિવેક તથા તેઓની કેટલીએક રીતભાત વિષે લખવામાં આવ્યુંછે. આ કેમ પણ કઠણ છે. પણ એ લખવામાં મેં એટલીજ મતલબ રાખીછે—કે ઇંગ્રેજોનો મુખ્ય વિવેક (એટિકેટ) તથા તેઓની કેટલીક મુખ્ય રીતભાત જાણ્યાથી મારા દેશીઓ તેઓની મંડળીમાં સામેલ થઈ મિત્રાચારીનો સંબંધ બાંધી શકે અથવા તે સંબંધ વધારી શકે.

નવમા પ્રકરણમાં ઇંગ્રેજી પ્રજાના સામાન્ય ગુણ દેખાડ્યાછે. કેટલાએક મોટા ગુણોથી એ દેશના લોકો રાજપ્રકરણમાં, વિદ્યા હુનરમાં, કળાકૌશલ્યમાં અને વેપારવણજમાં વધ્યાછે તે ગુણ જણાવ્યાછે અને તેવા ગુણોની દેશીઓમાં કેટલી જરૂરછે તે દેખાડયુંછે.

દસમા પ્રકરણમાં ઈંગ્લંડની મોટાઈનાં મુખ્ય કારણ જણાવ્યાંછે. કેટલાએક સંયોગ મળવાથી ઈંગ્લંડ દેશની મોટાઇ તથા શ્રીમંતાઇ વધીછે તે સંયોગ કયા કયા તે આ પ્રકરણમાં દેખાડવાની તજવીજ કરીછે.

અગિયારમા પ્રકરણમાં એ દેશનું રાજબળ કેટલું છે અને એ દેશની રાજરીતિ કેવી છે તે વિષે લખ્યુંછે. ઘણાખરા દેશીઓ આ બાબદથી અજ્ઞાન છે તેટલામાટે તેઓને સમજ પડે તેમ આ પ્રકરણ લખવામાં આવ્યુંછે.

બારમા પ્રકરણમાં મેં ઈંગ્લંડ તથા સ્કાટલંડનાં કેટલાંએક શેહેરો તથા ગામોમાં મુસાફરી કરી હતી તેનું ટુંકામાં વર્ણન કરયુંછે અને તે મુસાફરીથી ઊપજેલા વિચાર પ્રગટ

કરેલાછે. આ બારમા એટલે છેલ્લા પ્રકરણમાં હું પ્રવાસની સમાપ્તી લાવ્યો છઉં.

પ્રવાસ, અભ્યાસ તથા અનુભવથી ઈંગ્લંડ વિષે મુખ્ય બાબદો મારા જોવામાં અને જાણવામાં આવીછે તેમ ની આ ગ્રંથમાં-સમાઈ શકે તેટલીજ—બાબદો મેં દા કરીછે. આમાં કોઈ પણ ઈંગ્રેજી પુસ્તકમાંથી ભાષાંતર ક નથી. મારા વિચારને તથા આંકડાને ટેકો આપવા મેં કેટલાક ગ્રંથકારોની મદદ લીધીછે, તથા કેટલાએક પ્રખ્યા લખનારાઓની તથા આપણા પ્રખ્યાત ગવર્નર સાહેબ સર બારટલ ફ્રિયરનાં ભાષણોમાંથી સત્તા ટાંકીછે.

મારા દેશી ભાઈઓને મારી વિનંતી છે કે અવકાશ મે ળવીને આ ગ્રંથ ધિરજથી વાંચવો અને તે ઉપર સારીપે વિચાર કરવો. આ ગ્રંથનો અભ્યાસ કરવાથી ઈંગ્લંડ જેવ મોટા અને મહા પ્રતાપી દેશમાં પ્રવાસ કરવાની હોંશ ત ઓમાં પ્રગટ થશે અને પોતાના દેશને વેપાર વણજમાં, સ્વ તંત્રપણામાં વિદ્યા હુનરમાં તથા કળાકોશલ્યમાં ઈંગ્લંડના જેવ ઉંચી સ્થિતિ ઊપર લાવવાની રૂડી પ્રેરણા તેઓમાં ઊત્પ થશે એવી હું અંતઃકરણથી આશા રાખું છઉં.

# CONTENTS.

## CHAPTER I.

### INTRODUCTION.



## CHAPTER II.

### FROM BOMBAY TO LONDON.

## CHAPTER III.

### London—its External View.



## CHAPTER IV.

### Private and Public Buildings.

## CHAPTER V

### Principal Institutions and Sights



## CHAPTER VI

### Places of Recreation and Exhibitions

## CHAPTER III

### LONDON—ITS EXTERNAL VIEW



## CHAPTER IV

### PRIVATE AND PUBLIC BUILDINGS

## CHAPTER V

### Principal Institutions and Sights



## CHAPTER VI

### Places of Recreation and Exhibitions

## CHAPTER VII.

### Social State and Habits of the People.



## CHAPTER VIII.

### Etiquette and Usages of Society.

## CHAPTER IX.

### General Character of the Nation.



## CHAPTER X.

### Causes of England's Greatness.

## CHPTER XI.

### BRITISH POWER AND CONSTITUTION.*



## CHAPTER XII

### A SHORT TOUR IN GREAT BRITAIN.

# અનુક્રમણિકા.

## પ્રકરણ ૧.—પ્રવેશક.



## પ્રકરણ ૨.—મુંબઇથી લંડન.

## પ્રકરણ ૩.—લંડન અને તેનો બાહારનો દેખાવ.



## પ્રકરણ ૪.—રેહેવાનાં ઘર તથા પ્રસિદ્ધ મકાન.

## પ્રકરણ ૫.—જ્ઞાનશાળા તથા જોવાની જગ્યા.



## પ્રકરણ ૬.—તમાશો જોવાનાં મુખ્ય ઠેકાણાં.

## પ્રકરણ ૭.—લોકોની સંસાર સ્થિતિ અને રીતિ.



## પ્રકરણ ૮.—લોકોનો વિવેક તથા ચાલ.

## પ્રકરણ ૯.—પ્રજાના સામાન્ય ગુણ.



## પ્રકરણ ૧૦.—ઈંગ્લંડની મોટાઈનાં મુખ્ય કારણ.

## પ્રકરણ ૧૧.—રાજબળ તથા રાજરીતિ.



## પ્રકરણ ૧૨.—વિલાયતનાં ગામોમાં મુસાફરી.

# ચિત્રની ટીપ.

*List of Illustrations.*

## સ્ટીલ પ્લેટ તથા લિથોગ્રાફ.

## ઈલેક્ટ્રો પ્લેટ.

## ઉડકટ તથા નાહાની ઈલિકટ્રો પ્લેટ.

# ઈંગ્લંડમાં પ્રવાસ.

# TRAVELS IN ENGLAND.

---

## પ્રકરણ ૧.




## I.-INTRODUCTION.

### પ્રવેશક.

"સબી ભૂમ ગોપાળકી, વામેં અટક કહા;
જાકે મનમેં ખટક રહી, સોહી અટક રહા."

સુધરાઈ, સ્વતંત્રતા ને કળાકૌશલ્ય માટે જે દેશ પેહેલી પદવી ભોગ-વેછે; વેપાર, ઉદ્યોગ, દોલત ને કઉવત માટે જે દેશ ઘણો પ્રસિદ્ધ થયોછે; અને હિંદુસ્તાન જેવી આબાદ, ફળવંત ને વિસ્તીર્ણ ભૂમી ઉપર જે દેશ અમલ ચલાવેછે; તે દેશમાં પ્રવાસ કરવાની ને તે દેશ નજરે જોવાની મારાં મનમાં આજ કેટલાંક વરસ થયાં જીગ્નાસા ઉત્પન્ન થઈ હતી. એ જીગ્નાસા ઈશ્વર કૃપાથી પુરી પડીછે ને ઈસ્વી સન ૧૮૬૩ માં આ અતિ સુંદર દેશ મારાં જોવામાં આવ્યોછે. એ જોવાથી મારાં મન ઉપર જે મોટી અસર થઈછે તથા મારા મનમાં જે અનેક વિચાર ઉત્પન્ન થયાછે તે મારા દેશીઓને જણાવવાજોગ છે એમ ધારીને આ ગ્રંથ હું તેમની સેવામાં મુકવાની રજા લઉં છઉં.

## ૧. મન ઉપર પેહેલ વેહેલી અસર.

FIRST IMPRESSIONS

એ દેશ જોવાથી મન ઉપર પેહેલ વેહેલી અસર થાયછે તેનું હું વર્ણન કરી શકતો નથી. આપણા દેશ તરફના દેખાવમાં અને તે તરફના દેખાવમાં એટલો બધો ફેર છે કે તેનો મુકાબલો હું કોઈપણ પ્રકારે કરી શકતો નથી. ફ્રાન્સને રસ્તે જતાં પ્રથમ માર્સેલ્સમાં પગ મુક્યો એટલે એક નવી દુનિયામાં પેઠા એવું તરત મનમાં આવેછે. મોટી ને હારબંધ સુંદર હવેલિઓ; મોટા ને પોહોળા ફરસબંદી રસ્તાઓ; ગાડી ને ગાડાંના મોટા ગગડાટો; જનરથ ને ઘોડા જોડેલાં માલના ગાડાંઓ; સુંદર સોનેરી નળકાટના પોહોચખાનાં ને રેસ્તોરાં; બિલોરી બારણાનાં ચકચકિત કાફીખાનાંઓ ને દુકાનો; ઠેકાણે ઠેકાણે ને રસ્તે રસ્તે મોટાં ઘડીયાળો ને પાણી પીવાના ઉડતા સુંદર ફુવારાઓ; ફૂલ ને રોપાનાં સુંદર દુકાનો ને મકાનો; લોકોને ફરવાના રસ્તાઓ ને બગીચાઓ; આં ખને દીપાવી નાખે તેવા મેહેલ ને બાગ; છક્ક થઈ જઇએ એવો તે મધ્યેનો કિંમતી સણગાર ને સામન; થિયેટર ને ઑપેરા મધ્યેના એલો ને બીજા તમાશાઓ; શોભાયમાન પુલ ને ચોક; સુંદર દેહેરાં ને દેવળ; લોકોનો ઉદ્યોગ, આવજાવ ને મેળો; રેલવે ને વિજળીની પથરાઈ ગયલી જાળ; રાતની વેળાએ ગ્યાસલાઈટથી ઝળગેલી લંકા ને નિત્યની મોટી દિવાળી; રાતની એ મોટી રોશનીથી આંખને દીપાવી નાખે તેવા ચકચકતા ને ઝકઝકતા કાફીખાનાં, દુકાનો ને રેસ્તોરાં; આ બધો દેખાવ આપણા દેશના મુસાફરને અચરતીના ઉંડા ખ્યાલમાં પ્રથમ ગુમ કરી નાખેછે. થોડીવાર તે માનતો નથી કે હું મારી શુધમાં છઉં કે સપનું જોઉં છઉં. હું સાસુંજ કહું છઉં કે પેહેલ વેહેલી એવીજ અસર મારા તથા મારા સોબતીઓનાં મન ઉપર થઈ હતી. અમે જ્યારે માર્સેલ્સમાં એક ઉંચા ટેકરા ઉપર ફરવાની સુંદર જગ્યા ને [illegible] ચડીને જોયું ત્યારે અમે ઘણા અજબ થયા [illegible] લાગ્યા કે શું આ [illegible]

## ૨. ઈંગ્લંડમાં જોવાલાયક ચીજો.

THINGS TO BE SEEN IN ENGLAND.

ઈંગ્લંડમાં જોવાલાયક ચીજો કેટલી અને કેવી છે તેનો જવાબ ઘટતી રીતે હું આપી શકતો નથી. ત્યાં નવું જોવાનું ને જાણવાનું બેહદ છે. આ ગ્રંથની શરૂઆતમાં તો હું તમને એટલુંજ કહી શકું છઉં કે ત્યાંનાં શેહેરોનો તથા ગામોનો બાહારનો દેખાવ જોવાલાયક છે. ત્યાંનાં ઘરો તથા પ્રસિદ્ધ મુકામો જોવાલાયક છે. ત્યાંનાં જ્ઞાન તથા ગમતનાં કારખાનાં જોવાલાયક છે. ત્યાંના લોકોની રમત અને ગમત જોવાલાયક છે. ત્યાંના લોકોની સંસારી હાલત જોવાલાયક છે. ત્યાંના લોકોનો વિવેક તથા ચાલ જોવાલાયક છે. ત્યાંના લોકોનો વેપાર, ઉદ્યોગ, ઉમંગ અને કારભાર જોવાલાયક છે. ત્યાંના લોકોનો આગ્રહ, સાહાસ અને ટેક જોવાલાયક છે. ત્યાંના લોકનું દેશાભિમાન અને સ્વતંત્રપણું જોવાલાયક છે. ત્યાંના લોકોનું ધૈર્ય, ઔદાર્ય અને શૌર્ય જોવાલાયક છે; ત્યાંના લોકોની હિંમત, ઝડપ અને ચાલાકી જોવાલાયક છે; ત્યાંના લોકોની વિદ્યા, કળા અને રાજરીતિ જોવાલાયક છે. સારાંશ એ દેશની પ્રજાના ઉંચા ગુણ તથા એ પ્રજાની રીતભાત જોવાલાયક ને અભ્યાસ કરવાજોગ છે.

વળી ઈંગ્લંડમાં સેંકડો ચીજનાં કારખાનાં જોવાલાયક છે. કાપડ, સુતર, ધોતર, જામદાની, છીંટ, ઉન, રેશમ, ગાલેચા, કાગલ, બિલોર કામ, લોહોડાંકામ, કોડીકામ તથા લાકડકામ આ બધાનાં યંત્ર અને કારખાનાં જોવાલાયક છે. રંગવાનાં, ધોવાનાં, ધાતુ સાફ કરવાનાં, તેલ પીલવાનાં, યંત્રકામ બનાવવાનાં તથા ગ્યાસનાં કારખાનાંઓ જોવાલાયક છે.

આ બધું ને બીજું ઘણું જોવાલાયક છે એમ મેં કહ્યું; પણ તે ઉપરથી વાંચનારને બધાની ખૂબીનો ખ્યાલ આવી શકશે નહી. અંધારામાંથી એકાએક સુરજના તડકામાં આપણે આવી ઉભા રહીએ ને આંખ ઉપર તડકાનો પ્રકાશ પડે એજ પ્રમાણે જ્ઞાનરૂપી પ્રકાશ, જોનારનાં મન ઉપર પડેછે. લંડનમાં જ્ઞાન તથા ગમતની જગ્યા વિષે તમારાં મનમાં કંઈક વિચાર ઉત્પન્ન થાય તેમાટે હાલ બે ત્રણ દાખલા આપું છઉં :—

લંડન શેહેરનાં કોલોઝીયમમાં ચલો આપણે જઇએ. અહીં એક ઠેકાણે (કળાથી બનાવેલો) ઉંચો ડુંગર જોશું; એ ડુંગરમાંથી પાણીનો મોટો ધોધવો ઉંચેથી પડતો જોશું; તેજ ઘરમાં બીજે ઠેકાણે એક ગુફા જોશું; તેજ ઘરમાં ત્રીજે ઠેકાણે ઉંચી જગ્યા ઉપરથી દિવસે લંડન અને રાત્રે પારિસનો દેખાવ જોશું. એ શેહેરો એવી રીતે ચિત્રથી પડદા ઉપર પાડીને ચારેમેર પડદા ગોઠવ્યાછે કે આપણી આંખ ઠગાઈ જાય ને એ શેહેરોનાં ઘરો, રસ્તા, પુલો, જતાં આવતાં માણસો, ગાડી ઘોડા ઇત્યાદિ આબેહુબ આપણી આંખે પડે. એજ ઘરમાં ચોથે ઠેકાણે જાઓ ને લિસ્બોન શેહેરમાં મોટો ધરતીકંપ થયો હતો ને સુંદર હવેલિઓ ટૂટિ પડી હતી ને માણસો દબાઈ મૂવાં હતાં એ બધાંનું ચિત્ર આંખ આગળ પડશે. પ્રથમ લિસ્બોન શેહેર નજરે પડેછે; ત્યાંની સુંદર હવેલિઓની સુંદર રચના જોવામાં આવેછે; દરીઆમાં વાહાણો ચાલતાં દેખાયછે; તેવામાં ધરતીકંપનો મોટો ગગડાટ થાયછે, વાહાણ ઉંચાં ને નીચાં જતાં માલમ પડેછે ને કેટલાંક વાહાણ છેવટે દરીઆમાં લોપ થઈ જતાં જોવામાં આવેછે. પછી એકાએક સુંદર હવેલિઓ ગગડી પડેછે; તે મધ્યેની કેટલીક સાવ જમીનદોસ્ત થઈ ગયલી ને કેટલીક અરધી ભાંગી ને વાંકી વળી ગયલી દેખાયછે; આ બધો દેખાવ આંખને અચરતીમાં નાખનારો થઈ પડેછે. તે શિવાય બીજી ઘણી જાતની રમત ને ગમત એ ઘરમાં નિત્ય રાત દિવસ જોવામાં આવેછે. આતો માત્ર હું કોલોઝીયમ વિષે સેહેજ બોલ્યો.

લંડનની પૉલિટેક્નિક ઇંસ્ટિટ્યુશન છે. તેમાં નિત્ય વિજળી ને રસાયણશાસ્ત્ર તથા બીજી વિદ્યાના મોટા પ્રયોગો ને મોટા ચમત્કારો જોવામાં આવેછે. મોટા ડુબકી મારવાના ઘંટમાં બે ત્રણ માણસો બેસીને લુગડાં સહીત પાણીમાં ઉતરેછે ને પાણીમાં પાંચ દશ મિનિટ રહી કોરે લુગડે તે ઘંટમાંથી બાહાર નિકળેછે. દુશમનોનાં વાહાણો પાણીની નીચેથી આગ લગાડીને કેવી રીતે બાળી નાખેછે તે અહીં જોવામાં આવેછે. પૃથ્વી ને તારાઓની ગતિ પણ અહીં દેખાયછે; તેજ ઘરમાં બીજે ઠેકાણે જુદા દાક્તરનો ચમત્કાર નજરે પડેછે. એક ઝીમિયાગર પોતાના ઓરડામાં ખુરસી ઉપર વિચારમાં ગુનગાની ચેડે બેઠેલો તેવામાં તેની સામે તેનું

મુવેલું સબું પાછું જીવતું થઈ માણસના આકારમાં ઉભું રેહેછે ને તેના ઉપર હાથ નાખવા જાયછે તો તરત લોપ થઈ જાયછે; પાછો ઘણીવાર દેખાવ દેછે ને ઘણીવાર બાથ ભિડવા જાયછે તો હવાનો બાચકો હાથમાં આવેછે, ને તે બિચારો નિરાસ થઈ પોતાની ખુરસી ઉપર પાછો બેસેછે; ત્યારપછી ઘોર અંધારી રાત જેવું જણાયછે ને મોટું તોફાન તથા વાદળ થઈ આવ્યું હોય એમ દેખાયછે. વાદળની ગર્જના ને વિજળીના ઝબકારા નજરે પડેછે ને બિહામણું ભુત ડાચું વકાસતું આવી ચાળા કરેછે. તે શિવાય બીજી ઘણી રમત ને ગમત નિત્ય રાત દિવસ આ પૉલિટિકનિક ઇંસ્ટિટયુટમાં કરી દેખાડેછે.

ત્યાંનો ક્રીમોર્ન બાગ લો. આ મોટા ને સુંદર બાગમાં નિત્ય રાતના મોટી ગમત થાયછે. ચોતરફ દીવાની રચના જોવામાં આવેછે. વાજીંત્રનો મધુર શોર નિસરેછે; ઘોડાની રમત ને આંગની કસરત જોવામાં આવેછે; ઑપેરાનો તમાશો થાયછે ને આકાશની પરિયો અધરને અધર ઉતરીને આવી હોય એમ દેખાયછે. પરિયોની મોટી સંખ્યા એકઠી થઈ પોતાના સુંદર પોશાકમાં મોટી કળાથી નાચેછે. બીજી ગમથી મોટું દારૂખાનું છુટેછે. તે થયું કે ઇંગ્લંડના આગલા વખતના રાજાઓની સ્વારી લશ્કરી દમામ અને બખ્તર સાથે નિસરેછે; તે વેળાએ તમાશો કરનાર માણસોની મોટી સંખ્યા, દોડતે ઘોડે ભાલાઓમાં ઝીણી આંકડીયો ભરાવી લેવાની કસરત ને છેલ્લી તરવારની ઝપાઝપ જોવાજોગ થઈ પડેછે. તે શિવાય બીજી રમત ને ગમત આ બાગ મધ્યે નિત્ય જોવામાં આવેછે.

ઝુઓલૉજીકલ ગાર્ડન્સમાં જાઓ ને ત્યાં બધી જાતનાં જીવતાં જનાવરનો મોટો સંગ્રહ જોવામાં આવશે. નાહાની બકરીથી તે મોટા સિંહ, વાઘ ને હાથી સુધી ચોપગાં જનાવરો અનેક જાતનાં દીઠામાં આવશે. અનેક જાતના વાંદરા, અનેક જાતનાં સાપ ને અનેક જાતનાં પોપટ ને અનેક જાતની માછલી ઇત્યાદિ જીવતાં પ્રાણીયો જોવામાં આવશે. એ વગેરે અનેક જાતનાં બીજાં જનાવરો જેઓને ઘણા મોટા વગડામાં ગયા વગર કે દુનિયાના ચારે ખંડમાં ફરયા વગર જોઈ શકીયે નહી તે બધાં આ ઠેકાણે જોવામાં આવશે. એકએક જનાવરને તમે એકએક મિનિટ

જોયો તોપણ આખા દિવસમાં બધાને જોઈ શકશો નહી. તેમજ વળી તમે બ્રિટિશ મ્યૂઝીયમમાં કે બિલાડી મેહેલમાં જયો તો લાખો જાતની તરેહ તરેહની વસ્તુનો સંગ્રહ જોવામાં આવશે ને તે બધાનું અવલોકન કરવાને એક અઠવાડિયું પણ બસ નહી થશે.

## ૨. ઈંગ્લંડના લોકોની પરદેશી ઉપર પ્રીતિ.

BRITISH KINDNESS TOWARDS FOREIGNERS

તમે મને પુછશો કે ઇંગ્લંડના લોકો કેવા છે ને તેઓ પરદેશીપર કેવી પ્રીતિ રાખેછે? આનો જવાબ હું તમને આપું છઉં કે તેઓ ઘણા ભલા અને માયાળુ છે ને પરદેશીઓ ઉપર પ્યાર ને મમતા રાખવામાં વખણાયલાછે. આ વાત કાંઈ બધા ઇંગ્રેજોને સરખી લાગુ પડતી નથી કેમકે કેટલાક એવા નઠારા ને ઠગારા છે કે આપણા દેશના હલકા ને ઠગ લોકોને એક કોરે મુકે. પણ તેઓનો ચડતો ભાગ ઘણુંકરીને માયાળુ ને ભલા સ્વભાવનો નિકળશે. તમે રસ્તામાં ભુલા પડો ને કોઈ ભલા ઇંગ્રેજને રસ્તો પુછ્યો તો તે પોતાનું કામ મુકી તમને પાંસરા મારગ ઉપર મુકવા આવશે. તેઓની સાથે ગાડીમાં બેસો તો કેટલાક બોલકણા સ્વભાવના તમને તમારો દેશ, તમારી જાત પુછી તથા બીજી વાતચીત કરીને ગમત ઉપજાવશે. પણ વગર બોલકણા ને ગંભીર સ્વભાવના વધારે જોવામાં આવશે; તેઓ તમારી સાથે વગર ઓળખાણે વાત ન કરે તો તે ઉપરથી તેમને વિષે ઉતરતો વિચાર બાંધશો તો એમાં મોટી ભૂલ થશે.

તમારી એક વખત કોઈ ભલા ને વગવાળા ઇંગ્રેજ સાથે ઓળખાણ થઈ અને તે ઓળખાણ કોઈ તેવાજ આબરૂવાળા ગૃહસ્થની મારફત થઈ તો પછી તમને ભલા ઇંગ્રેજોની ભલાઈની તથા માયાની ખૂબી એકદમ માલમ પડી આવશે. તમારી ઓળખાણ પોતાનાં કુટુંબ તથા મિત્રો સાથે કરાવશે ને પછી તેઓ તમને કેવા ચાહેછે, તમારી ઉપર કેવો પ્યાર રાખે છે ને તમારે તથા તમારા દેશને માટે કેવું ભલું ઇચ્છેછે તે જોવામાં આવશે. આ દેશના ઇંગ્રેજો ઉપરથી ત્યાંના ઇંગ્રેજો વિષે વિચાર બાંધશો તો તેમાં તમારી મોટી ભૂલ થશે. આ દેશમાં મિશનરીઓ તથા આબરૂ-

વાળા ને અમારી તોખમના જે ઇંગ્રેજો આવેછે તેઓ આપણા દેશીઓને ચાહેછે તથા તેમનાં ભલાને માટે મેહેનત કરેછે. પણ અહિંનાઓ પોતાનીજ મતલબ ઉપર ધ્યાન રાખી દેશીઓ તરફ કરડી નજર રાખેછે. તેઓનાં મન ઉપર આપણા દેશની ગરમ હવાની અસર ઉપજેછે ને તેથીજ તેઓનો મિજાજ પણ ગરમ થાયછે. માટે આ દેશના ઇંગ્રેજો ઉપરથી ત્યાંના ઇંગ્રેજો વિષે વિચાર બાંધવામાં મોટી ભૂલ થશે. અહીંનો ભલો ઇંગ્રેજ ત્યાં વધારે ભલો માલમ પડેછે. આપણને પરદેશી જાણી વધારે ચાહેછે ને ઘટતી મદદ તથા સલાહ આપેછે.

## ૪. ઇંગ્લંડની હવા ન ખમાય તેવી નથી.

CLIMATE NOT UNFAVOURABLE TO NATIVES OF INDIA

તમે મને પુછ્યો કે ઇંગ્લંડની હવા કેહેવી છે, અને આપણા લોકો ખમીશકે તેવી છે કે નહી? આનો જવાબ હું તમને આપું છઉં કે ત્યાંની હવા ઠંડી છે પણ આપણા લોકોથી ન ખમાય તેવી નથી. તે ઠંડી હવામાં નિત્ય સારી પેઠે ચાલવા હાલવાની કસરત રાખવી જોઇએ ને તેમ કીધું એટલે આ દેશ કરતાં જમવાની રૂચી વધેછે; અંગમાં કઉવત આવેછે; શરીરની ચામડીનો રંગ પણ કંઇક ફરીને સુધરેછે. મને ત્યાંના શિયાળાનો અનુભવ થયો નથી; કેમકે જેઓને છાતીનું દરદ અથવા એનો મરજ હોયછે તેઓને શિયાળામાં એ દેશ મધ્યે રેહેવાની ત્યાંના વૈદ ભલામણ કરતા નથી. તે મુજબ મને—છાતીનું દરદ હોવાને લીધે—શિયાળાની અગાઉ પાછું આવવું પડ્યું, તેછતાં આસરે ૬ મહિના હું ઇંગ્લંડમાં રહ્યો તેટલી મુદતમાં મારી તબિયત ઘણી સુધરી હતી. ભાઈ મહિપતરામ રૂપરામ સન ૧૮૬૦ માં ત્યાંનો કઠણ શિયાળો ખાઇને આવ્યા હતા પણ તેથી એ ભાઈ શરીરમાં વધારે પુષ્ટ ને કઉવતવાન થયા હતા. હું આવ્યા પછી ઇંગ્લંડમાં સખત શિયાળો જણાયોતો તેછતાં પણ અમારી સાથેના એક સોબતીએ મને લખી જણાવ્યું કે એ તાઢ હું વગર ઇજાએ ખમી શક્યો છઉં. તે વગેરે બીજા હિંદુઓ, પારસી-

ઓ ને મુસલમાનો હાલ કેટલાંએક વરસ થયાં ઇંગ્લંડમાં રેહેછે તેઓની સુખાકારી કહી આપેછે કે ત્યાંની હવા દેશીઓથી સેહેવાય તેવી છે.

ત્યાંનાં ઘરોમાં એવી ગોઠવણ છે કે એક ઘરને એકજ રસોડું એટલે રાંધણી હોયછે તેમાટે આખું ઘર ભાડે લેવું જોઇએ. ને તેવાં ઘર ફરનિચર એટલે સણગાર સુધાં અથવા સણગાર વગરનાં ખાલી ઘણાં હોયછે ને આપણે પોસાય તેવા નાહાનાં મોટાં સેહેલાઇથી ભાડે મળી શકેછે. દરએક ઘરમાં નદીનું પાણી નળ મુકીને દાખલ કરેલું તમે જોશો તેટલામાટે પાણી લાવવા કરવાની તો મુદલ અડચણ પડતીજ નથી. અનાજમાં ઘણુંકરીને બધી જાતનો દાણો મળી શકેછે. માત્ર તુવરની દાળ ને કેટલીક જાતનું કઠોળ મળી શકતું નથી. એક જાતના વટાણા આવેછે તે ખાવામાં તુવરની દાળ જેવા લાગેછે. કેટલીક જાતની ભાજી તરકારી મળેછે ને તે દરએક લત્તા ઉપરની દુકાનોમાં વેચાયછે. જેઓ શાક તરકારી વેચેછે તેઓ ગોસ્ત અથવા પરમાટી વેચતા નથી એટલુંજ નહી પણ તેઓની દુકાનો પણ ઘણુંકરીને જુદી હોયછે. "કોવંટ-ગાર્ડન્" નામનું એક મોટું બજાર નિત્ય સવારના ભરાયછે તેમાં તરકારી ફુલ ફળ અને બધી જાતની વનસ્પતિ શિવાય બીજું કાંઇજ વેચાતું નથી. આપણા દેશીઓને લાયકનો બધો મસાલો મળી શકતો નથી ને દવા વેચનારાઓની દુકાનેથી મળેછે તો બહુ મોંઘો. તે અત્રેથીજ લઇ જવો જોઇએ અથવા દર બેપે મંગાવવો જોઇએ.

કેટલાએક એવી ધાસ્તી રાખેછે કે એ ઠંડા દેશમાં માત્ર અનાજ તરકારી ઉપર નિભાવ થઇ શકે નહી તેટલામાટે જનાવરનો ખોરાક ખાવોજ જોઇયે. કેટલાએક ઇંગ્રેજો પણ એમજ ધારેછે અને કેહેછે કે એ તાઢા દેશમાં જનાવરના ખોરાક વગર ચાલેજ નહી. મને પણ એવી બ્હીક કેટલેક ઠેકાણેથી મળી હતી. પણ આ બાબદમાં ગ્રાંટ કૉલેજના ડાક્તર પીરિ તથા ઇંગ્લંડ જઇ આવેલા મારા મિત્ર ડાક્તર મનચેરજી બેહેરામજી કોલાએ મારી પ્રથમથીજ ખાતરી કરી હતી કે એ બ્હીક રાખવાનું કંઇ કારણ નથી. ઇંગ્લંડમાં પણ કેટલાએક ઇંગ્રેજો "વજીટેરીયન" કેહેવાયછે ને તેઓ જનાવરનો કંઇપણ ખોરાક ઉપયોગમાં લેતા

નથી. એવા ધર્મીઓ ત્યાં બહુજ થોડા છે પણ તેઓ પોતાનો નિભાવ અનાજ તરકારી ને દુધ ઉપર કરી શકે છે એ વાત ખોટી નથી. એ દેશ માંહેના વૉલ્શ નામના એક પ્રસિદ્ધ ડાક્ટરે છાતીનાં દરદ માટે મને શિયાળાની અગાઉ જવાનું મત આપ્યું તે મતની સાથે આ બાબદમાં પોતાનો વિચાર જણાવ્યો કે તે અગત્યનો જાણીને એ ચિઠ્ઠીની નકલ નીચે પ્રગટ કરૂં છઉં ને તે ઉપરથી એ બાબદ વિષે કોઇને પણ શક રહી શકશે નહી. સન ૧૮૬૩ ના એપ્રિલ મહિનાની શરૂઆતમાં હું ઇંગ્લંડ પોંહોચ્યો ત્યારે એ ડાક્ટરે મારી છાતી તપાસી જોઈ હતી ને ત્યારપછી જુલાઇની આખેરીએ ફરીથી તપાસીને નીચે જણાવ્યા પ્રમાણે મત આપ્યું:—

My dear Sir,

I have very fully considered all the circumstances of your case and am of opinion it would not be safe for you to winter in this country, or in any country even nearly similar in dampness and variability of climate. Although the affection of the upper part of your left lung has not grown in the least worse since your arrival in London (indeed it has rather improved) I feel certain that it would be excited into morbid and dangerous activity by the wet and cold of our winter season. I advise you then to return to Bombay.

But I can not help remarking *en passant*, how completely you have in your own person demonstrated that natives of India are capable of living in England on the vegetable diet to which they are accustomed in their own country. You have actually thriven upon it here—you are stouter than when I first saw you. In this respect you differ in nowise from the native vegetarian of Great Britain who as is well known is generally speaking plump and well nourished.

37, Queen Anne Street,
Cavendish Square
*July* 26, 1863

Believe me
&c &c
W. H. WALSHE.

(આ ચિઠ્ઠીનો અર્થ)

" મારા પ્યારા સાહેબ,

" તમારાં દરદને વિષે મેં સર્વ વાતનો સારી પેઠે વિચાર કર્યોછે
" ને મારૂં મત એવું છે કે આ દેશમાં અથવા આ જેવા તાઢા ને ઘડી
" ઘડીમાં હવા બદલાઈ જાય તેવા કોઈપણ દેશમાં તમોએ શિયાળો
" કાહાડવો એ મને સલામત લાગતું નથી. તમે લંડનમાં આવ્યા પછી
" તમારી ડાબા ફેફસાની છાતીનું દરદ જોકે વધ્યું નથી પણ ઓર
" જરા સુધર્યુંછે તોપણ મને ચોકસ લાગેછે કે અમારા (દેશના) શિ-
" યાળાની તાઢ ને સરદીવાળી હવાથી એ દરદ ભયભરેલી રીતે વધી
" પડશે, માટે હું તમને પાછા મુંબઈ જવાની ભલામણ કરૂં છઉં.

" પણ આ ઠેકાણે જણાવ્યા વગર ચાલતું નથી કે હિંદુસ્તાનના જે
" દેશીઓને પોતાના દેશમાં અનાજ તરકારીનો ખોરાક ખાવાની ટેવ
" છે તેઓ ઇંગ્લંડ દેશમાં તેજ ઉપર પોતાનો ગુજરો કરી શકેછે એ
" વાત તમારાજ દાખલા ઉપરથી પૂરી સાબીત થાયછે. આ દેશમાં
" તમે એજ ખોરાક ઉપર નિભાવ કરી શકયાછો અને મેં તમને પ્ર-
" થમ જોયા હતા તે કરતાં તમે શરીરમાં વધારે પુષ્ટ દેખાઓછો.
" આ બાબતમાં ગ્રેટબ્રિટન્ દેશનો વેજીટેરિયન એટલે અનાજ તરકા-
" રીનો ખોરાક ખાનાર ઘણુંકરીને શરીરમાં પુષ્ટ ને સારી પેઠે પોતાનો
" નિર્વાહ કરી શકેછે તેમાં ને તમારામાં કંઈ ફેર જણાતો નથી."

એ શિતલ દેશની શિતલ હવામાં નાહાવા ધોવાને હરકત પડતી હશે એમ કદાચ લાગશે ; પણ તેમ કંઈ નથી. નદી કુવા ઉપર ઉઘાડી જ-ગ્યામાં નાહી શકાય નહી ; પરંતુ નાહાવા ધોવાની બંધિયાર જગ્યામાં અથવા ઘર મધ્યે નાહાવા ધોવાની બધિયાર ઓરડીમાં નાહાવાને કંઈ હરકત નથી. ત્યાંના લોકો ઘણુંકરીને નિત્ય નાહાતા નથી પણ બીજે, ચોથે કે આઠમે દાહાડે જેમ જેઓને ઠીક પડેછે તેમ નાહાછે. જેઓને નિત્ય નાહાવાનો નિયમ છે તેઓને એ નિયમ રાખવામાં કાંઈ હરકત પડતી નથી. પંજાબના આગલા રાજા રંજીતસીંગની વિધવા મહારાણી

ચંદાકુંવર ચાર વરસ સુધી ઇંગ્લંડમાં રહી હતી તેને વિષે એવું જાણ-
વામાં આવ્યુંછે કે નિત્ય બે વાર સ્નાન કર્યા વગર ભોજન લેતી નહી
હતી. એ રાણીનો પુત્ર દુલિપસીંગ ખ્રિસ્તી ધર્મ પાળેછે પણ પોતે હિંદુ
ધર્મમાં એટલી તો દૃઢ (તેના વિચાર પ્રમાણે) હતી કે સ્નાન કર્યા પછી
પોતાના પુત્રનું મોહોં જોવાઈ ગયું તો ફરીથી સ્નાન કરતી હતી અથવા
ભોજન કર્યા વગર રેહેતી હતી. કેહેછે કે જે દાહાડે એ વિધવા રાણી
ઇંગ્લંડ મધ્યે મરણ પામી તેજ દાહાડે સ્નાન કર્યા પછી તેના પુત્રનું
મોહોં જોવાઈ ગયું તેથી ભુખે રહી ગઈ હતી.

લુગડાંમાં કેટલીએક ફેરફાર કરવાની જરૂર પડેછે. ફલાનલ તથા
બનાતનાં ગરમ લુગડાં જોઇએ; ને પાટલુન અથવા સુરવાલ ને ગરમ
મોજાં વગરતો ચાલેજ નહી. તે શિવાય બીજો ફેરફાર કરવાની જરૂર
નથી. આપણી પાઘડી તથા આપણા દેશી ઘાટનો ડગલો રેહેવા દેવામાં
એ દેશમાં વધારે માન છે. અલબત અજાણ્યા લોકોને આપણો પેર-
વેશ વિચિત્ર લાગેછે ને આપણી તરફ એ પેરવેશથી વધારે નજર પડે
છે; પણ તેથી કંઈ હરકત થતી નથી. ત્યાંના ઘણાખરા ગૃહસ્થો
આપણને આપણા દેશી પોષાકમાં જોવાને વધારે ખુશી હોયછે.

જતી આવતી વખતે આગબોટમાં કેટલીએક અડચણ પડેછે એ
કોઇથી ના કેહેવાયે નહી. પણ મુંબાઈથી કલકતે અથવા આદન જતાં
આગબોટ અથવા વાહાણમાં હિંદુઓને જે અડચણ ખમવી પડેછે તે
અડચણથી ઇંગ્લંડ જવાને કંઈ વધારે અડચણ પડતી નથી. માર્સેલ્સ
પોહોંચવાને ત્રણ અઠવાડિયાં ઘણુંકરીને લાગેછે પણ આરબી વાહાણમાં
મોઝાંબિક તથા આફ્રિકાના બીજા કોસ્તાઓ તરફ હિંદુઓ જાયછે તે-
ઓને એથી વધારે અઠવાડિયાં લાગેછે ને વધારે અડચણ ભોગવવી
પડેછે. જે આગબોટમાં હું વિલાયતથી મુંબાઈ આવ્યો તેજ આગબોટ
મધ્યે આદનથી આસરે સાત વાણીઆ ઉતારૂઓ હતા. તેઓ "ડુક"
એટલે છેલા વર્ગના ઉતારૂ હતા તેથી તેઓને અડચણ પડતી હતી તે
અમારા કરતાં ઘણીજ વધારે હતી. જે ઠેકાણે તેઓને જગ્યા આપી
હતી તે જગ્યા ઉપર ઇંગ્રેજી ખેલાસીઓ તેઓનાં ભાતાંને તથા પાણીને

વારંવાર અડકતા હતા ને તેઓ જેમ વધારે ચોખાઈ રાખતા જતા હતા તેમ તેઓને વધારે ખિજવતા હતા. તેઓ જ્યારે ખાવા બેસતા ત્યારે માથા ઉપર ચાદર કે ચોફાળ ઓઢીને બેસતા હતા; તે દેખાવ જોઇને ઇંગ્રેજી ખારવાઓને રમુજ ઉપજતી હતી અને તેઓ વધારે રમુજ મેળવવાને તે વાણીઆઓનો ચોફાળ હળુ રહીને ઉઘાડો કરી નાખતા હતા, ને તેથી તેઓનાં ખાતાં તથા પાણીને વારંવાર "અભડ છેટ" થઈ પડતી હતી. ફર્સ્ટ ક્લાસમાં જનારને એવી અડચણ કે પિડાનો દસમો હિસ્સો પણ ખમવો પડતો નથી.

## ૫. ઇંગ્લંડમાં પ્રવાસ કરવાથી લાભ.

ADVANTAGES OF VISITING ENGLAND

ઇસવી સન ૧૮૫૨ માં બુદ્ધિવર્ધક સભા આગળ મેં દેશાટણનો નિબંધ વાંચ્યો હતો અને જે નિબંધ સભાએ છપાવી પ્રગટ કર્યો હતો તે નિબંધમાં દેશાટણના લાભ દેખાડવાની મેં તજવીજ કરી હતી. હાલ એ વિષે મારી ખાતરજમા થઇછે કે હરએક માણસ હરએક વસ્તુનો જાતે અનુભવ મેળવ્યા વગર તેની ખરી ખૂબી જાણી શકતો નથી; અને ખરી ખૂબી જાણ્યા વગર તે ખૂબીનું વર્ણન કરે અથવા તેના લાભ દેખાડવા જાય તો તે કામ ઘટતી રીતે તે કરી શકતો નથી.

મેં પ્રથમ કહ્યું કે જોવાથી જે સંતોષ ઉપજેછે તેનું વર્ણન થઈ શકતું નથી. જોનારનાં મનમાં પેહેલ વેહેલી એટલી તો વાત આવ્યા વગર રેહેતી નથી કે જે કોઈ માણસે આ પૃથ્વી ઉપર અવતાર ધારણ કરીને પોતાની જીંદગીમાં આવો દેશ જોયો નથી તેણે કંઈજ જોયું નથી એમ સમજવું. "કુવામાંનો કાચબો આખું જગત કુવાનેજ જાણેછે; તે બચારાને બાહર શું છે તેની ખબર હોતી નથી." આપણા દેશીઓ કુવામાંના કાચબાની પેઠે પોતાના દેશને આખું જગત જાણીને બેસી રેહેશે ત્યાંસુધી તેઓને ખબર પડશે નહી, કે આપણો દેશ, વિદ્યાહુન્નરમાં ને કળાકૌશલ્યમાં તથા બધી જાતના સુધારામાં ને વધારામાં કેટલો પાછળ પડી ગયેછે. જેઓને ઈશ્વરે નાણાંની મેહેર કરીછે તેઓને તો અવ-

શ્ય કરીને ઘટેછે કે પોતાની જીંદગીમાં એક વખત પણ સુધરેલા દેશમાં પ્રવાસ કરીને જ્ઞાન અને સંતોષ મેળવવાં.

રે ! એક સુંદર અને છક્ક થઈ જઇએ એવો ને કોઈ દાહાડે નજરે ન ભાળીએ તેવો દેખાવ આપણી આંખ આગળથી ચાલ્યો જતો હોય તો એવો કોણ અભાગ્યો હશે કે તે વખતે પોતાની આંખ બંધ રાખશે? એવે વખતે તમારી આંખ આડો કોઈ હાથ દેવા આવશે તો તે શું તમે ખમી શકશો? તો તેવા સેંકડો અને હજારો છક્ક થઈ જઇએ એવા દેખાવો જેનો ખ્યાલ સ્વપનામાં પણ લાવી શકાય નહી અને જેની ખરી ખૂબીનું વર્ણન થઈ શકે નહી તે જોવાની જીજ્ઞાસા થોડી હોવી જોઇયે? હું કંઇ તમને લલચાવવા લખતો નથી પણ ત્યાં જઈ આવેલા આપણા દેશી ભાઇઓ તે વિષે તમારી ખાતરી કરી આપશે.

વિદ્યાહુન્નર સંબંધી લાભ.—સુધરેલા દેશમાં મુસાફરી કરવી એ ઉંચી કેળવણીનો મુખ્ય અને અગત્યનો ભાગ છે અને તે વગર કેળવણી અધુરી ગણાયછે. જે શેંકડો અને હજારો ચીજો વિષે વાંચવામાં અને સાંભળવામાં આવે તેમનું નજરે જોયા વગર ખરૂં જ્ઞાન થતું નથી; તે બધી ચીજો અથવા તેમાનો મોટો ભાગ એ દેશમાં નજરે પડેછે અને તેનું ખરૂં જ્ઞાન થાયછે. કેટલીએક વસ્તુ જે મારાં વાંચવામાં અને સાંભળવામાં આવી હતી તેમનાં સ્વરૂપ વિષે અલ્પ બુદ્ધિ વડે મારાં મનમાં મેં પ્રથમ ખ્યાલ બાંધ્યો હતો તે કેટલો ખોટો હતો એ વાત નજરે જોયાથી સાબીત થઈછે. સુધરેલા દેશમાં પ્રવાસ કર્યાથી ત્યાંના લોકો વિદ્યાહુન્નરમાં કેટલા આગળ વધ્યાછે તેનું ખરૂં ચિત્ર નજરે પડેછે. એ દેશ નજરે જોયા વગર કોઈ પણ પુરૂષને ખરો વિચાર આવશે નહી કે આપણો દેશ અને આપણે પોતે કેટલા પાછળ રહી ગયા છઇએ.

મારો તો એવોજ વિચાર છે કે રેના પ્રતાપથી આપણી સઘળી આબાદી છતાં ને સુધારાની મોટી મોટી વાતો છતાં ને મુંબઇમાં કેટલીક જાતનાં કારખાનાં ને કંપનીયો છતાં અને મુંબઇની રોણકમાં થતો ફેરફાર છતાં આપણે સુધરેલા જમાનામાં અને સુધારાની દોડમાં દર વરસે વધારે અને વધારે પાછળ પડતા જઇએ છઇએ. એકતો તેઓ

આપણને પાછળ મુકી બહુ આગળ વધી ગયાતો છેજ ને વળી રેલવેના જેવી ઝડપથી દર વરસ આગળ વધતા જાયછે ને આપણે તથા આપણો દેશ બગડના આગરમા હડસેલાતા ને નફા ખાતા "નવ દાહાડે અઢી કોસ" આગળ વધીએ છઇએ. જ્યાંસુધી વિદ્યાહુન્નર તથા કળાકૌશલ્યના રસ્તા ઉપર રેલવેની સડક બાંધીને આપણી દોડ ને ઝડપ વધારશુ નહી ત્યાંસુધી આપણે દર વરસે વધારે ને વધારે પાછળ પડતા જઈશુ.

આપણા દેશનો હુન્નર કેવી સ્થિતિમા આવી પડયોછે તે સહુ કોઈ જાણેછે. એક ઝીણી સોઈ કે હાથણીથી પેહેરવાના લુગડા સુધી અને આપણા ખપમા આવતી ઘણુંકરીને બધી વસ્તુ માટે આપણે ઇંગ્લંડ અને બીજા સુધરેલા દેશો ઉપર આપણો આધાર રાખી બેસી રહીએ અને આપણા દેશમાથી હુન્નરનો દાહાડે દાહાડે નાશ થતો જાયછે ઈશ્વરે ખોહોળે હાથે આ દેશ ઉપર બીનાલેહેર કરીછે અને આ દેશને મહા ફળવંત બનાવ્યોછે તેથી, અને માયાળુ ઇંગ્રેજ સરકારના અમલમા આ દેશ આવ્યોછે તેથી, રોજગાર અને પઈસાની બાબદમા આપણી સ્થિતિ સુધરીછે, પરંતુ ઈશ્વરની મદદ સાથે આપણી પોતાની તરફનો ઉદ્યમ થવો અને વધવો જોઇએ

ઇંગ્લંડનો એક કારીગર હમેશ વિચારમા ને વિચારમા રેહેછે કે કંઈ નવી યુકતી કે નવી બનાવટ શોધી કાહાડુ, નહિતો મારો પડોશી મને હરાવીને આગળ વધી જશે, એવો મમત અને ચરસ ત્યાંનો દરએક કારીગર રાખેછે, ને દર વરસે સેંકડો કારીગરો નવી બનાવટ શોધી કાહાડી પેટંટ (એટલે એ માલ બીજો કોઈ બનાવી શકે નહી તેવી મતલબનો સરકારી પટો) મેળવેછે અને લાખો રુપિયા પેદા કરેછે. રે! એવી સરસાસરસી ને ચરસાચરસી આપણા દેશના કારિગર ક્યારે કરશે? પ્રથમ તો આપણા કારિગરોએ જાણવુ જોઇએ કે યુરોપના લોક હુન્નરમા કેવા ને કેટલા આગળ વધ્યાછે ને તેઓએ કેટલી નવી યુકતી અને નવી કળા દાખલ કરીછે. એ બધુ નજરે જોયા વિના તેઓને ક્યાથી સુઝ પડે? શુ આપણા દેશના કારિગરોમા બુદ્ધિબળ થોડુ છે? ના, છેતો ઘણુ, પણ તે કેળવવુ જોઇએ જેમ એક અમુલ્ય હીરો ધુળમા પડ્યા ઢંકાઈ રહે

છે તેમ વગર કેળવાયલા કસબીઓ આપણા દેશના ખુણા ખપટામાં ઢંકાઈ ગયાછે અને તેઓની બુદ્ધિ ઉપર કાટનો પોપડો બંધાઈ ગયોછે.

શું તેઓને માટે અને આપણા દેશનો દટાઈ ગયેલો હુનર સજીવન કરવાને માટે કંઈપણ તજવીજ નહી થશે? આપણા દેશનો કોઈ ધાનતદાર અને ઉદ્યોગી કારીગર અથવા વીદ્યાર્થી હરકોઈ જાતનો હુનર અથવા હરએક વિદ્યા શીખવાને સુધરેલા દેશમાં જવા ઇચ્છતો હોય તો તેને થોડે વ્યાજે જરૂરનું નાણું ધીરવું એવી મતલબથી એક કંપની ઉભી કરવાની મુંબઈમાં ગોઠવણ થઈ હતી. પણ એ કામ પડી ભાગ્યું હોય એમ લાગેછે. તે પાછું ઉભું કરવું જોઇએ. એ કામમાં પારસી, હિંદુ તથા મુસલમાનોએ સામેલ થવું જોઇએ. જેઓની આગેવાની તથા મેહેનતથી એ ઉંચી મતલબનું કામ પાર પડશે તેઓનો આ દેશ અને દેશીઓની ઉપર મોટો ઉપકાર રહી જશે.

સંસારી બાબદમાં લાભ.—સુધરેલા દેશમાં આવજાવ કરવાથી ને ત્યાંના લોકોના સંબંધમાં આવ્યાથી આપણી સંસારી હાલતમાં જેટલો સેહેલાઇથી સુધારો થઈ શકશે તેવો બીજા ઉપાયથી થવાને ઘણો વિલંબ લાગશે. માત્ર ઉપદેશથીજ લોકોની ચાલુ રૂઢીમાં ફેરફાર થવો બહુ કઠણ છે. એકબીજાને જોઇને દેખાદેખીથી જેવો સુધારો થઈ શકેછે તેવો બીજી રીતે થતો નથી. "સંગત તેવી બુદ્ધિ" એ કેહેવત ખોટી નથી ને સુધરેલાઓની સંગતથી સુધારો અને બગડેલાઓની સંગતથી બગાડો થાયછે; આ વાત કોઇથી નામંજુર થઈ શકશે નહી.

જુઓ દેખાદેખીથી ખેમાલમ રીતે આપણા તથા આપણી બાએડીઓના પેરવેશમાં કેવો ફેરફાર થવા માંડ્યોછે? જેઓ મોજાં અને બૂટને ધિક્કારતા હતા તેઓ પોતે પેહેરવા લાગ્યાછે. જાડાં અને બેડોળ ઘરેણાં ઉપરથી ઝીણાં અને થોડાં વજનનાં ઘરેણાં દાખલ થવાં માંડ્યાંછે; એ બધું શાથી? કકાભાઇએ મોજાં પેહેર્યાં તો થોડા દિવસ લોકો તેની ચરચા કરી બેસી રહ્યા તો હવે ખાખાભાઈ શામાટે તેમ ન કરે? એમ એકબીજાને જોઇને હરએક સારૂં કે નઠારૂં કામ જેમ સેહેલાઇથી થઈ શકેછે તેમ બીજી રીતે થઈ શકતું નથી.

આપણા કેટલાક નઠારા રેવાજ એ સુધરેલા દેશના સુધરેલા લોકોમાં સુદલ જોવામાં આવતા નથી. તેથી તેઓની સંસારી હાલત આપણા કરતાં કેટલી ચહડતી છે એ તરત માલમ પડી આવેછે. એ સ્વતંત્ર ભૂમીની સ્વતંત્ર હવાનો એક વખત સ્વાસ લીધા પછી વેહેમરૂપી રૂડીના બંધમાંથી છુટા થવાનો સ્વભાવિક જોરસો છુટેછે. આખી પૃથ્વીમાં ઇંગ્લંડની ભૂમી સ્વતંત્રપણાંને માટે પ્રસિદ્ધ છે અને ત્યાંની સ્વતંત્ર હવાનો એક વખત દમ લીધો એટલે આપણા મન ઉપર જ્ઞાતના કેદખાનાંમાંથી છુટવાનો તરત વિચાર આવેછે. મારા એક મિત્રનો પુત્ર જે મુંબઈમિંથી પોતાના પિતા સાથે સેજ વાત કરવાને ડર ખાતો હતો તે સુધારા સંબંધી પોતાના વિચાર પિતા ભણી માનપૂર્વક પણ હિંમતથી જણાવેછે:—

" ખાલી મનસુબા કરવાની હાલતમાં આપણા દેશીઓ ક્યાંસુધી
" રેહેશે? મારી ન્યાતે વિષે ક્યાંસુધી ભાષણ કર્યા કરશે? ને કરવું
" તો કાંઈજ નહી. પિતાજી આ વિચાર હું આપું છઉં તેમાં તમે મને
" બહુ હિંમતવાન્ ગણશો ના. ખરી હિંમત શું છે ને તે કેમ વાપરવી
" તે મને ઇંગ્લંડે શીખવ્યુંછે. હું કબુલ કરૂં છઉં કે મારી બધી હિંમ-
" તને માટે હું જેટલો ઇંગ્લંડનો આભારી થયો છઉં તેટલોજ તમારો
" આભારી છઉં. કેટલા થોડા જુવાનોને તમારા જેવા પિતા હશે?
" પણ પિતાજી આટલી વાત ધ્યાનમાં રાખશો કે-પિતા લેખે તમે જેમ
" મને લાભ કીધેછે તેમ મારી બેહેનોને વિષે તેમના પિતા લેખે તમે
" શું (લાભ) કરવાની ધારણા રાખોછો?"

સોળ વરસની વયનો જુવાન પુત્ર પોતાના પિતા આગળ મુંબઇમાં એક સાધારણ વાત કરવાની બ્હીક રાખે તે જુવાનનાં મન ઉપર ઇંગ્લંડની સ્વતંત્ર હવાએ થોડા મહિનામાં કેટલો ફેરફાર કરી નાખ્યો તે ઉપલા થોડા વાક્ય ઉપરથી માલમ પડશે. આવા સ્વતંત્ર વિચાર ઉત્પન્ન થાય એમાં કંઈ નવાઈ નથી. આપણે જેટલી સંસારી ખામિયો વિષે નિસાસા મુકીયે છઇએ ને આવતાં મારીએ છઇએ તેમાંની ઘણી ખામીનો ભાગ સુધરેલા લોકોના સંબંધમાં વધારે ને વધારે આવ્યાથી.

તેમ સુધરેલા દેશોમાં પણ કેટલાએક નઠારા ને ઠગારા વગેરે પણ તેવા લોકથી વેગળા રેહેવા વિષે પ્રથમથીજ સાવચેતી રાખવી જોઇએ.

રાજ પ્રકરણની બાબદમાં લાભ.—આપણી ઉપર અમલ કરનાર દેશમાં પ્રવાસ કરવાથી અને એ દેશના લોકો સાથ વધારે સંબંધમાં આવ્યાથી રાજ પ્રકરણની બાબદમાં આપણને ઘણો લાભ થયા વગર રેહેશે નહી. આપણને તથા આપણા દેશને કઈ કઈ વાતની જરૂર છે તથા કઈ કઈ બાબદમાં આપણી ઉપર બેઇનસાફી ગુજરેછે તથા આપણા હકને નુકસાની પોહોંચેછે એ વિષે એ દેશના લોકોને પૂરી ખબર નથી. તેટલામાટે ત્યાંના લોકોના સંબંધમાં વધારે આવ્યાથી તેઓ આપણી હાલતથી વધારે વાકેફ થતા જશે ને તે ઉપર તેઓ ધ્યાન આપ્યા વિના રેહેશે નહી.

ઈંગ્લંડની વસ્તીનો મોટો ભાગ આપણા દેશ વિષે તથા આપણા દેશીઓ વિષે અજાણ્યા અને બેદરકાર છે તેનું મુખ્ય કારણ એટલુંજ છે કે આપણા લોકો એઓના સંબંધમાં સારીપેઠે આવ્યા નથી. તેઓના સંબંધમાં વધારે આવ્યા વગર તેઓ વચ્ચે ને આપણા દેશીઓ વચ્ચે પરસ્પર પ્રીતિ લાગશે નહી તથા આપણે એકબીજાને સારી પેઠે ઓળખી શકશું નહી. અને તેમ ન થાય ત્યાંસુધી એ દેશની વસ્તીનો મોટો ભાગ આપણા દેશ વિષે બેદરકાર રેહે એમાં કાંઈ નવાઈ નથી.

ઇંગ્લંડમધ્યે Association for Promoting the Moral and Social Improvement of India આ નામની મંડળી ઉભી થઇછે ને તે મંડળીનો મુખ્ય હેતુ એ છે કે આપણા દેશની સંસારી તથા નીતિ સંબંધી સ્થિતિમાં સુધારો કરવો. તે મંડળીના એક મુખ્ય અધિકારી હોનરેબલ મી૦ આર્થર કિનાર્ડે રાતની મિજલસમાં મને તથા મારા સ્વર્ગવાસી મિત્ર રાવબાહાદુર રામચંદ્ર બાળકૃષ્ણને બોલાવ્યા હતા ને તે વખતે એ મંડળીના ઘણાખરા અધિકારીઓ પણ હાજર હતા, અને તેઓ આપણા દેશની સ્થિતિ વિષે આપણે મોંહોડેથી કેટલીક વાત સાંભળવાને બહુ આતુર હતા. તેઓએ કહ્યું કે "તમને કઈ કઈ વાતમાં હરકત નડેછે તથા કઈ કઈ બાબદમાં તમે નારાજી છો તથા તમને કઈ કઈ વસ્તુની જરૂર છે એ બધી હકીકત તમારાજ લોકોને મોંહોડે સાંભ-

જવાને અમે વધારે ઇચ્છિએ છઇએ અને તેમાટે તમારા દેશના લોકોનો આવજાવ આ દેશમાં જેમ વધતો જશે તેમ વધારે લાભ થશે."

તે વગેરે હરએક જગ્યાએ ને હરએક મંડળીમાં સદ્‌ગૃહસ્થો સાથે આપણા દેશ સંબંધી વાત કરવાની જોગવાઈ મળેછે ને તેથી ઘણો ફાયદો થાયછે. ઇંગ્રેજ લોકોની મોટી સંખ્યાનો ગુણ એવો છે કે એક વખત જાણવામાં આવ્યું કે ફલાણાં કારણથી ફલાણું દુઃખ તમારી ઉપર પડેછે તો તેનું નિવારણ કરવાને પોતાની તરફથી કંઈ પણ તજવીજ કરશે. ઇંગ્રેજી રાજનીતિનો પાયો રઇયતના વિચાર ઉપર રચાયલોછે અને રઇયતના મોટા ભાગનો વિચાર જે વજણ પકડેછે તે વજણ પ્રમાણે બધું કામ ચાલેછે. એક સારા ને વગવાળા ઇંગ્રેજની ખાતરી થઈ કે તમે જે બાબદ વિષે ફરિયાદ કરોછો તે વાજબી છે તો પછી તેવિષે તે જરૂરની તજવીજ અને મેહેનત કરયા વગર રેહેશે નહી.

આ વિષે હું એક દાખલો આપવાની રજા લઉં છઉં. કરનાટકના નવાબ અઝીમજાહ વિષે તથા મૈસોરના રાજાના હાલના વારસ વિષે ત્યાંહાંના કેટલાએક લોકોની જ્યારે ખાતરી થઈ કે તેમનો દાવો ખરો ને વાજબી છે ત્યારે તેઓએ મેહેનત લીધી અને સભા મેળવીને પાર્લામેંટને અરજી કરી. આપણા દેશી રાજાના હકને માટે ઇંગ્રેજ લોકો અરજી કરવાને બાહાર પડે એ કંઈ નાહાની સુની વાત નથી. મદરાસ તરફથી મુંબઈ આવીને મી૦ પુરષોતમ મુદળીયર કરનાટકના દાવા સંબંધી અરજ ગુજરવાને ઇંગ્લંડ ગયો હતો તેનીજ માત્ર ઉશકેરણીથી એક અરજી તઇયાર થઇ હતી. આ ઉપરથી જણાશે કે આપણા દેશીઓ એઓના સંબંધમાં જેમ વધારે આવશે તેમ વધારે ફાયદો થશે.

વેપારની બાબદમાં લાભ.—વેપારની બાબદમાં એ દેશમાં ગયાથી કેટલો લાભ થાય તેનો પણ વિચાર કરવો જરૂર છે. તે સાથે જે દેશીઓએ હાલ તરત પોતાની પેહેડી ઇંગ્લંડમધ્યે કાહાડીછે તેઓને આપણા દેશી વેપારીઓથી ટેકો મળે તો આપણાજ જાતભાઇઓને અને અંતે આપણાજ દેશને કેટલો લાભ થાય તેપણ જાણવું જાઇએ. ઇંગ્લંડ સાથે આપણા દેશનો વેપાર બહુ વધી પડ્યોછે અને તે ઘટવાને બદલે દાહાડે

દાહાડે વધતો જાયે એમ સર્વનાં માનવામાં આવેછે. એ મુખ્ય વેપાર ચલાવનાર મુખ્યકરીને આપણા દેશીઓ છે અને તેઓ પોતાના આડતિયાઓને દર સેંકડે રાા ટકા હકસાઈ આપેછે; તે હકસાઈની કેટલી મોટી રકમ દર વરસે થાયછે તેનો વિચાર કરવો જરૂર છે. તેટલી મોટી રકમનો મુખ્ય ભાગ આપણા દેશીઓ તરફથી આપણાંજ દેશીઓને મળે તો તેથી આપણા દેશનેજ ઘણો લાભ થાય.

અમેરિકાની લહડાઈ જાગી તે પેહેલાં આપણા દેશથી ઇંગ્લંડખાતે દર વરસે આસરે ૬ લાખ રૂની ગાંસડી ચહડતી હતી. લહડાઈ ચાલુ થયા પછી વધતી વધતી આસરે ૧૮ લાખ ગાંસડી ઇં૦ સ૦ ૧૮૬૪ માં ચહડી હતી. હાલ એ લહડાઈ બંધ પડીછે તોછતાં આ દેશ તરફથી દર વરસે ૮ કે ૧૦ લાખ રૂની ગાંસડીનો ખપ ચાલુ રેહેશે. આટલા બધા રૂની માત્ર હકસાઈજ ગણીએ તો ૧૫ થી ૧૮ લાખ રૂપિયા થાય. હવે એ વેપાર મધ્યે ૦ાાા– વેપાર આપણા દેશીઓ કરેછે.

તેમજ બીજા મુખ્ય માલનો વિચાર કરીએ. અત્રેથી દર વરસ ૩૦ લાખ રૂપિયાની અલસી, સરસવ વગેરે "બી" ચહડેછે; ૩૦ લાખ રૂપિયાની શાળ ચહડેછે; ૫૦ લાખ રૂપિયાની કિંમતનું ઉન ચહડેછે; ૮ લાખ રૂપિયાની કિમતનો હાથીદાંત ચહડેછે; ૪ લાખ રૂપિયા કિંમતની કાફી ચહડેછે; ૩ લાખ રૂપિયા કિમતનો સુરોખાર ચહડેછે; ૩ લાખ કિંમતનો મસાલો ચહડેછે. ને બીજી પરચુરણ ચીજો મળીને રૂ શિવાય બીજો માલ ૧ાા કરોડનો ઇંગ્લંડ તરફ ચહડેછે. તેમાં માત્ર એક કરોડના દેશીઓનો ગણીયે તો તેનીજ હકસાઈ રાા લાખ થાય.

આવક માલમાં મુખ્યકરીને કાપડ આવેછે. એ કાપડ ખરીદ કરનારા ઘણુંકરીને ભાટિયા વેપારીઓ છે. આપણું કાપડ બજાર ભાટિયા તથા વાણિયાઓથી ભરેલું છે. હવે દર વરસે ઇંગ્લંડથી અત્રે ૩ કરોડ રૂપિયાની કિમતનું કાપડ આવેછે તેની હકસાઈ તથા હાફીસ ખરસ્તાની દલાલી ગણીએ તો ૨૨ લાખ રૂપિયા દર વરસે એજ થવા જાય. તે શિવાય દર વરસે સુતર રૂપિયા ૩૦ લાખની કિંમતનું; ત્રાંબુ રૂપિયા ૫૦ લાખની કિંમતનું; પિતલકામ રૂપિયા ૨૫ લાખની કિમતનું; લોઢું

રૂપિયા ૩૦ લાખની કિંમતનું; બીજી ધાતુઓ ૧૧ લાખની કિંમતની; ઉનનું કાપડ ૧૦ લાખ રૂપિયાની કિંમતનું ને બીજો પરચુરણ માલ મળી સુતરાઉ કાપડ શિવાય ૪ કરોડ રૂપિયાનો આસરે ઇંગ્લંડથી મુંબઈ આવેછે. તેનીજ હકસાઈ ગણીયે તો દસ લાખ રૂપિયા દર વરસે થાય.

આ પ્રમાણે આવક તથા જાવક માલ ઉપર ફક્ત હકસાઈ ગણીયે તો દર વરસ ૫૦ થી ૫૫ લાખ રૂપિયાની મોટી રકમ થવા જાયછે તે મધ્યે યુરોપિયન વેપારીઓની તરફથી ઘણુંકરીને ૦)૩ બાદ કરીયે તોપણ ૪૦ થી ૪૫ લાખ રૂપિયા દેશીઓને દર વરસ હકસાઇનીજ લાગેછે. દેશીઓની તરફથી હાલ છ કે સાત પેહેડી ઇંગ્લંડમાં છે તેની જગ્યાએ ૫૦ પેહેડી થાય અને દેશીઓ પોતાનીજ પેહેડીની મારફત પોતાનું કામ ચલાવે તો દરએક પેહેડીને દર વરસે ફક્ત હકસાઈમાંજ એકએક લાખ રૂપિયાની પેદાસ થાય. એ શું આપણા દેશીઓને અને તેથી અંતે આપણા દેશનેજ થોડો લાભ છે? અમેરિકાની લહડાઈ જેવો સમો કોઈજ વાર આવેછે; પણ આ જાયુકની કમાઈ અને માલ ઉપરની મલાઈ પોતાના દેશીઓના પેટમાં ગઈ હોય તો તેઓ કેવા પુષ્ટ થાય? અને અંતે તેટલો આપણાજ દેશની દોલતમાં વધારો થાય કે નહી? આ બાબદ વિષે સારીપેઠે આપણા દેશીઓએ વિચાર કરવો જોઇએ. કંઈ નહી તો આટલુંતો અવસ્ય કરવું જોઇએ કે જે દેશીઓની પેહેડી ઉઘડી હોય તેઓને એ હકસાઇનો મુખ્ય ફાયદો આપવો જોઇએ.

આપણા દેશીઓમાં જાતિ-અભિમાન અથવા સ્વદેશ પ્રીતિનો જુસ્સો હોય તો તેઓ હાલ આવી ઘણીક અગત્યની બાબદમાં બેદરકાર રેહેછે તેમ રેહે નહી. હાલ જાતિ-અભિમાન માત્ર જાતીભેદ રાખવામાં રહ્યુંછે તે ત્યાંથી કાહાડીનાખીને પોતાની જાતનું રૂડું કરવા ઉપર લગાડવું જોઇએ. ઉદ્યોગી, ચંચળ અને ઘાનતદાર દેશી વેપારી હકસાઇના કામમાં કેટલો વધી શકેછે તેનો દાખલો મળી ચુકયોછે. આપણા દેશના સુધારાનાં અને સ્ત્રી કેળવણીના ખા રોપનારાઓ મધ્યેનો એક મુખ્ય ગૃહસ્થ જે આસરે બાર વરસ થયાં ઇંગ્લંડ મધ્યે હકસાઈનું કામ ચલાવે તથા ઇંગ્લંડ મધ્યે પોતાનાં દેશીઓને વેપાર રોજગાર ને હર-

એક મમમા રૂડી સલાહ આપવામા, જરૂરની મદદ કરવામા અને પ્રીતિ
દેખાડવામા પ્રસિદ્ધ થયોછે, તે ગૃહસ્થ ઉદ્યોગ, ચપળતા ને દાનતદારી
વડે કેટલો વધ્યો એ વાત સહુ કોઈના જાણવામા આવીછે પ્રોફેસર
દાદાભાઈ નવરોજજી વિષે હુ લખુ છઉં. ઇંગ્લંડમાંનો વેપારની બા
બતમા સ્નેહ મેળવવા સબબ આ દાખલો સર્વ લોકનો ખાતરી કરી
આપે તેવો છે માટે એ વિષે હુ વધારે બોલતો નથી.

આ ઉપરથી માલમ પડશે કે વેપારની બાબતમા કે રાજપ્રકરણની
બાબતમા, સમાજી બાબતમા કે વિદ્યા હુન્નરની બાબતમા ઇંગ્લંડમાંનો
પ્રવાસ કરવાથી આ દેશને અને આ દેશના લોકોને જેવો અને જેટલો
ફાયદો થશે તેવો અને તેટલો ફાયદો બીજે પ્રકારે અથવા બીજી રીતથી
થવો કઠણ છે. આ વિષે હુ જેમ વધારે વિચાર કરી જોઉં છઉં તેમ
મારી વધારે ખાતરી થતી જાયછે કે આ દેશને ચડતી સ્થિતિ ઉપર
લાવવાને તમે અનેક ઉપાય શોધો અને અનેક ઉપાય કરો પણ તેમા
સઘળી રડો, સઉથી મોટો અને સઘળી પાસરો ઉપાય મને એજ સુજેછે
કે જુદીજુદી વળણની જુદીજુદી બુદ્ધિવાળા દેશી ગૃહસ્થોએ આ
સુધરેલા દેશમા જઈને મુસાફરી કરવી અને કોઈએ વિદ્યાના શોધમા
રેહેવુ અને કોઈએ હુન્નરના શોધમા મચવુ, કોઈએ રાજપ્રકરણની
બાબતમા ઉદ્યમ કરવો અને કોઈએ વેપારની બાબતમા પ્રયત્ન ચલાવવો,
કોઈએ ત્યાના લોકોની સમાજી હાલત બારીકીથી તપાસવી અને કોઈએ
એ દેશની પ્રજાના ઉંચા ગુણોનો અભ્યાસ કરવો.

સારાંશ, સુધરેલા દેશમા પ્રવાસ કરવાથી સુધરેલા લોકોની પ્રકૃતી
ને રૂઢી, કળા કુશળતા ને રાજનીતિ એ સહુ જાણવામા આવેછે અને
તેનો મુકાબલો આપણા દેશના લોકોની સ્થિતિ સાથે કરવાને બની આ
વેછે. સુધરેલા દેશોમા આપણા દેશીઓ જ્યારે પ્રવાસ કરવા માડશે
અને તે દેશો સાથે આવજાવ કરવાનો સબંધ જ્યારે વધારશે ત્યારેજ
આપણા દેશમા ચેતના અથવા જીવ આવશે, ત્યારેજ ખરી જાગૃતી
જણાશે, ત્યારેજ ખોટ મારી ગયલી ઇંદ્રીઓ સબકી ઉઠશે, ત્યારેજ
મરતી બેઠી વધારેવાર પેંઢી રાખવાને હામ ઉપજશે, ને ત્યારેજ

સુધરેલા જમાનામાં અને સુધરેલા જમાનાની દોડમાં આપણે દેશ કેટલો પાછળ રહી ગયોછે તેનું ખરૂં ભાન અને ખરૂં જ્ઞાન થશે.

## ૬. અસલના હિંદુઓમાં પ્રવાસકરવાનો ચાલ.

FOREIGN TRAVEL AMONG THE ANCIENT HINDUS

હવે આ બધા લાભ મેળવવાને આપણા દેશીઓ તેમાં અગત્ય કરીને હિંદુઓ ક્યાંસુધી પાછળ રહેશે? અટક નદી અથવા હિંદુસ્તાન છોડીને બાહારના દેશમાં જવાને જેઓ હરકત સમજેછે તેઓએ પ્રથમ તપાસવું જોઇએ કે પાસના અને દૂરના દેશોમાં મુસાફરી કરવાનો ચાલ પ્રાચીનકાળના હિંદુઓમાં હતો કે નહી? પ્રાચીનકાળના હિંદુઓ ઘણા સુધરેલા કહેવાતા હતા તેઓમાં દેશાટણનો ચાલ નહી હશે એમ કોઇ હિંમતથી કહી શકશે નહી. અસલના વખતમાં મુસાફરી કરવાને જોઇએ તેના સાધન ન હોવા છતાં એ ચાલ સાધારણ હશે એમ માનવાને ઘણા કારણો છે. આ વિષે કેટલાક લખેલા ઇતિહાસમાથી મળી શકેછે તે હું અત્રે પ્રગટ કરૂં છઉં.*

૧ ઇસવી સનની ૭૬ વરસની અગાઉ એટલે આજ ૧૯૪૩ વરસ ઉપર હિંદુઓ જાવામા ગયા હતા અને ત્યા પોતાનો શક બેસાડ્યો હતો એવો લેખ છે. વળી તેની નામેતીમાં એ દેશમધ્યે સંસ્કૃત ભાષામાં લખાયલા જુના પુસ્તકો તથા કાવ્ય જોવામાં આવેછે તથા એ દેશમાં પડી ભાગેલા હિંદુઓનાં જુનાં મંદીરો છે.

૨ તેમજ વળી જાવાની પૂર્વ દિશાયે "બાલી" બેટ છે ત્યાં અસલથીજ હિંદુઓની વસ્તી છે અને હાલ પણ ત્યાં હિંદુ દેવની પુજાપાત્રી થાયછે તથા સતી થવાની રીત અસલથી ત્યાં ચાલુ છે.

૩ વળી રામચંદ્રજીના પ્રપિતા રઘુરાજા, પારસી એટલે ઇરાન દેશ ઉપર, યુદ્ધ કરવાને ગયા હતા એ વિષે રઘુવંશ નામનાં પ્રખ્યાત સંસ્કૃત કાવ્યમા લખ્યુંછે. એ કાવ્ય ભોજ રાજાની દરબારમાં પ્રસિદ્ધ થયલા કવી કાળીદાસ જેનું શકુંતલા નાટક વિખ્યાત પામ્યુંછે એણે રચ્યું હતું.

* Asiatic Researches.

૪ ઝર્કસીસ નામના ઇરાણના રાજાએ યુનાન દેશ ઉપર ૨૩૪૭ વરસની વાત ઉપર સ્વારી કરી ત્યારે તેનાં લસ્કરમાં હિંદુસ્તાનના કેટલાક નામીચા હિંદુ સરદારો હતા.

૫ (કાર્થેજના) આસડ્રુબાલ અને હાનીબાલના લશ્કરમાં હિંદુસ્તાનથી ગયલા-હાથી તથા હિંદુ શિપાઇઓ હતા.

૬ શીકંદર બાદશાહ જ્યારે પોરસના રાજાનો પરાજય કરીને ઇરાણને રસ્તે પોતાના દેશ યુનાનમાં જવા નિકલ્યો ત્યારે તેની સાથે "કલેનસ" નામે એક હિંદુ જોગી હતો તથા બીજા કેટલાક હિંદુ સરદારો પોતાનાં બાઈડી છોકરાં સહિત હતાં. કેતુ નામનો હિંદુ સરદાર તેના લશ્કરમાં હતો; તે મરણ પામ્યો એટલે તેની બે સ્ત્રી સતી થવાને તઇયાર થઈ. તેમધેની એક સ્ત્રીને બાદશાહે રજા આપી અને બીજીને ન આપી; કેમકે તે સ્ત્રી ગર્ભવંત હતી.

૭ પોરસ રાજાએ તથા દક્ષિણના પાંડ્ય રાજાએ પોત પોતાની તરફેના વકીલોને રોમ દેશના આગસ્ટસ શેહનશાહ પાસે મોકલ્યા હતા, તેઓ હિંદુ હતા અને ઠેઠ સ્પેન દેશ શુધી ગયા હતા એવો લેખ છે. તેમની સાથે "બ્રુગુ ગોશાક" જેને હાલ આપણે ભરૂચ કહીયે છઇએ ત્યાંનો એક વિદ્વાન્ બ્રાહ્મણ પણ ગયો હતો.

૮ સેવરસ નામનો એક રોમન સિકંદરીયા મધ્યે પોતાના ઘડપણના દિવસ કાહાડવા ગયો હતો તેને મોટો વિદ્વાન જાણીને હિંદુસ્તાનના કેટલાક વિદ્વાન બ્રાહ્મણો મળવા ગયા હતા અને તેમનો તેણે સારો આદર સત્કાર કર્યો હતો એવો પણ લેખ છે.

૯ સુષેણાચાર્યે રૂમ દેશમાં જઇને ત્યાં સિદ્ધાંત જાણનાર મ્લેચ્છ પાસેથી મ્લેચ્છ સિદ્ધાંત શિખીને રોમી સિદ્ધાંત રચ્યોછે. આ વાત જ્યોતિષ્ય લોકોમાં પ્રસિદ્ધ છે.

૧૦ રોમ, ગ્રીસ, કાર્થેજ વગેરે બાહારના દેશોના લોકો સાથે હિંદુ લોકોનો વેહેવાર સુમારે બારસો વરસ સુધી એકસરખી રીતે ચાલ્યો હતો એ વાત ઘણાક દાખલા ઉપરથી સિદ્ધ થઇ શકેછે.

## ૭. આ ચાલ પાછળથી બંધથયો તેનાં કારણ.

CAUSES OF PROHIBITION IN LATTER AGES

હવે તમે પુછશો કે એ ચાલ પાછળથી કેમ બંધપડ્યો તો તેનો ખોલાસો થઇ શકશે. તાતાર અને અફગાન દેશો તરફથી મુસલમાન લોકોનાં ટોળે ટોળાં આપણા દેશ ઉપર ઉતરી પડ્યાં ને હલ્લા કરવા મંડ્યાં ત્યારે સહુ પોતાનાં કુટુંબ ને ઘરબારનો બચાવ કરવાને રોકાયા અને પારકા દેશમાં જતાં અટકી પડ્યા. વળી મુસલમાનોએ જબરદસ્તીથી વટલાવવાની કોશેસ કરી હતી તેથી વધારે ત્રાસ ઉપજ્યો કે બાહાર ગામમાં એવા લોકો આપણને વટલાવ્યા વગર રેહેશે નહી. એવી દિશા અને એવો સમો જોઇને તેઓએ રૂઢી બાંધી હોય કે અટક નદી છોડીને જવું નહી, પણ ત્યાં અટકી રેહેવું તો તે અનુમાન કંઇ પાયા વગરનું ગણાશે નહી. તે વખતની રૂઢી ધર્મની ઢાલ થઈ હોય, પણ હાલના વખતમાં તો તે આપણી બેડી થઇ પડીછે.

## ૮. આ બંધપડેલો ચાલ પાછો ચાલુથયો.

THE PROHIBITION HAS BEEN DISREGARDED.

હાલ આપણા લોકો ક્યાંસુધી જઇ આવ્યાછે ને જાયછે તેવિષે હવે આપણે થોડો વિચાર કરીએ. મુસલમાનોનાં હલ્લા થયા પછી તથા મુસલમાનની તાબેદારીમાં આવ્યા પછી હિંદુઓની સાહસિક ઇંદ્રી નબહુર પામી ગઈ અને તેઓમાંથી મુસાફરીનો શોખ નિકળી ગયો તે પાછો જાગૃત થયો નથી અને જવાને અર્થે ધર્મનું ઓઠું નહી હત તો પોતાનાજ દેશમાં પણ એક ઠેકાણેથી બીજે ઠેકાણે પ્રવાસ કરવા નિસરત નહી. પણ કેટલાએક દાખલા મળી આવશે કે માત્ર મુસાફરીના શોખનેજ ખાતર કેટલાક હિંદુઓ ઘણા દૂર દેશોમાં હમણાના વખતમાં પણ જઇ આવ્યાછે. આવકનો એક જતી ઠેઠ કૉનસ્ટાંટિનોપલ અથવા ઇસ્તંબોલ સુધી જઇ આવ્યોછે અને તેણે પોતાની મુસાફરીનું વર્ણન લખ્યુંછે. આસરે ૧૦૦ થી વધારે વરસની વાત ઉપર એક જોગી યુરોપમાં મુસા-

ફરી કરવા ગયો હતો, તેનું નામ પુરાણપૂરી હતું. તેની થોડીક હકીકત તા૦ ૧૭ મી એપ્રિલ સન ૧૮૫૯ નાં સત્યપ્રકાશમાં એક ઇંગ્રેજી ગ્રંથ ઉપરથી મેં લખી હતી તે હું અગત્યની જાણીને અત્રે ટાંકું છઉં.

"પુરાણપૂરી નામનો હિંદુઓની રજપુત જાતનો એક મોટો સન્યાસી હતો. તે (આસરે ૧૦૦ વરસની વાત ઉપર, આ દેશમાં પ્રવાસ કસ્યા પછી) પહેલ વહેલો આફગાનીસ્તાનમાં ગીઝની શેહેરમાં મહમદશાહ અબદલીની ફોજ આગળ જઇ પોહોંચ્યો. ત્યાંથી તે હિરાતને રસ્તે થઇને ખુરાશાનમાં ગયો ને ખુરાશાનમાં થોડા દિવસ રહીને કાસપિયન સમુદ્રને કાંઠે આસ્ત્રાબાદ તરફ આવ્યો. તેણે પોતાની મુસાફરીના હેવાલકંઈકનું માહેબૂ આગલ આપતાં એવું જણાવ્યું કે કાસપિયન સમુદ્રની પશ્ચિમ દિશાએ જવાળામુખી પાહાડ છે જેને ત્યાંના લોકો દાગીસ્થાન કેહેછે. આસ્ત્રાબાદમાં ૧૧ મહિના સુધી રહીને તે આસ્ત્રાખાનમાં જઇ પોહોંચ્યો. તે કેહેછે કે આસ્ત્રાખાન શેહેર એશિયા ખંડના રૂશિયા દેશમાં આવ્યુંછે ત્યાં ઘણા હિંદુઓ વસેછે.

"આસ્ત્રાખાનથી ૧૮ દાહાડાની મજલ કસ્યા પછી તે યુરોપના રૂશિયામાં જઇ પોહોંચ્યો. રૂશિયાનું અગાઉનું મોટું અને મુખ્ય શેહેર "મૉસ્કો" ત્યાં તે પાંચ દિવસ સુધી રહ્યો. આ ઠેકાણે તેના સાંભળવામાં આવ્યું કે ત્યાંથી એક મહિનાની મંજલે "સેંટ-પીટર્સ-બર્ગ" થઇને એટ્રોપોલ્ જવાયછે. પણ ત્યાંથી તે આગળ ચાલ્યો નહી અને આસ્ત્રાખાન તરફ પાછો ફસ્યો. ત્યાંથી તે ઇરાન તરફ ગયો. ઇરાનનાં મોટાં શેહેરો ઇસ્પાન અને શીરાજમાં તે કેટલાએક દિવસ સુધી રહ્યો. ત્યાં થઇને તે અબુશેર તરફ ઉતસ્યો; અને ત્યાંથી બારેકનાં બેટમાં (?) ગયો. ત્યાંથી ચાલતાં તે બાહારીન નામનાં બેટ આગળ આવી પોહોંચ્યો. તે કેહેછે કે બાહારીનના કોસ્તા ઉપર મોતી ઘણા પાકેછે.

"ત્યાંથી તે બસરા તરફ ગયો. તે જણાવેછે કે બસરામધ્યે હિંદુઓનાં કેટલાએક ઘર છે અને ત્યાં ગોવિંદરાય અને કલ્યાણરાયની મૂર્તિઓ છે. બસરા તરફથી તે મસ્કત ગયો. મસ્કતમાં પણ તે કેહેછે કે ઘણા હિંદુઓ વસેછે. મસ્કતથી તે પાછો હિંદુસ્તાનમાં કચ્છ તરફ આવ્યો.

હિંદુસ્તાનથી તે પાછો તાતાર દેશમાં ગયો. તાતાર દેશનાં મુખ્ય શ્હેર સમરકંદ, બોખારા અને બલ્ખમાં તે કેહેછે કે હિંદુઓ વસેલાછે. તાતાર દેશ તરફથી કાશ્મીર થઇને તે નિપાળના મુલકમાં ગયો ને નિપાળના મુખ્ય શ્હેર કટામાંડુમાં ઘણાએક દિવસ રહ્યો. તીબેટની સરકારે હિંદુસ્તાનના ગવર્નર જેનરલ હેસ્ટિંગ્સને આપવાને વાસ્તે ગર્જ [illegible] લગતો એક કાગળ આ સન્યાસીને આપ્યો. તે કાગળ એ સન્[illegible] ગવર્નર જેનરલને મી૦ એલિયટ તથા બીજાઓની હજુરમાં આપ્યો [illegible] આ પુરાણપુરી બાવો મુંબઇમાં પણ આવ્યો હતો."

આવા કેટલાએક દાખલા માત્ર શોખને ખાતર મુસાફરી ક[illegible] મળી આવશે. એ શિવાય આ દેશમાં લડાઇઓની સમાધાન[illegible] બાદ ઉદ્યમ, રોજગાર અથવા વેપાર કારણે બહુ દૂર અનેક [illegible] આ દેશના હિંદુઓ વસ્યાછે તથા આવજાવ કરેછે. એશિયાખંડના [illegible] ભાગમાં જેટલાં વેપાર ચાલેછે તેનો ચોથો ભાગ માત્ર હિંદુઓજ [illegible] વેછે. વેપાર રોજગારને માટે મુલતાન અને લાહોરથી સેંકડો હિ[illegible] આસ્ત્રાખાનમાં જઇ રહ્યાછે ને ત્યાં એક દેહેરૂં પણ છે. આશરે [illegible] વરસ થયાં ભાટિયા તથા વાણિયા મસ્કત જાયછે ને ત્યાં બે મોટાં [illegible] બાંધ્યાંછે. એમ કેહેછે કે એકમાં શ્રીનાથજી ને બીજામાં શ્રીગો[illegible] યજીની મૂર્તિ છે. ગોવિંદરાયજીની મૂર્તિ પ્રથમ બસરામાં હતી તે ત્ય[illegible] ગડબડ થયાથી મસ્કતમાં લઇ જવામાં આવીછે.

જે વાણિયાઓ આરબસ્તાન સુધી જઇ આવેછે ને જાયછે "બખાઇ" નાં નામથી મશહુર થાયછે. તેઓ પાકી ઉંમર સુધી [illegible] ખાની બેપ" મારીને આવેછે. મસ્કતમાં વાણિયા, બ્રાહ્મણ, ભ[illegible] મળી, આશરે હજારથી બારસો છે તેમાં સારસ્વત બ્રાહ્મણો ગૃહસ્[illegible] માંડીને રહ્યાછે. આદનમાં આશરે ૨૦૦ વાણિયાઓ છે ને ત્યા[illegible] મંદીર પણ છે. સુખાસા, જંગબાર, લામુ તથા મોઝાંબિક આ [illegible] ભાટિયા, વાણિયા આશરે એક હજારથી વધારે હશે. જાવા તરફ [illegible] કેટલાક વાણિયા, ભાટિયા લાંબી મુદતથી આવજાવ કરેછે ને ત્યાં [illegible] વગ્ગ ઉપર વેપાર કરવાની બીક હતી તે ઉપરથી કેહેવતછે કે :—

જે જાય જાવે તે ફરી ન આવે,
આવે તેના પરીયાંનાં પરીયાં ચાવે.

જાપાન સુધી પણ હિંદુઓ ગયાછે. સીંગાપોર તથા મલાઇ કાંઠા ઉપર શેઠ જીવરાજ બાલુ તથા શેઠ ગોવિંદજી વીરજીનાં વાહાણો આવજાવ કરેછે તેમાં ભાટિયા પણ ચઢેછે. ચીન તરફ શેઠ મોતીશાહના મસરા શા૦ તારાચંદ ચીનાઇ આસરે ૬૨ વરસ ઉપર ગયા હતા તે પાછા આવ્યા ત્યારે તેની સાથે શેઠ મોતીશાહએ જાતિ વેહેવાર પ્રથમ કર્યો હતો. સવચંદ જેરામ નામનો એક બીજો વાણિયો આસરે ૨૮ વરસ ઉપર ચીન ગયો હતો. વળી જેશ્રીરામ શીવલાલની પેહેડી તરફથી પણ કેટલાક મારવાડીઓ ત્યાં ગયાછે. શેઠ પુરશોત્તમદાસ હીરાચંદના છોકરાઓની કંપનીની તરફથી એક બ્રમ્હક્ષત્રી પ્રાણજીવન પૂર્ણાનંદ ૧૮૫૯ માં પુખ્ત ઉમરે મુનીમ તરીકે સીંગાપોર ગયા હતા. ત્યારપછી શેઠ કાસમભાઇ નાથાભાઇની તરફથી દામોદર ઇશ્વર નામનો એજ જ્ઞાતનો એક જુવાન પુરૂષ ૧૮૬૦ માં ચીનમાં ગયો હતો. છેલ્લે ડાક્ટર ધીરજરામ દલપતરામ ૧૮૬૨ માં ચીન જઈ આવ્યા હતા.

હિંદુસ્તાન છોડીને હિંદુઓ કઇ કઇ જગ્યાએ જઇ આવ્યા અને જાયછે તે જગ્યાનાં નામની ટીપ મેં કેટલાએક જઇ આવેલા ગૃહસ્થોને મોંહોડેથીજ ઉતારી લીધીછે તે હું અત્રે પ્રગટ કરવાની રજા લઉં છઉં:—

ગુવાદર મક્કલા તાગણુ કેરમાન
ચોબાર મુમ્બા બુશેર આંગોલ
મકરાણ લોઇયા સેના કેપવર્ડ
બંદ્રાબાસ બારબરા લામુ મેદાગાસ્કર
બસરા આદન મુબાસા મોરીસ
બુદબી મસવા મલીંદા બારબોર
મુસંનો હુદીદા જંગબાર સિયામ
હોરમઝ સુમાત્રા પેબા જાવા
મસ્કત જેપાન કીલવા સિંગાપોર
મછીરા કાબુલ વીસુ બુખારા
રાસલખેમા કંદાહાર કોમર તેહેરાન
સોર બલ્ખ મોઝાંબિક આસ્ત્રાખાન
કિસમ ગાબરન સુફાલા શીરાજ.

આ બધી જગ્યા ઉપર હિંદુઓ ગયાછે. એક હિંદુ વેપારી છત્રીસ વરસની વાત ઉપર યુરોપમધ્યે રૂશિયાની રાજધાની સેંટ પીટર્સબર્ગમાં ગયો હતો તે વિષેની હકીકત સરકારી દસ્તાવેજ ઉપરથી જણવામાં આવીછે. એ નર જાતે શીખ હતો ને તેનું નામ રાયબ્રાહ્મણ કરીને હતું. તેનો જ્યારે મરવાનો સમો થયો ત્યારે તેણે પોતાના મિત્ર રામદાસને સેંટપીટર્સ-બર્ગમધ્યે બોલાવ્યો હતો. તેની વિગત મેં તા૦ ૭ મી જુલાઈ સન ૧૮૬૧ ના રાસ્ત ગોફ્તાર તથા સત્ય પ્રકાશમાં લખી હતી તે હું અગત્યની જાણી નીચે પ્રગટ કરૂં છઉં.

"એક શીખ વેપારીની હિમતનો દાખલો પ્રગટ થયોછે. તે આસરે ત્રિસ વરસની વાત ઉપર રૂશિયાની રાજધાની સેંટપીટર્સ-બર્ગમાં જઇને રહ્યો હતો, એમ માલમ પડેછે. આ વાતની સાચાઈ વિષે સરકારી દસ્તાવેજ પુરાવો આપેછે. આ દસ્તાવેજનો સાર "ફ્રેંડ આવ ઇંડિયા" માં પ્રગટ થયોછે તે ઉપરથી માલમ પડેછે કે એ શીખનું નામ રાયબ્રાહ્મણ હતું. તે અસલ પંજાબમધ્યે જંગ પ્રગણામાં રેહેતો હતો. તે ત્રીશ વરસ ઉપર આસ્ત્રાખાનનું શેહેર જોવા માટે ગયો અને આસ્ત્રાખાન થઇને સેંટપીટર્સ-બર્ગમાં આવી રહ્યો અને ત્યાં એક પેહડી કાહડી. તે ધિમેધિમે વેપારમાં બધતો ગયો તે એટલે સુધી કે તેણે આ મુદતમાં પચાસ લાખ રૂપિયાની દોલત મેળવી.

"આ મોટી દોલતનો વારસો આપવા માટે અથવા કાંઈ બીજી મતલબે તેણે પોતાનાં મિત્ર રામદાસ ઉપર જંગ પ્રગણામાં કાગલ લખી મોકલ્યો. તેમાં તેણે લખ્યું કે તમે મારી પાસે આવાને રહો. એ સમે મુબારીક નામના એક મુસલમાન વેપારીએ તેજ શેહેરમાં બે લાખ રૂપિયાની દોલત મેળવી હતી તેણે પણ આઉદમાંથી પોતાના એક મિત્રને બોલાવ્યો હતો. એ બેહુ જણ પોતાના મિત્રોને મળવા જવાને સાથે નિકલ્યા. તેઓ મૉસ્કો શેહેર તરફ જતાં રસ્તામાં લૂટાયા ને કેટલીએક મુસ્કેલીથી સેંટ-પીટર્સ-બર્ગ આવી પોહોંચ્યા. પણ તેમના મિત્રો રાયબ્રાહ્મણ તથા મબારીક એક કે બે મહિના થયા મરણ પામ્યા હતા; અને તેમની દોલત, કોઈ વારસ ન હોવાને લીધે, સરકારને હવાલે થઈ હતી.

"રામદાસે રૂશિયાની દરબારને અરજી કરી તથા પોતાના મિત્રનો કાગલ દેખાડયો; પણ તેને કાહાડી મેલવામાં આવ્યો. તે બિચારો નાઉમેદ તો થયો પણ તેણે શેહેનશાહ પાસે દાદ મેળવવાને ઠરાવ કર્યો. એક દિવસ તે શેહેનશાહના મેહેલ આગળ ઉભો હતો તેવામાં શેહેનશાહની નજર તેની ઉપર પડી. આ પરદેશીનો વિચિત્ર પોશાક ને દેખાવ જોઇને શેહેનશાહે પોતાની હજુર તેને બોલાવ્યો. તેણે પોતાની સર્વ બિના જાહેર કરી અને પોતાના મિત્રના હાથનો લખેલો પત્ર દેખાડ્યો. તેના મુસલમાન મિત્રની પણ આ સમે દાદ પોહોંચી.

"ઈ૦ સ૦ ૧૮૫૬ ની શરૂઆતમાં રૂશિયાની સરકારે ઇંગ્લંડની સરકાર ઉપર એ બેહુ જણ વિષે લખી વાળતાં જણાવ્યુ કે મરનારાઓની દોલત અમારા હાથમાં આવીછે પણ તે દોલતનાં હકદાર વારસ કોણ છે તેની તપાસ કરવી. એ દસ્તાવેજ ઇંગ્લંડની સરકારે હિંદુસ્તાનની સરકાર ઉપર મોકલ્યાં, પણ તેવામાં રામદાસ મરણ પામ્યો.

"હિંદુસ્તાનની સરકાર તરફથી આ બાબદમાં તજવીજ થઈ. મલાઉઅનાં નામનો કંઈ પત્તો મળ્યો નહી. રાયબ્રાહ્મણ વિષે પંજાબ મધ્યે જાણવામાં આવ્યું કે તે જંગ પ્રગણામાથી ૩૦ વરસની વાત ઉપર નિકલ્યો હતો. રામદાસે પોતાનાં મરણની અગાઉ જણાવ્યું હતું કે મારા બે ભાઇઓછે તેમધ્યે એક જંગ પ્રગણામાં અને બીજો અમૃત શેહેરમાં. આ ભાઇઓનો પત્તો મળ્યો, પણ રાયબ્રાહ્મણનો હકદાર વારસ કોણ એ વાત પેલા કાગલ શિવાય માલમ પડી નહી. સર ચાર્લસ ઉડ આ વાત રૂશિયાની સરકારને લખી.જણાવી."

ત્યારપછી રૂશિયાની સરકારે આ બાબદમાં શું કર્યું તે વાત મારાં વાચવામાં કે જાંણવામાં આવી નથી. પણ ઉપર પ્રગટ કરેલા સરકારી દસ્તાવેજના હેવાલ ઉપરથી શક વગર સાબિત થાયછે કે ઈ૦ સ૦ ૧૮૩૦ ને સુમારે રાયબ્રાહ્મણ તથા રામદાસ યુરોપ તરફ રૂશિયામાં ગયા હતા. આ ઉપરથી માલમ પડશે કે સમજુ અને હિંમતવાન વેપારીઓ વેપાર રોજગારને માટે બાહાર પડ્યા અને સમજ તથા હિંમત વગરના ઘરનો ખુણો થાબી બેસી રહ્યા.

## ૯. ઈંગ્લંડ જનાર પેહેલા દેશીઓ.

FIRST NATIVES WHO VISITED ENGLAND

હવે સવાલ એ ઉઠશે કે જ્યારે હિંદુઓ આવા દૂર દેશોમાં જુદે જુદે સમે ગયાછે ત્યારે કોઈ હિંદુઓ ઇંગ્લંડ ગયાછે કે નહી અને ગયાછે તો પેહેલ વેહેલા કોણ ને ક્યાં વરસમાં? આ વિષે જે વાત માગ જાણવામાં આવીછે તે ઉપરથી માલમ પડેછે કે પેહેલ વેહેલો જનાર એક દક્ષણી હિંદુ હતો; તે મુંબઈ ઇલાકામાંથી ગયો હતો અને તેની સાથે એક પારસી પણ હતો. આ વાત પારસી તથા હિંદુ આ બને જાતને અગત્યની તથા ઉપયોગી છે. ઇસ્વી સન ૧૭૮૧ ની શરૂઆતમાં રગુનાથરાવ પેશવાએ પોતાનાં ગરજ વિષે મદદ મેળવવાને પોતાના એક કારભારી હનમંતરાવને ઇંગ્નડ મોકલ્યો હતો ને તેની સાથે કોઈ મણિયાર નામનો પારસી હતો. રગુનાથ પેશવાના વખતમાં આ એક અગત્યનો બનાવ બન્યો હતો. હાનરબલ એડમન બર્કનું વૃતાંત એ નામનાં ઇંગ્રેજી પુસ્તકનાં ત્રીજાં દફતરમધ્યે ૪૬ મેં પાને એડમન્ડ બર્કે રગુનાથરાવ ઉપર લખેલો પત્ર પ્રગટ કરવામાં આવ્યોછે; તે નીચે પ્રમાણે:—

"You set too much value on the few and slight services, *that I have been able to perform for your agent* Hanumant Ráo, and his assistant Maniár Parsi. It was nothing more than a duty one man owed to another. Hanumant Rao has done me the honour of being my guest for a very short time, and I endeavoured to make my place, as convenient as any of us are able to do, for a person so strictly observant as he was, of all the rules and ceremonies of the religion, to which he was born, and to which he strictly conformed, often at the manifest hazard of his life. To this I have been witness. We have, however, Sir, derived one benefit *from the instruction he has given us, relative to your ways* of living, that whenever it shall be thought necessary to send gentoos of a high *caste* to transact any business in this

kingdom, on giving proper notice, and on obtaining proper licence from authority for their coming, we shall be enabled to provide for them in such a manner as greatly to lessen the difficulties in our intercourse and to render as tolerable as possible to them a country, where there are scarcely, six good months in the year. The suffering these gentlemen underwent at first was owing to the ignorance, not unkindness of this nation. I am sorry, Sir, to inform you that I can give you no sort of hope of your ever obtaining the assistance of the troops you require. It is best at once to speak plainly, when it is not in our power to act. Hanumant Ráo is a faithful and an able servant of yours, and Manár Pársi used every exertion to second him. If your affairs have not succeeded to your wishes, it is no fault of theirs."

☞ *To the preceding letter, the following is a foot note —*

"The object of this letter is incomplete, and one that of Ragunáth Ráo to which it is in reply, has not been found amongst Mr Burke's papers The origin of the correspondence appears to be this early in 1781 Hanumant Rao—a Bráhman of high caste, and Manár Pársi, arrived in England as agents of Ragunath Ráo, who had some business to transact with East India Directors and British Government. They were found by Mr Burke under very unpleasant circumstances, occasioned by their peculiar modes of life, and the obligations of their religion, with the attention to strangers for which Mr Burke was so remarkable, he took them down to Beaconsfield and it being summer, gave them up a large green house for their separate use where they prepared their food according to the rules of their *caste*, performed their ablutions, and discharged *such other duties as rites of their religion* and their customs required, and as circumstances permitted. They found great pleasure in Mr and Mrs. Burke's society and where they were visited by many distinguished people whilst they sojourned at Beaconsfield In autumn they set out on their return to India, and on their arrival there, Ragunàth Rao *wrote to thank* Mr *Burke for his kindness to his agents* The fragment of Burke's reply, which is here given was written probably at the end of the year 1782"—*Burke's Life, vol 3rd* P. 46

(આનો અર્થ.)

"તમારા કારભારી હનમંતરાવની તથા તેના હાથ નીચેના માણસ મણિયાર પારસીની મેં કાંઈ સેજમાજ ચાકરી કરી હતી તે તમે ઘણી મોટી વાત સમજોછો. પણ હરએક મનુષ્યનો પોતાના ભાઈબંધ તરફ જે કાંઈ ધર્મ છે તેથી વધારે મેં કાંઈ કર્યું નથી. હનમંતરાવે મારે ત્યાં પરોણા દાખલ રહીને મને ઘણાજ થોડા દિવસ માન આપ્યું અને તેના જેવા બરાબર રીતે જાતીભેદ માનવનાર તથા કર્મકાંડ કરનાર એવા પુરૂષને માટે અમારા લોકોથી બની શકે તેવી રીતે મેં તેને મારી જગ્યામાં ગોઠવણ કરી આપી. તે પોતાનાં કર્મકાંડમાં એટલો તો દૃઢ હતો કે કેટલીક વખત પોતાના જીવની દરકાર કર્યા વગર પોતાનું ષટ્કર્મ કરતો હતો તે મેં મારી નજરે જોયુંછે. પણ ભાઇજી એની પાસથી અમને એક મોટો લાભ થયોછે તે એકે તમારા લોકની રેહેવાની રીતભાત અને છટા કેવી છે તે અમારાં જાણવામાં આવીછે ને તેથી હવે પછી કોઈ ઉંચી ઝાતના પુરૂષને કાંઈ કામ માટે આ દેશમાં મોકલવાની જરૂર પડે તો વખતસર ખબર મળ્યાથી અને સરકાર તરફથી જરૂરનો પરવાનો મેળવીને અમે એવી ગોઠવણ કરી શકશું કે તેથીકરીને અમારા દેશમાં આવનારને જેમ બને તેમ થોડી અડચણ પડે; તથા જે દેશમાં ૬ મહિના બાપગેજ સારા ગુજરેછે તે દેશમાં જેમ બને તેમ થોડી હરકત નડે. આ ગૃહસ્થોને પ્રથમ જે કાંઈ અડચણ ભોગવવી પડી તે અમે (તમારા રેવાજથી) અજાણ્યા તેથીજ કરીને; ને આ દેશની પ્રજાએ તેઓની ખરદાસ ન કરી એમ તમે જાણશો નાં. ભાઇજી, હું તમને જણાવવાને દલગીર છઉં કે તમે લશ્કરની મદદ માગોછો તે કદી મળે એવી હું કોઇપણ પ્રકારે આશા આપી શકતો નથી. જ્યારે હરએક ચીજ કરવાનો ઇલાજ ન હોય ત્યારે તે વિષે ઉઘાડી રીતે બોલી દેવું તેના જેવું બીજું એકે નહી. હનમંતરાવ તમારો ઘણો વિશ્વાસુ અને ચકોર ચાકર છે ને મણિયાર પારસીએ તેને મદદ કરવાને કાંઈ કસર રાખી નથી. તમારી ધારણા મુજબ તમારૂં કામ થયું ન હોય તો તેમાં તેમનો જરાય વાંક નથી."

☞ ગ્રંથકર્તાએ આ પત્ર વિષે ટિકા લખીછે તે નીચે પ્રમાણે:—

"આ પત્રની મતલબ પુરેપુરી નથી અને રઘુનાથરાવનું પત્ર જેના જવાબમા આ લખાયુંછે તે મી૦ બર્કના પત્રો મધ્યેથી મળ્યું નથી. એ પત્રવેહેવાર મારપો તે આ ઉપરથી કે સન ૧૭૮૧ ની શરૂઆતમાં હનમંતરાવ, એક ઉંચી જ્ઞાતનો બ્રાહ્મણ, અને મણિયાર પારસી ઈંગ્લંડ મધ્યે રઘુનાથરાવની તરફથી ઈસ્ટ ઇંડિઆ ડરેક્ટર્સ અને ઇંગ્રેજ સરકાર સાથે કંઇ કામને વાસ્તે આવી પોહોચ્યા હતા. તેઓની રેહેવા વિષેની તરેહેવાર રીતભાત અને ખટકર્મને લીધે તેઓને આપચણ ભોગવતા મી૦ બર્કે જોયા. તે ઉપરથી અને પરદેશીઓ તરફ મોબત દેખાડવાને માટે મી૦ બર્ક પ્રસિદ્ધ હતો તે ઉપરથી તે (એ ગૃહસ્થોને) બિકન્સ ફીલ્ડમા લઈ ગયો અને ઉનાળાની મોસમ હોવાથી એક ફુસાદે બગીચાવાળું ઘર આપ્યું ને તે ઠેકાણે તેઓ પોતાની જાતની રૂઢી પ્રમાણે પોતાની રસોઈ કરતા તથા નિત્ય સ્નાન સંધ્યા કરતા હતા; તથા પોતાના ધર્મ અને રૂઢી પ્રમાણે ખટકર્મ તે જગ્યામા બની આવતું તે પ્રમાણે કરતા હતા. મી૦ બર્ક અને તેની સ્ત્રીના સમાગમમા આવ્યાથી તેઓને મોટી ખુશી ઉપજી હતી અને જ્યાસુધી તેઓ બિકન્સ ફીલ્ડમા રહ્યા હતા ત્યાસુધી તેઓને ઘણાક પ્રખ્યાત પુરૂષો મળવાને આવ્યા હતા. ચોમાસામા તેઓ પાછા હિંદુસ્તાનમા ગયા; અને તેઓ ત્યા જઈ પોહોચ્યા ત્યારે રઘુનાથરાવે મી૦ બર્કની મેહેરબાનીને માટે ઉપકાર પત્ર લખ્યો. મી૦ બર્કે ઘણુંકરીને ઈસવી સન ૧૭૮૨ ની આખેરીએ જવાબ લખ્યો હતો."

આ ઉપરથી કંઈપણ શક વગર સિદ્ધ થાયછે કે ઇગ્લંડમધ્યે પેહેલ વેહેલો દેશી આજ ૮૬ વરસની વાત ઉપર હનમંતરાવ ગયો હતો અને તેને મોકલનાર રઘુનાથરાવ હતો. ત્યારપછી બીજો દેશી કલકતાનો રામમોહનરાય હતો. આ ગૃહસ્થ જેનુ નામ દેશી સુધારકોમા પેહેલે નંબરે મુકવુ જોઇયે તે ઇસ્વી સન ૧૮૩૦ મા વાહણમાં બેસીને કલકતેથી-લીવરપુલ ગયો હતો. તે લીવરપુલથી લંડન તથા ફ્રાન્સ ગયો ને ૧૮૩૩ માં ઇગ્લંડમાંજ મરણ પામ્યો હતો. એ જ્યારે ઇગ્લંડ જવા નિકળ્યો ત્યારે બંગાળાના હિંદુઓમા કેવો ગભરાટ ઉઠી રહ્યો તે નીચેની થોડી લીટી, રામમોહનરાયનુ જન્મ-ચરિત્ર જે ગુજરાતીમાં લખાયુંછે તેમાંથી, ઉતારી લીધીછે તે ઉપરથી જોવામા આવશે.

"રામમોહનરાય યુરોપ એટલે મ્લેચ્છ દેશમાં જનારછે એવી ખબર પડવાથી હિંદુઓમાં બહુ ગભરાટ પેદા થયો. લોકો તેની પરોપકારબુદ્ધિ

અને જીજ્ઞાસાનો વિચાર કરવાને કેવળ અશક્ત, માટે અજ્ઞાત મતવા બધી તે આ મુસાફરી કરવા જાયછે, એવી એવી કલ્પના કરી તેને માઠું માનવા લાગ્યા. પણ જે પુરૂષે તેમના જુલમની સામે હાંક મારી હતી, જે પુરૂષે પોતાની કરેલી મેહેનત ની ફળ જશે એવી એક વખતે ધાસ્તી આપનારી હતી તે અડચણની ઉપર ફતેહ મેળવી હતી, જે પુરૂષે ધર્મ નબળાની સામે યુદ્ધ કરીને તેની ઉપર ફતેહ મેળવી હતી, અને જે પુરૂષે બ્રાહ્મણોના શ્રાપની અને નિંદાની દરકાર ન કરતા તેનો તિરસ્કાર કર્યો હતો, તે પુરૂષને તેનો પક્કો વિચાર પાર પાડવામાં શુ તેના દેશીઓ આગ પોકારથી અટકાવી શકનાર હતા? સન ૧૮૩૦ મા નવેંબર મહિનાની પંદરમી તારીખે રાજા રામમોહનરાય, પોતાના દત્તપુત્ર રાજા રામરાય અને બે ચાકર, રામરત્ન મુકરજી અને રામહોરી મુકરજી એ સહવર્તમાન સ્વદેશ છોડી આલ્બીયન નામનુ વાહાણ, જે લીવરપુલ જવાનુ હતુ તેમા બેસી ચાલતો થયો."

રામમોહનરાય પછી બીજા કેટલાએક બંગાલીઓ ઇંગ્લંડ જઈ આવ્યાછે અને ગયાછે. તેઓ મધ્યે ડાક્ટર ચક્રવર્તીનુ નામ પ્રસિદ્ધ છે. એ ગૃહસ્થે દેશીઓમા વૈદકપણાની સનદ પેહેલવેહેલી ઇંગ્લંડમા મેળવી હતી. આણીગમ મુંબઈ ઇલાકામા હનમતરાવ પછી ઇંગ્લંડ જનાર નડિયાદ ગામનો સામળદાસ દેસાઈ હતો; તે આસરે ૩૫ વરસની વાત ઉપર પોતાના વતનના કામને માટે ઇંગ્લંડ ગયો હતો. ગોવિંદ વિઠલ નામનો એક દક્ષણી બ્રાહ્મણ મુંબઈની હાઈકોર્ટના જડજ મી૦ ટકરની સાથે આજ આસરે ૬ વરસની વાત ઉપર ઇંગ્લંડમા વિદ્યાભ્યાસ કરવા તથા સિવિલ સરવીસ માટે તઈયાર થવા ગયોતો તે મને ત્યા મળ્યો હતો. ત્યારપછી ઇસવી સન ૧૮૬૦ ની શરૂઆતમા ભાઈ મહિપતરામ રૂપરામ જાતે નાગર બ્રાહ્મણ પોતાની સાથે એક બ્રાહ્મણ રસોઇયાને લઈને ગયા હતા. એ ગ્રહસ્થને સરકારી કેળવણીના ડરેક્ટરે ગ્રેટ બ્રીટનની નિશાળોમા કેવી રીતે કેળવણી આપવામા આવેછે તેની રીત જોવાને તથા શીખવાને મોકલ્યા હતા, અને તેઓ એક વરસ રહીને તથા ઇંગ્લંડના કેટલુક વિભાગનો અનુભવ લઈને પાછા આવ્યા હતા

ઇ૦ સ૦ ૧૮૬૩ ના માર્ચ મહિને હું ઇંગ્લંડ ગયો હતો ત્યારે મારીસાથે બીજા ત્રણ હિંદુ સોબતીઓ હતા. એક રાવબાહાદુર રામચંદ્ર બાળકૃષ્ણાજી, બીજો ભાઈ મોરેસ્વર-તે ડાકટર આતમારામ પાંડુરંગનો સોળ વરસની વયનો પુત્ર, ને ત્રીજો મી૦ વાસુદેવ બાબાજી નવરંગે. તે ઉપરાંત અમારી સાથે ચાર બીજાં હિંદુ માણસો હતાં. એક મનોરદાસ રૂપજી નામનો પોરવાર વાણીયો ને બે દક્ષણી બ્રાહ્મણ નામે ભાસ્કર તથા જનારધન અને એક ઘાટી ચાકર નામે ઉમાજી. હું જ્યારે હતો ત્યારે બધા મળીને ૧૮ (અઢાર) હિંદુઓ ઇંગ્લંડમાં હતા. તેમાં ૧૨ ગૃહસ્થ અને ૬ ચાકર:—મુંબઈ તરફના ૮; પંજાબના ૨; કલકતાના ૪; મધરાસના ૩; ને સીલોનનો ૧. એ વગેરે પંજાબના રંજીતસીંગની વિધવા માહરાણી ચંદાકુવર ઇંગ્લંડમાં ચાર વરસ રહી હતી તે હું હતો તેવામાંજ મરણ પામી. તેની સાથે બે હિંદુ કારભારીઓ હતા.

વળી ઇ૦ સ૦ ૧૮૬૫ ની શરૂઆતમાં એટલે હું જઈ આવ્યો પછી આસરે સવા વરસે કાઠીયાવાડ ઇલાકાનો એક ઘોપેલ રજપુત પોતાનાં કામ બાબદ ઇંગ્લંડ ગયો હતો. લીમડા અને લાઠી આ બે ગામોના ભાઇઆતો વચે તેઓના ગ્રાસ સંબંધી તકરાર હતી તે તકરારનો નિવેડો મી૦ લાંગના વખતમાં લીમડા વાળાની તરફ થયો હતો પણ પાછળથી મેજર કીટીંજે એ ઠરાવ કેટલાંક કારણથી રદ કરયો હતો. તેના ચુકાદાથી નારાજી થઇને લીમડાવાળો ભાઈયાત પોતાની સાથે બીજાં બે માણસો લઇને વિલાયત ગયો. તે ઠેઠ ગ્લાસગો સુધી મી૦ લાંગને મળવા સારૂ ગયો હતો. તેની મદદથી ઇંગ્લંડમધ્યે પોતાના લાભમાં ચુકાદો કરાવીને આ હિંમતવાન રજપુત પાછો આવ્યો હતો.

વળી ઇ૦ સ૦ ૧૮૬૬ મા રાજકોટ મધ્યેનો દશા શ્રીમાળી ગ્નાતનો એક વાણીયો ગૃહસ્થ નામે પ્રાગજી ભીમજી એક કછી વેપારીની તરફથી ગયો હતો. તેની સાથે બે માણસો ગયાં હતાં. આ ઉપરથી માલમ પડશે કે હિંમતવાન પુરૂષોને માટે ઇંગ્લંડનો રસ્તો ઉઘડી ચુકયોછે. જેઓ ન્યાતજાતની બીહીક રાખીને ગ્નાત રૂપી સાંકડા બંદીખાનામાં બરાઈ બેસી રહ્યાછે ને જેઓ આ બંધીખાનાંમાથી છુટવાનો ને સ્વતંત્ર

મેળવવાનો જરાય પ્રયત્ન કરતાં નથી પણ એ બંદીખાનામાંજ પોતાની જીંદગીની આખર સુધી પડી રહેવામાં સંતોષ માનેછે તેઓને માટે ઇંગ્લંડનો રસ્તો કદી ઉઘાડો થાય એવી હું આશા રાખતો નથી. જેમ એક લાટ્યુડ નામના બંધીવાનને ઘણા વરસથી સવાસ થઈ ગયલું બંધીખાનું છોડવા ગમ્યું નહી તેમ ન્રાતી રૂપી સાંકડા બંધીખાનાનો જેઓને સવાસ પડી ગયોછે તેમને તે મુકવા ગમતું નથી એમ જણાયછે.

પારસીઓમાં "મણિયાર" પછી ઇ૦ સ૦ ૧૮૦૭ માં ફરામજી દાદાભાઈ ચેમનવાળા ડાકટર બ્રેમનર નામનાં ઇંગ્રેજ સાથે ગયા હતા. ઇ૦ સ૦ ૧૮૨૪ મા કોઈ આર્દેસરનો મેહેરવાન ઇંગ્લંડ ગયો હતો. ત્યારપછી શેઠ કેખસરૂ ફરામજી પાટક આસરે સન ૧૮૩૨ માં અને શેઠ દીનશા ફરદુનજી ૧૮૩૩ માં ગયા હતા. ત્યારપછી પારસી સુધારેકોમાં પ્રખ્યાત અને જેનું નામ પારસી સુધારાની ટીપમાં પેહેલે નંબરે મુકીએ તો તે ઓછું ન કેહેવાય, એ ગૃહસ્થ એટલે શેઠ માણેકજી ખરશેદજી જડજ ઇ૦ સ૦ ૧૮૩૮ માં ઇંગ્લંડ પ્રથમ ગયા હતા. ને તેજ વરસમા તેની પાછળ શેઠ જાંહાંગીર નવરોજજી તથા શેઠ હીરજી મેરવાનજી ગયા હતા. ત્યારપછી ૧૮૩૯ મા શેઠ અરદેશર ખરશેદજી વાહાડીઆ ગયા હતા.

પણ જ્યાંસુધી ત્યાં પારસીઓની તરફથી પેહેડી થઇ ન હતી ત્યાંસુધી ઇંગ્લંડમા પારસીઓનો જાયુક પ્રવાસ થયો નહી હતો. પારસીઓમાં ને વધારે ઓછુ કહીયે તો દેશીઓમાં ઇંગ્લંડમધ્યે પેહેલ વેહેલી પેહેડી ઉઘાડવાનું માન શેઠ કામાજીવાળા ગૃહસ્થોને ઘટે છે કેમકે તેઓએ ઇ૦ સ૦ ૧૮૫૫ માં ઇંગ્લંડમધ્યે પેહેલી પેહેડી ઉઘાડી હતી. આ પેહેડી ઉઘાડવાની આગેવાની મુખ્ય કરીને શેઠ ખુરશેદજી નોસરવાંનજી કામાજીએ તથા પ્રોફેસર દાદાભાઈ નવરોજજીએ કરી હતી. એ પેહેડી ઉઘડયા પછી પારસીઓનો આવજાવ વધ્યોછે અને બીજી વધારે પેહેડીઓ નિકળીછે. તેઓનાં નામની ટીપ અત્રે આપું તો લંબાણ થઈ જાય; પણ તેઓનાં ટોળામાં ને આપણી આખી વસ્તીમાં માન પામેળા હમણાના સર જમશેદજી જીજીભાઈ આસરે ૬ વરસ ઉપર ઇંગ્લંડ ગયા હતા એ બીના તમે જાણતા હશો તેછતાં આ ઠેકાણે નોંધવાજોગ છે.

હાલ ઇંગ્લંડમાં આસરે ૬૫ થી ૭૦ પારસીઓ આકર મહિત છે. ઓ-જ વેપારીઓની તથા કછી વાણીયા વેપારીની પેહેડી નિકલી હતી. પણ ઇ૦ સ૦ ૧૮૬૫ માં ઘણાએક મોટા આસામીઓ મુંબઇમાં અને વિલાયતમાં તૂટી ગયા ત્યારે આ તથા બીજી કેટલીક પારસીઓની પેહેડી વિલાયતમાં બંધ પડી. આ વાત જણાવતાં મને બહુ દલગીરી ઉપજેછે પણ હું આશા રાખું છઉં કે આ ખુટ વેહેલી પુરી પડશે એટલુંજ નહી પણ દેશીઓની પેહેડી હવેપછી ઇંગ્લંડમાં દર વરસ વધતી જશે.

## ૧૦. પ્રવાસ કરવા વિષે ધર્મનાં પ્રમાણ.

RELIGIOUS AUTHORITIES ON FOREIGN TRAVEL.

ધર્મશાસ્ત્ર તથા વ્યાકરણ તથા ન્યાય ઇત્યાદિ વિદ્યામાં પ્રવીણ અને જેને મોટા પંડીત લોકો માન આપેછે એવા જે ભર્તૃહરી તે કેહેછે કે:—

अयं निजः परो वेति गणना लघुचेतसां
उदारचरितानां तु वसुधै व कुटुंबकम् ॥

આનો અર્થ–" આ મારો દેશ અને આ પારકો દેશ એમ ગણવું હલકાં મનવાળા માણસનું હોયછે, ઉદાર મનવાળા પુરૂષ તો સઘળી પૃથ્વીને પોતાનું ઘર જાણેછે*."

વેદ, સ્મૃતી, શાસ્ત્ર, પુરાણ અને ઉપ્પુરાણ આદિ મળીને હિંદુનાં ધર્મ પુસ્તકો ગણાયછે; આ બધાંમાં વેદ શ્રેષ્ટ મનાયછે કેમકે તે સઉથી પ્રાચીન છે. દેશાટણ કરવા વિષે અથવા વાહાણમાં બેસીને સમુદ્ર માર્ગે પ્રવાસ કરવા વિષે વેદમાં કોઇ ઠેકાણે અટકાવ નથી. પણ ઉલટું માલમ પડેછે કે વેદના વખતમાં હિંદુઓ વેપાર અર્થે તથા લહડાઇને અર્થે જતા હતા. ઋગ્વેદનાં પેહેલાં મંડળમાં ૫૬ માં સૂકતમધ્યે બીજી ઋચામાં વેપારીઓ લાભ મેળવાને સમુદ્ર મધ્યે વાહાણમાં બેસીને એકઠા

* Prasthân Chandrikâ.

મળેછે એવો એક દાખલો આપ્યોછે†. વળી ઋગ્વેદનાં પેહેલાં મંડળનાં ૧૧૬ માં સૂક્ત મધ્યેની ત્રીજી અને પાંચમી ઋચામાં કેહેછે કેઃ—

तुग्रोहभुज्युमश्विनादमेघेरयिनकश्चिन्ममृवाँअवाहाः ॥
तमुहथुर्नौभिरात्मन्वतीभिरंतरिक्षप्रुद्भिरपोदकाभिः ॥ ३ ॥

अनारंभणेतदवीरयेथाअनास्थानेअग्रभणेसमुद्रे ॥
यदश्विनाऊहथुर्भुज्युमस्तंशतारित्रांनावमातस्थिवांसं ॥ ५ ॥

( આનો અર્થ )

" એક મરવા પડેલો માણસ જેવી રીતે પોતાની દોલતથી
" છુટો પડેછે તેવી રીતે તુગ્રે પોતાના પુત્ર ભુજ્યુને
" સમુદ્રમાં મોકલ્યો. પણ રે આશ્વીન! તેં તારૂં વાંહાણ સમુદ્રમાં
" ચલાવીને તથા પાણીથી દૂર રાખીને તેને પાછો લાવી આપ્યો.
" માંહાસાગરમધ્યે આશ્રોસવાને કે બેસવાને કે પકડવાને
" કાંઈજ નથી તેમાં રે આશ્વીન! તેં આવું પરાક્રમ કીધું
" કે સો હલેસાંવાળા વાહાણમાં બેસાડીને ભુજ્યુને તેનાં
" પિતાને ઘેર પાછો લાવી આપ્યો†. "

આ ઉપરથી માલમ પડેછે કે વેદના વખતમાં હિંદુઓને જળ માર્ગે એટલે સમુદ્રને રસ્તે દેશાટણ કરવાનો કંઈ અટકાવ ન હતો. પાછળના વખતમાં લહડાઈ અને શત્રુઓને લીધે દ્વીજ એટલે બ્રાહ્મણ, ક્ષત્રી એઓએ જલમાર્ગે દેશાટણ ન કરવું એમ કેટલાએક શાસ્ત્ર તથા પુરાણ લખનારાઓએ નીર્ણય કરયું હશે. પણ હાલ કાંઈ લહડાઈ અથવા જુલમથી વટલાવાવાનો વખત નથી માટે અગાઉના વખતમાં જે ઠરાવ બ્રાહ્મણોએ કર્યો હોય તે હાલના વખતને મુદલ અનુસરતો નથી. કેમકે પ્રાયશ્ચિત અધ્યાયની મિતાક્ષરામાં દેવળ ઋષીનું વચન છે કેઃ—

सिंधुसौवीर सौराष्ट्रां स्तथा प्रत्यंत वासिनः ॥
अंगवंगकलिंगांध्रान् गत्वा संस्कार मर्हति ॥

† Wilson's Rig Veda Sanhitâ, Vol. I. P 152, 306, 307.

આનો અર્થ :—" સિંધુ સૌવીર, સૌરાષ્ટ મ્લેચ્છ દેશ, અંગ વંગ, કલિંગ તથા અન્ધ્ર આ દેશોમાં જવાથી પુન: સંસ્કાર ને યોગ્ય થાયછે*." હવે સિંધ તથા સૌરાષ્ટ તરફ જવાને આવો અટકાવ કહ્યોછે તેછતાં બ્રાહ્મણ, ક્ષત્રી અને બીજી વરણના હિંદુઓ આવજાવ કરેછે. વલભકૂળના મહારાજો સિંધ તરફ અગાઉ જતા નહી હતા અને ભેટ લેવાને પોતાને બદલે સારસ્વત બ્રાહ્મણોને મોકલતા હતા; તેઓ પણ હાલ જવા લાગ્યાછે. સમુદ્રને માર્ગે જનાર બ્રાહ્મણનો સંગ ન કરવો એમ આદિત્ય પુરાણમાં લખેછે:—

द्विजस्याब्धौ तु नौयातुः शोधितस्या प्यसंग्रहः

આનો અર્થ :—" સમુદ્રમાં વાહાણને માર્ગે જનાર બ્રાહ્મણ શુધ થયો તોપણ તેનો સંગ્રહ કરવો નહી*."

પણ હાલ આપણે આથી ઉલટું જોઇયે છઇએ. સમુદ્ર માર્ગે ઘણેએક ઠેકાણે બ્રાહ્મણો આવજાવ કરેછે ને તેઓને એ વિષે કોઈ પુછતું નથી. એમજ થવું જોઇયે; કેમકે જે વખતમાં એ પુરાણમાં લખાયું હશે તે વખતમાં એ ઠરાવ કદાચ સારી મતલબથી થયો હોય પણ તે વખતનો ઠરાવ હમણાના બ્રાહ્મણો બાહાલ રાખવાને બંધાયા નથી. હાલના વખત પ્રમાણે એ ઠરાવ રદ કરવાની જરૂર પડીછે ને જ્યારે સિંધ તથા કાઠીઆવાડ વિષે તથા સમુદ્ર માર્ગ વિષે ઠરાવ રદ કરવામાં આવ્યોછે ત્યારે એ ઠરાવ ઇંગ્લંડ અથવા વિળાયત જવા વિષે મુદલ લાગુ પડી શકતો નથી, એમ ચોકસ ઠરેછે.

ધર્મશાસ્ત્ર પ્રમાણે "બ્રાહ્મણ લોકોએ મ્લેચ્છ લોકોનો એક શબ્દ પણ બોલવો ન જોઇએ. હિંદુ વગર બીજા બધા લોકોને મ્લેચ્છ કહ્યાછે. બ્રાહ્મણ થઇને મ્લેચ્છને અડકે તો તેમાં મોટું પાપ છે, ને તેને નાહાવું જોઇએ. દિવસમાં કેટલોએક વખત કહ્યોછે તે વખતે તો બ્રાહ્મણોએ મ્લેચ્છનું મોંહું પણ જોવું ન જોઇએ. બ્રાહ્મણ થઇને પતિતની ચાકરી કરે તો તે પતિત કેહેવાય. બ્રાહ્મણે તો પતિતની સાથે કંઇપણ સંબંધ કે વેહેવાહર રાખવો ન જોઇએ."

* Prasthan Chandrika

હાલના વખતમાં સરકારની ચાકરી કરનાર કેરના બ્રાહ્મણો નિકળી આવશે? પારસી, મુસલમાન અને અંગ્રેજ એઓ બધા ઉપના વિચાર પ્રમાણે સરકાર કરેછે તેઓની ચાકરીમાં અને તેઓની સાથે સંબંધ રાખનાર આજ ઉંચ જાતના ઘણા હિંદુઓ મળી આવશે. માટે આવી બાબદમાં આગના વખતનો ઠરાવ બિલકુલ લાગુ પડી શકતો નથી, ને લાગુ પાડીએ તો બધી વાતમાં લાગુ પાડવો જોઇએ. ઇંગ્લંડ જવાની બાબદમાં એ ઠરાવ લાગુ પાડીએ તો કાઠીયાવાડ તથા કરાચી જવાને તથા સરકારની ચાકરી કરવાને પણ આ ઠરાવ લાગુ પડવો જોઇએ.

આજે એમ કોણ હિમતથી કહેશે કે હું સરકારની સાથે કઇપણ સંબંધ રાખતો નથી? પણ એ બાબદમાં દાવ કોઇથી વાંધો લઇ શકાતો નથી ત્યારે ઇંગ્લંડ જવાની બાબદમાં બીજા કયા આધાર ઉપરથી વાંધો લઇ શકાશે? જેપુરનો આગળનો રાજા માનસિંગ દેશ જિતવા નિકળ્યો ત્યારે જિતતો જિતતો અટક નદી આગળ આવી પોહોચ્યો; તે જગાએ આ પુસ્તકના પ્રારંભમાં ટાંકેલી સાખી બોલીને પોતે લશ્કર સહિત પાર કાંઠે ઉતર્યો. તે સાખીની મતલબ એજ હતી કે બધી ભૂમી ઇશ્વરે પેદા કરીછે તેમાં અટક કયાં આવી? જેઓના મનમાં અટક રહીછે તેઓજ માત્ર અટકી બેઠાછે ત્યારે અટક આગળ શા માટે અટકવું જોઇયે?

ધર્મ વિષે અડચણ લેનાર ધર્મ શામાંછે તેનો થોડોજ વિચાર કરેછે. માણસનો ધર્મ માણસની સાથેજ રહી શકશે. જ્યાસુધી હરએક માણસ પોતાની ખુશીથી પોતાનો ધર્મ છોડતો નથી ત્યાંસુધી ધર્મ તેને છોડશે નહી. હાલના વખતમાં જાતી ચાલ સાચવવામાં જેમ બને તેમ બાહારથી વધારે સફાઈ અને પતરાજી દેખાડવી એમાંજ ધર્મ રહ્યોછે એમ વગર વિચારના લોકો માનેછે. જેઓ સેજ વાતમાં જુઠું બોલેછે ને સમ ખાયછે તેઓ ધર્મથી ઉતરા ગણાતા નથી. જેઓ ચોરી કરેછે, વ્યભિચાર કરેછે, પોતાના ભાઇબેહેનોની દોલત ખાઇ જાયછે, ગરીબ વિધવાઓને રડાવેછે ને સરકારના મોટા અપરાધમાં આવી કાળે પાણીએ જાય આવેછે તેઓ ધર્મથી ઉતરા ગણાતા નથી, પણ જેઓએ જાતીભેદ સાચવવાને ઉપરની સફાઈ દેખાડી નહી અથવા તેમાં જરા ભૂલ કરી તો

તેમાં તેઓએ મોટું પાપ કર્યું અને તેમાં તેઓ ધર્મથી ઉતરી ચાલ્યા! હાય હાય! આ કેવી રીતની સમજ અને તે કયાંસુધી ચાલશે ?

## ૧૧. પ્રવાસ વિષે જાતીભેદનો વેહેમ.

CASTE-PREJUDICE IN REGARD TO FOREIGN TRAVEL

ચારૂ જાતીભેદ વિષે ખરૂં અભિમાન રાખીને તેઓ આવી સમજ રાખતા હોય તો એક વાત. પણ તેમ કંઈ નથી. તેઓ માત્ર બાહારથી સફાઈ રાખેછે અને મોહોડેથી મોટી મોટી વાતો કરેછે પણ પોતાના વિચાર પ્રમાણે જાતીભેદ પાળતા નથી. આ વિષે હું થોડાજ દાખલા આપી આ બિના બંધ કરૂં છઉં.

(૧) જગનનાથજીમાં પુંજારીઓ ઘણુંકરીને માંશ ખાનાર હોય છે ને તેઓનાં હાથનાં પકવાન ખરી જાતના હિંદુઓને તથા વલભકુળના મહારાજોને પણ ખપેછે, બીજે ઠેકાણે તેમ ખપતું નથી. વળી જગંનાથજીમાં ખરી વરણના હિંદુઓ એકબીજાને અડકીને જમેછે તેમ બીજે ઠેકાણે થયું તો જાતીભેદ તોડ્યો એમ કેહેવાયછે.

(૨) તેલંગા બ્રાહ્મણ તથા દ્રવીડ બ્રાહ્મણ અદ્યાપિ સોમયાગ (યજ્ઞ) કરેછે ને તેમા પશુપ્રાણીયોને હોમીને તેમનો ભક્ષ કરેછે તો તે ચાલેછે ને બીજે ઠેકાણે તેમ થઇ શકતું નથી.

(૩) આખા ગુજરાતમાં શાક્ત એટલે દેવીને માનનારા બ્રાહ્મણો છે તેઓ દેવીની ઉપાસના કરેછે ને દેવીને માંશ મદીરા ચહડાવીને તેનો ભક્ષ પોતે કરેછે. નાગર વગેરે ઉચી જાતના હજારો બ્રાહ્મણ દેવીની ઉપાસના કરનારા આજે આખા ગુજરાતમાં છે તેઓ બાહારથી માંસ મદીરાને ધીકારેછે ને તે પદાર્થો જોઇને સુગાતા હોય એમ દેખાડેછે પણ માહેલ પેરે તેનો હાર કરેછે તો તે ચાલેછે.

(૪) મુંબઇમાં મેશ્રી (વૈષ્ણવ) અને શ્રાવક (જૈન ધર્મ પાળનાર) વાણિયાઓ એકબીજા સાથે જમવા જુઠવાનો વેહેવાર રાખેછે ને એકઠા બેસીને જમેછે પણ ગુજરાતમાં મેશ્રી વાણિયા શ્રાવકનાં ઘરનું પાણી પણ પીતા નથી ને પીયેછે તો જાતીભેદ તોડ્યો એમ કેહેવાયછે.

(૫) કાઠીયાવાડમાં વાણિયાઓ લુગડાં પેહેરીને જમવા બેસેછે ને લુગડાં પેહેરીને ન્યાતનાં જમણમાં પિરસેછે, પણ મુંબઈમાં તેમ કર્યું તો જાતીભેદ તોડ્યો એમ કેહેવાયછે.

(૬) મુંબઈમાં જે કુવામાંથી મુસલમાન અને બીજી વરણ પાણી ભરેછે તે કુવામાંથી વાણિયા બ્રાહ્મણ પાણી કાહાડે અથવા તે પાણીને રસ્તામાં કોઈ અડકે તો તે ચાલેછે પણ તેમ પ્રગણામાં કેટલેએક ઠેકાણે કર્યું તો જાતીભેદ તોડ્યો એમ કેહેવાયછે.

(૭) અમદાવાદમાં ચામડાંની પખાલનું પાણી વાણિયાઓ પીયે તો ચાલેછે; તેમજ આદનમાં ચામડાંની બોખનું પાણી મુસલમાન ભરીને તથા અડકીને ગધેડાં ઉપર લાવે તો તે ચાલેછે ને મુંબઈમાં તેમ કર્યું તો જાતીભેદ તોડ્યો એમ કેહેવાયછે.

(૮) કાઠીયાવાડ મધ્યે પોરબંદર તથા માંગરોલમાં મુસલમાન જે ગાદી ઉપર બેઠા હોય તેજ ગાદી ઉપર વાણિયાઓ કાફી અથવા પાણી પીયે અથવા મુસલમાનના હાથે કસુંબો લેય તો ચાલેછે એમ બીજે ઠેકાણે કીધું તો જાતીભેદ તોડ્યો એમ કેહેવાયછે.

આ થોડા દાખલા ઉપરથી માલમ પડશે કે જાતીભેદ લિયે કંઈ ચોકસ કાયદો અથવા નિયમ નથી. જેવો દેશ, જેવો સમો તેવા પ્રકારનો જાતીભેદ સમજવાયછે.

તેમ વળી એકજ ગામમાં, એકજ ન્યાતનાં લોકો સરખી રીતે જાતીભેદ પાળતા નથી. મુંબઈમધ્યે એક ન્યાતનો આસામી એક રીતે જાતીભેદ પાળેછે તો બીજો બીજી રીતે.

(૧) કકાભાઈ જેટલી વખત જમેછે તેટલી વખત સ્નાન કરેછે પણ તેનીજ ન્યાતના બાપાભાઈ તેમ કરતા નથી તો તે ચાલેછે.

(૨) ગગાભાઈ જો મેઘજી સુખડિયાનાં ઘરની સુખડી લાવીને ખાયછે તો તે ચાલેછે પણ તેજ ન્યાતના નનાભાઈ કેહેછે કે આમાં વટાળ થાયછે ને ધર્મ રેહેતો નથી.

(૩) ચચાભાઈ ફિરંગીના હાથનું અને તેનાં પાણીનું ઓશડ પીયેછે તો તે ચાલેછે પણ છછાભાઈ કેહેછે કે આમાં ધર્મ રેહેતો નથી.

(૪) પપાશેઠ પોતાનાં ઘરમાં ઇંગ્રેજોને બોલાવીને વાઇન વગેરે દારૂ આપેછે તો તે ચાલેછે પણ ફફાશેઠ કેહેછે કે આમાં ધર્મ ડુબેછે.

(૫) બબાશેઠ ટ્રીમ્સ અને રૉજર્સનાં ઘરનું લેમોનેડ અને સોડા વૉટર મંગાવીને પીયે તો તે ચાલેછે પણ ભભાભાઈ કેહેછે કે આમાં તેઓ પોતાનો ધર્મ ડુબાવેછે.

(૬) મમાભાઇ સીરાપુરી, ભજીયાં, મોહનથાળ અને ગગનગાઠિયા પોતાનાં ઘરમાં તઇયાર કરીને રેલવેમાં લેય અને મુસલમાન કે ઢેડ અડકે તો તે ચાલેછે પણ રરાભાઈ કેહેછે કે આમાં ધર્મ ડુબેછે.

(૭) લલાભાઈ જંગબાર જતી વખતે મુસલમાનનાં વાહાણમાં રસોઈ પકાવીને જમેછે તો તે ચાલેછે પણ તેજ ગ્નાતનો વવાભાઈ કેહેછે કે આમાં ધર્મ ડુબેછે.

(૮) સસાભાઈ સુતકીને અડકીને ખાયછે તો તે ચાલેછે પણ તેનીજ ગ્નાતનો હહહિભાઈ કેહેછે કે સુતકીને અડકી સ્નાન કરયા વગર ભોજન લેવામાં ધર્મ ડુબેછે.

આ ઉપરાંત ભિતરથી જે પોકળ ચાલેછે તે જુદું. કેટલાએક વેશ્યારાંડોને ઘેર જઈ વટળેછે. કેટલાએક મુસલમાનોની દુકાનોમા ગાંજો અને ચંડુલ પીઇને વટલેછે. કેટલાએક કોઈ ન દેખે એવી રીતે મદીરા પીઇને વટલેછે. હલકી ગ્નાતના જે લોક પઇસાથી તાજા થઈ પડ્યાછે તેમની સાથે કેટલાએક વાડીવજીરે જમવા ખાવાનો વેહેવાર રાખેછે. કેટલાએક કાળે પાણીએ દેશનિકાલ થઈ વટલી આવેછે. આવી રીતનું પોકળ ચાલેછે અને તેમને કોઈ પુછી શકતું નથી. તેઓને વિષે એટલુંજ કેહેવામાં આવેછે કે "તેઓનું કરમ તેઓ જાણે."

આવી દિશામાં જાતીભેદ આવી પડ્યોછે તોપણ તેને ધર્મનું મુળ કરીને બેશાડયોછે. તેમાં સઉથી અચરતની વાત તો એજ છે કે જે હિંદુઓ ચોરીના અને એવા બીજા મોટા અપરાધ કરીને દેશનિકાલ થાયછે ને કાળેપાણીએ જઈ આવેછે તેઓતો ખરેખર વટલીને આવેછે તેછતાં તેઓને કોઈ પુછતું નથી. આ ઉપરથી માલમ પડેછે કે હરએક ગ્નાતવાળાઓ જ્યાં ફાવેછે ત્યાંજ પોતાનુ જોર વાપરેછે.

## ૧૨. સ્વતંત્રપણે ચાલવાની જરૂર.

FREE ACTION MOST NEEDED

જ્યારે માણસ પોતાની મરજી પ્રમાણે ફરી હરી શકે નહી ત્યારે તે કેદખાનામાં પડેલા કેહેવાયછે. સ્વતંત્ર માણસ પોતાની મરજી પ્રમાણે ગમે ત્યાં જઈ શકેછે. ન્યાતની બ્હીક રાખી પોતાના દેશના ખુણામાંથી બાહાર નિસરી ન શકાય અને સુધરેલા દેશમાં પ્રવાસ કરવા જઈ ન શકાય એને કેદખાનાની સ્થિતિ શિવાય બીજું શું નામ ઘટે ? કોઈ જુલમી રાજા તમને તમારાં ઘરમાં પુરી રાખે અને ઘરની બાહાર જવા ન દે ને જાઓ તો તમને શિક્ષા કરે તો તે જુલમ તમે કેમ સહન કરી શકશો ? તમે એમજ કેહેશો કે આવી સ્થિતિમાં રેહેવું તે કરતાં મરવું બેહેતર. હવે એજ પ્રકારે એક જુલમી રાજા જો એમ કેહે કે તમને હું મારા દેશની બાહાર જવા નહી દઉં, તમે મારા દેશના ખુણામાં ચુડા પેહેરીને બેસી રેહો, તો આ જુલમી રાજાના જુલમમાથી છુટવાને તમે શું વિચાર નહી કરશો ? એ જુલમી રાજા કોણ તે તમે કહી શકશો. ન્યાતની ગેરવાજબી સત્તા એજ જુલમી રાજા છે. આ ગેરવાજબી સત્તાની જેમ તમે વધારે બ્હીક રાખશો તેમ વધારે તે તમને દુ:ખ દેશે. માટે એ બ્હીક કાહાડી નાખી હિંમતથી બાહાર પડશો તો આ જુલમી રાજા તમારા તાબામાં ઝટ આવી જશે.

અરે ! કોઈ એમ કેહેશે કે પઈસા રળવાને તમે બાહાર ન જાઓ પણ ઘરમા બેસીને દળણું દળ્યા કરો તો તે શું તમારાથી ખમી શકાશે ? અરે ! કોઈ કેહેશે કે તમે સારી વસ્તુ કે મોટો ચમત્કાર જોવાને બાહાર ન જાઓ પણ હાથ જોડીને ઘરમાં ભીંત સામું જોયા કરો અથવા બેસીને માખી ઉડાડ્યા કરો કે હાથમાં એક ઘંટા લઈને વગાડ્યા કરો તો તે શું તમારાથી ખમી શકાશે ? જો તમારામાં માણસપણું હશે તો એ જુલમ તમે કદી ખમી શકશો નહી. તમારામાં માણસપણું હશે તો તમે કેહેશો કે ગમે તે થાઓ પણ મારાથી એ જુલમ સહન થઈ શકશે નહી. આવા ગેરવાજબી જુલમને શરણે થવું, એ માણસનું લક્ષણ નથી.

સુધારાનાં પાણી ચહડવા માંડ્યાંછે અને સ્વતંત્રપણાંનો પવન નિકળ્યોછે. ભાઇઓ ઉઠો અને તમારાં વાહાણ ઓકાવો. જે ખારવા ભરતી અને પવનનો રૂખ જોઈ વાહાણ હંકારેછે તેઓ જલદી અને સહી સલામત બંદરે પોહોંચેછે; અને જેઓ પાછળથી ઓટની વેળાએ હંકારેછે તેઓ પાછળ પડી રહી દરિયાનું તોફાન ખાતા જાયછે. સુધારાનાં પાણી ચહડ્યાંછે તેટલામાં ઘણી મુદતથી નાખેલું લંગર ઉંચકો ને યાહોમ કરીને તમારાં વાહાણ ઓકાવો. યાહોમ કરીને પડો અને હું ખાતરીથી કહું છઉં કે ફતેહ થયા વગર રેહેશે નહી. આ કામ એવું છે કે તેમાં વધારે ઢીલ થવાથી વધારે નુકસાન છે. જેમ વધારે ઢીલ થશે તેમ સુધારાના જમાનામાં અને સુધારાની દોડમાં આપણે વધારે પાછળ પડતા જઈશું. "હજી વખત નથી આવ્યો" આ બાહાનું સુધારાની કોઈ બીજી બાબદમાં કદાચ ચાલી શકે; પણ આ બાબદમાં તે ચાલી શકનાર નથી. આ બાબદમાં વેહેમ કરતાં બ્હીક વધારે નડેછે. માટે એ બ્હીક નસાડો અને યાહોમ કરીને પગલું ભરો.

"સાહસે કોલંબસ ગયો, નવી દુનિઆમાં,
સાહસે નેપોલ્યન બિડયો, યુરપ આખામાં;
સાહસે લ્યુથર તે થયો, પોપની સામાં,
સાહસે દેવું સ્કોટે રે, વાળ્યું જોતાંમાં;
સાહસે શિકંદર નામ, અમર સહુ જાગે,
યા હોમ૦ સહુ ચ૦ યા હોમ૦ ૩.

"સાહસે જ્ઞાતિના બંધ, કાપિ ઝટ નાખો,
સાહસે જાઓ પરદેશ, બ્હીક નવ રાખો;
સાહસે કરો વેપાર, જમે બહુ લાખો,
સાહસે તજી પાખંડ, બ્રહ્મરસ ચાખો;
સાહસે નર્મદ દેશ, દુઃખ સહુ ભાગે,
યા હોમ૦ સહુ ચ૦ યા હોમ૦" ૪.

કોઈ કહેશે કે તમારી સમજ ઓછી હોવાથી તમે ઉતાવળ કરી; તેનો જવાબ ટૂંકામાં હું એટલોજ આપું છઉં કે "હા, ભાઈ અમારી સમજ ઓછી છે. જ્ઞાન-સમુદ્ર ઘણો મોટો અને પાર વિનાનો છે. પણ તેટલાજ માટે અમે આ સમુદ્રનાં દર્શણ કરવા ગયા હતા. અમને એ જ્ઞાન-સાગરનાં દર્શન થયાં અને તે મધ્યેનાં જ્ઞાનરૂપી રત્ન અમારી દ્રષ્ટીએ પડ્યાં." તેમનાં સ્વરૂપનું વર્ણન થઈ શકે એમ નથી તોપણ મારી અલ્પ શક્તિવડે જે થોડું વર્ણન તમારી સેવામાં મુકું છઉં તે વાંચશો અથવા સાંભળશો તો તેમાંજ હું મોટો સંતોષ માની લઈશ. આ વાત તો સાચી છે કે થોડું ઘણું દુઃખ સેવ્યા વગર આપણું અને આપણા દેશનું સારૂં થઈ શકતું નથી. તેછતાં ઇશ્વરનો મોટો પાડ માનવો જોઇયે કે આપણે કોઈ જુલમી રાજના તાબામાં નથી અથવા ગાલીલિયોના જેવા વખતમાં નથી; કેમકે "પૃથ્વી ફરેછે" એવું તેણે મત જણાવ્યું તેટલાજ માટે તે બિચારાને બંધીખાનું ભોગવવું પડ્યું હતું.

આવા જુલમનો વખત વહી ગયોછે માટે ઇશ્વરના આપણે બેહદ ઉપકારી છઇએ. એ બિહામણા વખતની અંધારી રાત ગુજરી ગઇછે.

સુધારાનો સુરજ ઉગવા માંડયોછે, વાસ્તે ઉઠો ભાઇઓ; ઉઠો અને જાગૃત થાઓ; વાહાણું વાયું અને સુરજ ઉગ્યો. વેહેમ અને અજ્ઞાનની લાંબી રાત પૂરી થઈ અને આપણે પણ બહુ લાંબી ઉંઘ લઇને થાકી ગયા. હવે સ્વતંત્રપણાની લેહેર નિકળીછે ને તેથી આપણા હાથ પગના બંધ છુટા થઈ ગયાછે. આપણે ઉંઘમાંથી પૂરા જાગ્યા નથી તેમાટે એમ લાગતું હશે કે આપણા હાથપગ હજી બેડીમાંથી છુટા થયા નથી. પણ ભાઇઓ! આળસ કાહાડીને ઉમંગથી હવે ઉઠો ને તપાસો તો માલમ પડશે કે ખરે વાહાણું વાયુંછે ને સુરજ ઉગ્યોછે ને ખરે આપણા હાથ પગના બંધ ઘણાં વરસના કાટથી અને સુધારાની લેહેરથી છુટા પડી ગયાછે. સુધારાનો ઉગતો સુરજ આપણે વાસ્તે હવે આથમશે નહી.

તેટલામાટે ભાઇઓ! હું તમને ફરી વિનંતી કરીને કહું છઉં કે ઉઠો અને ઉમંગ ધરીને બાહાર પડો. હિંમતથી દેશાટણ કરો ને વિલાયત જાઓ અને તમારો દેશ કેટલો પાછળ પડી ગયોછે તે તપાસો. આ મારી વિનતી ધ્યાનમાં લેશો તો હું ખાતરીથી કહી શકું છઉં કે આ પાછળ પડી ગયલા દેશને આગળ વધારવાની તથા તેને ઉંચી સ્થિતિ ઉપર લાવવાની પ્રેરણા તમને થયા વિના રેહેશે નહી.



# પ્રકરણ ૨.

## II.-FROM BOMBAY TO LONDON.

## મુંબઈથી લંડન.

મુંબઈથી ઇંગ્લંડ આશરે પાંચ હજાર માઈલ થાયછે. ત્યાં જઈ પોહોંચવાને ટુંકો રસ્તો "ઓવરલાંડ" એટલે સુવેજની ભૂમી ઉપર થઇને છે. સુવેજની ભૂમી ઉપર થઇને ત્રણ રસ્તે જઈ શકાયછે. એક સૌધાંપ્ટનની વાટે પાધરૂં જવાયછે. બીજું માર્સેલ્સની વાટે ફ્રાન્સમાં થઇને જવાયછે. અને ત્રીજું ત્રિયસ્ટની વાટે ઑસ્ટ્રીયા, જરમની, બેલજ્યમ ઇત્યાદિ યુરોપખંડના દેશોમાં થઇને જવાયછે. આમાં સહુથી ટુંકો રસ્તો માર્સેલ્સ થઇને જવાનો ગણાયછે. સુંદર પારિસ જોવું હોયતો આજ રસ્તે જવું. અમે આ રસ્તે જવાની ચિઠ્ઠી લીધી હતી.

### ૧. આરબી સમુદ્ર.

THE ARABIAN SLA.

તા૦ ૨૩ મી માર્ચ સન ૧૮૬૩ ની સવારના અગિયાર કલાકે અમે મુંબઈનું બંદર છોડ્યું. મારી સાથે ત્રણ દક્ષણી હિંદુ મિત્રો તેમના ચાકર સહિત હતા. એ વગેરે મારી સાથે એક ગુજરાતી માણસ ન્યાતે પારેવાર વાણિયો હતો. અમે બધા મળીને આઠ હિંદુઓ-તેમાં બે દ-ક્ષણી બ્રાહ્મણ હતા તે એકજ આગબોટમાં સાથે બેસીને ઇંગ્લંડ તરફ નિકલ્યા. અમારી સંગાતે બીજા ચાર પારસી ગૃહસ્થો અને તેઓનાં ત્રણ પારસી ચાકરો હતા. એ વગેરે ઘણાક ઇંગ્રેજ ગૃહસ્થો અને તેમનાં બાયડી છોકરાંઓથી અમારી આગબોટ સાવ ભરાઈ ગઈ હતી.

મુંબઈનું બંદર છોડ્યું એટલે અમે આરબી સમુદ્રમાં પેઠા. ઉપર આભ અને નિચે પાણી શિવાય બીજું કંઇ અમે દેખ્યાએ નહી. જરા

વારમાં મને મોળ આવવા માંડી. માથું ફરવા લાગ્યું. ચાર પાંચ વાર ઓકારી પણ થઈ. પેહેલો દાહાડો અસુખમાં ગયો. બીજે દાહાડે જરા ફેર પડ્યો પણ ઉઠવા, બેસવા કે ખાવાપીવા કંઈ ગમે નહી. એમ બે દાહાડા ચાલ્યું. પછી હલવે હલવે જરા મહવાસ પડવા માંડ્યો. કઠણ મન કરીને હરફર કરૂં અને "કેબીન" છોડી "ડેક" ઉપર જઈ બેસું એટલે જીવને જરા ગમવા માંડ્યું.

તેછતાં વખત જલદીથી જાય નહી, એકએક કલાક એકએક દાહાડા જેવડો લાગે. અમે જરાવાર વાંચીએ, જરાવાર વાત કરીએ, જરાવાર ફરિએ અને વારંવાર આકાશ અને દરીઆને જોયા કરીએ. મિસિસ નેસબિટ નામની સ્ત્રી કોઇ કોઇ વાર મારી પાસે ગુજરાતી શિખવાને બેસતી હતી. તે તથા બીજા કેટલાએક ઇંગ્રેજો જેઓ માયાળુ કે મિલંસાર હતા તેઓ અમારી ખબર પુછતા ને અમારી સાથે વાતચિત કરતા હતા. ઇંગ્રેજોનાં નાહાના છોકરાંઓ આગબોટમાં અહીંતહીં દોડતાં ફરે તે જોઇને અમને ઘણી ગમત થતી હતી.

## ૨. આગબોટ ઉપરનો હેવાલ.

ON BOARD THE STEAMER.

અમારી આગબોટ ઘણી રૂડી અને બહુ મોટી હતી. "જેદો" તેનું નામ હતું. વિલાયતી મોટી આગબોટમાં કે વાહાણમાં જેઓએ મુસાફરી કરી નથી તેઓને ખબર નહી હશે કે ઉતારૂઓનાં સુખને માટે તેમાં કેવી પ્રકારની ગોઠવણ હોયછે. સુવાને તથા લુગડાં પેહેરવાં કરવાને તથા જરૂર જેટલો સામન મુકવાને નાહાની પણ સુંદર અને સુખદાયક ઓરડીઓ છે. એ ઓરડીને "કેબીન" કેહેછે. દરએક કેબીનમાં ઘણુંકરીને ત્રણ ઉતારૂનો સમાસ થાયછે; અને ત્રણ પથારી ઉંચે જડી લીધેલાં પાટિયાં ઉપર હોયછે. આ દરએક સુવાની જગ્યાને "બર્થ" કેહેછે.

બર્થની ઉપર ખેંચવા ઉઘાડવાના સુંદર પડદા ટાંગેલાછે. આથી કરીને એક કેબીનના ત્રણ ઉતારૂ એકબીજાની મર્યાદા સાચવી શકે. ઘણુંકરીને ત્રણ મિત્રો અથવા ઓળખિતા સાથે મળીને એકએક કેબીન

રાખેછે. હરએક કેબીનમાં હાથ મોહોં ધોવાને "વાશિંગટેબલ" હોયછે. તે ઉપર મોહોં જોવાનો આરસો ને પાણીને માટે કાચનાં વાસણ મુકેમાં હોયછે. ઓકારી થાય તો તેમાટે પણ ખાલી વાસણ તઈયાર છે.

આગબોટના જે માણસને હરએક કેબીનનું કામ સોપ્યું હોયછે તે નિત્ય બે ચાર વાર આવીને હાથ મોહોં ધોવાનું તથા ઓકારીનું વાસણ સાફ કરી જાયછે. તે નિત્ય કચરો વાળીને બિછાનું પાથરી જાયછે ને ધોયલો અંગુચો નિત્ય મુકી જાયછે. સાંજ પડી એટલે તે દીવો પેટવી જાયછે. તે દર અઠવાડિએ જુની ચાદર અને જુનો ચોફાળ કાહાડી લઈ ને ધોયેલ ચાદર તથા ધોયેલ ચોફાળ પાથરી જાયછે. રાતના સુતી વેળા કેબીનની બાહાર આપણે આપણા બૂટ મુકીયે તો સવારના પરોઢિયામાં કેબીનનું માણસ બ્રશથી સાફ કરીને મુકી જાયછે.

કેબીન મુખ્યકરીને સુવાને તથા લુગડાં પેહેરવાં કરવાને માટે હોયછે. જમવા બેસવાની જગ્યા જુદી હોયછે. ત્યાં એક મોટી ટેબલ હોયછે. તે ઉપર પવનને માટે મોટો પંખો ટાંગેલોછે. મોટા આરસાઓ અને દીવા પણ ટાંગ્યાછે. આ ઓરડામાં જ્યારે જમવા બેસેછે ત્યારે દેખાવ જોવાજોગ થઈ પડેછે. ઇંગ્રેજો પોતાને ઘેર તો વૈભવ ભોગવેછેજ; પણ મહા સમુદ્રમાં પણ આવો વૈભવ ભોગવેછે, એમ તમને લાગ્યા વગર રેહેશે નહી. ગતની વેળાએ આ સલુનમાં રોશની થાયછે. કોઇકોઇ વાર જીવને આનંદ પમાડવાને ઉતારૂઓ વાજીત્ર વગાડેછે અને સ્ત્રી પુરૂષો સાથે મળીને ગાનતાન કરેછે. ભોજનની વેળાએ પિરસનારાઓ ઉનાં ઉનાં અને ભાત ભાતના પકવાનો લાવમુક ને લઇજા કરેછે.

ફરવા હરવાને તથા ઉઘાડી હવામાં બેસવા કરવાને આગબોટ ઉપરનો સુકાન તરફનો ભાગ પેહેલા વર્ગના ઉતારૂને માટે ઉઘાડો રાખેછે. તેને "કુવાર્ટર-ડેક" કહીને કેહેછે. આ ઉપર સહુ કોઈ પોતપોતાની સાથે લીધેલી મુસાફરીની ખુરસી ઉપર જઇને બેસેછે તથા આરામ લેયછે. કોઈ વાંચેછે. કોઈ વાતચિત કરેછે. કોઈ સેતરંજ કે ગંજીફે રમેછે. કોઈ પસાર કરેછે. સારાંશ હરએક પ્રકારે અને જેમ જેને સહવાસ પડે તેમ સહુ પોતપોતાનો વખત કાહાડેછે.

નાહાવા ધોવાને માટે જુદી ઓરડિઓ છે. તેમાં નાહાવાં કરવાનું સુખ છે. નાહાવાને પાણી ઉનું કે તાઢું જોઇએ તેવું મળેછે. ઉંચું ડોકું રાખી લાંબા થઈ પાણીમાં પડી ચોળીને નાહી શકાય એવું એક મોટું વાસણ એકએક નાહાવાની ઓરડીમાં હોયછે. કળ ફેરવી કે તેમાં દરી-આનું તાજું પાણી ભરાઈ આવેછે અને નીચેથી ડાટો ઉંચકી લીધો તો પાણી પાછું દરીઆમાં ખાલી થાયછે. "શૌઅર-બાથ" એટલે વરસાદની ઝડીમાં નાહાતા હોય તેમ નાહાવું હોય તો તેની પણ ગોઠવણ કરેલીછે.

ઝાડેઝપટે જવાને, નાહાવાં ધોવાની ઓરડીઓ પાસે, જુદી ઓરડીઓ છે. તેમને "વૉટર ક્લૉસેટ" કરી કેહેછે. તે ઓળખવાને વાસ્તે તેમની ઉપર W. C. કરી અક્ષરો પાડેલાછે.' રાતની વેળાએ આખી રાત તેમાં દીવો બળી રેહેછે. ગંધકી ન થાય એ માટે આ જગ્યા વારંવાર સાફ કરવાને માટે ઘણી સંભાલ રાખવામાં આવેછે.

સવારનું પોહોર થયું કે આગબોટનું માણસ એકએક કેબીનમાં એકએક ઉતારૂને માટે ચાહાનો પ્યાલો મુકી જાયછે. ઘણાક ઇંગ્રેજોને એવી ટેવ હોયછે કે સવારના પથારીમાંથી ઉઠતાંને વાર દાતણ પાણી કે કોગળો કર્યા વિના વાસી મોંહોડે ચાહા પી જવી. તેઓની આ ટેવ પસંદ કરવાજોગ 'નથી. સાડા આઠ કે નવને સુમારે નાસ્તાનો વખત થાયછે. મધ્યાન-કાળે ટિફિન એટલે ફુંગોપાણી કરવાનો સમો થાયછે. પાછળા પોહોરના ચાર કલાકે મોટું ભોજન તઇયાર થાયછે. આ વેળાએ ઘણી જાતનાં તાજાં અને ઉનાં પકવાન બનાવેલાં હોયછે. ભોજન પુરૂં થતે સારી પેઠે મેવા તથા ફળ ખાવાને મળેછે. વળી સાંજનાં ૬॥ કલાકને સુમારે તાજી કાફી કે ચાહા પીવાનો સમો થાયછે.

જાતીભેદનાં બંધનમાં આવેલા હિંદુ તથા કેટલાએક પારસીઓ શિવાય પેહેલા વર્ગના બધા ઉતારૂઓ આ ભોજનમાં સામેલ થાયછે. તેઓ પોતાનાં ઘરમાં જમેછે તે કરતાં અહીં વધારે રૂડું ભોજન તેમને મળેછે. બીજા વર્ગના ઉતારૂઓ પાછળથી આગબોટના પાછલા ભાગમાં જમેછે. તેઓની સાથે પેહેલા વર્ગના ઉતારૂઓના નોકરો સામેલ થાયછે. નાસ્તો, ફુંગો, ભોજન કે ચાહા એ ચાર વેળાએ પ્રથમ તઈયાર

થવાનો અને પછી ટેબલ ઉપર જમવા જવાનો ઘંટ વાગેછે. આ પ્રમાણે આઠ વેળા ટાણુંસર ઘંટ વાગતાં નિત્ય સંભળાયછે.

ભર દરીઆમાં પેઠા પછી આગબોટ એક નાહાના ને લાંબાં બેટ જેવી માલમ પડેછે. ખરેખર જોશું તો ભર દરીઆમાં તે એક ચાલતું ગામ છે. આ ગામ વિસ્તારમાં અને વસ્તીમાં કેટલાંએક નાહાનાં ગામોથી ઉતરતું નથી. આમાં પાણી અને ખોરાકીનો મોટો જથો ભરયોછે. આમાં બકરાં, કુકડાં અને દૂઝણી ગાય છે. આમાં માણસોની મોટી વસ્તી છે. આગબોટનો કપતાન આ ગામનો સરદાર ગણાયછે. કપતાનના હાથ નીચે માલમ તથા ઇન્જિનેર તથા કોઠારી તથા ડાકટર હોયછે. એ દરએકના હાથ નીચે વળી બીજા ઘણા માણસો છે.

કામની જુદીજુદી વેહેંચણીથી અને દરએક જણને જુદુંજુદું કામ સોંપીને તેનું જોખમ તેના ઉપર નાખ્યાથી કેવું સારીરીતે અને બરાબર કામ થઈ શકેછે તેનો નમુનો આ આગબોટમાં નજરે પડેછે. દરએક જણ પોતપોતાનું કામ બરાબર સમજીને કર્યો જાયછે. કોઈ કોઈનાં કામની વચ્ચે કે આડે આવી શકતું નથી.

માલમ નાવ હંકારવાની વિદ્યામાં કપતાનને મદદ કરેછે. કઈ જગ્યાએ વાહાણ આવ્યુંછે; કઈ જગ્યાએ ખરાબા અને ખડક છે એ શોધી કાહાડવામાં તે સાવધ રેહેછે. તેના હાથ હેઠલ ઘણા ખલાસિઓ છે. તેઓ પોત પોતાનું કામ બજાવેછે. સુકાન ફેરવનાર ખલાસીને માલમ હુકમ આપેછે તે પ્રમાણે વારંવાર તે સુકાનની દિશા ફેરવેછે. એક કલાકમાં આગબોટ કેટલા માઇલ ચાલેછે તેની વારંવાર માપણી થાયછે ને નોંધ લેવાયછે. પવનની દિશા પ્રમાણે આગબોટના સડ ચહડાવવાં, ફેરવવાં કે ઉતારવાં વિષે ખલાસીઓ માલમના અથવા માલમની સુચનાથી મુખ્ય ખલાસીના હુકમ પ્રમાણે કામ કર્યા જાયછે.

ઇન્જિનેરનું કામ વરાળયંત્રની ખબરદારી રાખવાનું છે. તેના હાથ હેઠલ સુતાર, લુહારે, કોયલાવાળા અને બિજા ઘણા માણસો છે; તેઓ બધા યંત્ર ચલાવવામાં રોકાયલાછે. જરૂર પ્રમાણે યંત્રને ધિમે કે ઉતાવળે ચલાવવાનો હુકમ આ ઇન્જિનેર કરેછે. યંત્રમાં કોઈ ઠેકાણે જરા

બગાડ માલમ પડેછે તો આ ઈજનેર તરત તેને સુધારવાના ઉપાય કરેછે. યંત્રનો દરએક ભાગ સાફ અને તઈયાર રાખવાને આ ખાતાના માણસોને તમે નિત્ય કામે લાગેલાજ જોશો.

કોઠારીનું કામ કોઠાર સાચવવાનું તથા ભોજન સંબંધી તપાસ રાખવાનું છે. કોઠારી "પર્સર" નાં નામથી ઓળખાયછે. તેના હાથ નીચે રસોઈયા, પિરસનારાઓ-વગેરે ઘણાએક માણસો છે. શું શું પકવાન બનાવવાં અને કેટલાં બનાવવાં તે વિષે કોઠારી હુકમ આપેછે. કોઇ ઉતારૂની તબિયત બિમાર હોવાથી કોઈ રીતની પહેરેજી પાળવી હોય તો તે વિષેની સુચના કોઠારીનેજ કરવી જોઇએ.

ડાક્ટરનું કામ આગબોટ ઉપરના માણસોમાંથી કોઇ પણ માણસની તબિયત બગડી અથવા ઉતારૂમાંથી કોઇને અસુખ થયું તો તેને ઓશડ આપવું. તેના હાથ નીચે એક દવાખાનું છે. તેને કંઈ ઘણા માણસની જરૂર નથી. પેહેલા વર્ગના ઉતારૂમાંથી કોઇ બિમાર થયો તો તેની કેબીનમાં આ ડાક્ટર જાયછે ને તેને દવા આપેછે.

આખો દાહાડો અને આખી રાત આગબોટ ચાલ્યા કરેછે અને વરાળયંત્ર ચાલુ રેહેછે. "ધબ ધબ ધબ" કરીને તેનો અવાજ થયા કરેછે. નિત્ય સવારના ઉજાસ નિકળતાં આપણે ઉંગમાંથી હજી ઉઠયા ન હોઇએ તે પેહેલાં એક બીજો "ધબડ, ધબડ, ધબડ" કરીને અવાજ નિકળેછે. આ અવાજ પાણીના બંબાનો છે. તે યંત્રવડે ચાલેછે. આગબોટની ડેક ઉપર ફરવા હરવાનો બધો ભાગ આંથી નિત્ય ધોવાઇને સાફ થઈ જાયછે, અને પછી લુવાઇને સ્વચ્છ થાયછે. પિતળકામ નિત્ય ઘસ્યાથી ચળકતું દેખાયછે. કોઇપણ ઠેકાણે ગંધકી કે કચરો જણાતો નથી.

રવીવારને દાહાડે આગબોટમાં ચાકરી કરનારા બધા માણસોની હાજરી લેવાયછે. આ કારણ માટે બધા માણસો વોપેસ કપડાં પેહેરી "ક્વાર્ટર-ડેક" ઉપર બેહુ બાજુ હારબંદ ઉભા રેહેછે. તેમની હાજરી થઇ રહ્યા પછી રવીવારની ઇશ્વર ભક્તિ કરવાનો વખત થાયછે ત્યારે ઘંટ વાગેછે. હવે સલુનમાં બધા એકઠા થાયછે. તેઓમાં કોઈ ધર્મોપદેશકનું કામ ચલાવી શકે તેવો હોય તો ઠીક; નહીતો કપ્તાન તેનું કામ સારેછે.

અમારી આગબોટનો કપતાન તથા તેનાં માણસો ઘણા મોજીલા હતા. આ માણસોએ એક રાતના નાટક કરી દેખાડ્યું હતું ને નાટક કરયા પછી "ચિલિચટની" નામનો એક ટૉંગ કરીને બધાઓને ખુબ હસાવ્યા હતા. આગબોટ ભર દરીઆમાં ચાલતી હતી ને ઉપર આભ અને નીચે પાણી શિવાય ચોમેર કંઇ દેખાતું નહી હતું. આવી જગ્યાએ નાટકની તથા ટૉંગની રમુજ જોઇને હું મારાં મનમાં અચરત પામી બોલ્યો કે "આઃ હા !! ઇશ્વરનો કેવો ચમત્કાર છે !! માણસ જમીન ઉપર તો મોજ અને મઝા ભોગવેછેજ પણ પાણી ઉપર તોફાન અને મોટાં મોજાંની દર પળે ધાસ્તીમાં રહીને આવી મોજ મારેછે."

## ૩. આદન.

ADEN

તા○ ૧૯ મીની સવારના આઠ કલાકે જ્યારે અમારા કપતાને કહ્યું કે આદન બે ત્રણ કલાકમાં દેખાશે, ત્યારે અમારાં મનમાં હર્ષ પેદા થયો. પગમાં જોર આવ્યું. અમે ઉભા થઇ આતુરતાથી જોવા લાગ્યા. એ હર્ષમાં બે કલાક નિકળી ગયા, અને પછી ઉજડ ડુંગર અમારી નજરે પડ્યા. હવે બંદરમાં આગબોટ દાખલ થઇ. એક તરફ તોપ ફુટવાની અને બીજી તરફ લંગર નાખવાની તઇયારી થઇ. વરાળયંત્ર ધિમેધિમે ચાલતાં બંધ પડ્યું. તેવામાં તોપ ફુટી ને લંગર નખાયું. મુંબઇથી હવે અમે ૧૬૫૦ માઇલ આવી ચુક્યા.

લંગર પડ્યું કે તરત કેટલાએક મછવા અમારી આગબોટની અડોઅડ આવી ઉભા રહ્યા. કેટલાએક આરબના છોકરાઓ પાણીમાં તરતા તરતા અમારી આગબોટ પાસે આવીને ડુબકી મારવાની કરામત દેખાડવા લાગ્યા. આગબોટ ઉપરથી કોઈ બે-આની કે કોઇ ચાર-આની નાખે એટલે આ છોકરાઓ તરત ડુબકી મારી અરધાં પાણીમાંથી લઇ આવે. એવી તો ઝડપ રાખે કે એક અવલી કે પાવલી જવા દે નહી. આ ચાલાકી અને ઝડપ જોઇ અમને ઘણી રમુજ તથા ખુશી ઉપજી.

હવે અમે મછવામાં બેસી કિનારે ગયા. કિનારા ઉપર મુસાફરને

મેં કેટલાએક વાણિયાઓને પુછી જોયું કે મુસલમાનના હાથનું ભરેલું ને ચામડાંની પખાલમાં ગધેડાં ઉપર નાખીને આણેલું પાણી તમે પીવા કરવામાં કેમ વાપરી શકોછો? તેઓએ કહ્યું કે "એમ જો ન કરીએ તો અમે પાણી વિના મરી જઇએ, અમે જાણીએ છઇએ કે આમાં ધર્મ રહેતો નથી, પણ પેટને વાસ્તે શું કરવું ન પડે?" મેં તેમને પુછ્યું કે "પેટને વાસ્તે એટલે કમાવવાને માટે વિલાયત જવામાં ત્યારે શી હરકત છે? તમે જ્યારે એટલે વેર આવોછો અને મુસલમાનના હાથનું પાણી પીયોછો ત્યારે વિલાયત કેમ જતા નથી?" તેઓમાંથી એક જણે જવાબ આપ્યો કે "ખરચ બહુ લાગે અને એ દેશ ઘણો દૂર પડ્યો. વળી આ જંગલી લોકોમાં અમે બે પઇસા પેદા કરી શકીએ, પણ ઇંગ્રેજ જેવા પોહોંચેલા અને ખરી કળામાં પૂરા લોકોમાં અમારો દાહાડો શું વળે? અમારા જેવા વગર ભણેલ ત્યાં જઇને શું કરીએ?" મેં કહ્યું કે તમે જે કારણ જણાવ્યું તે સાચું છે. પછી તેઓને "જેગોપાળ" કરી હું ચાલતો થયો.

અમે પછી બગીમાં બેસીને ટાંકાં જોવાને ગયા. ઠેઠ નિચે ઉતરીને જોયું. પાણીતો મુદલ હતાં નહી. આ બાંધવા પછવાડે બહુ ખરચ થયો હશે. આનું બાંધકામ જોઇને અમે બહુ ખુશી થયા. આસરે બારંસો વરસ ઉપર આ ટાકાં બાંધવામાં આવ્યાં હશે. તે પુરાઇને નકામાં થઇ ગયાં હતાં પણ ઇંગ્રેજ સરકારે સુધાર્યાછે. તે મોટાં ડુંગરોની અડએ પડએ પથરો ચણી લઇને બાંધેલાં જણાયછે. વરસાદનું પાણી ડુંગરો ઉપરથી ઉતરીને આમાં એકઠું થાયછે. એકએક ટાંકુ મોટા તલાવ જેવું લાગેછે. તેની પાસે નાહાના કુંજ ઘણા શોભેછે.

આ જોઇને અમે પાછા ગામમાં આવ્યા. ત્યાં અમારાં માણસોએ ધર્મશાળામાં રસોઈ તઈયાર કરી હતી તે જમીને અમે આગબોટ ઉપર જવાને તઈયાર થયા. અમે પાછા ફર્યા ત્યારે સાંજ પડી હતી. આ વેળાએ કેટલાક લોકો ગધેડાં ઉપર બેસીને ફરવા નિકળ્યા હતા. તેઓએ ગધેડાં ઉપર સાજ ઘણો સારો નાખ્યો હતો. અમે આગબોટ ઉપર જઈ પોહોચ્યા, પણ લંગર ઉપડવાને હજી એક કલાકની વાર હતી.

## ૪. લાલ સમુદ્ર.

THE RED SEA.

આદનથી સાંજના ૭ા કલાકે અમારી આગબોટ ઉપડી. હવે અમે આરબી સમુદ્ર છોડી "રેડ-સી" એટલે લાલ સમુદ્રમાં પેઠા. આ નામ ઉપરથી તમે જો એમ જાણતા હશો કે આ સમુદ્રનાં પાણી લાલ રંગના હશે તો તેમાં તમે મોટી ભૂલ કરશો. લાલ સમુદ્રમાં દાખલ થતાં બેઉ પડખે જમીન દેખાયછે. તેમાં "પેરિમનો" નો ટાપુ પણ તમે જોશો. આ દેખાવ જોયાથી બહુ ખુશી ઉપજેછે. આ સમુદ્ર ઘણો સાંકડો છે. પેરિમના ટાપુ આગળ તેની પોહોળાઇ માત્ર ૧૬ માઇલ હશે. જરા આગળ વધિયે છઇયે ત્યારે જમીન દેખાતી બંધ પડેછે; વળી ઉંચે આભ અને નીચે પાણી દેખાયછે. કેહેછે કે આ સમુદ્રની લંબાઇ ૧૪૦૦ માઇલ છે અને પાણી ૨૩૦ વામ ઉંડાં છે.



ઉડની માછલી.

આ સમુદ્રમાં ઉડની માછલીઓ જોવામાં આવેછે. એ માછલીઓ હવામાં કેટલેએક ઉંચે ઉડેછે, અને પાછી પાણીમાં પડેછે. કોઇ કોઈ માછલી ઉડીને આગબોટની ઉપર પણ આવે. તે જ્યારે પાણીમાંથી બહાર નિકળેછે ત્યારે પક્ષીઓ બાજ કાગડી તેમનો શિકાર કરે તે કોઇવાર જોવામાં આવેછે.

આ સમુદ્રમાં વાહાણ ચલાવવાનું કામ બહુ કઠણ છે. કેમકે એમાં રેતીના અને પથ્થરના બહુ ડુંગરા છે. દાહાડે દાહાડે એ ખડકોમાં વ પારો પણ નવાછે. જ્યાં પોહોંચાય ઉપર તે નથી ત્યાં આં ત્યા નિશાનિ. ૧ મેડ કપ્તાનને વાત જુ [illegible] મારીમેં [illegible] અદનથી મોર આગબોટવાળાને આ સમુદ્રમાં [illegible]

સાથે લેવો પડેછે. આ નાખુદાના હુકમ પ્રમાણે હવે આગબોટનું સુકાન ફરેછે. કેટલીએક મોસમમાં આ સમુદ્ર મધ્યે બહુજ ગરમી પડેછે. તે વેળાએ જીવ ઘણો આકળ વાકળ થઈ જાયછે. આ સમુદ્ર પસાર કરતાં સાત કે આઠ દિવસથી વધારે લાગતા નથી.

## ૫. સુવેજ-રેતીનું રણ.

SUEZ—THE DESERT

તા૦ ૨૬ મી માર્ચની સાંજના અમે જાણ્યું કે આજ પાછલી રાતના સુવેજ બંદરમાં જઇ પોહોંચશું. આ ખબરથી અમે ખુશી થયા. અમારી આગબોટ રાતના બાર ઉપર બે કલાકે આ બંદરમાં લંગર વાર થઈ. સવારના પોહોરમાં એક બીજી નાહાની આગબોટ અમને લેવાને આવી. કેમકે સુવેજની ખાડીમાં પાણી ઉંડા નથી તેથી આગબોટે બંદરથી ઘણું આઘું લંગર કર્યું હતું. આ નાહાની આગબોટ અમે નાસ્તો કરસ્યો ત્યાંસુધી ઓટી રહી. પછી અમને લઈ જઇને સુવેજની ભૂમિ ઉપર સવારના ૯ કલાકે ઉતાર્યા. હવે અમે મિસર દેશમાં આવ્યા.

સુવેજની ભૂમિ ઉપર અમે ઉતર્યા અને અમારે માટે આગની ગાડી ત્યાં બંદરનાં નાકાં ઉપર તઈયાર હતી. ગાડી હંકારવાને હજી જરા વાર હતી. તેથી અમે સઉ રેલવેસ્ટેશન પાસેનાં ઉતારામાં વિસામો લેવાને ગયા. સુવેજમાં ઇમારત ઘણી થોડી છે. બાકી આ ગામ કંગાલ છે. એમાં જોવાનું કંઈજ નથી. આ ગામમાં પાણી પણ પીવાલાયક નથી. તેથી મિસર દેશના રાજાએ યુરોપીયન વગેરે મુસાફરોને માટે અહીં નીલ નદીનું પાણી પોહોંચાડવાની ગોઠવણ કરી રાખીછે.

અમારી આગની ગાડી સુમારે અગિયાર કલાકે હંકારી. આ ગાડીનો "ગાર્ડ" એટલે રખવાળ મિસર દેશનોજ વતની હતો. તે ફ્રેંચ તથા ઇંગ્રેજી જાણતો હતો. આ તરફ આગની ગાડી આપણા દેશની આગગાડી જેવીજ હતી. ગાડી ચાલી કે અમે રેતીનાં મોટાં રણમાં પેઠા. જ્યારે અમે આગબોટમાં હતા ત્યારે ચોતરફ પાણી અને આકાશ દેખાતું હતું; તેમ અહીં હવે રેતીનું રણ અને આકાશ દેખાવા લાગ્યું.

જગે જગે રેતીના ડુંગર અને ઢગલા પડેલા. ગરમ પવન ફુંકે અને રેતી ઉડીને અમારાં મોંહાંડા ઉપર પડે. કેહેછે કે જ્યારે આ મેદાનમાં મોટું તોફાન થાયછે ત્યારે રેતીના ડુંગર ને ડુંગર એક ઠેકાણેથી ખસીને બીજે ઠેકાણે બંધાયછે. આ રેતીનાં રણમાંથી ઉંટ ઉપર બેસીને કોઈ કોઈ મુસાફર સામેથી આવતો દેખાયછે, ને દાઢીમાં રેતી ભરાઈ ન જાય તેટલામાટે તે પોતાની દાઢી ઉપરથી નાક સુધી ઝીણું કપડું બાંધીને ઉંટ ઉપર બેસેછે. રસ્તામાં કેટલાંએક નાહાનાં નાહાનાં ગામ આવે ત્યાં કેટલેએક ઠેકાણે ગાડી ઉભી રેહે. પણ ગામ છે એમ આપણે થોડીવાર માનીએ નહી; માત્ર ચુનાનાં ધાબાં કરી લીંપેલાં; તે ઉપર નળીઆં કે વાંસ સુદ્ધાં નહી.


રેતીનાં રણમા મુસાફર.

આવાં ઉજડ જંગલમાંથી જતાં અમને બહુ કંટાળો ઉપજ્યો. પાછલા પોહોરના ચાર વાગ્યાનો સુમાર થયો તે વખતે અમારી સાથે બેઠેલા ઇંગ્રેજી મુસાફરોએ કહ્યું કે જુઓ ! મિસરદેશના "પિરામિડ" દેખાયછે. અમે તરત આતુરતાથી ગાડીમાં ઉભા થઇ જોવા લાગ્યા. ચાલતી ગાડીએ ઘણે છેટેથી તે અમારી નજરે પડ્યા. જેઓ પ્રાચીન ઇતિહાસના અભ્યાસી છે તેઓને આ વિખ્યાત "પિરામિડ" જોવાથી બહુ આનંદ ઉપજેછે. આ "પિરામિડ" પડા જેવા આકારના છે. કૈરો નામનાં પ્રખ્યાત શેહેરથી તે ૧૦ માઇલ થાયછે. તે ઘણા ઉંચા છે પણ પાસે જઇને જોયા વગર તેમની ઉંચાઇનો ખરો વિચાર આવે નહી. કેહેછે કે તે ૬૦૦ ફુટ ઉંચા છે ને હજારો વરસના જુના છે. વિદ્વાન લોકોને પણ કબુલ કરવું પડેછે કે તેમને બાંધતાં ઘણા વરસ લાગ્યા હશે ને ઓછામાં ઓછા ત્રણ હજાર વરસનાં જુના હશે.



મિસર દેશના પિરામિડ.

બધા મલીને ચાર "પિરામિડ" છે. કેહેછે કે તે એકએકથી ચાર ચાર કલાકની મજલે છે. આ મોટા "પિરામિડ" બાંધવાને કેટલાં બધાં માણસો, કેટલાં બધાં વરસ સુધી કામે લાગ્યાં હશે !! જુનાની લખનારાઓ લખી ગયાછે કે આ બાંધવા માટે એક લાખ આદમી વિસ વરસ સુધી લાગ્યાં હતાં. આ "પિરામિડની" પડોસમાં અરધું માણસ અને અરધો સિંહ એવા આકારનુ કેહેછે કે એક મોટું ડાકું છે. એ પણ ઘણા પ્રાચીન કાળનું છે. અમને એવું થયુ કે આ "પિરામિડ" ને પાસે જઇને જોઇએ. પણ ઓટી થવાને વખત હતો નહી.

થોડી મિનિટમાં આ "પિરામિડ" દેખાતા બંધ પડ્યા. જરા વારમાં જમીનનું રૂપ બદલાઈ ગયું. ઉજડ રેતીનું મેદાન હવે પુરૂં થયું. ઝાડ અને ઝાડિયોની ઘટાથી અમારી આંખને તાહાડક વળી. આ: હા ! આ કેવી ફળધત જમીન !! ચોતરફ વનસ્પતિ અને લિલોતરી ! આ વેળાએ ગુજરાતની ફળવંત ભુમિ અમને યાદ આવી. ઝાડપાનની ઘટા અને પાણીની રેલછેલ જોઇને અમારો જીવ બહુ આનંદ પામ્યો.

ઉજડ જંગલમાં થાકીને લોથ થઈ ગયા પછી એક ઝાડની છાંયા તળે બેસવાથી જેવી ખુશી ઉપજે તેથી વધારે ખુશી અમને હવે ઉપજી. પણ આ ખુશીના પ્યાલામા દલગીરીનુ ટિપુ પડ્યું, મારી છાતીમાથી

લોહીનું બળખમ નિકલ્યું. આ અભાગિયું દરદ મને બે વરસથી લાગ્યું હતું, તે એવું કે વરસમાં બેત્રણ વાર છાતીમાં લોહીની નળી ફાટીને બળખમમાં લોહી પડતું. આ દરદ આ ઠેકાણે જણાઈ આવ્યાથી હું બહુ દલગીર થાઉં છઉં તેવામાં કેરો નામનું પ્રખ્યાત શેહેર દેખાયું.

## ૬. કેરો.

KAIRO

કેરોનાં સ્ટેશન ઉપર પોહોચ્યા એટલે માલમ પડ્યું કે શિકંદરીવાનાં બંદરમાં અમારે વાસ્તે આગબોટ તઇયાર નથી; તેથી કેરોમાં અમને રાત રેહેવું પડશે. હું જરા ખુશી થયો કે મને કંઇક આરામ મળ્યો. મુસાફરોને માટે બાંધેલા ઉતારામાં અમે ગયા. અમને દરએક જણને સુવાના જુદા જુદા ઓરડા મળ્યા. સુંદર છપરપલંગ ઉપર બીછાનું તઇયારજ હતું તે ઉપર મેં તો આરામ લઇને દવા ચોપડી તથા પી લી. સંધ્યાકાળનો હજી સમો થયો નહી હતો તેથી મારા સોબતિઓ, મને જરા આરામવજેલો જોઇને, કેરો શેહેરમાં ફરી આવ્યા. સવારના મને આરામ થઈ ગયો. નાસ્તો કરી કારવી અમે રેલવેનાં સ્ટેશન ઉપર ગયા. અહીંના લોકો જાતે મુસલમાન છે.—સ્ત્રીઓ પોતાનાં મોહોડાં ઉપર આંખની નીચેથી એક લાંબો બુરખો બાંધેછે. તેઓ માત્ર આંખ અને કપાળ ઉઘાડું રાખેછે અને નાકથી તે છાતી લગી બુરખો ઢાંકેછે. આવી રીતે બુરખો પેહેરવાથી તેમનો ચેહેરો, અમને બદસુરત લાગ્યો પણ તેઓ તેમાં ખુબસુરતી માનેછે.



મિસર દેશની બાયડી.

## ૭. શિકંદરિયા.

ALEXANDRIA

સવારના ૯ કલાકને અમને અમે કેરો શેહેર છોડ્યું. નિલ નદીનાં નિર્મળ પાણી આખા મિસર દેશને ફળવંત કરેછે તે અમારી નજરે પડ્યાં. કેરોથી શિકંદરિયા જતાં પાછલા દાહાડા જેવો કંટાળો ઉપજ્યો નહી. જતાં જતા વચમાં કેટલાએક ગામ અમે પસાર કરયાં. ત્રણ વાગાને સુમારે અમે શિકંદરિયા શેહેરમાં દાખલ થયા. આ નામ મોટા શિકંદર બાદશાહ ઉપરથી પડ્યુંછે. યુરોપિયન તેને "આલેક્ઝાંડ્રિયા" નામથી ઓળખેછે. આ શેહેરમાથી પસાર થતાં એમ લાગેછે કે તે ઘણું મોટું અને આબાદ હશે. શેહેરનો દેખાવ સારો છે. અહીંના ગાજ આખા મિસર દેશનો "પાદશાહ" કેહેવાયછે.



કલીયોપેટરા નિડલ.

શિકંદરિયામા બે મોટાં અને પ્રખ્યાત સ્તભો છે. જેનુ નામ "પૉમ્પીઝ પિલર" છે તે રોમના સરદાર "પૉમ્પી" ની યાદગારી માટે ઉભો કરેલાછે. બિજો સ્તભ "ક્લિયોપેટરાઝ નિડળ" ના નામથી વિખ્યાત છે. આ મિનારો "ક્લિયોપેટરા" નામની ગણીની યાદગારી માટે ઉભો કરવામાં આવ્યોછે. તેનો આકાર સોઈના જેવા છે તે ઉપરથી તેને "ક્લિયોપેટ્રાઝ નિડળ" કેહેછે. અ માડી ગાડીમાથી આ સ્તંભ અમને દેખાયો હતો.

આગની ગાડી ઠેઠ બંદર સુધી અમને લઈ ગઈ. બંદર આગળ

આવ્યા ત્યારે પવનચક્કીની હારની હાર દેખાવા માંડી. આ ચક્કીઓ પવનનાં જોરથી ફરેછે અને તેમનાં ફરવાથી લોટ દળાયછે. એવી ચક્કીઓ આ જગ્યાએ આશરે ૨૦૦ હશે. બંદર ઉપરથી પાદશાહનો મેહેલ તથા શિકંદરીયા શેહેરનો સુંદર દેખાવ નજરે પડેછે.

આ સિકંદરિયા શેહેર અસલ ઘણું મોટું અને પ્રખ્યાત હતું. કેહેછે કે "અસલના વખતમાં આ શેહેરમધ્યે ચાર હજાર મેહેલ અને ચાર હજાર હમામખાનાં હતાં. બાર હજાર દુકાનો અને ચારસો નાટકશાળાઓ હતી. તેની પુસ્તકશાળામાં સાત લાખ પુસ્તકોનો સંગ્રહ હતો". * રોમની સાથે લહડાઈમાં આગથી આ શેહેરની ખરાબી થઈ હતી. થોડાં વરસથી આ શેહેર પાછું આબાદી ઉપર આવવા માંડયુંછે.

## ૮. ભૂમધ્ય સમુદ્ર.

THE MEDITERRANEAN SEA.

શિકંદરિયાનાં બંદરમાં આવ્યા પછી અરધા કે પોણા કલાકમાં "મસિલીયા" નામની આગબોટ ઉપર અમે ચહડયા. સાંજના પાંચ કલાકને અમલે આ આગબોટ ઉપડી. હવે અમે ભૂમધ્ય સમુદ્રમાં દાખલ થયા. આ સમુદ્રમાં ઓટ ભરતી થતી નથી તોછતાં અમને મોજાનું જોર બિજા સમુદ્રનાં જેટલુંજ અથવા વધારે લાગ્યું. આ દરીઆમાં મોજાનાં તથા પવનનાં જોરથી અમારી આગબોટ ડોળવા માંડી. આગબોટ ઉપર ચાલતાં એક લથડયું એવું આવે કે જાણે હમણા પડી જશું.

જરા આગળ વધ્યા એટલે વળી "ઉપર આભ ને નીચે પાણી" દેખાવા માંડ્યું. આ સમુદ્રમાં વાહાણ તથા આગબોટ બહુ ફરેછે. અમારી આગબોટ ઉપરથી જ્યારે ત્યારે કોઈ નહી તો કોઈ વાહાણ કે આગબોટ દેખાયા વગર રેહેજ નહી. શિકંદરિયાનું બંદર છોડ્યાને ત્રણ રાત થઈ ને ચોથી રાત્રે અમે સાંભળ્યું કે સવારના બૉનદામાં જઈ પોહોંચશું. આ ખબર સાંભળી અમે સઉ ખુશી થયાં. સવારનું પોહોર થતાં પેહેલાં અમારી આગબોટે બૉનદાનું બંદર કરયું.

* Dr Buist's Overland Journey to India.

## ૯. માલટા.

MALTA

આ બંદરનો દેખાવ અને તેનાં નિર્મળ બિલાર જેવાં પાણી જોઇ અમને બહુ આનંદ થયો. બંદરમાંથી શેહેરનો દેખાવ પણ ઘણો ખુબસુરત દેખાયો. બંદર પણ બહુ રૂડું છે. સુંદર નાહાના મછવાઓ અમારી આગબોટ આગળ અમને લેવાને આવ્યા. એમાંના એકમાં બેસીને અમે કિનારે ઉતરયા. શેહેરમાં લઇ જઇને અમને ફેરવી લાવવા માટે કિનારે ભાડુતી (ફેટન) ગાડી તઇયાર ઉભી હતી. ભોમિયો પણ તઇયારજ હતો. એક ગાડી તથા ભોમિયો લઇ અમે ગામમાં ફરવા ગયા.

મૉલટા શેહેરનો ઘાટ અને દેખાવ અજાએબ જેવો છે. અહીનાં રસ્તા, દુકાન અને માણસ જોઇ અમને બહુ નવાઇ જેવું લાગ્યું. શિકંદરિયા સુધી ઘણુંકરીને આપણા દેશ જેવો ઘાટ ને દેખાવ હતો પણ આ ઠેકાણે બદલાઇ ગયો. યુરોપમધ્યેનાં શેહેરનો કંઇ ખ્યાલ આ મૉલટા જોવાથી પ્રથમ આવેછે. રસ્તામાં પથરની લાદી જડી લીધીછે. કેટલીએક સેરી અને ગલી ઉંચીનીચી છે. રસ્તા સાફ અને ચોખ્ખા છે. ગંદવાડ જેવી વસ્તુ નથી. સવારનું પોહોર હતું તેથી દુકાનદારો પોતાની દુકાનનો સામન ગોઠવતા હતા. અમારો પોશાક તેમને વિચિત્ર લાગ્યો ને પોતાનું કામ છોડી અમને જોવાને કેટલાએક દુકાનની બાહાર આવ્યા.

મૉનટાનું શેહેર ઇંગ્રેજી રાજના તાબામાં છે. અહીં ઇંગ્રેજી લશ્કર અને લહડાઇના વાહાણ જાથુક રેહેછે. ઇસવી સન ૧૮૦૦ થી આ શેહેર ઇંગ્રેજોના તાબામાં આવ્યુંછે. અહીં ગવરનરનો મેહેલ અને સેંટ જૉનનું દેવળ જોવાલાયક છે. અમે પ્રથમ આ મેહેલ જોવાને ગયા. આમાં લહડાઇના બખ્તરો તથા લહડાઇનો સરંજામ એકઠો કરીને ગોઠવી રાખ્યોછે. એ ખરેખર જોવાજોગ છે.

સેંટ જૉનનું દેવળ ટોપી કે પાઘડી ઉતાર્યા વગર જોવા દેતા નથી. અમારી સાથેના પારસી સોબતિઓએ એ વિષે તકરાર કરવાથી અમે અટકી પડ્યા. પણ અમારા બિજા સોબતીઓએ કહ્યું કે એ ન જો-

વામાં તમે મોટી ભુલ કરી. આથી હું ખેદ પામ્યો. પણ ઉમેદ રાખી કે ઇશ્વર કરશે તો આવતી વેળા એ જોતો આવીશ. આ ઉમેદ પુરી પડી ને પાછો ફર્યો ત્યારે આ દેવળ જોવામાં આવ્યું.

અમે કિલ્લા ઉપર ગયા. અહીંથી બંદરનો દેખાવ બહુ રમણીય તથા ખુબસુરત દેખાયો. એક ઇંગ્રેજી સિપાઈ પેહેરો ભરતો હતો. તેણે અમને મુંબઇની ખબર પુછી. ને બોલ્યો કે "મેં હિંદુસ્તાનમાં ઘણાં વરસ ચાકરી કરીછે. મૉલટામાં મને ગમતું નથી. તમારા દેશમાં પાછું આવવાને બહુ ગમે છે." જેણે જે ભુમિ ઉપર ઘણાં વરસ કાડયાં હોય ત્યાં તેને વધારે ગમે તેનો આ એક દાખલો જાણવામાં આવ્યો.

મૉલટાની હવા સમધારણ છે. ઘણી ગરમી નહી તેમ ઘણી ઠંડી નહી. ત્યાંની ભાષા "મૉલટિ" તે તુર્કી, અરબી અને ઇટાલિયન ભાષાના મિશ્રથી થઇછે. ઇંગ્રેજી રાજ હોવાથી ઇંગ્રેજી સમજનાર તથા બોલનાર ઠેકાણે ઠેકાણે છે. સ્ત્રીઓનો પેરવેશ ઓખીની સ્ત્રીઓને વધારે મળતો આવેછે; ફેર એટલો કે બુરખો રાખવાને બદલે તેઓ મોહો ઉઘાડું રાખેછે. આ સ્ત્રીઓ ભરત કામમાં હોશિયાર ગણાયછે.

આસરે પાછલા પોહોરના ચાર કલાકે અમે મૉલટાનું બંદર છોડ્યું. બિજી સવારના અમારી આગબોટ ઉપરથી કૉર્સિકા અને સાર્ડિનીયા નામનાં મોટાં બેટ અમારી નજરે પડ્યાં. ઇટાલી દેશનો કિનારો પણ દેખાવા લાગ્યો. વિખ્યાત ગારિબાલ્ડીનું ઘર પણ દેખાયું. આ જોયાથી અમને બહુ આનંદ થયો. તા૦ ૩ જી એપ્રિલની સવારના પોહોરમાં અમારી આગબોટ માર્સેલ્સનાં બંદરની પાસે આવી. અમે બધા ખુશી થયા અને "ડેક" ઉપર જોવાને ઉઠ્યા. પણ જરાવારમાં અંધારાની પેઠે ચોતરફ ધુંમસ પથરાઈ ગઈ. અમારી-પડખે થઇને વાહાણ જાય તે પણ દેખાય નહી. સામેથી વાહાણ આવીને ન અથડે તેટલામાટે અમારી આગબોટ ઉપરથી વરાળની સિસોડી વાગવા માંડી. એવાં અંધકારમાં વરાળયંત્ર ચાલતું બંધ પાડવાનો તથા આગબોટ ઉભી રાખવાનો કપતાને હુકમ કર્યો. આ પ્રમાણે આસરે ૧॥ કલાક રહ્યું. પછી ધુમસ ઉઘડી ગઇ અને સુરજ દેખાવા માંડ્યો.

## ૧૦ માર્સેલ્સ.

MARSEILLES

અમારી આગબોટ ડૅક અંદર પેઠી. બીજાં સેંકડો વાહાણો લંગર થયાં હતાં તેની અડોઅડ કિનારે પગ મુકાય એવી રીતે લઈ જઇને તેણે લંગર કર્યું. આ દેખાવ જોવાજોગ હતો. તરતી-ગોદી એટલે શું અને મોટાં મોટાં વાહાણો એકબીજાને અથડયા વગર અડોઅડ ઉભાં રેહ્યું અને તે ઉપરથી કિનારે ડેકડો મારી ઉતરી શકાય એવો ડૅકો પેહેલ વેહેલો અમે માર્સેલ્સમાં જોયાથી ઘણા ખુશી થયા.

હવે અમારો સામન ઉઘાડીને માંડવીમાં દેખાડવો જોઇએ. તેટલા માટે અમને મછવામાં બેસાડીને માંડવી તરફ ઉતાર્યા. અહીં અમને ઓટી થવું પડ્યું. બેસવાને માટે અમને મોટો ઓરડો મળ્યો. પણ અહીં ઘણો વખત લાગ્યાથી અમને કંટાળો ઉપજ્યો. આસરે બે કલાક આમ ઓટી થતાં નિકળી ગયા. તેટલા સુધીમાં અમારો સામન આગબોટ-વાળાઓએ ઉતારીને માંડવીના બીજા ઓરડામાં મુકયો હતો.

પછી થોડાથોડા કરીને અમને તે ઓરડામાં જવા દીધા. ત્યાં અમારા સામનની પેટી તથા કોથલી અમે શોધી કાહાડી. ફ્રેન્ચ અમલદારો ઘણીજ બારીકીથી મુસાફરનો સામાન તપાસેછે; એટલામાટે કે કોઇ દાનચોરી ન કરે. આપણી પાસ જગાતની હરએક ચીજ હોય તો તરત કહી દેવું. એવી ચીજ ન લીધી હોય તો વધારે સારૂં. અમે અમારો સામન ઉઘાડો કરીને દેખાડયો. તપાસનારે સામન તપાસ્યા પછી એકએક દાગીના ઉપર પાસ થવાની નિશાની કરી આપી.

એક આબરૂવાળા હૉટેલનો કારભારી ઇંગ્રેજી બોલતો હતો તે અમારી પાસે આવીને અમને મદદ કરવા લાગ્યો. તેણે અમારો સામન ઉંચકાવીને બાહાર એક મોટી ગાડી ઉભી હતી તેમાં નખાવ્યો. અમને ગાડીમાં બેસાડીને પોતાનાં હૉટેલ તરફ ગાડી હંકરાવી. ફ્રેન્ચ લોકોને સમજાવવાને તથા તેમની સાથે વાત કરવાને ફ્રેન્ચ ભાષા ન જાણ્યાથી જ્યારે અડચણ પડેછે ત્યારે આવા ભોમિયા વગર ચાલતું નથી.

હૉટેલ તરફ જતાં જતાં અમે રસ્તામાંજ બહુ અચરત પામ્યા. મોટી મોટી હવેલિઓ, મોટા મોટા રસ્તાઓ, મોટી મોટી સુંદર દુકાનો, મોટી મોટી ઑમ્નિબસો, મોટા મોટા ઘોડાઓ અને માલનાં ગાડાંઓ, આ નવો અને વિચિત્ર દેખાવ જોઈ અમે બહુજ અચરત પામ્યા.

હૉટેલ આવ્યું ને તેમાં અમે ઉતારો કર્યો. યુરોપનાં હૉટેલની સુંદર બાંધણી અને તે મધ્યેની સુખદાયક ગોઠવણ વિષે હું હવે પછી લખીશ. આ ઠેકાણે માત્ર એટલુંજ જણાવું છઉં કે મુંબઈના કોઇ શ્રીમંતની હવેલી કરતાં આ હૉટેલ કંઈપણ રીતે ઉતરતું નહી હતું. અહીં નાહી ધોઇ નાસ્તો પાણી કરી અમે પ્રથમ જરા આરામ લીધો.

પછી અમારી સાથેના એક દક્ષણી બ્રાહ્મણને પાછો મુંબઈ મોકલવાની ભાંજગડમાં અમે પડ્યા. આ ચાકર ઘણો નઠારો નિકલ્યો. તે માથાનો ફરેલ અને બુદ્ધિમાં ઓછો હતો. તે આગબોટપર ઇંગ્રેજી ખલાસીના છોકરાને છરીથી મારવાને તઇયાર થયો હતો. એને રવાને કરવા માટે ત્યાંના ઇંગ્રેજી કૉન્સલની મદદ લેવી પડી. પછી આગબોટ વાળાઓ સાથે બંદોબસ્ત કરી તેને પાછો મુંબઈ મોકલી દીધો.

એટલામાં સાંજ થવા આવી. શેહેરમાં ફરી આવવાનો આ સારો સમય હતો. હૉટેલમાંથી ભોમિયો લઇને તથા ગાડી કરીને અમે ફરવા નિકલ્યા. ફરતાં ફરતાં એક ઉંચી ટેકડી પાસે ગયા. આ ટેકડીને ક્યાથી બહુજ ખુબસુરત બનાવેલીછે. ટેકડીને નીચે પાણીનો ધોધ્નો પડતો હતો. આ જગ્યા "પાલે-નેપોલીયન" નાં નામથી ઓળખાયછે. અમે ઉંચે ચહડ્યા. ચહડીને જોઇએ છઇએ તો આ ટેકડીને એક બગીચા જેવી બનાવીછે. અહીં નેપોલિયન બોનાપાર્ટનું પુતળું ઉભું કર્યુંછે. ઠેઠ ઉંચે ચહડી ઉભા રહ્યા તો આખ્ખાં શેહેરનો રમણીય દેખાવ અમારી નજરે પડ્યો.

આ વેળાએ સાંજ પડી હતી. સુરજ અસ્ત પામતો હતો. આહા કેવો સુંદર અને ખુબસુરત દેખાવ !! ચોતરફ સોનેરી ચળકાટ થઈ રહ્યો હતો. આજ વેળાએ અને આજ ઠેકાણે અમે બોલ્યા કે "શું આ ખરો દેખાવ છે કે ઉંઘમાં સપનું આવ્યુંછે?" આવી સુંદર નગરી અમે કોઈ કાળે દીઠી નહી હતી. આ ઠેકાણે બેસવા ને ફરવાની બહુ મઝા છે.

કેટલાએક ફ્રેન્ચ પોતાની બાયડી તથા છોકરાંઓની સાથે ફરવા આવ્યા હતા. તેઓ અમારી તરફ ઘણી અચરતીથી જોતા હતા. આ ઠેકાણે બાંધેલું એક સુંદર મકાન છે તે સઘળું ઉપર સુધી અમે જોઈ આવ્યા.

અમે હવે બહુ આનંદ તથા સંતોષ પામી પાછા ફર્યા. કેટલાએક રસ્તાઓની વચોવચ ઝાડની ઘટા લાગી હતી અને માણસો ફરતાં હતાં. એક રસ્તા ઉપર ફુલ વેચવાની દુકાનો, આહા કેવી ખુબસુરત અમે જોઈ !! હવે દીવા થવાનો વખત થયો હતો. ગ્યાસલાઈટ એટલે કોયલાના વાયુથી પેટવેલા દીવા અમે પેહેલે વેહેલા માર્સેલ્સમાં દીઠા. આ દીવાની બારે જોતથી દુકાનો દીપી ખૂબ રહી. અમે ફરતાં ફરતાં અને જોતાં જોતાં અમારે ઉતારે ગયા. ગરીબ ભીખારીના છોકરાઓ પોતાની ડોકમાં વાજીત્ર વગાડવાની પેટી બાંધીને હાથે ફેરવીને વગાડતા રસ્તામાં ફરતા હતા. બે ત્રણ છોકરાઓ અમારી પાસે આવીને વગાડવા લાગ્યા અને અમને બહુ ખુશી કર્યા. તેઓને અમે થોડા પઇસા આપ્યા તે તેઓએ મોટા ઉપકારથી લીધા.

કેટલાએક છોકરાઓ રસ્તામાં લોકોનાં બૂટ બ્રશથી ઘસીને સાફ કરવાને માટે સામન લઇને ફરતા હતા. જેઓ પોતાનાં બૂટને બ્લાકીંગથી સાફ કરાવવા ઇચ્છતા હોય તેઓ રસ્તામાં એક કોરે બૂટ પગમાં પેહેરીને ઉભા રેહે એટલે બૂટ સાફ કરનાર છોકરો વાંકો વળીને તથા જોરથી બ્રશ ઘસીને નવા ચકચકીત જેવા કરી આપે.

માર્સેલ્સમાં વેપારીઓને મળવા માટે એક્સચેંજ બાંધીછે તે ઘણીજ તાર્ફ અને જોવાજોગ છે. કેહેછેકે આખા યુરોપમા એવી સુંદર "એક્સચેંજ" બીજી એકે નથી. માર્સેલ્સનાં કેટલાંએક હૉટેલ તથા કાફીખાનાનો બાહારનો દેખાવ જોઈ અચરતી ઉપજેછે. રાજાઓનાં મેહેલના જેવો તેમનો ભપકો અને દબદબો માલમ પડેછે. આપણી ગાયકવાડ સરકારના મેહેલનો દેખાવ મેં જોયોછે તે આ હૉટેલ કે કાફીખાનાં આગળ વરાવમાં જાય. થાંભલા અને બારી-બારણાંના ખુણા સોનાથી રસેલા દેખાયછે. ઘર પોરબંદર જેવા સફેત પથરનાં અને એક સરખા સુંદર ઘાટથી હારબંદ બાંધેલાં જોવામાં આવેછે.

અમે માત્ર બેજ દિવસ માર્સેલ્સમાં રહ્યા. ત્રીજે દિવસે એટલે તા૦ ૫ મી એપ્રિલની સવારના ઝટ નાસ્તો કરી લઈ રેલવેસ્ટેશન ઉપર ગયા. યુરોપમાં રેલવેસ્ટેશન કેવાં મોટાં અને ભભકાદાર છે તેનો પેહેલો દેખાવ આ સ્ટેશન ઉપર માલમ પડ્યો. ઉતાવળે જનાર ગાડીમાં જવાની અમે પારિસ સુધી ટિકિટ લીધી. નોકરોને વાસ્તે પણ પેહેલા વર્ગની ટિકિટ લેવાની જરૂર પડી. કેમકે ઉતાવળી ગાડીમાં પેહેલા સિવાય બિજા કે ત્રીજા વર્ગની ટિકિટ મળતી નથી. અમારામાંથી એકજણ ઓછો થવાથી અમને ૭ જણને એક આખો ખંડ મળ્યો.

માર્સેલ્સથી પારિસ ૭૬૦ માઈલ છેટું છે. માર્સેલ્સ ફ્રાન્સની દખણ દિશાએ છે. હવે બરાબર ઉત્તર દિશાએ જવું જોઇએ. અમારી ગાડી ચાલવા માંડી ત્યારે દસ વાગ્યાનો સુમાર હતો. એક કલાકમાં ૩૬ થી ૪૦ માઇલને સુમારે આ ગાડી દોડવા લાગી. જતાં જતાં ફ્રાન્સનાં ગામો અને ખેતરોનો સુંદર દેખાવ નજરે પડવા માંડ્યો. કોઈપણ ખેતર ઉજાડ કે ખાલી મળે નહી. આપણા દેશ જેવી આ જમીન ગ-આળ નહી તેકતાં એક તસુ પણ જગ્યા ખાલી કે નકામી મળે નહી. ચોતરફ ફળવંત ખેતરો અને નાહાનાં ગામોમાં નાહાનાં પણ સુંદર ઘરો જોઈ અમે બહુ પ્રસન્ન થયા. ઉદ્યોગ અને આબાદાનીની નિશાની ચોમેર માલમ પડી. કોઈ માણસ વસ્ત્ર વગર તો કોઈ દેખાયજ નહી.

આ ભૂમિ ઉપર ઇશ્વરની મોટી મેહેર હોય એમ અમને લાગ્યું. રેલવેનાં નાહાનાં સ્ટેશન ઉપર અમારી ગાડી જરાય ઓટી થતી નહી. મોટાં સ્ટેશન ઉપર ઓટી થતી; કોઇ ઠેકાણે માત્ર બે મિનિટ અને કોઈ ઠેકાણે ૧૫ થી ૨૦ મિનિટ. અમે ફ્રેન્ચ ભાષાનાં જ્ઞાન વગર જરા હેરાન થયા. જ્યાં ગાડી ઉભી રેહે ત્યાં "ગાર્ડ" આવીને ઝટઝટ બોલી જાય કે અહીં એટલી મિનિટ ઓટી થશે. અમને સમજ પડે નહી કે શું બોલે છે. આથી અમને હાજતપાણી કરવાની અડચણ કેટલાએક કલાક ખમવી પડી. પછી તો અમે હરકોઈ સ્ટેશનના નાહાના મોટા દેખાવ ઉપરથી જાણવા લાગ્યા કે "અહીં વધારે ઓટી થશે કે નહી." રૂલવેના વખતની ટીપ અમે જો રાખી હત તો અમને જરાય અડચણ પડત નહી.

# ૧૧ લાયન.

LYONS

લાયન જેને ફ્રેન્ચ લોક લિયાં કેહેછે, તે મોટાં શેહેર આગળ અમે રાતના ૭ા વાગતાને સુમારે આવી પોહોંચ્યા. આ મોટાં શેહેરનું મોટું સ્ટેશન જોઈ અમે છક થઈ ગયા. રેલવે સ્ટેશનનો આવો દબદબો અને ભપકો જોઇને આ દેશના મુસાફર પ્રથમ અચરતીમાં લપટાઈ ગયા વિના રેહેતો નથી. ગ્યાસની રોશનીથી આ સ્ટેશન ઉપર "દીવાળીના દીવા" કરતાં વધારે પ્રકાશ થઈ રહ્યો હતો. જતી વેળા લાયન શેહેરમાં અમે ઉતર્યા નહી; પણ હું ઇંગ્લંડથી પાછો ફર્યો ત્યારે એક દાહાડો આ શેહેરમાં રહ્યો હતો.†

લાયનમાં આસરે ૦ાા કલાક અમારી ગાડી ઓટી થઇ. રાત પડવા આવી હતી અને તાહાડ વાગતી હતી. તેવામાં અમને હુંફ વળે એટલા માટે રેલવેનાં માણસો અમારી ગાડીમાં ગરમ ઉકળતાં પાણીના ગોળ અને લાંબા "રોલ" મુકી ગયાં. તે ઉપર ગલેચા જેવું કપડું

† આ શેહેર મોટું અને જોવાલાયકછે. માર્સેલ્સથી તે ઘણું ચહડતુંછે. રસ્તાની સફાઈમાં તથા બીજી કેટલીએક વાતમાં પારિસની બરાબરી કરે તેવું છે. લાયનમાં ફુવારાનો બાહાર કેટલાએક ચોક આગળ ખૂબ દીપી નિકળેછે. એક ઉંચી જગ્યા ઉપર મને મારો ભોમિયો લઇ ગયો હતો; ત્યાથી શેહેરનો દેખાવ બહુ રળીયામણો લાગેછે. રોહોન અને સોન નામની બે નદીનો સમાગમ અહીથી દેખાયછે.

આ શેહેરમા રેશમી કાપડ બનાવવાના મોટા કારખાના છે. ચીનાઈ રેશમી તાનચોઈ ઉપર અથવા બનારસી કિનખાબ ઉપર તરેહવાર ભાત વણેલી આવેછે તે પ્રમાણે રેશમમાં વણેલી માણસની આબેહુબ તસ્વીર એક કારખાનામાં તઈયાર થાયછે. આવતી વેળાએ હું આ કારખાનું જોવા ગયો હતો અને રેશમી કાપડના વણતરમાં ફ્રાન્સના શેહેનશાહ લુઇ નેપોલિયનની તસ્વીર આબેહુબ પડતી હતી તે જોઇ હું બહુજ અચરત પામ્યો. એક બીજા સંચામાં ફ્રાન્સના રાજ કારભારિયોની દસ બાર તસ્વીર સાથે પડતી હતી. આવી રીતે વણવાની કળા માટે તે કળા શોધનારને ધન્ય છે. આ કળા શોધનાર ઘણો તવંગર છે; પણ સાદો ને બખીલ જેવો લાગેછે. યાદગારી માટે મેં થોડાક કટકા વેચાતા લીધા. મોટા આરસામાં જડાય એવી છબી પણ અહીં વણાઇને તઇયાર થાયછે, પણ તેની કિંમત મોંઘી પડેછે.

જડી લીધું હતું. આ રેલ ઉપર પગ મુકવાથી અમને હુંફ વળી; ને તાહાડ ઓછી થઈ. મુસાફરોનાં સુખને માટે આ તરફની આગગાડીમાં કેવી ગોઠવણો હોયછે તેનો એક દાખલો માલમ પડયો.

હવે અમારી ગાડી ચાલવા માંડી. ગાડીમાંથી જોતાં પણ લાયન શેહેરનો દેખાવ ઘણોજ ખુબસુરત લાગ્યો. રાત પડી હતી પણ શેહેરમાં દીવાનો ઝળકાટ થઇ રહ્યો હતો. ગાડી પાછી ઝડપથી દોડવા માંડી. હવે રાત પડી; ગાડીમાં દીવો પણ બાહારનો દેખાવ દેખાય નહી. બેઠા બેઠા ઉંઘના ઝોલા આવવા માંડ્યા. જરામાં આંખ મિચાય અને જરામાં ઉઘડી જાય. આવી અવસ્થામાં અમે આખી રાત કાહાડી. હવે સવાર થવાનો પ્રકાશ નિકળ્યો. જરાવારમાં ચાલતી ગાડીએ ખુબસુરત અને ખુશનુમા દેખાવ ચોતરફ દેખાવા લાગ્યો. આ દેખાવ પારિસ સેહેરનોજ હવે એમ તરત જાણવામાં આવ્યું.

## ૧૨. પારિસ.

PARIS

તા૦ ૯ મી એપ્રિલની સવારના અમે પારિસ જઇ પોહોંચ્યા. આહા !! હું તેના શું વખાણ કરૂં ! એવી સુંદર અને ખુબસુરત નગરી કોઇ દુનિયામાં નહી હશે. પારિસ વિષે મેં વાંચ્યું હતું કે એનાં જેવું સોહામણું શેહેર બીજું એકે નથી. માર્સેલ્સ જોઇ એ વિષે મેં કંઇ ખ્યાલ બાંધેલો હતો; પણ જોવામાં અને સાંભળવામાં કેટલોબધો ફેર ? જે પ્રમાણે ખાવાની કે પીવાની હરએક વસ્તુ ચાખ્યા વિના માત્ર જોવાથી તેનો સ્વાદ માલમ પડી શકતો નથી; તેજ પ્રમાણે નજરે જોવાની હરએક વસ્તુ જોયા વગર માત્ર સાંભળવાથી તેની ખરી ખુબી કદી માલમ પડી શકતી નથી.

હું સાચું કહું છઉં કે મારી નજર છક થઇ ગઈ. એક અંધારી ઓરડીમાંથી નિકળીને સુરજના તડકા સામું જોતાં આંખ જેમ અંજાઈ જાયછે તેમ મારી આંખ અંજાઇ ગઇ. આપણા કવીઓએ લંકાપૂરી અથવા દ્વારિકાંપૂરીનું વર્ણન કર્યુંછે, પણ તેઓએ આ પારિસ જોયું હોત તો હું ખાતરીથી કહું છઉં કે તેનું વર્ણન તેઓ લંકા કે દ્વારિકાંપૂરીથી

સોગણું વધારે સારી રીતે કરી શકત. થોડીવાર મારી સુદ્ધ કે બુદ્ધ ઠેકાણે રહી નહી. જરા જરામાં મને સંશય પેદા થાય કે આ ખરો દેખાવ છે કે ખોટો; હું ઉંઘમાં છઉં કે જાગૃત; આ દુનિયામાં છઉં કે બીજી દુનિયામાં; આ નગરી માણસની છે કે દેવતાઓની? આવી રીતે કેટલીકવાર મનમાં તરેહવાર શંકા થયા કરી. અંતે ચોકસ થયું કે હું મારી સુદ્ધમાં છઉં અને હું ખરેખર એક મહા સુંદર દેખાવ જોઉં છઉં અને અતિ સોહામણી નગરીમાં આવી પોહોંચ્યો છઉં.

આગગાડીમાંથી ઉતરી ગાડી કરીને અમે એક પ્રખ્યાત હૉટેલમાં ગયા. હૉટેલના ભભકાની હું શી વાત કહું? મુંબઇના ઘણાક શ્રિમંતોનું ઘર મેં આવું ભભદાર જોયું નથી. પણ "લુવર" નામનાં એક બીજા હૉટેલથી આ ઉતરતું હતું. લુવર હૉટેલની બરાબરી તો કોઇ હૉટેલથી થઈ શકે નહી. એની ઇમારતે બે એકર જમીન રોકીછે. એમાં ૯૦૦ થી વધારે સુવાના ઓરડા છે. ચાકરને બોલાવા કરવા વિજળીના તારથી સઘેરા ચાલેછે. અમારું હૉટેલ આથી ઉતરતું છતાં મારી આંખ તો ચળી ગઈ. આ મહા સુંદર ઉતારામાં અમે નાસ્તો પાણી કરી કરવી જરા આરામ લેવાનો વિચાર કર્યો. પણ સપનામા ન દીઠેલી એવી સુંદર ને ઝગઝગાટ ભરેલી નગરી જોવી મુકીને આરામ લેવા કોને ગમે? અમે તરત એક ભોમિયાને સાથે લઈ આ ઉત્તમ નગરી જોવા નિકળ્યા.

આ: હા! કેવા ધોરી અને ચોખ્ખા રસ્તા!! કેવાં રૂડાં ઘર અને દુકાનો!! રસ્તે રસ્તે કેવાં સુંદર ફુવારા અને પુતળાંઓ!! કેવાં જગે જગે ઝાડો અને બાગો!! કેવાં ઝગઝગતાં કાફીખાનાં અને રેસ્તોરાં!! એક જોઇએ ને બીજું ભૂલી જઇએ. આ જોઇએ કે તે જોઇએ! એક જોઇને બીજું જોઇએ ને ત્રીજું જોઇએ, પણ મન ધરાય નહી. મોટા ધોરી રસ્તાનો દેખાવ કેવો ખુબસુરત!! ઘરોની રોણક અને દુકાનોની શોભા અને રસ્તાની ખુબસુરતી જોઈ જીવ ખુશ ખુશ થઈ જાય. જાણે કોઈ મોટા તેહેવાર હોય અને સઉ લોક મોજ મઝા અને અમન ચમનમાં ફરતા હોય અને ઠેકાણે ઠેકાણે ભેળા થયાં હોય એમ આપણને લાગે. પણ આવો દેખાવ તો આ શેહેરમાં નિત્ય નજરે પડેછે.

પારિસમાં રસ્તાની રચના અને શોભા શિવાય બીજું જોવાનું બેસુમાર છે. થોડા દાહાડામાં શું જોઇએ અને શું નહી !! સવારના ૯ વાગાથી રાતના ૧૨ વાગા સુધી ત્રણ દાહાડા અમે જરાય વિસામો લીધા વગર એક ઠેકાણેથી બીજે ઠેકાણે ને ત્યાંથી ત્રીજે ઠેકાણે એ પ્રમાણે ફર્યા પણ મન ધરાયું નહી. વચમાં જરાવાર ટુંગોપાણી કરીએ તે માફ. પણ જંપ વાળીને મુદલ બેસતા નહી. આ પ્રમાણે અમે ત્રણ દાહાડા કર્યું અને તેટલી મુદતમાં અમારાથી જેટલું બન્યું તેટલું જોઈ લીધું. હું મુંબઈ પાછો આવ્યો ત્યારે પણ પારિસ થઇને આવ્યો અને બીજા બે દાહાડા ફર્યો પણ હું સાચું કહું છઉં કે મારૂં મન ધરાયું નથી. "પાછો જઊં અને પારિસ જોઉં" એમ મનમાં ઘણી વાર થાયછે.

રાતની વેળાએ ગ્યાસના દીવા થાયછે અને તેથી પારિસની આખી નગરીમાં મોટી રોશની અને મોટી ધુમ મચી રેહેછે. દીવાળીના તેહેવારમાં રાતની વેળાએ જેવા આનંદથી આપણે ફરવા નિસરીએ છઇએ તેથી વધારે આનંદથી લોકો નિત્ય ફરવા નિસરેછે. આપણી મુંબઈની દીવાળીતો આ નિત્યની દીવાળીના વટાવમાં જતી રેહે. દુકાનદારોની દુકાનોનો ભભકો અને કાફીખાનાંઓનો દબદબો જોઈ આંખ ઠીપાઈ જાયછે. ઠેકાણે ઠેકાણે દીવાનો ચળકાટ ને ઝળકાટ, ઠેકાણે ઠેકાણે રાગ, રંગ ને ઉમંગ અને ઠેકાણે ઠેકાણે ગાન તાન ને સૂર થઈ રહ્યાછે. આવી રીતે મોજ મઝા ને અમન ચમનમાં પડેલું લોક દુનિયામાં થોડીજ જગાએ હશે. આવા આનંદમાં પડેલા લોકમાં રેહેવાથી આનંદ કોને ન થાય !

પુતળાં અને ફુવારા.—રસ્તે રસ્તે અને ચકલે ચકલે પુતળાં અને ફુવારાનો બાહાર જેવો પારિસમાં મારેછે તેવો બહાર બીજા કોઈ શેહેરમાં નહી હશે. ઉંચા સ્તંભો કોતરીને તે ઉપર મુકેલાં પુતળાં અને ફુવારાઓની ઉડતી ધારા—એમની શોભા હું વર્ણવી શકતો નથી. "પારિસમાં મિનારા સાથેના આસરે ૪૦ અને સાદા ૧૦૦ ફુવારા બાંધેલા હશે. તે ઉપરાંત ૨૦૦૦ નળનાં મોંહાડાં નિત્ય ત્રણ કલાક ઉઘાડાં મુકેછે" * તેમાંથી પાણીનો ધોધ ઠેકાણે ઠેકાણે છુટેછે તે દેખાવ ખુશીભરેલો લાગેછે.

* Galignani's Paris Guide

ચેટલેટ નામનો પ્રસિદ્ધ અને ખુબસુરત ફુવારો એક ઘણા ઉંચા અને ૩૬ સ્તંભમાંથી છુટેછે. આ ફુવારાનો સ્તંભ આસરે ૬૦ ફૂટ ઉંચો ને તાડના આકારનો છે. આ સ્તંભના પાયા ઉપર ચાર પુતળાં એકએકનો હાથ પકડીને સ્તંભની આસપાસ વળગીને ઉભેલાંછે. ન્યાય, બળ, ડાહપણુ અને ચપળતા—આ ચાર ગુણના આ ચાર પુતળાં છે. સ્તંભને મથાલે એક ગોળા ઉપર સોનેરી રંગનું પુતળું જીત અથવા ફતેહની નીશાણી દેખાડેછે. કંકૉર્ડ નામના ચોક આગળ પણ ફુવારાનો અને સ્તંભનો અને પુતળાઓનો ખુબ બાહાર મારેછે.

વેન્દોમ નામના ચોકમાં એક સ્તંભ ૧૩૫ ફુટ ઉંચો છે તે ઉપર નેપોલિયનનું પુતળું છે. આ સ્તંભ ઉપર ચઢીને જોયાથી પારિસનો દેખાવ સારી રીતે જોવામાં આવેછે. બાસ્ટીલ નામના ચોકમાં જુલાઈ નામનો સ્તંભ છે તે પણ ઘણી શોભા આપેછે. આ સ્તંભને મથાલે "સ્વતત્રપણાંની બુદ્ધિ" (Genius of Liberty.) નું પુતળું છે. તેના જમણા હાથમાં મશાલ ને ડાબા હાથમા ભાગેલી સાંકળ છે. તે એક પગ ઉપર ઉભેલું જાણે પાંખ ઉઘાડીને હમણાજ ઉડી જતું હોય એમ લાગેછે. આ સ્તંભ આસરે ૧૫૦ ફૂટ ઉંચો છે ને તે બાંધવાના ૧૨॥ લાખ ફ્રાંક અથવા પાંચ લાખ રૂપીયા લાગેલા કેહેવાયછે.

ફરવા હરવાની પ્રખ્યાત જગ્યાઓ.—પારિસમાં ફરવા હરવાની જગ્યાઓ એવી છે કે તેથી ફરવા જનારાઓનાં જીવને ઘણો આનંદ ઉપજ્યા વગર રેહ્ય નહી. ઉપર કહેલા ચોક કે ફુવારા તરફ ફરવા ગયાથી જીવને ખુશી ઉપજેછે. વળી ચાંપ્સ ઇલૈસીસ નામની જગ્યા સઉથી મોટી અને ઘણી ખુશનુમા છે. આમાં ઝાડોની સુંદર હારની હાર લાગેલી છે. અહીંથી ઇનવાલિડ નામનું હોટેલ તથા ધંડસ્ત્રી નામનો મેહેલ દેખાયછે તેનો ખુબ બાહાર મારેછે. માનસ્યુ નામનું મોટું પાર્ક બહુજ ખુશી ઉપજાવનારૂં છે. ટુઇલરિનો બાગ તથા લુક્ષામ્બોનો બાગ તથા પાલિસ રૉયલ નામના મેહેલનો બાગ વગેરે ફરવાની જગ્યાઓ સઉ લોકોને માટે ઉઘાડી છે ને તેમાં ફરવા હરવામાં કોઇને અટકાવ થતો નથી.

બુલવર્ડ નામની જગ્યાઓમાં ફરવા હરવાની બહુજ મજા પડેછે.

પારિસની આસપાસ અગાઉ કોટ બાંધેલો હતો તે પાડી નાખીને જે નવા
રસ્તા બાંધ્યાછે તે બુલવર્ડ નામથી ઓળખાયછે. એક બુલવર્ડનો રસ્તો
૫૦૦૦ વાર અને કોઈ તો ૧૬૦૦૦ વારથી વધારે લાંબો છે. આમાં
ઝાડોની સામસામે ચાર હાર એકસરખી જણાયછે. વચમાં ઝાડોની હાર
વચ્ચે ગાડીનો રસ્તો અને બંને તરફ ઝાડોની વચ્ચે ફરવા હરવાનો રસ્તો
ઉત્તર તરફનો બુલવર્ડ પારિસનો સઉથી સુંદર અને રૂડામાં રૂડો ભાગ
ગણાયછે તે પારિસનું નાક અથવા પારિસનો મુખ્ય શણગાર કેહેવાયછે

પારિસની સઉથી સુંદર દુકાનો, પારિસના સઉથી ઉંચા અને ભપકાદાર ઘરો, પારિસના સઉથી ચકચકિત કાફીખાનાઓ જોવા હોયતો અહીં
તમે જોશો અહીં સાફો ઉંચો પોશાક પેહેરીને આવેછે, માટે પારિસની
પ્રખ્યાત "ફેશન" જોવી હોય તો અહીં દેખાશે અહીં વાજીત્રનો
સુસ્વર રાગ કાને પડેછે ઇટાલિયન નામના બુલવર્ડમાં સઉથી મોટાં
ને શોભીતાં ફ્રેન્ચ એકડા મળેછે ને તે જગા સાંજના સ્ત્રી પુરૂષોથી ભરાઈ જાયછે અહીં તેઓ ભાડે ખુરસી લઈને બેસેછે પુતળાઓનો નાચ
તથા દોરડા ઉપરનો નાચ જોવો હોય તો ટેમ્પલ નામના બુલવર્ડમાં જવું
જોઈએ આ જગ્યાએ દર રવીવારને દહાડે તો જાણે મોટો મેળો ભરાયછે.

ઘર અને દુકાનો —પારિસના ઘરોની અને ઘરો નીચે દુકાનોની
જે શોભા મારેછે તેવી શોભા મેં કોઈ ઠેકાણે જોઈ નથી કેહેછે કે
પારિસમાં ૬૦ હજાર ઘર અને ૩૦ હજાર દુકાનો છે થોડા વરસમાં
જુના ઘરોની જગ્યાએ નવા ઘરો નવા અને સુંદર ઘાટે બંધાયછે તેથી
પારિસની આખી નગરી ખૂબ બિરાજેછે એવો કાયદો છે કે દસ વરસમાં
એક વખત જે ઘરધણી પોતાના ઘરનો બાહારનો અને આગલો ભાગ
રંગ કે ચુનો લગાડીને જો સુધારે નહી તો તેને શિક્ષા થાય તેમજ તે
જો પોતાના ઘર તરફના રસ્તાનો આગલો ભાગ નિત્ય સવારના ઝાડીને
સાફ ન કરે ને ખાળામાં પાણી ન છાંટે તો તેમાટે પણ તેને શિક્ષા થાય
આ ગોઠવણથી રસ્તાઓ ઘણા સ્વચ્છ રેહેછે ને તે ઉપર કચરો ધુળ
કંઈ જણાતો નથી વળી રસ્તા ઉપર દુકાનોની શોભામાં કંઈ મણા
નથી એકેક દુકાન જોઈને આપણું મન સાનંદ ચકિત થઈ જાયછે

કાફીખાનાં.—પારિસની મોટામાં મોટી શોભા તેના કાફીખાનાંઓથી છે. બસો વરસની વાત ઉપર પારિસમાં એકે કાફીખાનું ન હોતું. હાલ મહોલે મહોલે ને ચકલે ચકલે કાફીખાનાંઓછે. હરએક કાફીખાનાંના માલિકની પેદાસ તેનાં કાફીખાનાનાં ભભકા અને સણગાર ઉપર આધાર રાખેછે. જે કાફીખાનું ઘણો ખરચ કરીને જેમ ઘણું સણગારેલું અને ઘણું ભભકાદાર તેમ તેની પેદાસ વધારે થાયછે. તેટલા માટે આ કાફીખાનાઓ એટલા તો દીપી નીકળેછે કે આપણે ચકિત થયા વગર રેહેતા નથી. બુલવર્ડ તથા બીજે ઠેકાણે જ્યાં મોજ મારનાર લોકો એકઠાં થાયછે ત્યાંના કાફીખાનાંઓ જોઇને આપણે અચરત પામીએ છઇએ. રાતની વેળાએ આમાં જ્યારે રોશની કરવામાં આવેછે ત્યારે તે રોશનીનો એટલો બધો પ્રકાશ મારેછે કે બાહારથી કે અંદરથી જોનારની આંખ દીપાઈ ગયા વગર રેહેતી નથી.

આ કાફીની દુકાનોની બાહાર ખુરસીઓ અને નાહાની ટેબલ નાખીને મોજની વેળા નિત્ય સ્ત્રી પુરષો બેસેછે. કોઈ કાફી પીયેછે, કોઈ ચાહા પીયેછે, કોઈ આઈસ્ક્રીમ (એટલે બરફથી ઠારેલું દુધ) અથવા બરફથી ઠારેલા ફળનો માવો ખાયછે, કોઈ મીઠાઈ કે મેવો આરોગેછે, કોઇ વાત કરેછે ને કોઇ બેઠા બેઠા આસપાસનો દેખાવ અને લોકોનો આવજાવ જોયા કરેછે. આ દુકાનોની માંહલી કોર જઇને જોઇએ છઇએ તો જોવાના આરસા એટલા મોટા હોયછે તથા દીવા એટલા બધા પેટવેલા હોયછે કે આપણે માનીએ નહી કે આ કોઇ દુકાન હશે. સોનેરી "ગીલ્ટ" નો અને ચારે કોર રોશનીનો એટલો ચલકાટ અને ઝલકાટ મારેછે કે જાણે કોઈ મોટામાં મોટા રાજાના મેહેલના એક ઓરડામાં આપણે ગયા હોઇએ એમ લાગેછે.

ટુઇલિરીનો મેહેલ.—પારિસના માત્ર કાફીખાનાં કે પોહાચખાનાં જોઇને જ્યારે આપણી આંખ ચકિત થઇ જાયછે ત્યારે ત્યાંના મેહેલ જોઇને આપણી આંખ સાવ દીપાઈ જવી જોઇએ. હાલનો શેહેનશાહ લુઇ નેપોલિયન જ્યારે ગામમાં હોયછે ત્યારે ઘણુંકરીને "ટુઇલિરી" નામના મેહેલમાં રેહેછે. આ મેહેલની શોભામાં અને આ મેહેલના

બાગની રચનામાં કંઈજ મણા નથી. તેમછો શેહેનશાહ રેહેતો હોય તે છતાં મોટા બાગમાં ફરવા હરવાને અથવા મેહેલનો કેટલોએક ભાગ જોવા જવાને આપણને કોઈ અટકાવતું નથી. આ મેહેલના મોટા અને ખુલ્લા બાગમાં નિત્ય સાંજના ઘણા લોકો નવી નવી તરેહના પોશાક પેહેરીને ફરવા જાયેછે અને કેટલાક ભાડુતી ખુરશી ઉપર જાણે પોતાના બાગમાં મોજ મારવા બેઠા હોય તેમ બેસેછે.

આ મેહેલમાં દાખલ થતાં પેહેલાં એક મોટા દરવાજા આગળ બે ઘોડેસવાર પોહારાગીર સિપાઇઓ દરવાજાની બે પડખે ઉભેલા માલમ પડેછે. માત્ર આ દરવાજો બનાવવાના છ લાખ રૂપીયા લાગેલા કેહેવાયછે. એ દરવાજાને મથાલે "જય" અથવા "ફતેહ" નાં પુતળાને ગાડીમાં બેસાડ્યુંછે. દરવાજાના દરએક થાંભલા ઉપર નેપોलियन બોનાપાર્ટનાં લશ્કરના સિપાઇઓમાંના એકએકનું પુતળું ઉભું રાખેલુંછે. તે શિવાય બીજી નકસીથી આ દરવાજાની શોભા વધારવામાં આવીછે. દરવાજામાં પેઠા પછી આપણે બાગમાં જઇએ છઇએ ને ત્યાં ઉભા રહીને બાગનો તથા મેહેલનો દેખાવ જોતાંજ આપણી આંખ દીપાઈ જાયછે. બાગમાં અને મેહેલમાં પુતળાંઓનો સુમાર નથી. સઉથી પ્રખ્યાત કારીગરોના બનાવેલાં સુંદર પુતળાં અહીં જોવામાં આવેછે. તેની સાથે બાગમાં ઝાડપાનની અને ફુવારાની શોભામાં અને રચનામાં કંઈ મણા નથી.

મેહેલના માંહેલા ભાગમાં દાખલ થતાં આપણી અચરતીનો પાર રેહેતો નથી. મેહેલના મોટા દીવાનખાનાઓનાં છત્ર (સીલીંગ) જોઇએ કે તે મધ્યેનો ઉંચો અને કિમતી સણગાર જોઇએ? પેહેલ વેહેલી નજર કરતાં આપણે જરાવાર ત્યાંના ત્યાંજ ઉભા રહી અચરત પામીએ. આ મેહેલનો કેટલોક ભાગ નવેસરથી બંધાઈ તઈયાર થવા આવ્યો હતો તે ઉપરજ માત્ર બે કરોડ રૂપીયાનો આસરે ખરચ બેસશે. આ ઉપરથી તમે એ મેહેલની મોટાઈ અને ખુબસુરતી વિષે કંઇક વિચાર કરી શકશો. આ મેહેલને લગતો એક બાગ શેહેનશાહના પોતાના ઉપયોગ માટે છે તેમાં ધાર્યું કરીને જવા દેતા નથી. આ અને મોટા બાગની લંબાઈ બે હજાર કરતાં વધારે ફુટની અને પોહોળાઈ આસરે એક હજાર ફુટની હશે.

વરસેલીસનો પ્રખ્યાત મેહેલ.—વરસેલીસનું ગામ પારિસથી આસરે બાર માઇલ થાયછે તે ગામમાં આ પ્રખ્યાત મેહેલ છે. ફ્રાન્સના ઇતિહાસમાં આ મેહેલ જેમ વિખ્યાત પામ્યોછે તેમ તે સુંદર અને જોવાલાયક છે. આ મેહેલ ઉપર લાખો તો શું પણ કેટલાક કરોડ રૂપીયા ખરચાયા હશે. આ મેહેલને લગતા તબેલા એટલા મોટા છે કે તેમાં એક હજાર ઘોડા બંધાઈ શકે; તે ઉપરથી આ મેહેલ કેટલો મોટો હશે તેનો કંઇકિ વિચાર તમને આવશે. મેહેલમાં દીવાખનાંઓનો અને ઓરડાઓનો કંઈ સુમાર નથી. તેમના સણગારમાં અને શોભામાં કંઇ મણા નથી. દરએક ઓરડામાં ઉંચા અને ભારે ચિત્રના મોટા તખતાઓ ટાંગેલા આપણે જોશું. ઘણાખરા ચિત્રોમાંથી ફ્રાન્સનો ઇતિહાસ માલમ પડેછે; કેમકે તેમાં મોટી મોટી લહડાઇઓ ને મોટા મોટા બનાવો ઘણી બારીકીથી ચિત્રોને પાડયાછે. એ ચિત્રોનું અને મેહેલ મધ્યેના સણગારનું જો હું વર્ણન લખું તો તેમાંજ આ પુસ્તકનાં ઘણાં પાના ભરાઈ જાય.

આ મેહેલની આસપાસના બાગની તથા ફરવાની જગ્યાની આ:હા હું તમને શું શોભા કહું. ઠેકાણે ઠેકાણે પુતળાંઓ છે. તે વળી એટલાં બધાં અને એવાં સુંદર કે તેનું વર્ણન મારાથી થઇ શકનું નથી. ઠેકાણે ઠેકાણે ફુવારા મુકેલાછે; જુદાજુદા ફુવારાઓનો ઘાટ અને તેમની નકસી જોઈ આપણે અચરત થયા વિના રહીએ નહી. એક ફુવારો વસંત ઋતુનો છે; તેમાં એક પુતળાના હાથમાં ફુલની ટોપલી આપેલાછે અને તેની આસપાસ છોકરાંઓ ફુલના હાર લઇને ઉભાં રહ્યાછે. ઉનાળાના ફુવારાને વળી જુદી રીતનો આકાર આપેલોછે. એક બીજો ઘણોજ ખુબસુરત ફુવારો છે તેની ઉપર ૧૫ લાખ ફ્રાંક એટલે ૬ લાખ રૂપીયા કેહેછ કે લાગ્યાછે. એક મોટો અને ઘણો સુંદર ટેકડો ઉભો કરેલોછે. તેની અડખે પડખે સુંદર પુતળાંઓછે. આ ખડકમાંથી પાણીનો ધોધ ચાદરની પેઠે પથરાઇને પડેછે તથા તેમાંથી પાણીના અનેક ઝરા ફૂટેછે તે દેખાવ ઘણોજ રમણ્ય અને ખુબસુરત લાગેછે. એક તળાવમાં નાહાના છોકરાંઓ રમેછે ને તરેછે એવાં પુતળાં કરેલાંછે તેની વચે ૫૦ ફૂટ ઉંચો પાણીનો ધોધવો ઉડેછે. બાગમાં બીજે ઠેકાણે પાણીના ફુવા-

ગ છે તે જ્યારે ઉડે છે ત્યારે તેમાંથી એટલું બધું પાણી નીકળે છે કે તેનો ખરચ દર વરસે ૧૦ હજાર પાઉંડ એટલે ૪ હજાર રૂપિયાનો થાય છે. આ સુંદર બાગમાં ફરતાં ફરતાં કે બેઠાં મારતાં માગતાં જીવને જે મોટો આનંદ અને સંતોષ ઉપજે છે તેનું હું વર્ણન કરી શકતો નથી.

બીજા મહેલો —પાલેસ રૉયલ તથા લક્ષંબર્ગ તથા બુરબાન વગેરે બીજા મહેલો પ્રસિદ્ધ છે. પાલેસ રૉયલના બાગમાં પણ કંઈ મણા નથી. કેટલીક વાતમાં તે ટુઇલરીના મહેલ કરતાં બાહારથી વધારે ખી ગણી નીકળે છે. આમાં પણ લોકોને ફરવા હરવા જવાની છુટ છે. આ મહેલમાં ગ્રેહેન ગાહાનો બનીજ રહે છે. બાગમાં ફુવારાનો બાહાર અને ઝાડોની હારબંધ રચના આંખને દીપાવી નાખે છે. આ બાગ આશરે ૭૦૦ ફૂટ લાંબો અને ૩૦૦ ફૂટ પોહોળો છે. આમાં પણ નિત્ય ઘણા લોકો ફરવાને તથા સેલ માણવાને એકઠા થાય છે. આમાં ખુરસીની ઉપર માત્ર બેસવાના ભાડાના ૧૫૦૦૦ રૂપિયા સરકારને દર સાલ ઉપજે છે. અહીં પણ લોકો જાણે પોતાના બાગમાં બેઠા હોય એમ સુખચેનથી બેસીને આરામ પામે છે. લક્ષંબર્ગ તથા બુરબાન મહેલ પણ ઇતિહાસમાં ઘણા પ્રસિદ્ધ છે તેમાં હાલ રાજ્યપ્રકરણ સંબંધી સભા મળે છે.

દેવળ —પારિસમધ્યે કેટલાંક દેવળ પણ ઘણાં જોવાજોગ છે. આ પણ દેવળ હીંદુઓના કેટલાંક દેરાંઓની બરાબરીને તો નજ પોહોચે, તે છતાં સફાઈમાં અને કેટલીક રીતે ધામમાં ચહડતાં છે. ફ્રાન્સનો મોટો ભાગ રોમન કથોલિક ધર્મ માને છે માટે ઘણાખરા દેવળોમાં મૂર્તિ જોવામાં આવે છે. ઘણા મોટા કાચ જે બારીમાં જડી લીધા છે તે કાચ રંગીન છે ને તે ઉપર તસવીરો ચિતરેલી જોવામાં આવે છે. એક પાદરી બાહાર બેસીને જનાર આવનાર માણસોને આપણા મંદિર તથા દેવસ્થાનોમાં જેમ "ચરણામૃત" આપે છે તેમ અહીં પણ ચરણામૃતના જેવું પાણી આપે છે, તે કોઈ પીએ છે ને કોઈ આંખે કે બાહીએ લગાડે છે. પારિસમાં નૉટરડામ તથા પાનથિયનના દેવળ વખણાય છે તે જરૂર જોવા જોઈએ.

નેપોલિયનનું કબરસ્તાન —નેપોલિયન બોનાપાર્ટ જેની બાહાદુરીથી ફ્રાન્સ દેશની કિર્તિ વધી છે અને જેણે એકલા આખા યુરોપને ધ્રુજાવ્યું

હતું તેનું કબરસ્તાન જોવાલાયક છે, મુસાફરને તે જરૂર દેખાડવામાં આવેછે. ફ્રેન્ચ લોકો નેપોલિયનની કબરને ઘણા માનથી જોયછે, એટલા માનથી કે કોઈ અજાણ્યો એમ સમજે કે તેઓ તેની પુંજા કરવાને એકઠા થયા હશે. આ કબરસ્તાનમાં આરસપાહાન ઘણો વાપર્યોછે ને કેટલુંક કામ બહુ નકસીથી કરેલુંછે. માત્ર આરસપાહાન ઉપર ૨૦ લાખ ફ્રાંક એટલે ૮ લાખ રૂપીયાનો ખરચ થયોછે ને આ પ્રખ્યાત શેહેનશાહના આખાં કબરસ્તાન ઉપર ૯૦ લાખ ફ્રાંક એટલે ૩૬ લાખ રૂપીયાથી ઓછો ખરચ થયો નથી ! આ કબરસ્તાનમાં પેસતાં પેહેલાં અમને પાઘડી ઉતારી દાખલ થવા માટે કેહેવામાં આવ્યું પણ અમારા ભોમીયાએ સમજાવ્યું કે પૂર્વ તરફના લોકો પાઘડી પેહેરી રાખવામાં માન ગણેછે.

પ્રાણી સંગ્રહસ્થાન.—પારિસનું પ્રાણી સંગ્રહસ્થાન મુસાફરે જરૂર જોવુ જોઇએ. અમે તે જોવાને ગયા હતા. આ સંગ્રહસ્થાનમા જુદીજુદી અનેક જાતનાં પ્રાણીયોનો સંગ્રહ કરેલોછે. યુરોપમાંના બધી જાતના આસરે ૧૦૦૦૦ થી વધારે પક્ષિયોનો સંગ્રહ અહીં જોવામાં આવેછે. સરપ અને પેટે ચાલનારા બીજાં પ્રાણીયો આસરે બે હજારથી વધારે હશે. ચારપગાં જનાવરોનો પણ મોટો સંગ્રહ છે તેમાં ઘાતકી વરૂ પણ અહીં જોવામાં આવેછે. જીરાફ જાતનું પ્રાણી પણ અહીં આપણે જોશું. કેહેછે કે એક ઘણું ઉંચુ જીરાફ અહીં હતું તે ૧૭ વરસ જીવીને મરણ પામ્યું. માછલીનો સંગ્રહ પણ ઘણો મોટો છે. અહીં બધી મળીને આસરે પાંચ હજાર માછલીઓ હશે, અને બધી જાતના જીવતા પ્રાણીઓ લઇએતો બે લાખથી ઓછાં નહી થશે.

નાટકશાળા.—ફ્રાન્સના લોકો મોજીલા અને શોખીલા હોવાથી નાટકશાળાઓ તથા ગમત અને રમતના મકાનો ઉપર ઘણું ધ્યાન આપેછે. પારિસની નાટકશાળાઓ જોવાજોગ છે. અમે એક મુખ્ય અને પ્રખ્યાત નાટકશાળામાં ઑપેરાનો તમાશો જોવાને ગયા હતા. ઑપેરાનું નામ મેં સાંભળ્યું હતું પણ તે તમાશો પેહેલ વેહેલો પારિસમાં જોયો. ઑપેરાનું બયાન છઠા પ્રકરણમાં જોવામાં આવશે. આ ઠેકાણે એ વિષે હું એટલુંજ કહું છઉં કે તે જોઇને અમારૂં મન ઘણું પ્રસન્ન થઇ ગયું. આ

નાટકશાળાનો દેખાવ પણ ઘણો ભભકાદાર હતો. તેમાં વળી પારિસના ઘણાએક મોટા કુટુંબોની સુંદર સ્ત્રીઓને સુંદર પોશાકમાં આ ઠેકાણે જોવાની અમને જોગવાઈ મળી હતી. આ નાટકશાળાનું મકાન ઘણું મોટું હતું અને તેમાં મોટી ભીડ છતાં કંઈ ગડબડ કે ઘોંઘાત હતો નહી. નાટકના દરવાજા આગળ ગાડી એક પછી એક તરત આવે કે તરત બેસીને ચાલતા થવું જોઇએ. એક મિનિટ જો બેસતા વાર લાગે તો સીપાઈ તેને ઓટી થવા દે નહી. તમાશગીરોની એટલી બધી ભીડ.

એક રાત્રે પારિસમાં અમે "સર્કસ" જોવાને ગયા હતા. ત્યાં આસરે દસ હજાર આદમીની ઠઠ આ તમાશો જોવા માટે મળી હતી. અમારો સાતે જણનો પોશાક અને જુદીજુદી પાઘડી જોઇ ઘણાખરા લોક પ્રથમ અમારી તરફ જોવા લાગ્યા. પછી ખેલ શરૂ થયો. દોડતા ઘોડા ઉપર નાચવા કુદવાની તરેહવાર કસરત ખેલાડીઓએ કરી દેખાડી. એવી કસરતો આપણા દેશમાં પણ અમે ઘણીવાર જોઇ હતી માટે તેમાં અમને અચરત થવા જેવું કંઈ લાગ્યું નહી.

પણ ઘોડા ઉપર કસરત થઇ રહ્યા પછી અરધા કલાકમાં એક મોટું અને મજબૂત પિંજરું વચમાં લાવીને આ તમાશો દેખાડનાર માણસોએ મુક્યું. તેમાં બે મોટા ને જબરા સિંહ અને તેવાજ બે વાઘ હતા. આ ક્રૂર પ્રાણીઓનો દેખાવ વિકાળ અને ભયંકાર હતો. જરાવારમાં એક ખેલાડી રૂપેરી ઝકઝકતો અને ચમકતો પોશાક પહેરીને તથા હાથમાં ચાબક અને પિસ્તોલ લઇને આવ્યો. તે જાતે ઇંગ્રેજ હતો.

પિંજરાનું બારણું ઉઘાડીને આ ખેલાડી તરત અંદર પેઠો અને બારણું પાછું બંધ કરી લીધું. સિંહ અને વાઘને ચાબકથી ફટકારી ભડકાવ્યા. એમના ક્રોધનો ભયંકાર પોકાર થઇ રહ્યો. અમારા પગતો થરથર ધ્રુજવા મંડ્યા. અમને એમ લાગ્યું કે આવા ક્રોધમાં આવેલાં આ ઘાતકી જનાવર તરત આ ખેલાડીને ફાડી ખાશે. જેથી અમને ઘાતની ઉપજ તેવીજ તમાશો જોવા આવનાર ઘણાઓને ઉપજી હોય એમ અમને માલમ પડ્યું. કેમકે તેઓ મોટેથી પોકાર મારીને વારંવાર બોલતા હતા કે "ખુદા તેને સલામત રાખે."

હવે આ બાહાદુર ખેલાડીએ શું કર્યું તે જુઓ. એક સિંહ તથા એક વાઘને સારીપેઠે ચાબકા મારીને તેમની પીઠ ઉપર તે બેઠો, ને પછી તેની પીઠ ઉપર એક પગ મુકી ઉભો રહ્યો. ને વળી તેમને ચાબકેથી મારવા મંડ્યો. આ ફટકાથી એ ઘાતકી જનાવરો બ્હિક પામી પિંજરાનાં ડાંડા ઉપર પોકાર મારતાં મારતા ઉભાં રહ્યાં.



સિંહનો તમાશો દેખાડનાર ખેલાડી.

તે ખેલાડીએ પછી એ જનાવરની સામે એક પિસ્તોલનો બાહાર કર્યો. તેથી ભયંકર પોકાર થઈ રહ્યો. અમારૂં શરીર કંપવા માંડ્યું. પણ પેલો બાહાદુર ખેલાડી તેજ વેળા એક સિંહના મોહોડાં આગળ જઈને તેનું ઉઘડેલું મોહો બે હાથે પકડીને ઉભો રહ્યો. અને પછી પોતાનું ડોકું તેનાં મોહોમાં મુક્યું !! આ જોઇને અમે તો બહુ અચરત પામ્યા; અને બહુ ખુશી પામી અમારે મકાને ગયા.

ઉનનાં ભરતથી માણસની આબેહુબ તસ્વીર પાડવાનું કારખાનું જરૂર કરીને જોવાજોગ છે. એને ટેપસ્ટ્રિ (Tapestry) કરીને કેહેછે. આ જોવાને અમે ગયા હતા. અહીં ઉચા ગાલીચા પણ બનાવવામાં આવેછે. આ કારખાનું સરકાર ચલાવેછે; કેમકે એનો ખરચ ઘણો મોટો છે. હરએક માણસની ચામડીનાં રંગ ૩૫ પ્રમાણે જુદા જુદા રંગની ઉનની દોરીઓથી તસ્વીર પાડવી એ કામ ખરેખર અચરતીભરેલું લાગેછે. આ ભરતની તસ્વીર જોઈ પ્રથમ આપણે છેતરાઈ જઇએ છઇએ અને એમ ધારીએ છઇએ કે આ તસ્વીર કોઈ ઘણાજ ખબરદાર ચિતારાએ રંગથી હાથે ચિતરીને પાડી હશે.

આ કેમ બનાવેછે તે જોવામાં આવેછે. હાથે પાડેલી તથા ચિત્રેલી છબી સામે મુકીને તે પ્રમાણે ઉનના દોરા લઈને ગુંથેછે. આ કામ બહુજ કઠણ છે અને તે બનાવવામાં વખત પણ બહુ રોકાયછે. ખરચ સરકાર આપેછે માટે તઈયાર થએલો માલ સરકાર પોતે વાપરેછે અથવા બીજા દેશની સરકારને ભેટ મોકલેછે. આસરે ૧૨૦ માણસ આ કારખાનાંમાં જાયુક કામે લગાડેલાછે; એકએક કારીગરને ૧૫૦૦ થી ૩૦૦૦ ફ્રાંક દર વરસે પગારના મળેછે. આમાંથી કોઈ કારીગર કામ કરવાને અશક્ત થાયછે ત્યારે તેને ૬૦૦ થી ૧૦૦૦ ફ્રાંક સુધી પેનશન મળેછે, અને તેની જગ્યાએ બીજાને રાખેછે. શેહેનશાહને માટે ગાલીચા પણ આજ કારખાનામાં બનેછે. કોઈ કોઈ ગાલીચો તઈયાર કરવાને ૧૦ વરસ લાગેછે અને તેની કિંમત ૧॥ લાખ ફ્રાંકથી વધારે પડેછે.

ફ્રાન્સનો શેહનશાહ લુઇ નેપોલિયન ઘણુંકરીને પારિસમાં રેહેછે. એની સત્તા આખા ફ્રાન્સ દેશ ઉપર ચાલેછે અને આખા યુરોપમા તે ઘણો વિખ્યાત અને ચંચલ રાજ્યાધિકારી ગણાયછે. રાજ્યપ્રકરણમાં એના જેવો ખબરદાર અને લાંબી નજરનો પુરૂષ આજે મળવો કઠણ છે. તે ઇ૦સ૦ ૧૮૦૬ માં જનમ્યો હતો અને તે ફ્રાન્સની ગાદી ઉપર બીરાજશે એવુ કોઈ વીસ વરસ ઉપર ધારતું નહી હતું. ફ્રાન્સનું રાજ લુઈ ફિલિપના હાથમાં હતું તે લઈ લેવાનો વિચાર તેના મનમાં પ્રથમથીજ હતો. રાજબંદના અપ્રાધ માટે તે બે ચાર વાર પકડાયો હતો અને છેલ્લી વાર (૧૮૪૬ માં) ફ્રાન્સના બંધીખાનામાંથી સ્ત્રીનો વેશ લઈને ઇંગ્લંડમાં જઈ ભરાયો હતો અને લંડનમાં અઢી કે ત્રણ વરસ એક ખાનગી ગૃહસ્થ દાખલ રહ્યો હતો.

ઇ૦ સ૦ ૧૮૪૮ માં ફ્રાન્સ મધ્યે જ્યારે બખેડો ઉઠયો ત્યારે તેનો લાભ લેવાને લુઇનેપોલિયન પારિસમાં ગયો અને તે બોનાપાર્ટના વંશનો હોવાથી ફિલિપને ઉઠાડી મેલીને ગાદીઉપર તેને બેસાડવાનો વિચાર ઘણા લોકોને થયો. એ વિષે ૮૦ લાખ માણસોનાં મત લેવામાં આવ્યાં તેમાં ૫૫ લાખ મત લુઇ નેપોલિયનની તરફ પડવાથી તે ગાદી ઉપર બેઠો અને ૧૮૫૨ માં તેને "ત્રીજો નેપોલિયન શેહનશાહ" નો એતાબ

રઈયતની તરફથી મળ્યો. એજ વરસમાં તે સ્પેન દેશના એક અમીરની યુજીના નામની ઘણીજ સુંદર કન્યાને પરણ્યો. આ શેહનશાહાજાદી યુરોપમાં ઘણી ખુબસુરત ગણાયછે. ફિલિપની ટોળીવાળા ફ્રાન્સમાં હજી ઘણા છે અને કેટલાક જાસુસો તેનો જીવ લેવાની તજવીજમાં ફરતા ફરેછે, તેછતાં મોટી રઈયતનો વિચાર લુઇનેપોલિયનની તરફમાં વધતો જાયછે અને હમણા ફ્રાન્સની મોટી વસ્તીને તે વાહાલો થઇ પડયોછે.

ફ્રાન્સનો રાજકારભાર.—ઇંગ્લંડમાં જેમ પાર્લ્યામેંટ મધ્યે "હાઉસ ઑવ કૉમન્સ" અને "હાઉસ આવ લૉર્ડ્સ" કારભાર ચલાવેછે તેમ ફ્રાન્સમાં "લેજીસ્લેટીવ બૉડિ" અને "સિનેટ" મળીને રાજકારભાર ચલાવેછે. "લેજીસ્લેટિવ બૉડિ" માં ૨૬૨ અધિકારીયો બેસેછે તેઓને રઈયત પસંદ કરેછે. ૩૫૦૦૦ માણસની વસ્તીને પોતાની તરફથી એક અધિકારી ઠેરવવાનો હક છે. આ કચેરી વરસમાં ત્રણ મહીના ઉઘાડી રેહેછે. "સિનેટ" માં શાહાજાદા, અમીરો, ધર્મોપદેશકો ઇત્યાદિ બેસેછે. તેના બધા મળીને ૧૭૦ અધિકારિયો છે અને દરએક અધિકારીને દર મહીને ૨૫૦૦ હજાર ફ્રાંક અથવા એક હજાર રૂપીયા લવાજમ મળેછે ને તેઓનું કામ બારે માસ ચાલેછે. "લેજીસ્લેટિવ બૉડિ" ના દરએક અધિકારીને એટલુંજ લવાજમ મળેછે પણ તે આખું વરસ નહી પણ વરસમાં ત્રણ મહિના કામ ચાલે ત્યાંસુધી. "લેજીસ્લેટિવ બૉડિ" ના અધિકારીઓ દર છ વરસે બદલાયછે અને સિનેટના અધિકારીઓ બદલાતા નથી. કામ જલદીથી કરવાને "સિનેટ" માં પાંચ પાંચ અધિકારીઓની અને "લેજીસ્લેટિવ બૉડિ" મા નવ નવ અધિકારીઓની કમીટી થાયછે. "લેજીસ્લેટિવ બૉડિ" હાઉસ-ઑવ-કૉમન્સને અને "સિનેટ" હાઉસ-ઑવ-લૉર્ડ્સને મળતી આવેછે.

રાજપ્રકરણની ઉપર કહેલી બે મુખ્ય કચેરી ઉપરાંત એક "કૌન્સિલ ઑવ સ્ટેટ" હોયછે તેમાં ફ્રાન્સનો શેહનશાહા પ્રમુખની જગ્યાએ બીરાજેછે. પ્રધાનોએ જે કાંઈ "બીલ" અથવા રાજપ્રકરણનું કામ ધારીને "લેજીસ્લેટિવ બૉડિ" તથા "સિનેટ" આગળ રજુ કર્યું હોય તે આ કૌન્સિલ તપાસેછે ને ઠીક લાગેછે તો બાહાલ રાખેછે. કૌન્સિ-

લમાં ૨૪ અધિકારીઓ બેસેછે અને દરએક અધિકારીને દર વરસ ૨૫ હજાર ફ્રાંક મળેછે. પ્રધાનની ટોળીમાં એક મુખ્ય પ્રધાન અને જુદા જુદા ખાતાના આઠ ઉપપ્રધાન હોયછે. દરએક પ્રધાનને લવાજમ દર વરસ એક લાખ ફ્રાંકનું મળેછે. શેહેનશાહની સત્તા ઘણી મોટી છે અને ઘણુંકરીને તેની મરજી પ્રમાણે હરએક કામ થાયછે. તે પોતાના ખરચને માટે દર વરસ ૨૫ કરોડ ફ્રાંક એટલે ૧ કરોડ રૂપીયા ઉપાડેછે અને રાજકુટુંબના દરએક શાહાજાદાને દર વરસ ૧૫ લાખ ફ્રાંક અથવા ૬ લાખ રૂપીયા ખરચના બાંધેલા હોયછે.

ફ્રેન્ચ લોક વિવેકપણામાં અને મિજનસારીમાં ઇંગ્રેજો કરતાં બહુ ચહડતા છે. બાહારની સફાઇ અને બાહારના ભભકામાં પણ તેઓ ઇંગ્રેજ કરતાં ચહડેછે. તેઓ ઘણુંકરીને તકલીદી સામન વાપરેછે પણ તે ઘણો ભભકાદાર. તેઓ ઘણા મોજીલા અને શોખીલા છે. ઘણુંકરીને તેઓ પોતાનાં ઘરમાં જમવા ખાવાનું રાખતા નથી. ઘણાખરા મધ્યમ સ્થિતિના અને ગરીબ લોક પોત પોતાને લાયકના અને ખરચમાં પોસાય તેવાં હૉટેલ અને રેસ્તોરાંમાં જ્યારે જોઇએ ત્યારે જમી આવે.

ગમે તેવા સાધારણ માણસની જમવાની છટા જોતેછે તોપણ એમ લાગે કે મોટા દમામથી જમવા બેઠેલા મોટા રાજવંશી કુંઈયરો હશે. ભોજન કરી લે એટલે તેઓને માટે વાંચવાને વર્તમાનપત્રો ટેબલ ઉપર તઇયાર પડેલાં હોયછે. જોઇએ તેવું ઉંચું ભોજન કરવું હોય તો તેઓ હૉટેલ અથવા રેસ્તોરાંમાં કરી શકેછે. આવી છટા અને આવું સુખ આપણા દેશીઓ કયે દાહાડે ભોગવશે! આંખે જોયા વિના ભોગવવાનો વિચાર તો ક્યાંથીજ આવે?

ફ્રેન્ચ લોક મુછ અને ડુંકી ડાઢી રાખેછે. અમે ઘણે ઠેકાણે ફરવા હરવા કે જોવા જતાં પણ અમારો પોશાક જોઇને કે અમને પરદેશી જાણીને અમારૂં કોઈ અપમાન કરતું નહી હતું. એક રાત્રે અમે એક હલાયદી ગાડીમાં જતા હતા અને એક છોકરો ફ્રેન્ચ ઑમ્નીબસ ઉપર બેસીને જતો હતો તે અમને જોઇને કંઈ મશ્કરીમાં મોટેથી બોલ્યો; પણ તરત તેને બીજા લોકોએ ધિક્કારી કાહાડયો.



માછલી કેળવવાનો ફુવારો.

પારિસની વસ્તી આસરે ૧૫ લાખની છે. ત્યાં ઇગ્લંડના જેવી સરદી નથી; તોપણ આપણા દેશ કરતાં વધારે છે. મિઠાં પાણીના ફુવારામાં કે કળાથી બનાવેલા નાળામાં અનેક જાતની સુંદર માછલીઓ કેળવવાનો શોખ ફ્રેન્ચ લોકોમાં વધ્યોછે. આ ફુવારામા માછલીની પેદાશ વધેછે. આ સુંદર હિકમતનો ફુવારો જોવાજોગ છે.

અમે પારિસથી તા૦ ૯ મી એપ્રિલની સવારના નાસ્તો કરીને લંડન જવાને નિકળ્યા, ને રેલવેમાં બેસીને "કયાલિસ" ગયા. સવારના ૯ કલાકે નિકળેલા કયાલિસમાં અમે પાછલા પોહોરના એક કલાકે પોહોચ્યા. અહીં આવ્યા એટલે જાણ્યું કે ફ્રાંન્સના છેડા ઉપર આવ્યા. હવે "ડા-

વર" ની ખાડી આવી. એક નાહાની આગબોટ તઈયારજ હતી તેમાં અમે બેશા એટલે આગબોટ ઉપડી. હવે અમે ફ્રાન્સનો કિનારો છોડ્યો. આ ખાડી એટલી સાંકડી છે કે સામેથી ઇંગ્લંડનો કિનારો દેખાતો હતો. આ ખાડી એવી ખરાબ છે કે તેમાં આગબોટ બહુ ઉછાળા મારેછે.

શીતળ પવનની લેહેર હવે આવવા માંડી. તે વેળા મારાં મનમાં આવ્યું કે હું સ્વતંત્રભૂમિની શીતલ હવાનો પેહેલ વેહેલો સ્વાદ લઉં છઉં. જરાવારમાં સામેથી સુપેત-ખડી (ચાક) ના ડુંગર દેખાવા લાગ્યા. તેવામાં કિનારો આવી લાગ્યો ને અમારી નાહાની આગબોટે લંગર કર્યું. આસરે ત્રણ વાગે ઇંગ્લંડ દેશની ભૂમી ઉપર અમે પગ મુક્યો. આહા!! આ વેળાએ મારાં મનમાં કેટલો આનંદ અને હર્ષ પેદા થયો !!

આ ડોવરનો કિલ્લો હતો. અમે અહીં અરધા કલાકથી વધારે ખોટી થયા નહી. આગની ગાડી તઈયાર હતી. અમારો સામન તેમાં નખાયો એટલે અમે ચહડી બેશા. ગાડી ઉપડી. સાંજના સાડા પાંચને સુમારે ઇંગ્લંડની રાજધાની લંડન શેહેરનાં ધુમાડિયાં દેખાયાં. ત્યારપછી જરાવારમાં લંડન-બ્રિડજ-રેલવે-સ્ટેશન ઉપર આવીને અમારી ગાડી ઉભી રહી.



# પ્રકરણ ૩.

## III.-LONDON--ITS EXTERNAL VIEW.

## લંડન અને તેનો બાહારનો દેખાવ.

તા૦ ૯ મી એપ્રિલની સાંજના આશરે પાંચ કલાકે અમે ઇંગ્લંડની રાજધાની લંડનની ભૂમી ઉપર પેહેલ વેહેલો પગ મુકયો. ઓહો! આ વેળાએ અમને કેવો આનંદ અને હર્ષ પેદા થયો! તે આનંદ અને હર્ષનું વર્ણન કરવાને મને ઘટતા શબ્દ જડતા નથી. અમારા એક પારસી મિત્રને પારિસથી તારનો સંદેસો મોકલ્યો હતો; તે ભલો મિત્ર અમને મેળવાને તથા લેવાને આ રેલવે સ્ટેશન ઉપર આવીને ઉભોજ હતો. અમે તેને મોટા હર્ષ અને પ્યારથી ભેટ્યા. અમારો સામન ઉતરીને માંડવીમાંથી પાસ થયો તેટલીવાર અમને ખોટી થવું પડ્યું. સવારના અમે પારિસથી નિકળેલા થાકીને લોથ જેવા થઈ ગયા હતા; તેછતાં અહીં ખોટી થતાં અમને જરાય કંટાળો ઉપજયો નહી.

અમે પંદર કે વિસ મિનિટ ખોટી થયા તેટલીવાર આ લંડન બ્રિજ-સ્ટેશન ઉપરનો કારભાર જોયા કર્યો. આ કારભાર જોઇને અમારી નજર ચકિત થઈ. એક પાટીયું મારેલું હતું અને તે ઉપર ચેતવણી લખેલી હતી ત્યાં અમારી નજર ગઈ. બહુજ મોટા અક્ષરે લખ્યું હતું કે "BEWARE OF PICK-POCKETS." એટલે ખિસાં-ચોરોથી ચેતતા રેહેજો. જે દેશમાં બધી જાતની કળા પૂરી ત્યાં ચોરીની અને ઠગવાની કળા પૂરી હોય એમા નવાઈ નથી. કોઇ ચોર કે ઠગના સપાટામાં કોઈ નવો મુસાફર આવી ન જાય તે માટે આ ચેતવણી અગત્યની છે. પણ કેહેવાને ખુશી છઉં કે આશરે ૬ મહિના હું વિલાયતમાં રહ્યો તેટલી મુદતમાં કોઈ દાહાડે મારાં ખિસાંમાંથી એકે વસ્તુ ચોરાઈ નહોતી.

## ૧. દેશી મુસાફરોને થોડીક સુચના.

A FEW HINTS TO INDIAN TRAVELLERS

રેલવે સ્ટેશનની બાહાર "ક્યાબ" એટલે ભાડુતી ઘોડાની ગાડી તઈયાર હોયછે. તેમાંની કોઈ પણ ગાડીમાં બેસીને આપણું ઉતરવાનું ઠેકાણું હાંકનારને આપશું તો તે આબાદ લઈ જઈને ઉતારશે. કોઈ મિત્રને ઘર ઉતરવું હોય તો તેનાં રેહેવાનાં ઘરનું નંબર તથા મોહોલાનું કે સેરીનું નામ જરૂર જોઇએ. બને ત્યાંસુધી કોઈ મિત્રને ઘર ઉતરવા ન જવું. કેમકે આ દેશમાં રેહેવાની રૂઢી, ને છટા આપણા દેશ કરતાં બહુ જુદી છે. આપણે આપણું ઘર કરીએ ત્યાંસુધી હોટેલમાં રેહેવું એ દેશના રેવાજને વધારે અનુકુળ પડેછે, એટલુંજ નહી પણ આપણા મિત્રને અનેક પ્રકારની અડચણમાં નાખવાથી આપણે દુર રેહેશું. તેમ કરતાં મિત્રને ઘેર ઉતરવું હોય તો તે વિષે પ્રથમથીજ ગોઠવણ રાખીને તેને અગાઉથીજ ખબર મોકલવી જોઇએ.

આ મોટાં સેહેરની મોટી વસ્તી છતાં અહીં ભાડેનાં ઘર મળવાને મુસ્કેલી પડતી નથી. મુંબઇમિધે આ બાબદમાં હાલ જેમ અડચણ ખમવી પડેછે તેમ અહીં નથી. અલબત જ્યાં મોટા શ્રીમંત અને વૈભાગી લોકો રેહેછે ત્યાં રેહેવાને ભાડું ઘણું બેસેછે; પણ જ્યાં ધંધાદારી કે મધ્યમ સ્થિતિના લોકો રેહેછે ત્યાં ભાડું મુંબઈના હાલનાં ભાડા કરતાં સસ્તું પડેછે. ઘર ભાડે આપવા માટે ઠેકાણે ઠેકાણે આડતિયાઓની દુકાન છે. ત્યાં પુછવાથી સણગાર અને સામન સુધાં અથવા ખાલી ઘર સેહેલાઈથી ભાડે મળી શકેછે. જાથુક કે બહુ લાંબી મુદત સુધી રેહેવું ન હોય તો સણગાર ને સામન સુધાં લેવામાં ઠીક પડશે. કેમકે આપણી ગાંઠનો સણગાર સામન ખરીદ કરીને આપણું ઘર વસાવીએ તો ત્યાંની રૂઢી પ્રમાણે પાંચ હજાર રૂપિયાથી પચીસ હજાર રૂપિયાનો ખરચ થાય. પણ તેમ વળી આ પણ વાત ધ્યાનમાં રાખવી કે ભાડે રાખેલો સણગાર અથવા સામન વાપરવામાં આપણે હાથે કંઈ નુકસાન કે બગાડ થાય તો તેનું દામ તેટલું આપવું પડે કે તે અંતે માથુંજ પડે.

અમે ક્યામડન ટેનમાં એક ઘર ભાડે રાખ્યું હતું. તે સણગાર ને

સામન સુધાં હતું. તેમાં એક દિવાનખાનું; એક જમવા બેસવાનો ઓ-
રડો; એક રસોડું; સુવાના બે મોટા અને ચાર નાહાના ઓરડા; એક
નાહાવાની ઓરડી; આટલો બધો સમાસ. તે ઉપરાંત આગળ તથા
પાછળ ઝાડપાન માટે ફાલતુ જગ્યા. ઘરમાં કોચ, ખુરસી, ટેબલ, ઝુમ્મર
આરસા, કબટ, ગલિચા, વાજીંત્ર, છપર-પલંગ, તલાઈ, ચાદર, ચોફાળ,
ગરમ બનુસ, ટૉવેલ એટલે અંગુચ્છા ઇત્યાદિ સામન ને સણગાર. આ
બધાનું ભાડું દર મહિને અમને આસરે ૧૨૫ રૂપિયા બેસતું હતું. હાલ
મુંબઈમાં એવું એક ખાલી ઘર પણ એટલે ભાડે મળવું કઠણ છે.

જેને જાતીભેદની દરકાર ન હોય અને જેમ બને તેમ થોડે ખરચે
રેહેવું હોય તો કોઈ ખાનગી કુટુંબ સાથે બંદોબસ્ત કરવામાં ઘણો ફાયદો
થશે. દર અઠવાડિયે ઠરેલો ભાવ આપીએ તો સુવા બેસવાનો ઓરડો
તથા ખાવા પીવાનું પુરું પાડનાર લંડનમાં ઠેકાણે ઠેકાણે આબરૂવાળાં
ખાનગી કુટુંબ મળી આવશે. ખાવાપીવામાં મધ્યમપણે રેહેવું હોય તો
દર મહિને રેહેવા તથા ખાવાપીવાનો ખરચ ૯૦ રૂપિયાથી વધારે થશે
નહી. એટલા ખરચે મધ્યમ સ્થિતિના ગૃહસ્થ પ્રમાણે રહી શકાય.
એવાં ખાનગી કુટુંબ સાથે રેહેવાથી સુધરેલા લોકોની રૂઢી તથા છટા
બરાબર જાણવામાં આવશે. પણ રેહેવા જવાની અગાઉ તે કુટુંબની
આબરૂ વિષે સારે ઠેકાણેથી ખાતરી કરી લેવી જોઇએ.

છેક ગરીબ અવસ્થામાં રેહેવું હોય તો તેમ પણ થઈ શકે. "એશિ-
યાટિક-હોમ" નામની ધર્મશાળા આપણા દેશ તરફના ગરીબ મુસાફરોને
માટે બાંધેલીછે. આ ધર્મશાળા આપણા દેશની ધર્મશાળાઓ કરતાં
વધારે સારી છે. એમાં ઉતારો કરનારનાં સુખ માટે રૂડી ગોઠવણ છે.
જાતીભેદ પાળનાર હિંદુ રાંધવાની જુદી જગ્યા માગે તો તેમ તેને આ-
પવામાં આવેછે. એમાં અડચણ એટલીજ છે કે તે ખલાસી-વાડામાં છે
અને તે લત્તા તરફ હલકા અને ગરીબ લોકો રેહેછે. આ ધર્મશાળાનો
લાભ પૂર્વ તરફના ખલાસી ઘણુંકરીને લેયછે. એમાં રેહેનારને ખા-
વા-પીવાનો તથા રેહેવાનો ખરચ તેની મરજી પ્રમાણે થાયછે. વધુમાં
વધુ દર મહિને ૨૫) રૂપિયા બેસેછે. ધર્મશાળાના ઉપરી તરફથી પરદેશી

દાખન તેને રૂડી અને જરૂરની સલાહ મળેછે. એક ગરીબ બંગાલી આ ધર્મશાળામા પોતાના છોકરા સાથે રેહેતો હતો અને લંડન મધ્યે રસ્તામા નાહાની ચોપડીઓ વેચીને પોતાનુ ગુજરાણ ચલાવતો હતો.

## ૨ લંડનનો દેખાવ.

VIEW OF LONDON

લંડનનો દેખાવ પારિસના જેવો સુંદર નથી તોપણ કોઈએક વાતમા એના જેવો દેખાવ પારિસમા કે કોઈ બીજે ઠેકાણે નથી. ઘર અને રસ્તાનો દેખાવ પારિસથી ઉતરતો છે, પણ લોકોનો ઉદ્યોગ અને આવ જાવ, લોકોની ભીડ અને ધક જોઈ અમારી નજર ચક થઈ ગઈ. કે છે કે એવો ઉદ્યોગ અને એવી ભીડ પૃથ્વીના કોઈ ભાગમા નથી.

ઘરો ઉપર ધુમાડિયાના લાંબા ભુંગળા છાપરાની બાહાર નિકળેલા ચોતરફ દેખાયછે. તેમાથી ધુમાડો નિકળેછે. એ ધુમાડિયામાથી ધુમાડો આખા શેહેરમા ઘણો પસરેછે. ધુમાડાથી ઘરનો રંગ બાહારથી કાળો મારેછે. એટલો બધો ધુમાડો પસરેછે કે આખો દાહાડો બાહાર ફરીને સાંજે ઘર જઈ મોહો ધોઈએ તો કાળો રંગ હાથ ઉપર દેખાય. પ્રથમ મને એમ અચરત લાગ્યુ કે મારા મોહો ઉપર એવી મેસ કે સાઈ કોણે ચોપડી? જે શેહેરમા એટલો ધુમાડો દેખાય ત્યા બાહારનો દેખાવ કાળાસ ઉપર માર્યા વગર રેહેજ નહી.

તેજના ઘરોની બાંધણી અને રોણક તથા હારબંધ દુકાનોની રચના અને શોભા કંઈ જેવી તેવી નથી. એ જોવાથી રસ્તે ચાલનારનુ મન રાજીરાજી થઈ જાય. ઑમ્નિબસ ગાડીમા છત ઉપર બાહાર બેસીને મુખ્ય મોટી રસ્તા ઉપર ફરવા નિકળીએ તો લંડનનો બાહારનો દેખાવ નજરે પડશે. એક બેસ લંડન બ્રિડ્જથી તે બેસ વૉટર સુધી, બીજી બેસ વૉટરથી તે પાર્લામેંટના મેહેલ સુધી, અને ત્રીજી બેસ પાર્લામેંટના મેહેલથી તે [illegible]ના નાકા સુધી લીધી હોય તો લંડન શેહેરનો બાહારનો દેખાવ અને બજારો જોવામા આવશે. તેમજ વળી ટેમ્સ નદીમા એક કનારાથી અનેક આગબોટમાની એક આગબોટમા

બેસીને લંડનની ગોદીથી તે બાટરસી બ્રિજ સુધી એક ખેપ મારી હોય તો લંડનની કેટલીએક સુંદર અને નામીચી ઇમારતોનો બાહારનો દેખાવ જોવામાં આવશે અને જીવને ઘણો આનંદ ઉપજશે.

## ૩. વસ્તી અને વિસ્તાર.

EXTENT AND POPULATION

લંડનની વસ્તી મોટી અને વિસ્તાર મોહોટો છે. ઠેકાણે ઠેકાણે માણસોની મોટી ભીડ અને ઠઠ જોવામાં આવેછે. જાણે કે મોટી જાત્રામાં મોટો મેળો ભરાયો હોય. લંડન બ્રિડ્જ-આગળ તથા "બ્યાંક ઑવ ઇંગ્લંડ" આગળ ભીડનો કંઇ સુમાર નથી. લંડન બ્રિડ્જ ઉપરથી આખા દાહાડામાં "આસરે ૧ લાખ ૧૦ હજાર માણસનો તથા ૨૦ હજાર ગાડીઓનો નિત્ય આવજાવ થાયછે." એ ઉપરથીજ એ ભીડનો વિચાર આવશે. કેટલેએક ઠેકાણે એવી ભીડ કે આપણો રસ્તો કરવાને વિલંબ લાગે. કોઇ કોઇ ઠેકાણે ભીડ ઓછી પણ જ્યાં જઇએ ત્યાં ભીડ ખરીજ. તમે જોઇએ તો મોટા બગીચામાં ફરવા જાઓ; જોઇએ તો બિનાયબ ઘેરમાં જોવા જાઓ; જોઇએ તો કોઈ સંગ્રહસ્થાનમાં જાઓ કે જોઇએ તો કોઈ નાટક શાળામાં જાઓ પણ જ્યાં જાઓ ત્યા મોટી ભીડ દેખાશે. લંડનમાં બધી મળીને આસરે ૩૦ લાખ આદમીની વસ્તી ગણવામાં આવીછે. તેમાં દર વરસ વધારો થતો જાયછે. આવી મોટી વસ્તી દુનિયામાં બીજે કોઇ ઠેકાણે નથી.

આ મોટાં શેહેરની મોટી વસ્તીનો કંઇક વિચાર આણવાને આટલું જાણવું જરૂર છે કે "લંડનમાં ૨૪૦૦ સરકારી સનદવાળા ડાકટર છે. આસરે ૩૦૦૦ થી વધારે વકીલ છે. આસરે ૪૦૦૦ બારિસ્ટર છે. ૩૦૦૦ મોટા દુકાનદાર મોચી ને તેટલાજ મોટા દુકાનદાર દરજી છે. ૨૫૦૦ પોશાક વેચનાર કાપડિયા છે. ૧૫૦૦ દુધ વેચનારા છે. ૧૫૦૦ ખાનગી નિશાળ છે. ૪૦૦૦ દારૂના પીઠાં છે. ૨૫૦૦ કરીયાણુ વેચનાર (કેમિસ્ટ) છે. અને આસરે ૨૬૦૦ આહા વેચનારાઓની દુકાનો છે."*

* Murray's Hand Book of London

આ મોટાં શેહેરની મોટી વસ્તી પ્રમાણે વિસ્તાર પણ મોટો છે. લાંબા ને લાંબા ચાલ્યા જઇએ ને એમ લાગે કે લંડનનો છેડો નથી. "આ-સરે ૧૨૦ ચોરસ માઇલમાં લંડન ફેલાઈ ગયુંછે. તેમાં ૧૦૦ થી વધારે કસબા અથવા લત્તા આવી ગયાછે." † ૩૬ સાત માઇલ એક છેડેથી બીજા છેડા સુધી, ઉત્તરથી દક્ષિણ અથવા પૂર્વથી પશ્ચિમ દિશાએ ચા-લીઆ જઇએ ત્યાંસુધી લંડન ખુટે નહી. વસ્તી અને વિસ્તાર ઉપરથી આપણાં મનમાં આવ્યા વિના રેહેતુંજ નથી કે આ બહુ જબરૂં શેહેર હશે. આ મોટા અને પ્રખ્યાત શેહેરને કેટલાએક લખનારાઓ "MIGHTY LONDON' એટલે "જબરૂં લંડન" કેહેછે તે ખોટું નથી.

## ૪. રસ્તા અને ચોક.

STREETS AND THOROUGHFARES

કેટલાએક રસ્તા અને ચોકનો દેખાવ જોવાજોગ છે. રસ્તા ઘણું-કરીને મોટા અને ફરસબંદી છે. ગાડી ઘોડા ચાલવાના રસ્તા ઉપર જાડી ઇંટના જેવા પથર ઉભાને ઉભા બેસીને જડી લીધાછે. રસ્તાની બેહુ કોરે ચાલવાને માટે મોટા પથ્થરાઓની લાદી ઘસીને જડી લીધીછે. આ ઉપર ચાલવાની મજા પડેછે. ઠંડી ઋતમાં જ્યારે બંધાઈ ગયલું પાણી જેને "સ્નો" કેહેછે તે પડેછે ત્યારે આ ઉપરથી ચાલતાં કેટ-લાએકના પગ લપસી જાયછે. નવા ચાલનાર કેટલીએક વાર પડી જાયછે. ઝીણો ઝીણો વરસાદ વરસની ઘણી ઋતમાં પડેછે તેથી રસ્તામા થતો કાદવ સાફ કરવાનું લાંબું ઝાડુ બ્રશનાં જેવું હોયછે.

ધોરી રસ્તા શિવાય સેરી અને ગલી એટલી બધી છે કે ભૂલા પડ્યા વગર રહીએ નહી. કેટલાએક દિવસ ખબર પડે નહી કે ફલાણા રસ્તા ઉપર થઇને ફલાણી સેરીમાં કે પોલમા આપણે ગયા હતા કે નહી. લંડ-નના નકશા જોઇએ તેટલા મળેછે તેમાંથી એક લઇને ધોરી રસ્તા સમજી લેવા જોઇએ. પણ ઘણા દિવસ રહ્યા વગર અને અહીં તહીં રખડ્યા વગર લંડનની સેરી તો શું પણ ધોરી રસ્તા પણ ધ્યાનમાં રેહેશે નહી.

† Reynolds Guide

ફાવતું નથી. કેટલેએક ઠેકાણે પગે ચાલનાર પાસેથી પણ ચાલો લેવાયછે. સુધરેલા દેશમાં આવી અડચણથી અચરતી તથા કંટાળો ઉપજેછે. કેટલીએક કંપનીઓ રસ્તા કે પુલ બાંધેછે તેઓ કેટલીએક મુદ્દત સુધી ચાલો વસુલ કરવાનો સરકાર સાથે બંદોબસ્ત કરી રાખેછે.

જે ઠેકાણે ગાડી ઘોડાનો વાર ઓછો છે તે ઠેકાણે ફરસબંધી રસ્તા નથી. ત્યાં આપણા દેશ જેવા સાદા રસ્તા છે. કેટલીએક શેરી ઘણી સાંકડી છે તેમાંથી બે ઑમ્નિબસ અથડ્યા વગર મુશ્કેલીથી પાસ થઈ શકેછે. આવી સાંકડી શેરીના મોહોલ્લામાં ત્યાંના ગરીબ અને કંગાળ લોકો રહેછે. તેમની દુકાનોનો દેખાવ પણ તેવોજ કંગાળ લાગેછે.

## ૫. ગાડી અને ઘોડા.

HORSES AND CONVEYANCES.

શેહેરની વસ્તી પ્રમાણે ગાડી ઘોડા ઘણા છે. આપણા દેશ જેવા બળદના ખટારા મુદ્દલ નથી. માલ ભરવાના ગાડામાં પણ ઘોડા વપરાયછે. માલ ભરવાનાં ગાડામાં કદાચ ખચ્ચર અથવા ગધેડું જોડેલું હોય પણ બળદ મુદ્દલ નહી. માણસની ખાંધ ઉપર પાલખીમાં કે ડોળીમાં બેસવાનો રેવાજ આ દેશમાં જરા નહી. તેમજ મુંબાઈના જેવા નકારા અને રેડીયાળ રેંકડા કે ખટારા અહીં મુદ્દલ જણાતા નથી.

લંડનમાં ગાડી ઘોડાનો જબરો આવજાવ થાયછે. મોટા રસ્તા ઉપર આખો દાહાડો ગાડી ઘોડા ફરફર કર્યાજ કરેછે. આખો દાહાડો ધડધડ ધડધડ ભરેલા તેમના અવાજથી પ્રથમ આપણા કાનને ત્રાસ ભરેલો કંટાળો ઉપજેછે. સેંટ પૉલના દેહેરા ઉપરથી ગાડીઘોડાનો અવાજ સાંભળ્યો હોય તો એક મોટો રેંટ ધડડડડડ અવાજથી ફરતો હોય એમ લાગેછે. ખાનગી તથા ભાડુતી ગાડીઓ બહુ ફરેછે. ભાડુતી ગાડી પણ ઘરની હોય એવી રૂડી દેખાયછે. તેના ઘોડા ઘણા જોરાવર અને કદાવર હોયછે. માલ ખેંચવાનાં ગાડામાં જે ઘોડા વપરાયછે તે પણ ઘણા મોટા ને કદાવર લાગેછે. આપણી મુંબઈના ભાડુતી ઘોડા તેમની આગળ માત્ર ગધેડા જેવા જણાયછે.



પીપ ભરવાનું ગાડું.



છતરવાળું ગાડું.



કમાનવું ગાડું.

માલ ભરવાનાં ગાડાં આપણા દેશના જેવા રૂઢિયાલ નથી. કેટલાંએક ગાડાંઓને કમાન હોયછે અને કેટલાંકને હોતી નથી. ગાડામાં માલ જ્યારે ચિકાર ભરેલો હોયછે ત્યારે ગાડું હાંકનાર નીચે ઉતરીને હાંકેછે. ઘણો ભારે માલ હોયછે તો એક પછી એક એમ બે ત્રણ ઘોડા જોડેછે. શાક ભાજી વગેરે હલકો માલ ભરવાના ગાડાં નાહાનાં હોયછે. છતરવાળાં ગાડા ઉપર નકારી ઝાવળીનું છતર નહી પણ જાડા કંતાન વગેરેનું છતર જોવામાં આવેછે.

ભાડુતી બેસવાની ગાડી ઘણુંકરીને ત્રણ જાતની જોવામાં આવેછે. એક ઑમ્નિબસ અથવા મોટા જનરથ જેમાં ઘણા માણસો બેસી શકેછે; બીજી "બ્રોહમ" નામથી ઓળખાતી ચાર માણસ બેસી શકે એવી ગાડી; અને ત્રીજી હાન્સમ અથવા કુવાઈ નામથી ઓળખાતી ગાડી જેમાં બે માણસ બેસી શકે. જનરથ ઘણો મોટા હોયછે. તેની માહે અથવા તેના ઉપલા ભાગ ઉપર પણ લોકો બેસેછે. એવા એકએક મોટા જનરથમાં ૩૬ માણસ બેસી શકેછે, નાહાના જનરથમાં ૨૮ બેસેછે.

માહે સામસામે અને ઉપર આડાઅવડ પિઠ ફેરવીને હારબંદ બેસાયછે. આટલાં બધાં માણસો બેસવા છતાં તેમાં બે કે ચાર ઘોડા જોડેછે. ઘણાખરા લોકો ઑમ્નિબસના આગલા અક્ષર બાદ જઈ "બસ" નાં નામથી ઓળખેછે. "બસ" થી લોકોને ઘણું સસ્તું અને સવળ પડેછે. એમાં નિત્ય હજારો માણસ આવજાવ કરેછે. ધોરી રસ્તાઓ ઉપર ઠેકાણે ઠેકાણેથી દસ દસ



આમ્નિબસ અથવા જનરથ.

મિનિટે કે ૦। પા કલાકે જનરથ પાસ થાયછે. કયાણો જનરથ કયે કયે રસ્તે થઇને આવનાર તથા જનાર છે તે જનરથની બાજુઓ ઉપર લખ્યું હોયછે. એનું છેલ્લું મુકામ ક્યાં જવાનું તથા આવવાનું છે તે વળ મોટા અક્ષરે લખેલું હોયછે. આ ગાડી એટલી સસ્તી પડેછે કે લંડનમાં એક નાકેથી જોઇએ તો ઠેઠ બીજે નાકે ઉતરીએ તેટલાં ૬ પેન્સ એટલે ચાર આનાથી વધારે ભાડું બેસતું નથી.

બધી મળીને ૧૫૦૦ જનરથ લંડન શેહેરમાં ફરેછે. મુંબઇમાં હાલ ૨૫ ભાયગે હશે માટે ૧૫૦૦ તો કયાંથી હોય? લંડનમાં સવારના આઠ વાગતાથી તે રાતના બાર વાગા સુધી ફરેછે. ઘોડા વખતે વખત બદલાયછે. જુદીજુદી કંપનીઓ ઉભી થઇને આ ગાડીઓનું કામ ચલાવેછે. તેઓને ૪ કે ૬ આનાનું પણ વ્યાજ છુટતું હોય એમ મને લાગતું નથી. પણ રૈયતનાં સુખને માટે તેઓ આ કામ ચલાવે તથા નીભાવેછે. આપણે જે ઠેકાણે જવું હોય તે ઠેકાણાનો જનરથ ઓળખી ન શકીએ તો હાંકનારને અથવા "પાછળ ઉભીને ગાડીમાં બેસાડનાર" ને આપણી જગ્યાનું માત્ર નામ સંભળાવવું. તે જગ્યાએ જવાની હશે તો તરત ઉભી રાખીને તમને બેસાડશે. ચાલતી ગાડીને ઉભી રાખવા માટે સાદ પાડવાની જરૂર નથી; માત્ર આપણા હાથનો કે આપણી આંગળીનો ઇસારો કરશું એટલે તરત હાંકનાર ઉભી રાખશે.

ચાલતા જનરથમાં લોકો ઝટોઝટ બેસી જાયછે અને બાહાર છતરી ઉપર ચહડી જાયછે તે દેખાવ જોવાજોગ છે. જનરથનાં ઉપલા ભાગ ઉપર ચહડીને બેસવાને પ્રથમ જરા બિહિક લાગેછે, પણ બેચાર વખત બેઠા એટલે પતીજ આવેછે. વરસાદ ન હોય અથવા બહુ તાઢ ન હોય તો બાહાર બેસવાની મઝા પડેછે. સ્ત્રીઓથી તથા નબળા પુરૂષોથી ઉપર ચહડીને બાહાર બેસી શકાય નહી; માટે અંદરની જગ્યા તેઓનાજ લાયકની ગણાયછે. તેછતાં કોઈ જુવાન પુરૂષની મરજી માહિ બેસવાની હોય તો કોઈથી ના પાડી શકાય નહી. માહે જગ્યા ભરાઈ ગઈ હોય અને કોઈ સ્ત્રી બેસવાને આવે ત્યારે તેમાંથી એકાદ જણ ઝટ પોતાની મેળે ખુશીથી બાહાર નિકળીને ઉપર બેસે. આવી રીતે એ લોકો અબળા જાતનું માન રાખવાને હંમેશ તઈયાર હોયછે.

જનરથમાં ચોટાડેલી અનેક પ્રકારની જાહેરખબરોપર તેમાં બેસનારનું મન દોડેછે. ગાડીની અંદર તરેહવાર જાહેર-ખબરના સુંદર કાગળ ચોટાડેલા હોયછે. "ફલાણો માલ ફલાણે ઠેકાણે વેચાયછે";—"થોડે પૈસે તમારે પોતાનું ઘર કરવું હોય તો ફલાણી કંપનીને મળો." ઈત્યાદિ જાહેર-ખબર દરએક જનરથમાં મારેલી દેખાશે. આ જાહેર ખબર મારનારાઓ પાસેથી જનરથની કંપનીવાળાઓ ઠરેવેલો ભાવ લેયછે અને આ રીતે પણ તેમની પેદાસ વધેછે. ભાડું ચુકવવાની બાબદમાં જનરથમાં બેસાડનારની ચાલાકી જોવાજોગ છે. ચોવીશથી છત્રીસ માણસોમાં ફલાણું માણસ કયે ઠેકાણેથી બેઠું તે બરાબર ધ્યાનમાં રાખેછે અને તે ઉતરેછે ત્યારે તે પ્રમાણે તેની પાસેથી ભાડું ચુકાવી લેછે.


હાન્સમ અથવા ફલાઈ.

ભાડુતી અંગત ગાડી કરવી હોયતો એક બ્રોહમ ઘાટની, કે ફલાઈ અથવા હાન્સમ નામની પાછળથી હાંકવાની કરશું તો તે ઠીક પડેછે. હાન્સમ હલકી હોવાથી


બ્રોહમ

બહુ ઉતાવળી દોડેછે. આ બંને જાતની ભાડુની ગાડી "કેબ" નામથી સાધારણ છે. તે ઠેકાણે ઠેકાણે મળેછે; અને એક માઇલના ચાર આના પ્રમાણે ભાડું લેછે. મુંબઈની રેઢીયાળ બગીનું ભાડું આ "બ્રોહમ" કે "હાન્સમ" જેટલુંજ આપવું પડેછે તેછતાં મુંબઈના બગીવાળાનો મિજાજ સાચવવો પડેછે. લંડનના ભાવે મુંબઈમાં લંડન જેવી રૂડી ગાડી ન મળે એ અચરજની વાત લાગેછે. લંડનમાં બધી મળીને આસરે ૫૦૦૦ કેબ હશે તે દરએક ઠેકાણે ફરતી ફરેછે.


ફેટન.

મોટા શ્રીમંત લોકોની ગાડી ઘણી ભભકાદાર હોયછે. હાઇડપાર્કમાં શ્રીમંત લોકો ફરવા નિકળેછે અથવા રીજંટ-સ્ટ્રીટ વગેરેના મોહોલાઓમાં તેમની સ્ત્રીઓ દુકાન ઉપર ખરીદ કરવા જાયછે અથવા રાતના જ્યારે તેઓ ઑપેરા કે નાટકશાળામાં જાયછે ત્યારે તેમની ગાડીઓનો બાહાર જોવાજોગ છે. મુંબઈના જેવી બગી અને સિગ્રામ નજરે પડતી નથી. બે અથવા ચાર ઘોડા જોડેલી મોટી બ્રોહમ અથવા ફેટન મુખ્યકરીને ત્યાંના શ્રીમંતો વાપરેછે.


ડગ કાર્ટ.

મોટા શ્રીમંતો વગર કોઈ પોતાની ગાડી ઘણુંકરીને રાખતા નથી. જેઓને આપણે એક કે બે લાખ રૂપિયાની આસામી ગણીએ અથવા હજાર બારસો રૂપિયાની દરમહિને જેઓની પેદાશ જાણીએ તેઓ પણ

પોતાની ગાડી ઘણુંકરીને રાખતા નથી. કેમકે ખરચ ઘણો થાયછે—આસરે દરવરસે રૂ૧૮૦૦ થી ૨૨૦૦ એક ગાડી તથા ઘોડા રાખવાનો બેસેછે. માત્ર ઘોડોજ રાખવાનો ખરચ દર વરસના એક હજાર રૂપીયા થાયછે. આવા મોટા ખરચને માટે વચલા વર્ગના ચહડતા લોકો ઘરની ગાડી રાખતા નથી. પણ ભાડુતી ગાડીથી તેઓની બધી ગરજ સરેછે.

મુંબઈમાં ૨૦૦ કે ૨૫૦ રૂપિઆ દરમહિને પેદા કરનારને અથવા વિસ કે પચીસ હજાર રૂપિઆના આસામીને ઘરની ગાડી રાખવાની જરૂર પડેછે, કેમકે ભાડુતી ગાડીથી તેમની ગરજ પૂરી પડતી નથી. પોતાનાં કુટુંબ કબીલાને ત્રીજે કે ચોથે દાહાડે બાહાર મોકળવાની જરૂર પડી તો ઘરની ગાડી વગર બળદનો ખટારો અથવા ત્રણ કે ચાર રૂપિઆ ખરચીને "તબેલાની ખટારા જેવી શિગ્રામ" વગર બીજી તેઓના મોભા પ્રમાણેની ગાડી મળતી નથી. વળી તેઓ જો પોતાના રોજગારની જગ્યાથી ૧॥ કે ૨ માઇલ કરતાં જરા વધારે દૂર રેહતા હોય તો રેઠીયાળ બગી પણ જ્યારે જોઇએ ત્યારે મળવી કઠણ પડેછે. વિલાયતમાં આવી અડચણ છેજ નહી. જોઇએ તો સાત માઇલની વેગળાઇ ઉપર રેહેતા હોઇએ તોપણ ભાડુતી ગાડી ઘણી સેહેલાઇથી મળી શકેછે, અને તે વળી એવી કે ઘરની ગાડી હોય તેવી.

એક જગ્યાથી બીજી જગ્યાએ જવા આવવાનું ઘણું સુખ અને સેહેલું છે. જેઓને જોઇએ તેઓ કયાબમાં બેસે કે ઑમ્નિબસમાં. આ ઉપરાંત શેહેરમાં કેટલેક ઠેકાણે રેલવેની ગાડી ફરેછે. કેટલેએક ઠેકાણે રેલવેની ગાડી જમીન ઉપર અને કેટલેએક ઠેકાણે જમીનની અંદર ભોંયરાંમાં. હરએક સ્ટેશન ઉપરથી દસ દસ મિનિટે અથવા ૦। ૦। કલાકે અગનીરથ દોડેછે. એક અગનીરથ ચુકયા તો દસ કે પંદર મિનિટ પછી બીજો તઇઆર. ભોંયરાંમાંથી અગનીરથ ચાલેછે તેને "અંડરગ્રૌંડ રેલવે" કરીને કેહેછે. ઉપર ઘર અને મોહાલ્લાઓ અને માણસો; નીચે "ટનલ" ની પેઠે ભોંયરૂં ખોદીને રેલવે મુકેલી. તેમાં અંધારૂં તેથી દાહાડે પણ ગાડીમાં ગ્યાસના દીવા બળેછે. પાંચ કે સાત વખત હું આ "અંડરગ્રૌંડ રેલવે" નાં અગ્નીરથમાં બેઠો હતો.

આ ઉપરાંત નદીમાં નાહાની નાહાની આગબોટ આખો દાહાડો ફરેછે અને એક પેનીમાં એક ઠેકાણેથી બીજી ઠેકાણે ઉતારેછે. વાસ્તે એક ઠેકાણેથી બીજે ઠેકાણે લંડનમાં જવા આવવાનું સુખ અને સેહેલું છે. તમારે જોઇએ તો કયાબમાં કે ઑમ્નિબસમાં બેસો. અગ્નીરથનું મકાન પાસે પડતું હોય તો અગ્નીરથમાં અથવા નદીની આગબોટ પાસે પડતી હોય તો તે આગબોટમાં બેસીને જવાય. એક જનરથ ચુકયા અથવા એક અગ્નીરથ કે નદી ઉપરની આગબોટ ચુકયા તો દશ કે બાર મિનિટમાં બીજી આપણે વાસ્તે તૈયાર છે. વળી તરત અને તાકીદથી જવું હોય તો કયાબ ઉભીજ છે.

## ૬. દુકાન અને બજાર.

SHOPS AND MARKETS

લંડનનો બાહારનો દેખાવ સુંદર દુકાનોથી બહુ દીપી નિકળેછે; આ દુકાનોનો બાહાર અને ભપકો બરાબર જોવો હોય તો ગાડીમાં બેસવા કરતાં પગે ચાલતાં જવું. મોટા મોટા મોહોલ્લાઓમાં એક નાકેથી બીજાં નાકાંસુધી સુંદર અને ચકચકિત દુકાનોની હાર લાગી રહીછે. દુકાનોમાં વેચવાની જણસો એવી રીતે ગોઠવીને મુકેલી હોયછે કે તે ઉપર આપણું મન ગયા વિના રેહેજ નહીં. ચાલતાં જઇએ અને જોતાં જઇએ પણ આપણું મન ધરાય નહી. દુકાનોનો શણગાર ને સામાન જોઇને આપણને ચાલતાં ચાલતાં થાક ચઢવાને બદલે ખુશી ઉપજેછે.

વિલાયતમાં દુકાનદારોની ઘરાકી રાતની વેળાએ ઘણુંકરીને વધારે હોયછે. તેટલામાટે ગ્યાસના દિવાઓથી બધા દુકાનદારો પોતાની દુકાનોમાં નિ ય મોટી રોશની કરેછે. તેથી દુકાનો ખૂબ દીપી નિકળેછે અને જાણે દિવાળીના તેહેવાર હોય એમ નિત્ય રાતના રોશનીનો મોટો ઝલકાટ થઇ રેહેછે. માટે લંડનમાં દુકાનોનો પૂરો બાહાર જોવો હોયતો રાતની વેળાએ ફરવા નિકળવું. પારિસની દુકાનો સાથે સરખાવીએ તો લંડનની દુકાનો ઉતરતી માલમ પડશે તેછતા આપણા દેશ તરફના રેહેવાસીને એ દુકાનો ઘણી સુંદર લાગ્યા વિના રેહેતી નહી.



વાળ કાપનાર તથા હોળનાર દુકાનદારની નિશાની.

દુકાનોની બાહારથી દુકાનદારોનાં નામનાં સોનેરી હરફમાં લખેલાં પાટિયા મારેલાં દેખાયછે. તે સાથે વળી તે દુકાન ઉપર કઈ જાતનો માલ વેચાયછે તેની નિશાની પાડેલી હોયછે. જેમ કે કોઈ દુકાન ઉપર ચસમાં ટાંગેલા, તે ઉપરથી કહી શકાય કે ચસમાં, દુરબીન અને જોવાના કાચ વગેરે આ દુકાન ઉપર વેચાતા હશે. કોઈ દુકાનના મોહો આગળ ઘેટાનું બચું ટાંગેલું તે ઉપરથી એ દુકાને ગરમ કપડાં વેચાતાં હશે એમ માલમ પડે. કોઈ દુકાન આગળ છત્રી ટાંગેલી તે ઉપર વરતાય કે અહીં છત્રી વેચાતી હશે. કોઈ દુકાને ચીનો ચાહા તોલીને આપતો હોય એવું ચિત્ર પાડેલું કે તે ઉપરથી જાણવામાં આવે કે આ ગારીની અથવા ચાહા વેચનારની દુકાન હશે. કોઈ દુકાન ઉપર બૂટ ટાંગેલું તે ઉપરથી જણાય કે અહીં બૂટ વેચાયછે. આ પ્રમાણે બાહાર મુકેલી નિશાની ઉપરથી જ દુકાન ઓળખી શકાય. એવી નિશાનીઓથી રસ્તે જનાર તથા આવનારનું મન તે દુકાન તરફ ખેંચાય એ મુખ્ય મતલબ હોયછે,



ઝવેરીની દુકાન, ઘડીયાળીની દુકાન, ચોકસીની દુકાન, સોના-રૂપાના રસેના સામાણ વેચનારની દુકાન, કાફી પીવાની દુકાન, દારૂ પીવાની દુકાન, આ બધી રાતની વેળાએ ઘણોજ બાહાર આપેછે. કાપડીયાની દુકાન તથા કરીયાણું વેચનાર કેમીસ્ટની દુકાન કાંઈ ઓછો બાહાર આપતી નથી. દરજીની કે હજામની દુકાનનો ભભકો કંઈ ઓછો નથી. આ અને બીજી બધી દુકાનો રાતની વેળાએ ખુબ ખીલી નિકળેછે. આપણા દેશમાં કાપડ વેચનારની તથા કરીયાણું વેચનાર ગાંધીની દુકાનનો મુકાબલો આ દુકાન આગળ મુદલ થઇ શકેજ નહી. જેટલો ગધેડાં અને ઘોડામાં ફેર એથી વધારે ફેર સમજવો. સાધારણ વિસીખાનાં જે ધરિંગહાઉસનાં નામથી ઓળખાયછે અને જે ફ્રાન્સના "રેસ્તોરાં" ને મળતાં આવેછે તે પણ ઘણા સ્વચ્છ અને દેખાવમાં સારાં હોયછે. રસ્તે જનાર આવનાર લોકો આવી દુકાનોમાં જ્યારે જોઇએ ત્યારે જમી આવે. ભાજી તરકારી વેચનારની દુકાન અથવા ખાટકીની દુકાનની સફાઈ જોઇને અચરતી ઉપજે. આવી દુકાન પણ જ્યારે સુંદર અને સુશોભીત લાગેછે ત્યારે બીજી દુકાનો કેવી લાગતી હશે તેનો વિચાર તમેજ કરી લો.




જમવા જવાની સાધારણ દુકાન.

સારાંશ દુકાનોની શોભા અને રચના વધારવામાં વિલાયતના લોકો કંઇપણ કસર કે મણા રાખતા નથી. દરએક દુકાનદાર એમજ સમજેછે કે મારી દુકાનનો સણગાર અને ભપકો જેમ વધારે હશે તેમ મારી ઘરાકી વધારે થશે. એવી સમજથી દરએક જણ પોત પોતાની દુકાનની ખુબસુરતી વધારવાને ઘણી મેહેનત કરેછે. દુકાનનો સણગાર અને

તેમાં રચનાથી રચેલો સામન બાહારથી ચાલી જનારની નજરે બરાબર પડે એવી મતલબથી બિલોરી કાચના આખા ને આખા તખતા જડી લીધેલા દેખાયછે. કોઈ દુકાન નાહાની હોય પણ તેમાં મોહો જોવાનો મોટો આરસો એવી રીતે ટાંગે અને દુકાન મધ્યેનો સામન એવી રીતે ગોઠવે કે રસ્તે ચાલી જનારને એમજ લાગે કે તે મોઠી દુકાન હશે.

દુકાનોની રચના તથા શોભાથી મુખ્યકરીને લંડન શેહેર દીપી તથા ખીલી નિકળેછે. દુકાનોની રચના અને શોભા કાહાડી નાખો તો આ મોટા શેહેરના મોટા અને બાહારના દબદબાભરેલા દેખાવમાં રૂપીઆ-ના દશ કે બાર આના શોભા કાહાડી લીધી એમ ગણાશે. વેચવાનો સામાન માંડવામાં ને રચવામાં અને બિલોરી કાચના તકતા ને બારણા ઘસીને સાફ કરવામાં દુકાનદારોનો વખત ઘણો રોકાયછે.

દુકાનદારો પોતાનો માલ ખપાવવાને અનેક યુક્તિઓ વાપરેછે. સઉથી સારામાં સારા નમુનાથી દુકાનનો આગલો ભાગ ભરી નાખેછે. કાચ એવા સાફ કે અંદર ગયા વગર બાહાર ઉભાં ઉભાં તે આપણે સારી પેઠે જોઈ શકીએ. ઝવેરીઓ ઝવેરકામ પણ આવીજ રીતે રસ્તે ચાલ-નારને દેખાય તેમ ઉઘાડું ગોઠવીને મુકેછે. બારણા ઉપર આખા ને આખા ને જાડા કાચના તખતા જડેલા તેથી તે ઉપર કચરો પડવાની કે કોઈ લઈને ભાગી જાય તેની જરાય ધાસ્તી રેહેતી નથી.

કેટલાએક દુકાનદારો પોતાની દુકાન ઉપર પાટીયું અથવા લાંબુ પાનુ મુકી તે ઉપર લખેછે કે સઉથી સસ્તો માલ અહીં વેચાયછે; કેટલાક દુકાનદારો લખેછે કે માલ જેમ જશે તેમ વેચી નાખવામાં આવશે; કેટલાએક લખેછે કે "દુકાન કાહાડી નાખવીછે માટે અહીં પાણીને મુલે માલ વેચવામાં આવેછે." માલ ખપાવવાની આ યુક્તિઓ છે માટે તે ઉપર પરદેશી મુસાફરે ભુલવું નહી. આબરૂવાળા દુકાનદારોની દુકાને ઠગાવાની મુદલ ધાસ્તી રેહેતી નથી; ને તેવા દુકાનદારો ઘણા મળશે.

લંડનમાં મોટાં બજાર ભરાયછે. ફુલ, ફળ અને તરકારી વેચવાનું એક ઘણુંજ મોટું બજાર છે. તે કોવેંટ-ગાર્ડનનાં નામથી મસહુર છે. નિત્ય મોટી સવારમાં આ બજારમધ્યે ભીડનો કંઈ સુમાર નથી. આ

બજારમાં ફુલ, ફળ અને તરકારી વેચવાને આવેછે તેનો પણ કંઈ પાર નથી. અહીં એ શિવાય બીજું કંઈજ વેચાતું નથી. ફુલ, ફળ અને તરકારીનાં ગાડાં ને ગાડાં ભરીને નિત્ય એટલાં બધાં આવેછે કે તેથી આપણુ અચરજ પામીએ. આ બજારનો પૂરો બાહાર જોવો હોય તો મંગળ, બ્રેહસ્પત અથવા સનીવારે સવારના ૩ થી ૭ વાગા સુધીમાં ઉઠીને જવું. ફુલ, ફળ વગેરેના ગાડાં ને ગાડાં આવીને અહીં ખાલી થાય છે એજ જોવાથી આપણો ફેરો સફળ થશે. માત્ર ફુલની રચના અને સુગંધીનોજ બાહાર લેવો હોય તો દાહાડામાં હરએક વખતે જવું.

બીજાં બજારો જુદેજુદે ઠેકાણે છે. લેડનહૉલ-મારકેટ તથા ફારિંગ-ટન-મારકેટ નામનાં બજારોમાં તરકારી તથા ગોશ એ બંને વેચાયછે, પણ લોકોને સવળ પડે એટલામાટે ફુલ, ફળ, તરકારી અને ગોશની જુદી જુદી દુકાનો ઠેકાણે ઠેકાણે અને રસ્તે રસ્તે છે. માટે બજાર લેવા બ-જારમાંજ જવું પડે એમ નથી. ઘણુંકરીને જે માણસ આસે ઉકડો બાં-ધ્યો હોય તેજ માણસ નિત્ય ઘર આગળ આપણને પોહોંચાડી જાય.

જેમ તરકારી વગેરેનું એક બજાર હેલાવડું છે તેમાં ઘણો વેચવાનું એક ઘણું મોટું અને સુંદર બજાર છે. તેમજ વળી ગોશ વેચવાનું એક મોટું બજાર જુદું છે. તેમજ માછલીનું એક બજાર જુદું છે. ગોશનું મોટું બજાર પાટરનૉસ્ટર નામની સેહેરી આગળ છે અને માછલીનું બજાર લંડનબ્રિજ આગળ છે. ગોશ વેચવાનું બજાર ન્યુગેટ-મારકેટ નામથી ઓળખાયછે. આ બજારમાં બકરાંઓને મારવાની રીત ઘણીજ ખરાબ છે. કેહેછે કે જીવતાં બકરાંઓને ઉપરથી હડસેલા મારીને નીચે ભોંય-રાંમાં ફેંકી દેછે એટલે તેમના હાથ પગ ભાંગી જાયછે અને પછી તેમને કાપવામાં આવેછે. આ વાત સાચી હોય તો આવી કરપીણ રીતથી લંડનની કિર્તિને ઝાંખ લાગેછે. માછલી વેચવાનું બજાર "બિલિંગ્સ-ગેટ મારકેટ" નામથી મશહુર છે. તે ઘણું મોટું અને સારી રીતે બાંધેલુંછે. આમા ખરાબ હવા એકઠી થઈ હોય તે કાહાડી નાખીને ચોખી અને તાજી હવા દાખલ કરવાનું યંત્ર તથા એક કલાકમાં ૭૦૦૦૦ ગાલન પાણી નદીમાંથી ઉંચુ ચહડી શકે એવી ગોઠવણ જોવામાં આવેછે.

જીવતાં બકરાં ને ઢોર વેચવાનું બજાર ઘણુંજ મોટું અને પ્રખ્યાત છે. એ બજાર "મિત્રૉ પૉલીટન-કયાટલ-મારકેટ" નાં નામથી પ્રસિદ્ધ છે; આ બજાર એટલું મોટું છે કે તેણે ૩૦ એકર જમીન રોકીછે. આ બજારમાં નિત્ય મોટી ભીડ ભરાયછે અને દર અઠવાડિયે ૩૦૦૦૦ બકરાં તથા ૩૦૦૦ ઢોર વેચાયછે. આ બજારની વચ્ચે એક ઘડીયાળનો ઉંચો સ્તંભ તાર આફીસમાંથી ઉભો કરેલો દેખાયછે. બજારનો દેખાવ આથી ભભકાદાર લાગેછે. આ બજાર કયામડનટૌન નામના મોહલ્લામાં છે. તે અમારા ઘરથી ઘણું વેગળું નહી હતું.

ઉપર જણાવેલાં બજારને ત્યાંના લોકો માર્કેટ કેહેછે. પણ જેને એ લોકો બજાર (Bazaar) કેહેછે તે જુદી તરેહનાં હોયછે. આવાં બજારમાં તરેહવાર ઉંચી વસ્તુઓ વેચાયછે. આ બજારની દુકાનો રસ્તા ઉપરથી દેખાતી નથી. આવું દરએક બજાર મોટી ઇમારતમાં ભરાયછે. કેટલાંક બજાર આર્કેડ નામથી પણ ઓળખાયછે. "પાથિયન" નામનું બજાર ઑક્સફર્ડ સ્ટ્રીટમાં ઘણું મોટું અને પ્રખ્યાત છે. આ બજારના મકાનની અંદર ગયા પછી નાહાની નાહાની સેંકડો દુકાનો માંડેલી નજરે પડશે. દરએક દુકાનમાં એકએક જુવાન સ્ત્રી વેચવાને ઉભેલી કે બેઠેલી જણાશે. આપણુ મન કંઇપણ વસ્તુ લેવાનું થાય એવી રીતે કેટલીક વસ્તુ દરએક દુકાનદાર સ્ત્રી આપણી નજરે પાડશે. આ બજારમાં બધી જાતનો માલ અને સામન વેચાયછે. ઝવેરકામ, પેહેરવાના વસ્ત્ર, અનેક તરેહના ચિત્ર, અનેક તરેહનાં રમકડા, અનેક તરેહના રાગ વગાડવાના હથીયાર, છત્રી કાતર વગેરે અનેક તરેહનો સામન અહીં વેચાયછે. નીચેના એક ભાગમાં ફુલના કુંડાં અને રોપા અને બીજા ભાગમાં જીવતાં સુંદર પક્ષીઓ, વાંદરાઓ, સોનાની પાંખવાળી માછલીઓ અને સંપેત રંગના ઉંદરો વગેરે વેચાયછે.

સોહો નામનું બીજું બજાર બીજે ઠેકાણે છે તે પણ મોટું અને પ્રખ્યાત છે. તેમાં ૪૦૦ સ્ત્રીઓ દુકાન માંડીને બેઠેલી અથવા ઉભેલી જોવામાં આવેછે. આમાં ચાર ચાર ફૂટ લાંબી દુકાનો છે અને દરએક દુકાનનું ભાડું રોજના બે રૂપીયા બેસેછે. (આતો સસ્તુ ભાડું કેહેવાય)

મડમ ટૂસાનું બજાર તથા બરलिंગ્ટન આર્કેડ તથા લોથર આર્કેડ વગેરે બીજાં કેટલાક બજારો જુદેજુદે ઠેકાણે છે. મડમ ટૂસાવાળા બજારમાં દર વરસ "ક્રિસ્ટમસ" ઉપર પાળેલા ઢોરો તથા ઘેડવાના હથિયારો દેખાડવાને તથા વેચવાને મુકેછે. બરલિંગ્ટન આર્કેડ નામના બજારમાં યુરોપિયન પરદેશીઓ ઘણુંકરીને અનેક તરેહનો સામન વેચેછે.

## ૭. વર્તમાનપત્ર અને જાહેરખબર.

NEWSPAPERS AND PLACARDS

લંડન મધ્યે મોહોલે મોહોલે, અને ગલીએ ગલીએ વર્તમાનપત્ર અને જાહેરખબરના કાગળ જોવામાં આવેછે. રસ્તામાં નાહાના નાહાના છોકરાઓ જુદાંજુદાં વર્તમાનપત્રોના થોક ને થોક લઇને ફેરી ફરતા ફરેછે. તેઓ મોટા મોટા ચકલા કે ચૌટા આગળ ઉભા રહેછે અને ગાડીમાં બેસનારાને તથા પગે ચાલનારાઓને રોકડે પૈસે છુટી નકલ વેચેછે. "મૉરનિંગ પે-પ-ર્ જ, ઇવનિંગ સ્ટા-ર્, ઇવનિંગ સ્ટાં-ડ-ર્ ડ; ઇમ-પૉર-ટંટ ન્યુસ ફ્રૉમ અમેરિકા-આઆ. ઇમ પૉર્ટંટ ન્યુયુસ" આવી રીતે પોકાર મારતા ફરેછે. એ રીતે વર્તમાનપત્રો ઘણા ખપેછે.

વર્તમાનપત્ર વેચવાની રીત અહીં મુંબઈ કરતાં જુદી છે. વર્તમાન પત્ર પ્રગટ કરનારા માલિકો પોતે વેચતા નથી અથવા વેચવાને પોતાનાં માણસો મોકલતા નથી. કેટલાએક ધંધાદારીઓ પોતપોતાને હિસાબે વર્તમાનપત્રના ઠેરેલા ભાવમાં અમુક ટકા બાદ કરીને મોટી ને મોટી રકમ ખરીદ કરેછે અને તેઓ પછી પોતપોતાના લતા તરફના બાંધુક ઘરાકોને અથવા છુટક લેનારાઓને વેચેછે. આથી આ ધંધાદારીઓને પણ લાભ થાયછે અને વર્તમાનપત્ર પ્રગટ કરનારાઓને ઘણુ સેહેલું અને સવલ પડેછે. તેઓને માત્ર છાપાવાનુંજ કામ, વેચવાની તથા ઉઘરાણી કરવાની ફડાકુટ અને માથાકુટ્ય તેમને કરવી પડતી નથી.

અહીં વર્તમાનપત્રો ઘણા નિકળેછે. જુદાંજુદાંની ટીપ આપવાની અગત્ય નથી. ટાઇમ્સનું પત્ર બહુજ ફેલાવો પામેલું અને મચેલુંછે. સઉથી મોજવાળું પત્ર ટાઇમ્સનું ગણાયછે. તેની નિત્ય ૬૦૦૦૦ નકલ

ખપેછે. તે દાહાડામાં બે વખત છપાયછે. સાંજના છપાયછે તે સવારના છપાયેલું ફરીથી છાપેછે; ફેર માત્ર એટલોજ કે નવા અને તાજા સમાચાર મળ્યા હોય તે ઓછી અગત્યની બાબદો કાહાડી નાખીને તેની જગ્યા ઉપર ગોઠવવામાં આવેછે. જેઓ સવારની પૂર્તતા ઘરાક હોયછે તેઓ સવારના લેછે અને સાંજની પૂતના ઘરાક હોયછે તેઓ સાંજે લેછે અને કેટલાક બેવડો ખરચ કરીને સાંજ સવાર બે વખતની પૂત લે છે. એ વગેરે ડેલીન્યુસ, ટેલીગ્રાફ, મૉરનિંગ હેરલ્ડ, મૉરનિંગ સ્ટાર, ઈવનિંગ સ્ટાર, ઈવનિંગ સ્ટાંડર્ડ વગેરે વર્તમાનપત્રો નિત્ય નિકળે છે.

આ બધાં પત્રો નિત્ય ઘણાં ખપેછે. એક એકની કિંમત ઘણુંકરીને ૧ થી ૪ પેન્સ સુધી છે. ઇલિસ્ટ્રેટેડ-લંડન-ન્યુસ દર સનીવારે નિકળેછે તેની બે લાખ નકલ ખપેછે. ઇલિસ્ટ્રેટેડ-ન્યુસ-આવ-ધિ-વરલ્ડ તથા ઇલિસ્ટ્રેટેડ-ટાઇમ્સ દર અઠવાડિયે નિકળેછે અને દરએકની પચાસ પંચાસ હજાર નકલ ખપેછે. આ ત્રણ પત્રો અનેક ચિત્ર સહિત દર વેળા પ્રગટ થાયછે. પંચ અથવા ઠઠા કરનારૂં પત્ર નિકળેછે તેમાં રાજ્યાધિકારી તથા અમલદારોની બેડોળ સિકલ પાડીને તેમનાં કોઈ તરફદારીના કે તેવાંજ અયોગ્ય કામને માટે તેમના ઠઠા કરેલા હોયછે. તેમધ્યે લોકોના કેટલાએક અનાચાર માટે પણ ચિત્ર સહિત ઠઠા કરવામાં આવેછે.

વર્તમાનપત્રોમાં અનેક પ્રકારની જાહેર-ખબરો છપાયછે. જુદાજુદા ધંધાદારીઓને પોતાના ધંધા સંબંધી જાહેરખબરો છપાવવામાં મોટો ફાયદો થાયછે. હરએક ચીજ જોઇતી હોય અથવા હરએક ચીજ વેચવી હોય અથવા હરએક ચીજ ભાડે આપવી હોય, અથવા હરએક ચીજ ખોવાઈ હોય, અથવા હરકોઇને ચાકરી જોઇતી હોય, અથવા હરકોઇને દાસી કે ચાકર રાખવો હોય તો પઈસા ખરચીને વર્તમાનપત્રોમાં જાહેર ખબર છપાવવાનો ચાલ ઘણો સાધારણ છે. કેટલાક ધંધાદારીઓ જાહેર ખબર ઉપર હજારો રૂપીયા ખરચેછે. હાલોવેની જાહેરખબર પૃથ્વીના ચારે ખંડમાં છપાયછે અને તેને હજારો રૂપીયાનો ખરચ બેસેછે તેતો તમે જાણતાજ હશો. પણ હાલોવેના જેવા વિલાયતમાં ઘણા છે; તેની પેઠે જાહેરખબર ઉપર મોટો ખરચ કરવાને તેઓ અચકાતા નથી.



જાહેરખબર ફેરવનાર



જાહેરખબર ફેરવનાર

તે વગેરે મોટા અક્ષરે છાપીને તથા પાટીયા ઉપર ચોટાડીને ઠેકાણે ઠેકાણે અને ચકલે ચકલે કેટલાએક લોકો આખો દહાડો જાહેરખબર ફેરવેછે. આવી રીતે ફેરવનાર માણસો રસ્તામા પાટીયા ઉચકીને તથા પોતાની ડોકમા ઘાલીને ફરતા ફરેછે. આ પ્રમાણે ઠેકાણે ઠેકાણે જાહેરખબરના પાટીયા ફેરવ્યાથી ધંધાદારીઓને ઘણો લાભ થાયછે. કેટલીએક જાહેરખબર ઘણીજ ભભકાભરેલા રંગીન અક્ષરો અને ચિત્રોથી છાપેલી હોયછે. હરએક રીતે લોકોની તે ઉપર નજર પડે અને તે વચાય એવી મતલબથી જાહેરખબરોને ભભકાદાર કરેછે. રેલવે સ્ટેશન ઉપર તથા ઑમ્નિબસમા એવી જાહેરખબર મારેલી હોયછે એટલુંજ નહી પણ બિલોરી મેહેલ કે એવાજ બિજા ગમત કે રમ

તનાં મકાનમાં મારેલી જોવામાં આવેછે. માત્ર દુકાનદારો તથા ફુટકલ ધંધાદારીઓજ નહી પણ મોટા કારખાનાવાળાઓ અને મોટી કંપનીઓના ડરેક્ટરો પણ આ રીતે જાહેરખબરો ફેલાવેછે.

કેટલીક સાધારણ વાતમાં પણ એ લોકો જાહેરખબર છપાવેછે; અને કેટલીક જાહેરખબર એવી હોયછે કે તેથી આપણને હસવું આવ્યા વિના રેહેજ નહી. કોઈ સ્ત્રી કે પુરૂષની લગ્ન કરવાની મરજી હોય તો તે છપાવે કે મારી આટલી ઉંમર છે, મારૂં આવું રૂપ છે અને મને આટલો વારસો મળશે; જેણે મારી સાથે પરણવું હોય તેણે પોતાની હકીકત લખી મોકલવી. આવી અનેક તરેહની જાહેરખબરો ત્યાંના વર્તમાન પત્રોમાં વાંચીને આપણને અચરતી ઉપજ્યા વગર રેહેતી નથી.

## ૮. કુંજવન અને બગીચા.

PARKS AND PUBLIC GARDENS

આવાં મોટાં શેહેરની મોટી વસ્તીનાં સુખને માટે સર્વ પ્રકારની ગોઠવણ છે; તેમાં ફરવા હરવાની ને આરામ પામવાની ગોઠવણ હોવીજ જોઇએ. શેહેરના જુદાજુદા ભાગમાં ઝાડપાનની રચનાથી રચેલાં મોટાં કુંજવન છે; કુંજવન એટલે વન અથવા અરણ્ય જેવા મોટા બાગ જેને ત્યાંના લોકો "પાર્ક" નામથી ઓળખેછે. એવાં બધાં મળીને ૭ પાર્ક છે અને તેઓ સર્વ મળીને ૧૬૫૦ એકર જમીન આસરે રોકેછે. મોટાંમાં મોટું કુંજવન ૪૭૨ અને નાહાનાંમાં નાહાનું ૬૦ એકર છે. આવાં કુંજવન ઉપરાંત સરકારી બગીચા છે ત્યાં લોકોને ફરવા હરવાની છુટ છે.

સઉથી મોટું "રીજંટ્સ-પાર્ક" નામનું કુંજવન છે. તે ૪૭૨ એકર મોટું છે. એવી રીતે ઝાડપાનની રચના આ અને બીજાં પાર્કમાં રચેલી છે કે તેમાં ફરવાથી ખુશી ઉપજે. એમાં પગે ફરવાને તથા ગાડીમાં બેસી સેલ મારવાને બહુ સરસ રસ્તા પાડ્યાછે. આ કુંજવનનો કેટલોક ભાગ બીજાં કામમાં રોકેલોછે. એક તરફ "ઝુઓલૉજીકલ ગાર્ડન્સ" એટલે પ્રાણી સંગ્રહસ્થાન છે તેમાં બધી જાતનાં જીવતાં જનાવરો અને પક્ષીઓનો સંગ્રહ છે. બીજી તરફ "બોટાનિકલ ગાર્ડન્સ"

એટલે વનસ્પતીનો બગીચો છે તેમાં બધી જાતનાં ઝાડપાનનો સંગ્રહ રચેલોછે. "બોટાનિકલ ગાર્ડન્સ" ની આસપાસ ગોળ વિટીના આકારમાં ફરવાને રસ્તો બાંધેલોછે. આ કુંજવનમાં કેટલેક ઠેકાણે ઝાડોની હાર આવી રહીછે અને તેમની પાસે થઇને ફરવાથી જીવને ખુશી ઉપજેછે. આ કુંજવનને ફરતો રસ્તો બાંધેલોછે તે બે માઇલ થાયછે. નિત્ય સાંજ સવાર હજારો લોકો આ કુંજવનમાં ફરવાને જાયછે.

"હાઇડ-પાર્ક" નામના કુંજવનમાં શ્રીમંતો અને ઘણા મોટા લોકો ઘણુંકરીને ફરવા અને સેલ મારવા જાયછે. તેથી આ કુંજવનનો ભભકો વધારે મારેછે. તેણે વિસ્તારમાં ૩૮૮ એકર જમીન રોકીછે. લોહોડાની સુંદર જાળી ને ભભકાદાર દરવાજાથી આ કુંજવનની શોભા બહુ દીપી નિકળેછે. વરસમાં ચાર મહિના—"મે" થી "આગસ્ટ" સુધી આ કુંજવનમાં ફરવા હરવાની તથા સેલ મારવાની ભર ઋતુ ગણાયછે. સવારના ૧૧ થી ૨ અને સાંજનાં પાા થી ૭ વાગતા સુધી ઇંગ્લંડ દેશના શ્રીમંતો પોતાનાં કુટુંબ પરીવાર સાથે ફરવાને નિકળેછે.

આ કુંજવનમાં ભાડુતી ગાડીને જવાનો હુકમ નથી. કોઈ ચાલતા જાયછે; કોઈ પોતાની ગાડીમાં જાયછે; ને કોઈ ઘોડા ઉપર જાયછે. વાજીત્ર વાગેછે ત્યારે કોઈ કોઈ વેળાએ એટલી તો ભીડ એકઠી થાયછે કે ૭૦૦ આસામી ત્યાં ઘોડા ઉપર બેસી એકઠાં મળેછે. આ કુંજવનમાં સાપના આકારની એક નાહાની નદી કળાથી વેહેતી કરેલીછે. એક ઠેકાણે વચમાં ઝાડોને ગોળ આકારમાં ગોઠવેલાંછે. જુન કે જુલાઈમાં લશ્કરની કવાયત થાયછે તે જોવાલાયક થઈ પડેછે. આરસપાહાણનો બનાવેલો દરવાજો આગાઉ રાણીના મેહેલમાં હતો તે ઉંચકીને આ કુંજવનમાં કંબરલાંડ-ગેટ આગળ મુકયોછે. એ દરવાજાની કિંમત ૮ લાખ રૂપીયાની હતી અને તેને ખસેડવાનો ખરચ ૧ લાખ રૂપીયાથી વધારે થયોછે.

જેમ્સ-પાર્ક તથા ગ્રીન-પાર્ક એ બંને કુંજવન ઉપલા કુંજવનની પાસે પાસે આવ્યાછે. જેમ્સ-પાર્ક ૯૧ એકર અને ગ્રીન-પાર્ક ૬૦ એકર છે. આમાં પણ ફરવાને ઘણા લોકો જાયછે. વિક્ટોરિયા-પાર્ક નામનું એક નવું કુંજવન રચવામાં આવ્યુંછે તે ૨૬૫ એકર છે. માહારાણી

વિક્ટોરિયાનાં રાજ્યમાં તૈયાર થયાથી તેનું નામ વિક્ટોરિયા-પાર્ક પડ્યુંછે. આ કુંજવન ઈશાન ખુણમાં આવ્યુંછે. "બાટરસી" નામનું છઠ્ઠું કુંજવન ૧૮૫ એકર છે. સાતમું કુંજવન ગ્રીનીચ પાર્કનાં નામથી ઓળખાયછે.

રીજંટ્સ-પાર્કની પાસે "પ્રિમ રોઝ હિલ" નામની એક ઘણી સુંદર ટેકરી છે ત્યાં પણ ઘણા લોક ફરવાને જાયછે. કેન્સીંગ્ટનનો બાગીચો હાઈડ-પાર્કની પાસે છે. એમાં ફરવાની ઘણી મઝા પડેછે. જ્યારે એમાં વાજીત્ર વાગતું હોય ત્યારે સાંભળવાને ઘણા લોકો એકઠા મળેછે. "રોયલ હાર્ટિકલ્ચરલ સોસાયટિ" નો બાગ પણ ઘણો સુંદર અને જોવાજોગ છે. આ બાગ બનાવવાને ૭ લાખ રૂપીયા ખરચવામાં આવ્યાછે.

"ક્યૂ" નામનો બાગીચો હાઈડ-પાર્કથી પાંચ માઈલ વેગળો છે તે પણ બહુ જોવાલાયક છે. એમાં એક વાગ્યા પછી બધા લોકોને ફરવા દેછે. આ બાગમાં "પામ હૌસ" એટલે ઉંચા તાડના ઝાડ માટે બાંધેલું મકાન તથા બાગના ક્યારાઓની સુંદર રચના મુખ્યકરીને જોવાજોગ છે. ઉંચા તાડને વાસ્તે જે મકાન છે તે તમામ કાચનું અથવા બિલોરકામનું બાંધેલુંછે અને તે ઉપર ત્રણ લાખ રૂપીયાનો ખરચ બેઠોછે! આ વાત જાણીને આપણા દેશીઓ કદાચ અજબ થશે અને કહેશે કે વળી તાડને માટે આવું મોટું અને ભારે મકાન બાંધવાની શી જરૂર? પણ વિલાયતની શિતળ હવાને લીધે તાડના ઝાડ ઉગી શકતા નથી, માટે ત્યાંના લોકોને એ ઝાડ નવાઈ જેવાં લાગેછે અને હરેક નવાઇ જેવી વસ્તુ માટે મોટો ખરચ કરવો પડે તો એ લોકો પાછળ હઠતા નથી.

આ "પામ હૌસ" અથવા તાડનું મકાન ૩૬૨ ફૂટ લાંબું, ૧૩૭ ફૂટ પોહોળું અને ૭૦ ફૂટ ઉંચું છે. તે ઉપરાંત તેની બે પડખે કાચના બે મોટા ઓરડા છે, એકએક ઓરડો ૧૧૨ ફૂટ લાંબો, ૫૦ ફૂટ પોહોળો અને ૩૩ ફૂટ ઉંચો છે. આ બધું મકાન કાચનું હોવાને લીધે તેનું છાપરૂં પણ કાચનુંજ છે. આમાં એવો જાડો કાચ વાપરેલોછે કે વરસાદના કરા પડે તોપણ તે ભાંગે નહી. આમાં વચોવચ તાડના ઝાડ છે અને આડએ પડખે બીજાં અનેક ઝાડપાન જે ગરમ હવા વગર ઉગી ન શકે તે મોટી જતનથી અહીં મોટાં કરવામાં આવ્યાંછે. આ બધાં ઝાડપાન

મુકવામાં અને રાખવામાં એવી રચનાભરેલી યુક્તિ અને સફાઇ વાપરવામાં આવીછે કે તે જોઇને આપણે અજબ થયા વગર રહીએ નહી.

આ મકાનની બાહાર ગમે તેવી તાહાડ પડતી હોય અને ગરમીની સીસીનો પારો ૨૦ અંશ સુધી ઉતરેલો હોય પણ તેની અંદર એટલી ગરમીકે ૮૦ અંશ સુધી તેમાં પારો ચહડેલો જોવામાં આવશે. આટલી બધી ગરમી ઉત્પન્ન કરવાને આ મકાનની નીચેથી ૧૨ ભઠ્ઠી હમેશ સળગાવેલી રાખેલી હોયછે અને તેમાંથી ઉકળતાં ગરમ પાણીની ગરમી આખા મકાનમાં દાખલ થઈ શકે તેમાટે ૪ા માઇલ લાંબી નળી મુકેલીછે અને તેમાં એવી ગોઠવણ છે કે જે ઝાડપાનને જેવી અને જેટલી ગરમી જોઇએ તેવી અને તેટલી ગરમી તેને પોહોંચે. આ મકાનમાં જેવાં આપણે પેસીયે કે તરત એમ લાગે કે આપણે આપણા ગરમ દેશમાંજ છઇએ.

આખા બાગમાં બીજા નાહાના નાહાના કાચના મકાનો છે કે બાર છે તે વળી જુદાં. આમાના એક મકાનમાં એક નાહાનું તલાવ બાંધેલુંછે તેમાં પાણી ઉપર કમળના પાન તથા ફુલ ખીલેલાં જોવામાં આવેછે. આ બાગમાં એક ઠેકાણે ઝાડપાનની પેદાશના પદાર્થોનું સંગ્રહસ્થાન છે. એક ઠેકાણે ચીનાઓના દેવળ જેવા ઘાટનો અથવા સાત કે આઠ માલનો દ્વીપમાળ જેવો મીનારો છે. આ કયુ બાગના બે ભાગ કરેલાછે તે બંને ભાગ મળીને ૨૦૦ એકર જમીન રોકી હશે. મોટો ભાગ "પ્લેઝર ગ્રૌન્ડ" એટલે મોજની જગ્યા એવા નામથી ઓળખાયછે.

આ "કયુ" નામના બાગની મોટામાં મોટી શોભા ફુલના ક્યારા જે જુદાજુદા આકારમાં રચેલાછે તેમાં છે. એક ક્યારામાં એક જાતના અને એક રંગના ફુલ હોયછે તો બીજા ક્યારામાં બીજી જાતના અને બીજા રંગના અને ત્રીજામાં ત્રીજી જાતના અને ત્રીજા રંગના. એ પ્રમાણે જુદીજુદી જાતના અને જુદાજુદા રંગના ફુલોના જુદાજુદા ક્યારાઓથી આ બાગ ઘણોજ દીપેછે. એકએક ક્યારામાં ફુલ એવાં સરખાં કે જાણે જમીન ઉપર જુદાજુદા રંગનો ગાલીચો બીછાવ્યો હોય એમ દેખાય. આ સુંદર રચનામાં વળી એક નાહાનું સરોવર આ ઠેકાણે છે તેમાંથી પાણીનો ધોધ વચોવચ ઉડેછે તેથી આંખને બહુ સંતોષ ઉપજેછે.

છે તે ઘણો સુંદર છે. એક સ્ત્રીનું પુતળું ઉભુ કરેલુંછે. તે સ્ત્રી વાંકી વળીને કુંજા અથવા ચંબુમાંથી પાણીની ધારા આઓ દાહાડો રેડયા કરેછે અને જેઓ તરસ્યા હોયછે તેઓ પાણી પીતા જાયછે. કેટલાક પાણી પીવાના ફુવારા રસ્તા ઉપર કોઇ મકાનની દેવાળમાં જડી લીધેલા હોયછે અને તેમાં કેટલાક ફુવારા સારી કારીગરીથી બનાવેલા જણાયછે.

ત્રફાલગર ચોકથી એક તરફ જરા આગળ ચાલ્યા તો બીજો ઉંચો સ્તંભ આવેછે. આ સ્તંભ ઉપર ડ્યુક-આવ-યૉર્કનું પુતળું ઉભું કરેલુંછે. આ સ્તંભ ૧૨૫ ફુટ ઉંચો છે. એજ ચોકથી જરા બીજી તરફ આગળ ચાલશું તો ચેરીંગક્રૉસ આગળ પેહેલા ચાર્લ્સ તથા ત્રીજા જૉર્જ, આ બંને રાજાઓના પુતળાં ઘોડા ઉપર છે તે આવશે. જરા વધારે આગળ ચાલતાં વેસ્ટમિનિસ્ટર-આબી આગળ ક્રીમીયાની લડાઇમાં મરણ પામેલા સરદારોની યાદગારી માટે ઉભું કરેલું એક મોટું પુતળું આવશે. પાર્લીમૅંટના મેહેલ પાસે "રીચર્ડ દી લાયન" નું ઘોડા ઉપર પુતળું છે. આપણા પ્રખ્યાત લૉર્ડ કયાનિંગનું પુતળું મેહેલના ચોકમાં છે.

ડ્યુક-ઑવ-વેલીંગ્ટન જેણે આખા યુરોપખંડમાં ત્રાસ ઉપજાવનાર નેપોલિયન બોનાપાર્ટને હરાવીને કેદ કર્યો હતો અને જેની બાહાદુરીને માટે ઇંગ્લંડના લોકો ફિદા છે તેનાં પુતળાં ઘણીજ પ્રસિદ્ધ જગ્યા ઉપર મુકેલાંછે. રાયલ એક્સચેંજ જ્યાં નિત્ય હજારો લોકોનો આવજાવ થાયછે ત્યાં ઘોડા ઉપર એક ઉભું કરેલુંછે; બીજું પુતળું હાઇડ-પાર્કના એક ખુણા ઉપર સરિયામ રસ્તામાં ત્રાયમફલ આર્ચના મોટા દરવાજાને માથે ઘોડા ઉપર છે તેનું સોનેરી ચિત્ર આ પુસ્તકનાં પુઠાં ઉપર આપ્યુંછે. આ પુતળાનો ઘણોજ ભભકો મારેછે. એજ બાહાદુર ડ્યુકની યાદગારી માટે વળી હાઇડ પાર્કમાં ત્રિજું પુતળું ઉભું કરેલુંછે.

બીજા કેટલાએક નામાંકિત પુરૂષોનાં પુતળાં કેટલીએક સરિયામ જગ્યા ઉપર ઉભાં કરેલાંછે. ઇંગ્લંડના ચોથા વિલિયમ રાજાનું પુતળું લંડન બ્રિડ્જ આગળ છે. ડાક્ટર જેનર જે ગૌશિતળાનો શોધ કરવાથી જગત પ્રસિદ્ધ થયોછે તેનું પુતળું કેન્સિંગ્ટન બાગમાં છે. રાણી વિક્ટોરિયાનું આરસપાહાણનું પુતળું રૉયલ-એક્સચેંજમાં છે. એલિઝાબેથ રા-



TRAFA GAR SQUARE

નેલ્સનનું પૂતળું—ટ્રફલગરનો ચોક

રાણીનું પુતળું પણ આ ઠેકાણે છે. બીજા જેમ્સ રાજાનું પુતળું "વ્હાઇટ હૉલ" નામના સરકારી મકાનના ચોકમાં છે. આન નામની રાણીનું પુતળું પૈસ્ટ મિનિસ્ટર પાસે છે. સોહો નામના ચોકમાં બીજા ચાર્લ્સ રાજાનું પુતળું છે. સેંટ જેમ્સ વાળા ચોકમાં ત્રીજા વિલિયમ રાજાનું છે. ઇંગ્લંડની બ્યાંકમાં પણ એજ રાજાનું પુતળું છે. પોર્ટલંડ પ્લેસમાં "ડ્યુક ઑવ કેંટ" જે મહારાણીના પિતા થાય તેનું પુતળું છે. ગિલ્ડ હૉલ, ટેંપલ બાર, વેસ્ટમિનિસ્ટર આબી વગેરે પ્રસિદ્ધ જગ્યાઓમાં પ્રખ્યાત પુરૂષોનાં પુતળાં બીજાં અનેક છે. પાર્લ્યામેંટના મેહેલમાં તથા સેંટ-પૉલના દેવળમાં પણ ઘણાક નામાંકિત પુરૂષોનાં પુતળાં છે. માત્ર પાર્લ્યામેંટના મેહેલમાં છે તેટલાજ ગણશું તો ૪૫૦ થી વધારે થશે.

લંડનમધ્યે ઇ૦ સ૦ ૧૬૬૬ માં મોટી આગ લાગી હતી અને તેથી લંડનનો મોટો ભાગ બળીને નાશ પામ્યો હતો તેની યાદગારી માટે એક મિનારો બાંધેલોછે. તે ૨૦૦ ફુટ ઉંચો હશે. જે જગ્યા આગળથી એ મોટી આગ લાગી હતી તેજ જગ્યા ઉપર તે બાંધવામાં આવ્યોછે. તે "મૉન્યુમેંટ" નાં નામથી મશહુર છે. તે બાંધવા માટે ૧૩૦૦૦૦ રૂપીયા ખરચ થયોછે. જે મોટી આગને માટે આ મિનારો ઉભો કરેલોછે તે આગ ઘણીજ ભયંકાર હતી. ચાર કે પાંચ દાહાડા સુધી તે ચાલુ રહી હતી. એ વખતમાં આખ્ખાં લંડનનો વિસ્તાર ૫૦૦ એકર હતો તેમાં ૪૨૫ એકર સુધી એ આગ ફેલાઈ ગઈ હતી. ૧૩ હજાર ઘર ને ૪૦૦ મોહલ્લાઓ સળગી ગયાં હતાં. સેંટ-પૉલનું મોટું દેવળ પણ બળી ગયું હતું. આ મોટી આગથી બધું મળીને ૧૧ કરોડ રૂપીયાનું નુકશાન થયું હતું.

આ "મૉન્યુમેંટ" ના ઉપલા ભાગ ઉપર ધાતુનો સોનેથી રસેલો આગના ભભુક જેવો મોટો ગોળો મુકેલો છે. આ મિનારા ઉપરથી નીચે પડીને ૭ માણસોએ જુદેજુદે વખતે આપઘાત કરયો હતો એમ કેહેવાય છે. આ અને બીજા બે મિનારાથી લંડન શોભી નિકળેછે. તેમાં "ડ્યુક ઑવ યૉરક" તથા "નેલ્સન" આ બે મિનારા ઘણી સુંદર જગ્યા ઉપર હોવાથી વધારે બિરાજી નિકળેછે. આ મિનારા ઉપર ચહડીને જોઇએ છઇએ એટલે લંડન શેહેરનો દેખાવ સારી રીતે જોવામાં આવેછે.

## ૧૦. નદી અને પુલ.

THAMES AND ITS BRIDGES

લંડનમા ટેમ્સ નદી વેહેછે. આ નદી મોટી છે અને તેમાં મોટાં વાહાણો ચાલેછે. લંડનનું નરક અને ત્યાંનો બધો ગંદવાડ આ નદીમાં પડેછે તેથી લંડન પાસે આ નદીનું પાણી ઘણું મેલું અને ગંદું રેહેછે. એ પાણી પીવાલાયક નથી તેટલામાટે પીવાનાં કામમા મુદલ આવતું નથી. આ નદીનો પટ આસરે ૦। માઈલ છે. નદીની ઉપરનો દેખાવ જોવાજોગ છે. દાહાડો આખો આ નદી ઉપર નાહાની નાહાની આગબોટ દોડાદોડ કરેછે તે જોયાથી ઘણી ખુશી ઉત્પન્ન થાયછે. તેમાની એક આગબોટમા ગ્રેનમીથી બ્લાકવૉલ એટલે લંડનના એક છેડેથી બીજા છેડાસુધી સેલ કરવા નિકળ્યા તો ૧।। કલાકથી વધારે લાગશે નહી, અને એટલી સેલ મારવામા બહુ મજા તથા ગમત થશે.

આ પ્રમાણે સેલ મારવા નિકળશુ તો નદીને કાઠે જે મોટી મોટી ઈમારત આવીછે તેમનો સુંદર દેખાવ નજરે પડશે. પાર્લીમેંટના મેહેલ, સેંટપૉલનુ દેવળ વગેરેની મોટી ઈમારતનો ભભકો મારશે. નદી ઉપરના બધા પુલ માલમ પડશે અને દરએક પુલની હેઠલથી આગબોટ પસાર થશે. નાહાની નાહાની આગબોટોની દોડાદોડ જોઈ અચરતી ઉપજશે. એક આગબોટ સામેથી આવતી દેખાયછે અને આપણી પાસેથી ગઈ નથી તેટલામા વળી બીજી આગબોટ અને ત્રીજી અને ચોથી એમ ઉપરા ઉપરી આવતી અને જતી દેખાયછે. આ આગબોટમા કાંઈ બધા લોક સેલ કરવા નિકળતા નથી. ઘણાભાગ તો પોતપોતાના કામ માટે લંડનના એક ભાગમાથી બીજા ભાગ ઉપર ગાડીમા બેસીજવાને બદલે આગબોટમાં જાયછે. નદીના કાઠા ઉપરની જુદીજુદી જગ્યાઓ ઉપર જેઓને જવું કે આવવુ હોયછે તેમને આવી રીતથી ઘણુજ સેહેલુ અને સસ્તુ પડેછે.

આવી રીતે લંડન મધ્યે નદી ઉપર આગબોટમાં બેસી આવજાવ કરનારા દરરોજ હજારો આદમી થાયછે. નવ કે દસ મથક ઉપર આગબોટ ઓટી રેહેછે. દરએક મથક ઉપર ઉતારૂઓ ઝટો ઝટ ઉતરેછે અને નવા બેસેછે. એકએક આગબોટ એકએક ખેપમા ૭૫ થી ૧૦૦

માણસ લાવેછે અને લઈ જાયછે ઘણુંકરીને એકએક માણસ પાસેથી એકએક ફેરાની ૮ પઈ એટલે બે ફુદીયાજ ભાડું લેવામા આવેછે એવી ઝડપથી કામ થાયછે અને એટલો મોટો કારભાર ચાલેછે કે આપણે અચરત થયા વગર રહીએજ નહી એ નજરે જોતી વેળા મને એમ લાગ્યું કે જેમ આ મોટા શેહેરમા એક ઠેકાણેથી બીજે ઠેકાણે જવા માટે આગગી આગગી આગબોટ ફરેછે અને એના બધા માણસો તેનો લાભ લેછે તેમ આપણા દેશમા નદી કે દરિઆ કાંઠાના શેહેરોમા જવા આવવાને આગબોટો થવી જોઇએ અને તેનો લાભ દેશીઓએ લેવો જોઇએ

લંડન શેહેરના રસ્તા ઉપરથી નદીનો પટ પસાર કરવા માટે જગો જગો પુલ બાંધેલાછે બધા મળીને એવા નવ કે દસ પુલ છે સઉથી મોટો પુલ "લંડનબ્રિડજ" નામનો છે આ પુલ ઉપર માણસ તથા ગાડી ઘોડાની આવજાવ બેસુમાર છે નિત્ય આ પુલ (આગળ જેવી ભીડ જોવામા આવેછે તેવી ભીડ કોઈ ઠેકાણે નહીજ હશે કેહેછે કે નિત્ય ૨૪ કલાકમા આસરે ૨૦ હજાર ગાડી ઘોડા અને ૧ લાખ માણસો પગે ચાલનાર આવજાવ કરેછે આ પુલ લંબાઈમા આસરે એક હજાર ફુટ અને પોહોળાઈમા ૫૪ ફુટ છે ને તે બાંધવા માટે બે કરોડ રૂપીયાનો ખરચ થયો હતો આ પુલ ઉપર ગાડી ઘોડા માટે એવો બંદોબસ્ત કરેલોછે કે ઉતાવળે ગાડી ચાલવી હોય તો વચેથી અને ધીમે ધીમે ચલાવવી હોય તો પડખેથી લેવી જોઇએ

બીજા પુલોમા વેસ્ટમિનિસ્ટર બ્રિડજ નામનો પુલ જે પાર્લીમેંટના મેહેલ પાસે છે તે ઘણો ભભકાદાર છે તેની લંબાઈ આસરે ૧૧૦૦ ફુટ અને પોહોળાઇ ૮૫ ફુટ છે તે બાંધવા માટે આસરે ૨૧ લાખ રૂપીયા ખરચ થયોછે એ શિવાય વાટરલુ બ્રિડ્જ, તથા ચેરિંગ ક્રૉસ બ્રિડજ, તથા લામ્બેથ બ્રિડજ વગેરે પુલો છે લામ્બેથબ્રિડ્જ લોહોડાના તાર ઉપર ઝુલતો રાખીને નીચેથી ટેકા વગર ઉભો કરેલોછે એ બાંધવાને ચાર લાખ રૂપીયા બેઠા હતા મોટામા મોટો પુલ વૉગ્સલનો ૧૩૨૬ ફુટ લાંબો અને ૫૮ ફુટ પોહોળો છે નાહાનામા નાહાનો પુલ સૌથવર્કનો છે તે ૭૦૦ ફુટ લાંબો અને ૪૨ ફુટ પોહોળો છે માત્ર

એકજ પુલ જરા નીચો છે બાકી ઘણાખરા તો ૫૦ ફૂટ કરતાં વધારે ઉંચાઈમાં છે. હંગર ફોર્ડનો પુલ ૧૩૦૦ ફૂટ કરતાં વધારે લાંબો છે તેનો ટેકાવ માત્ર ૩ આરકાં ઉપર છે અને વેસ્ટ મીનીસ્ટરનું પુલ જે ૧૧૦૦ ફૂટથી લંબાઈમાં ઓછો છે તેનો ટેકાવ ૧૫ આરકાં ઉપર છે. કેટલાક પુલો આગળ રાહદારીઓને ચોકી અથવા "ટોલ" આપવો પડેછે.

## ૧૧. રાતનો દેખાવ અને ગ્યાસ-લાઈટ.

VIEW BY NIGHT—GASLIGHT

લંડનમાં રાતનો દેખાવ જેવો ખુબસુરત અને આનંદકારક લાગેછે તેવો દાહાડે લાગતો નથી. નિત્ય ગ્યાસના દિવાનો એવો તો ભભુક અને પ્રકાશ મારેછે કે આપણા દેશની દિવાળીના દિવાનો પ્રકાશ વટાવમાં જાય. દિવાળીમાં ઘરની બારી ઉપર આપણે દિવા ટાંગીએ છઈએ તેવી રીતની આ રોશની નથી પણ દરએક મોટા મોહોલ્લામાં દુકાનની હાર ને હાર હોયછે અને દરએક દુકાનમાં ગ્યાસના એટલા બધા દિવા પેટવેછે કે તેથી મોટો ભભુક થઈ રેહેછે અને નિત્ય લંકા સળગી હોય એમ લાગેછે. રાતની વેળાએ જનરથને મથાળે બેસીને ફરવાથી જેવી મજા પડેછે તેવી મજા લંડનનો બાહારનો દેખાવ જોવામાં બીજી રીતે પડવી કઠણ છે. કેટલાએક મોહોલ્લાઓ અને કેટલીએક શેરીઓ રાતની વેળા બહુજ દીપી નિકળેછે. તેમાં દર શનીવારે ગ્યાસ-દીપક વધારે દીપેછે.

ગ્યાસના દિવાની ખુબીનું વર્ણન થઈ શકે એમ નથી, મુંબઈમધ્યે ગ્યાસના દિવા થયાછે પણ એનો ઉપયોગ વિલાયતમાં જેવી કરામત અને શણગાર-બુદ્ધીની થાયછે તેવો ઉપયોગ મુંબઈમાં થવાને હું ધારૂં છઉં કે બીજાં ઘણા વરસ જોઈએ. તરેહવાર આકારમા એ દિવાઓ કેટલાએક ગમતનાં કારખાનામાં પેટવેછે. ગ્યાસના દિવામાં નામ પણ પડી શકેછે. હરએક રીતનો આકાર આ દિવાથી પડેછે. ગ્યાસના દિવામાં તેળની કે વાટની જરૂર નથી. નળીનું મોંહ ઉઘાડીએ તો તેમાંથી કોયલામાંનો વાયુ નિકળેછે. તેને દિવાની જોત લગાડી કે તરત સળગેછે. આખી કુંચી ફેરવીયે તો આખી જોત સળગે અને થોડી ફેરવીયે તો થોડી સળગે.



ગ્યાસનું સાધારણ ઝુંમર.

ટાંગવાનાં ઝુમ્મરમાં અથવા મુનલ્યાંપમાં અથવા ભીંત ઉપર વૉલશેડમાં અથવા ટેબલ ઉપર મુકવાના દિવામાં ગ્યાસ લેવી હોય તો આપણે હાલ જે ઝુમ્મર તથા મુનલ્યાંપ તથા વૉલશેડ તથા રીડીંગ લ્યાંપ વાપરીએ છઇએ તે ચાલે નહી. તેઓને માટે જુદીજ રીતના દિવા જોઇએ એવા કે તેની માંહેથી ગ્યાસની ઝીણી નળી પસાર થાય. એવા દિવા ટાંગવાના તથા ભીંત ઉપર વળગાવવાના ઘણા શોભાયમાન અને તરેહવાર ઘાટના બનેછે. ટાંગવાનાં ઝુમ્મરમાં કે મુનલ્યાંપમાં સિલીંગ (છત) માંથી ન દેખાય એવી રીતે એ નળી દાખલ કરવામાં આવેછે.



ગ્યાસનું ઉંચું ઝુંમર.

ગ્યાસના દિવા બાળવામાં સંભાળ રાખવી પડેછે. દિવો હોલવી નાખ્યા પછી ભૂલથી કુંચી ઉઘાડી રહી ગઇ હોય અને નળીમાંથી વાયુ નિકળીને હરકોઇ ઓરડામાં કે ઘરમાં એકઠો થયો હોય તેને જરા જો દિવાની જ્યોત લાગે તો આખો ઓરડો અથવા આખું ઘર તરત સળગી ઉઠે. પણ એટલું ઠીક છે કે નળી ઉઘાડી હોય અને ગ્યાસ ખાલી નિકળ્યા કરતો હોય તો એક જાતનો એવો નઠારો વાસ મારેછે કે ઘરમાં રેહેનાર કહી શકે કે ગ્યાસ ખાલી નિકળી જાયછે. વળી દરેક આસામી જેટલો ગ્યાસ બાળે તેટલાનો હિસાબ બરાબર રહી શકે છે.

એક ઘરમાં અથવા એક કારખાનાંમાં ગ્યાસનો નળ લઇને તેમાં બીજી જોઇએ તેટલી નળી મુકી હોય અને પછી દરએક નળીનો દિવો પેટવો હોયતો તે સળગએ. તેમાં વધારે ખુબી એ છે કે દરએક નાહાની નળીની કુંચીથી દરએક નળીનો દિવો વધતો ઓછો થાયછે કે હોલવાઈ જાયછે એટલુંજ નહી પણ મોટા નળની કુંચી વધતી ઓછી ફેરવ્યાથી બધા પેટવેલા દિવા એકદમ વધતા ઓછા થાયછે કે હોળવાઈ જાયછે. આ કરામત વિલાયતની મોટી નાટકશાળાઓમાં બહુ ઉપયોગી થઈ પડીછે.

કોઇ મોટી ખુશાલીનો કે કોઇ મોટા તેહેવારનો દાહાડો હોયછે તે દાહાડે ગ્યાસના દિવાઓનો અને ગ્યાસની રોશનીનો પુરો બાહાર જોવામાં આવેછે. દરએક મોટાં ઘર તથા મકાનનો આગલો ભાગ ગ્યાસના દિવાના ભભુકથી પ્રકાશી રેહ્યછે એટલુંજ નહી પણ ગોળ મેહેરાપના આકારમાં કે ચક્રના આકારમા કે ઝાડના આકારમાં કે વાવટાના આકારમાં અને એ વગેરે તરેહવાર આકારમાં ગ્યાસના દીવા પેટવેછે અને તેનો ભભુક દુરથી એવો તો સરસ મારેછે કે તે જોઇને આપણે એમજ કેહેશું કે દિવાની આવી રચના આગળ આપણી દિવાળી શી ગણતરીમાં?

## ૧૨. હવા અને રૂતુ.

*CLIMATE AND SEASONS.*

લંડનની ને આખા ઇંગ્લંડ દેશની હવા ખુશી થવાજોગ નથી. હવાનું ઠેકાણું નથી; તે જરા જરામાં બદલાઈ જાયછે. સૂર્ય મોટા તેજથી હમણા પ્રકાશતો હોય તેવામાં વાદળ થઈ આવે ને ઠંડી હવા ફુંકવા માંડે. તમામ સુકો દાહાડો દેખાતો હોય અને જરા વારમાં વરસાદના છાંટા પડે. કોઈ મોટો દિવસ હોય અથવા કોઈ ઠેકાણે મોટો મેળો ભરાવાનો હોય ને દાહાડો ઉઘાડો છે એવા ઉમંગથી આપણે સેલ કરવાને અને મોજ મારવાને જઇએ પણ ત્યાં ગયા પછી અથવા રસ્તામાંજ વરસાદ લાગે અને પવન ફુંકે, મેળો ચુંથાઈ જાય અને રંગમાં ભંગ પડતાં વાર ન લાગે. સારાંશ જેમ વરસમાં ચાર રૂતુ બદલાયછે તેમ દાહાડામાં ચાર રૂતુ બદલાતી હોય એવો ફેરફાર હવામાં ઘણુંકરીને સેજ થઇ જાયછે.

કોઈ મેરી દાહાડા ઉઘાડા અને કોરો ગુજરશે તો મોટા ભાગ્યની વાત ગણાય. કોઈ કોઈ વેળાએ જાડાં વસ્ત્ર પેહેરવાની અથવા છત્રી લઈને બાહાર જવાની જરૂર માલમ ન પડે પણ ગરમ અને જાડાં વસ્ત્ર વગર અથવા છત્રી વગર બાહાર નિકળીએ અને એકાએક તાહડી હવા ફુંકે કે વરસાદ પડે તો ફસી પડીએ માટે બાહાર નિકળતી વેળા ઉનાળાની રૂતમાં પણ ગરમ વસ્ત્ર પેહેરવાં અને છત્રી લેવી જોઇએ.

ઘરમાં કે આફિસમાં બારીબારણાં આપણા દેશની પેઠે ઉઘાડાં મુકીને બેસાય નહી. કાચની બારી બંધજ કરીને બેસાય. ઉઘાડી બારી મુકી હોય અને પવનની ફુંક આવી હોય તો પછી આટલો સેવ્યા વગર છુટકો નહી. તાજી હવા દાખલ કરવાને અને વાસી હવા કાહાડી નાખવાને (આપણે બાહાર જઇએ અથવા બીજા ઓરડામાં બેસીએ એટલે) કેટલો-એક વાર બારી બારણાં ઉઘાડાં મુકાય ને તેથી તાજી હવા આવે. પણ જ્યારે આપણે ઓરડામાં હોઇએ ત્યારે બારી બંધજ રાખવી જોઇએ.

બાહાર ઉઘાડી હવામાં ફરવાને હરકત નથી પણ ઉલટો ફાયદો છે. સંભાળ માત્ર એટલીજ રાખવી કે ગરમ વસ્ત્ર પેહેરેલાં હોય અને હાથ ને મોંહ શિવાય શરીરનો બધો ભાગ સારી રીતે ઢંકાયલો હોય. એ હવા એવી છે કે બાહાર પગે ચાલીને જરૂર ફરવું હરવું જોઇએ. ઉઘાડી હવામાં ફરવા હરવાની કસરત ન રાખી તો પેટમાં બાદી થાય અને તબિયત બગડે. ઘરની બાહાર નિકળવાને પ્રથમ મન ન થાય તેછતાં બાહાર નિકળ્યા પછી ખુશી ઉપજે અને તબિયત સારી રેહે. ઘણું ફરવાથી શરીરમાં એવી ઉંફ આવેછે કે જાણે તાહાડ મુદલ છેજ નહી.

જ્યારે તાહાડ હોયછે ત્યારે બીછાનામાં સુવાને પ્રથમ ગમે નહી; કેમકે તે ઘણુંજ તાહાડું લાગે. પણ બનુસ હોડ્યા પછી થોડાવાર રહીને શરીરને ઉંફ આવેછે અને તેથી તાહાડ જતી રેહેછે. તાહાડ હોય ત્યારે ઓરડામાં સગડી સળગાવ્યાથી તાહાડ ઓછી થાયછે. કેટલેએક ઠેકાણે લોહોડાની નળીઓ મુકીને તેમાં ગરમ વરાળ દાખલ કરેછે તો આપણા દેશના જેવી ગરમી લાગેછે. કેટલાંએક ઝાડપાનને એવી ગરમી જોઇએ માટે જે ઓરડામાં અથવા જે જગ્યામાં એવા ઝાડપાન રાખ્યાં હોય ત્યાં

આગળ જણાવ્યા પ્રમાણે એવી નળીની ગોઠવણ કામે લગાડેછે. એવી રીતે ગરમી દાખલ કરેલી જગ્યાને "હૉટ-હાઉસ" કેહેછે.

વસંતરૂતુના દાહાડા બેઠા ને તરત અમે વિલાયત પોહોંચ્યા હતા. એ વખતે તાહાડ હતી ખરી. હું શું વસ્ત્ર પેહેરતો હતો તે જણાવું એટલે એ તાહાડનો વિચાર આવશે. પેહેલ વેહેલું બાંહિ વગરનું ફલાનલનું બદન; તેની ઉપર ગરમ શર્ટ; તેની ઉપર બેવડી બનાત જેવાં ગરમ કપડાનું બદિયાન અને તે ઉપર ડગલો. પગ ઉપર ગરમ સુરવાળ અને તે ઉપર પાટલુન અને બેવડાં ગરમ મોજાં. એ ઉપરાંત કોઇવાર "ઓવરકોટ" વધારે તાહાડ હોય ત્યારે બાહાર નિકળતી વખત પેહેરતો હતો. એટલાં વસ્ત્ર હું જો મુંબઇમાં પેહેરૂં તો ગરમીથી જીવ અકળાય તો અકળાય પણ ઉચકવાંને બહુ ભારે પડે. વિલાયતમાં એનો ભાર જણાતો ન હોતો. શિયાળામાં એથી વધારે તાહાડ ખરી પણ મને જો છાતીનું દરદ ન હત તો હું ધારૂં છઉં કે સારી રીતે તે ખમી શકત.

વિલાયતની હવા વિષે બીજું જાણવાજોગ એ છે કે કોઇ વખત વાદળથી આકાશ એવુંતો ઘેરાઇ જાયછે કે દાહાડો છતાં સુમકાર જેવું થઈ પડે અને કોઇવાર દિવો પેટવવો પડે. કોઇ કોઇ વાર એટલાતો ધુમસ પડે કે તમે સામેથી આવતા હો અથવા પાસેજ ઉભા હો પણ હું તમને ઓળખી શકું નહી. વળી એ દેશમાં પાણીની તરસ ઝાઝી લાગતી નથી. જ્યારે પાણી પીસો ત્યારે હીમ (બરફ) જેવું તાહાડું લાગશે.

ઉન્હાળામાં દાહાડા ઘણાંજ મોટા અને રાત ઘણીજ નાહાની માલમ પડેછે. ભર ઉન્હાળામાં સવારે ૩ કે ૩॥ વાગતામાં સુર્યનો ઉજાસ નિકળેછે, ને રાત્રે ૯॥ કે ૧૦ વાગતા સુધી ટકેછે. પ્રથમ હું એમજ સમજ્યો કે ઉજાસ નિકળ્યો એટલે ઉઠવાનો વખત થયો પણ જોઉં છઉં તો ૩॥ વાગેલા ને બધા સુતેલાં. શિયાળામાં એથી ઉલટોજ બનાવ બનેછે.

વસંતરૂતુ—માર્ચ, એપ્રિલ અને મે-આ ત્રણ માસ વસંત રૂતુના ગણાયછે. માર્ચ મહિને આ રૂતુમાં ગરમી ૪૧ થી ૫૧ અંશ સુધી ઘણુંકરીને હોયછે. ઝાડ ઉપર પાન અને ફુલ આવવા માંડેછે. ખેતરોમાં રોપણી આ મહિને શરૂ થાયછે. મે મહિનામાં પવન વધારે ફુંકેછે.

ઉનાળો—જુન, જુલાઇ અને ઑગસ્ટ-આ ત્રણ મહિના ઉનાળાના કેહેવાયછે. આ રૂતુમાં ૫૭ થી તે ૬૧ અંશ પારો હોયછે. જુલાઇ તથા આગસ્ટ મહિનામાં ઝાડ, અને ફુલનો પૂરો બાહાર મારેછે. ઝાડ પાનને કેળવવાથી તેમની શોભા એટલી તો વધેછે કે આપણા દેશના ઝાડ પાનને પાછળ મુકે. આ રૂતુમાં ત્યાંના લોકો મુસાફરી કરવા માટે બાહાર ગામ નિકળેછે. આગસ્ટ મહિને કાપણી થાયછે.

ચોમાસુ—સપ્ટેંબર, અક્ટોબર અને નવેંબર-આ ત્રણ મહિના ચોમાસાના ગણાયછે. આ રૂતુમાં પારો ૫૫ થી ૪૩ અંશ સુધી ઉતરેછે. ઝાડ ઉપરના પાન ખરવા માંડેછે અને નવેંબરમાં ઝાડ તમામ બોડકાં થઈ જાયછે. વરસાદતો ઘણુંકરીને બારેમાસ થોડો થોડો પડેછે પણ આખાં વરસમાં ૩૦ ઇંચથી વધારે પડતો નથી.

શિયાળો—ડીસેંબર, જાનેવારી અને ફેબરવારી-આ ત્રણ માસ શિયાળાના કેહેવાયછે. ગરમીની ડિગ્રી ૪૦ થી ૩૭ અંશ સુધી ઉતરેછે. જાનેવારીમાં સૌથી ઘણી તાહાડ પડેછે. પાણીનો બરફ થઇ જાયછે. શિતળ દેશનો શિયાળો ઘણોજ શિતળ હોવો જોઇએ પણ તે કેવો શિતલ તેનો અનુભવ મને થયો નથી. પણ મારા કેટલાક મિત્રો જેઓને એ દેશના શિયાળાનો અનુભવ થયોછે તેઓના મોહોડેથી આ શિતલ રૂતુ સંબંધી કેટલીક વાતો સાંભળીને મને એમ થયું કે શિયાળામાં વિલાયતના વિચિત્ર દેખાવનો મને અનુભવ થયો હોત તો હું ખુશી થાત. શિયાળા વિષે કેટલીક વાત જે મેં સાંભળીછે તેમાંની થોડીક જાણવાજોગ અત્રે જણાવીને હું આ ત્રીજું પ્રકરણ પુરું કરું છઉં.

શિયાળો જ્યારે બેસવાનો હોયછે ત્યારે રાતના જે હાર પડેલો હોય છે તે સવારના એવો લાગેછે કે જાણે ઝીણી રાખ બધે ઠેકાણે પથરાઇ ગઇ હોય. પણ શિયાળો બેસા પછી સ્નો વરસેછે એ દેખાવ ખરેખર જોવાજોગ છે. આપણા દેશમાં "સ્નો" વરસતો નથી એટલે તેનું નામ ક્યાંથી હોય ? કુવીનિન અથવા સૌથી સપેત ખાંડ જેવો ઝીણો ભુકો વરસાદની પેઠે વરસેછે. એ ભુકો રસ્તા ઉપર તથા રસ્તે ચાલનારા માણસો ઉપર અથવા તેમની છત્રી ઉપર, તથા ઘરના છાપરાં ઉપર પડેછે

અને જ્યારે પડવા માંડેછે ત્યારે કોઈ સમે જરા વારમાં એટલો બધો પડેછે કે આખો રસ્તો અને ઘરના છાપરાં તેથી તમામ ભરાઇ જાય.

એ ભુકો ઘણો હલકો હોયછે પણ તે દાબ્યાથી બંધાઇને કઠણ બરફ જેવો થાયછે. રસ્તે ચાલતાં ચાલતાં આપણા જોડાના તળિયાને તે વળગેછે અને તે ઉપર તેનું થર બંધાઇ કઠણ બરફ જેવો થઈ જાયછે તેથી નબળા માણસો અથવા જેઓને સ્નો ઉપર ચાલવાનો અભ્યાસ નથી તેઓ ચાલતાં ચાલતાં સેજ પડી જાયછે. પગે ચાલવાના બંને તરફના રસ્તા ઉપર જે સ્નો પડ્યો હોયછે તે કાહાડીને ગાડીના રસ્તાની કોર ઉપર જ્યારે એકઠો કરવામાં આવેછે ત્યારે ગોઠણ સુધી અથવા તેથી વધારે તેના ઢગ ને ઢગ એકઠા થાયછે. આ સ્નો પડ્યા પછી તેનું પાણી થવા માંડેછે ને તેવામાં શિતળ પવન ફુંકેછે એટલે તરત તે બંધાઇને બરફ થઇ જાયછે. રસ્તામાં જ્યારે સ્નોનો બરફ થઇ જાયછે ત્યારે ગાડી ઘોડાને ચાલવાને ઘણીવાર ઘણી હરકત પડેછે.

શિયાળામાં બધા ઝાડો ઉપરથી પાન ખરી જાયછે [illegible] ઉપર પણ સ્નો પડીને ઝાડોનો દેખાવ ઘણો વિચિત્ર કરી [illegible]. ઘરના નેવાં ઉપરથી સ્નો પગળીને પાણી થઇ [illegible] તેવામાં તાઢ પડે તો નેવામાંથી પડતું પડતું પાણી [illegible] અને નેવામાંથી બરફની લાંબી સલિયો નિકળી હોય એમ [illegible]. જે માણસની લાંબી ડાઢી ઉપર સ્નો પડ્યો હોય તેનો દેખાવ પણ જોવાજેવો થઈ પડે. જે તરફ પવન ફુંકતો હોય તે તરફ સ્નો વધારે ઉડે. કોઇ અણજાણ્યો તો એમજ સમજે કે સુપેત રૂ જેવી ખાંડ (લોફ શુગર) આકાશમાંથી વરસેછે.

શિયાળામાં બંધાયલા પાણી અથવા બરફ ઉપર સ્કેટ નામની કસરત વિલાયતના લોકોમાં ઘણી સાધારણ છે. આ કસરતને માટે જોડા જુદી તરેહના આવેછે. લાકડાનાં તળીયા હેઠળ કોયતાના આકારનું લોહોડાનું પાનું જડી લીધેલું હોયછે અને લાંબી ચાંચની પેઠે તે લોહોડાની અણી બાહાર નિસરેલી હોયછે. ચપળની પેઠે તે પગે બાંધવામાં આવેછે અને પછી ભુકા પાનાની ભુકી ધાર બરફમાં ભેરવીને પગ તેના ઉપર મુકી તેને જરા આંચકો આપતાં એટલા ઝડપથી પગ લપસેછે કે જાણે પગમાં

આગની ગાડીના જેવી ગતી આવી હોય. પણ જેઓને આ પ્રમાણે ચાલવાનો અભ્યાસ હોયછે તેઓજ ચાલી શકેછે અને બીજાઓ તેમ કરવા જાયછે તો તરત પડી જાયછે અને તેમની ફજેતી થાયછે.

આ પ્રમાણે બરફ ઉપર કોયતા જેવા લોહોડાના જોડાથી ચાલવાની કસરત ત્યાંના લોકોને બહુ પ્યારી છે. એ કસરત ત્યાંના લોકો બાળપણથીજ શિખેછે અને જેઓને "સ્કેટ" કરતા આવડતું ન હોય તેની બહુ મશ્કેરી થાયછે. કેટલાએક જુવાન પુરૂષો આ કસરતમાં એવા હોશીયાર હોયછે કે એક પગ ઉંચે રાખીને પણ ચાલી શકેછે. નવા શિખનારાઓ વારવાર પડી જાયછે અને તેમના ડાચા ઘણીવાર રંગાયછે અને ઘણીવાર તેમના હાડકાં પણ ભાગેછે. શિયાળામાં વિલાયતના લોકોની મોટામાં મોટી રમત "સ્કેટ" કરવાની છે; કેમકે ઠેકાણે ઠેકાણે ઘણા લોકો આવી રમતમાં સામેલ થઇ બહુ આનંદ પામેછે.



## પ્રકરણ ૪.

## IV.--PRIVATE AND PUBLIC BUILDINGS.

## રેહેવાનાં ઘર તથા પ્રસિદ્ધ મકાન.

એક વાર પારિસ જોયા પછી લંડનનાં ઘરો તથા પ્રસિદ્ધ મકાનો વિષે રૂડો વિચાર આવવો કઠણ છે. તે છતાં આટલી વાત જાણવી જરૂર છે કે મુંબઈનાં ઘરો તથા પ્રસિદ્ધ મકાનોની શોભા કરતાં લંડનનાં ઘરોની તથા પ્રસિદ્ધ મકાનોની શોભા વધારે સારી અને વધારે ભભકા ભરેલી છે. મુંબઈનાં કેટલાંક પ્રસિદ્ધ મકાનો અને થોડાંએક ઘરો લંડનની બરોબરી કરે અથવા લંડનથી ચહડે, તે છતાં તથા લંડનના કેટલાંક ઘરોનો અને તેમના બેડોળ ધુંમાડિયાનો નઠારો દેખાવ છતાં લંડનનાં ઘરોની અને પ્રસિદ્ધ મકાનોની શોભા મુંબઈનાં ઘરો તથા પ્રસિદ્ધ મકાનો કરતાં ઘણીજ ચહડતી છે એમાં કંઈપણ સંશય નથી.

### ૧. ઘર બાંધવાની કળા.

ARCHITECTURE

ઘર બાંધવાની કળા અથવા શિલ્પ--વિદ્યા જેને ઇંગલંડના લોકો "આરકિટેક્ચર" કેહેછે તેમાં જેટલો સુધારો અને વધારો વિલાયત તરફ જોવામાં આવેછે તેટલો આપણા દેશમાં નથી. આપણા દેશમાં કેટલીક જુની ઈમારતોનું તેમાં મુખ્યકરીને ડેહેરાં, મસજીદો અને કબરસ્તાનોનું બાંધકામ ઘણુંકરીને વખણાયછે તે છતાં એ વિદ્યામાં જેટલો સુધારો તથા વધારો થવો જોઈએ તેટલો આપણા દેશમાં થયો નથી. પ્રસિદ્ધ મકાનો શિવાય રેહેવાનાં ઘરોની શોભા અને રચના સુધારવા તથા વધારવા ઉપર આપણા દેશમાં ઘણુંજ થોડું ધ્યાન આપવામાં આવ્યું છે. પણ વિલાયતમાં રેહેવાનાં ઘરોની બાહારની શોભા અને માંહેલી કોરની રચના ઉપર ઘણું કરીને મુખ્ય ધ્યાન આપવામાં આવેછે.

હરએક શેહેરમાં અથવા ગામમાં પ્રસિદ્ધ મકાનો કરતાં રેહેવાનાં ઘરોની સંખ્યા હંમેશ વધારે હોયછે, તેટલામાટે પ્રસિદ્ધ મકાનો કરતાં રેહેવાનાં ઘરોની શોભા ઉપરથી તે શેહેરની અથવા ગામની વધારે શોભા કેહેવાયછે. આ શોભામાં મુંબાઈ શેહેર ઘણુંકરીને, અને આપણા દેશનાં બીજાં શેહેરો અને ગામો મુખ્યકરીને છેકજ પાછળ પડી ગયાછે. મુંબઈની ટૌનહૉલની બંને તરફની જે નવી ઈમારતો, બ્યેંકો તથા આફિસોને માટે બાંધવામાં આવીછે એવી સુંદર ઘાટની સુંદર ઈમારતો લંડનમાં ઘણી જોવામાં આવશે નહી, તે છતાં મોટા અને મુખ્ય મોહોલ્લાઓમાં હારબંદ બાંધેલા સુંદર બાંધણીના ઘરોની જેવી શોભા અને જેવો ભભકો મારેછે તેવી શોભા અને તેવો ભભકો મુંબઈનાં ઘરોનો માગતો નથી.

ઘરનો ઘાટ અને દેખાવ શોભાયમાન કરવાને વિલાયતના લોકો "ટેસ્ટ" એટલે શણગાર બુદ્ધિ વાપરેછે. એક મોહોલ્લામાં ઉંચાં નીચાં અને જુદા જુદા ઘાટનાં ઘર બાંધવાને બદલે ઉંચાઈમાં એક સરખાં અને એકજ ઘાટનાં ઘરો એક એક મોહોલ્લામાં બાંધેછે. વળી આપણાં ઘરોની પેઠે તેઓ એકએક ઘેર વચ્ચે ગળી અથવા ખાંચો રાખતા નથી. આપણા દેશમાં કેટલાક સલાટો અથવા ઘર બાંધનાર કડિયા અથવા સુથારો ઘણા હોંશિયાર અને ચંચળ હોયછે પણ યુરોપમાં ઘર બાંધવાની કળા કેટલી વધી અને સુધરીછે તેનું તેઓને ખરૂ જ્ઞાન નથી; અથવા તે જ્ઞાન તેઓ મેળવતા નથી અને પોતાની વિદ્યામાં વધારો કરતા નથી.

વિલાયતના સલાટો અથવા શિલ્પવિદ્યા ભણનારાઓ, ઘર બાંધવાની વિદ્યામાં જે કંઈ સુધારો તથા વધારો થયોછે તે વિષે, પ્રથમથીજ વાકેફ થાયછે એટલુંજ નહી પણ જુદાજુદા દેશોની ને જુદાજુદા વખતની વખણાયલી ઇમારતોના નકશા મેળવીને તેથી પણ વાકેફ થાયછે. અમદાવાદ તથા વિજાપુર તથા ધારવાડ અને માઇસોરની વખણાયલી ઈમારતોના ફોટોગ્રાફ સાથે જે ત્રણ સુંદર અને મોટી કિંમતના પુસ્તકો એ લોકોના ઉદ્યોગથી પ્રસિદ્ધ થયાછે, તે પુસ્તકોનો લાભ વિલાયતના સલાટો લેવાને ચુકશે નહી. આપણા દેશના સલાટોને આપણાજ દેશની પ્રખ્યાત ઈમારતોનું જ્ઞાન નથી તો યુરોપની પ્રસિદ્ધ ઈમારતોનું ક્યાંથીજ હોય?

ત્યાંના લોકો ઘર બાંધવામાં મુખ્ય નિયમ એ રાખેછે કે ઘરનો પેહેલો અને બીજો મજલો જેમ બને તેમ ઉંચો રાખેવો, બારિયો જેમ બને તેમ વધારે મુકવી અને છાપરાંનો ભાગ જેમ બને તેમ નકારો ન દેખાય તેમ કરવો. સારાં ઘરો સપેત પથરથી બાંધેછે અથવા ઘણું કરીને સપેત પથર જેવો રંગ તેને આપેછે. ધોરી રસ્તા ઉપર ઘણાંખરા ઘરોની નીચે દુકાન હોયછે; પણ એ દુકાનો એવી હોયછે કે ઘરને એબ લગાડવાને બદલે શોભા આપેછે. આપણાં ઘરોને જેવા ઓટલા હોયછે તેવા એ ઘરોને હોતા નથી. આપણાં ઘરને જેવા બારી બારણાં છે તેવાં બારીનાં બારણાં એ ઘરોને નથી.



એ બારણાં બાહાર રસ્તાની તરફ ઉઘડતા નથી પણ દરએક બારીની માહે કાચના ચોકડાં બબે બેસાડેલા હોયછે. એ ચોકડાં નીચે ઉતાર્યાથી અથવા ઉપર ચહડાવ્યાથી બારીનો ઉપરનો કે નીચેનો ભાગ ઉઘડી શકેછે.

ઉંચા અને નકશીવાળા સ્તંભો અથવા થાંભલાઓથી ઘરની બાંધણીનો ઘાટ તથા દેખાવ ઘણો રૂડો દેખાયછે. ઘણુંકરીને પાંચ જાતનાં સ્તંભો આવેછે. કેટલાએક મોટાં ઘરોને આવા ઉંચા સ્તંભો હોયછે અને તેથી તેવાં ઘર વધારે શોભી નિકળેછે. પાંચ જુદીજુદી જાતના સ્તંભ વપરાયછે તેમાં કેટલાક સાદા અને કેટલાક નકશીદાર હોયછે. કેટલાક સ્તંભ ઉપર માણસ અથવા જનાવરોના મોહોડાં કોતરેલાં હોયછે. એવા નકશીદાર મોહોડાં છુટાં મળેછે અને સ્તંભો ઉપર લગાડ્યાથી તેની શોભા વધેછે.



ઉંચા સ્તંભ.


ગોળ કમાનદાર બારીઓ.

વિલાયતમાં ઘણાખરાં ઘરોને બારીબારણાં ગોળ કમાન જેવા આકારના હોયછે. કેટલાએક ચૌટા આગળ એટલે જ્યાં ચાર રસ્તા સામ સામેથી મળતા હોય ત્યાં આપણી મુંબાઇની ટૌનહૉલ પાસેની નવી ઇમારત જેવા ગોળાકારે ઘર બાંધેલાછે. કેટલીએક મોટી શેરીઓમાં ચંદ્રની કોર જેવો આકાર આપીને ઘરો બાંધેલાછે; તેવાં ઘરોનો બહુ ભભકો મારેછે. ચંદ્રની કોર વાળી શેરીઓનાં નામ ક્રેસંટથી ઓળખાયછે.

કેટલેએક ઠેકાણે વચમાં ચોક રાખીને ઘરો બાંધેલાછે તે ઉપરથી તે મોહોલાઓનાં નામ "સ્કુવેર" એટલે ચોક શબ્દથી ઓળખાયછે. કેટલાંએક ઘરોની ઉપર ઝરખા મુકેલાં હોયછે. ઘણુંકરીને બે કે ત્રણ માળના ઘરો હોયછે અને માળ ઉંચા હોવાથી ઘર ઉંચાં દેખાયછે. નાચેનો માળ ઉપરના માળ કરતાં વધારે ઉંચો રાખવામાં આવેલોછે.


વિલા અથવા કાટેજ.

કેટલાએક મધ્યમ સ્થિતિના લોકો શેહેરથી ઘણા દુર રેહેછે તેઓ નાહાનાં અને સાદાં ઘર બાંધેછે. એવાં ઘરોને વિલા અથવા કૉટેજ કરીને કેહેછે. એ ઘર સાદાં હોયછે પણ તેમની બાંધણી સુંદર દેખાયછે. આવી બાંધણી અથવા આવો ઘાટ વિલાયતમાં અમલવારીનો કેહેવાયછે. હમણાના વખતમાં આવાં ઘરો એ દેશના ગામડાંઓને અથવા ખેતીવાડી તરફની છુટી જગ્યાઓને વધારે મળતાં આવેછે. કેટલાએક લોકો પોતાની ચાદાઈ દેખાડવાને અથવા જુની વસ્તુ ઉપર પોતાનો પ્યાર જણાવવાને આવા જુના ઘાટના ઘરમાં રેહેવાને વધારે ચાહેછે. તેને તેઓ કૉટેજ એટલે ઝુપડી કેહેછે પણ ગામડાના મજુરની ઝુપડીમાં અને આ ઝુપડીમા ઘણો ફેર હોયછે.

કેટલાંએક ઘરો દેવળ જેવા ઘાટના જોવામાં આવેછે. તેમાં ફેર એટલો કે દેવળ જેવો ઉંચો મિનારો નહી. આવાં ઘરો પણ બહુ શોભી નિકળેછે. એવાં ઘરો લંડન શેહેરની બાહાર વધારે મોકળાસવાળી જગ્યાઓમાંજ ઘણુંકરીને માલમ પડેછે. શેહેરની અંદરના ઘરોના ઘાટમાં અને આ ઘરોના ઘાટમાં ઘણુ કરીને ઘણો ફેર હોયછે.


રેહેવાનું ઘર—દેવળ ઘાટનું.

વિલાયતમાં ઘર ઘણાં જલદીથી બંધાઈ શકેછે. મોટાં ઘરો જે મુંબઈમાં બે ત્રણ વરસે પુરાં થઈ શકતાં નથી તે વિલાયતમાં બે ત્રણ મહિનામાં ઉભાં થઈ તઈયાર થાયછે. નાહાનાં ઘરો તો થોડાં અઠવાડિયાંમાંજ તઈયાર થઈ શકેછે. હું રહ્યો તેટલી મુદતમાં મેં ઘણાં ઘર થોડા વખતમાં તઈયાર થયલાં જોયાં. હું જો તમને એમ કહું કે "અહીં ઘરો ઉગી નિકળેછે" તો એમાં કંઈપણ મશ્કરી જેવું નથી. તમે બે મહિના લંડનની બાહાર ફરી આવો અને કેટલેએક ઠેકાણે તમે ખાલી જગ્યા અથવા જુનાં ઘર હતાં હશે તેની જગ્યાએ નવાં ઘર તમે જોશો. લંડનમાં બધાં મળીને આસરે ૩ લાખ ૩૦ હજાર ઘર છે તેમા દર વરસે આસરે ૪ હજાર અથવા તેથી વધારે નવાં ઘરો બંધાતાં હશે.

આવી રીતે જલદીથી ઘર બંધાઈ તઈયાર થાયછે તેનું મુખ્ય કારણ એ છે કે ઘરને માટે લાકડકામ ઈત્યાદિ સામન તઈયાર મળેછે. તમને કેટવું મોટું અને કેટલી રકમમાં ઘર જોઇએછે એ સુમાર ઉપર તેનાં બારી બારણાં, થાંભલા, બારવટીઆ એ બધું તઈયાર મળશે; ઇંટ, તથા ખરચીચુનો અથવા પ્લાસ્ટર પણ તઈયાર મળશે. ઘર બાંધવું હોયતો બધો સામન લાવીને ગોઠવવાનીજ અને ઉભું કરવાનીજ વાર.

## ૨. રેહેવાનાં ઘર.

PRIVATE BUILDINGS

વિલાયતમાં રેહેવાનાં ઘરોની માહેલી ગોઠવણ જેમ બને તેમ સુખદાયક કરવાને વિલાયતના લોકો ઘણી કાળજી રાખેછે. જુદાજુદા ઓરડાઓની અને જુદીજુદી ઓરડીઓની ગોઠવણ ઘણી રૂડી રીતે કરેલી હોયછે. ગમે તેવાં નાહાનાં અને હલકી કિંમતનાં ઘરમાં એક "ડ્રૉઇંગ-રૂમ" અથવા બેસવાનો ઓરડો, એક જમવાનો ઓરડો, બે ત્રણ સુવાના ઓરડા, એક રસોડું, એક કોઠાર, બળતણ અથવા કોયલા ભરવાનું એક ભોંયરૂં ને એક સંડાસ એટલું તો ઓછામાં ઓછું હોવું જોઇએ. આતો એક ઘણુંજ નાહાનું અને સાધારણ ઘર કેહેવાય.

પણ જેમ ઘર મોટું તેમ તેમાં વધારે સમાસ અને વધારે ઓરડા અને ઓરડીઓ. ઉપર જણાવ્યા કરતાં જરા ચહડતાં ઘરમાં વાંચવા લખવાનો એક જુદો ઓરડો, વસ્ત્ર પેહેરવાં ઉતારવાનો એક જુદો ઓરડો, નાહાનાં બાળકોને સુવા બેસવાનો જુદો ઓરડો, એક નાહાવાનો ઓરડો, ચાકરોને સુવાની બે ત્રણ જુદી ઓરડી, રાંધવાના વાસણ ધોવા કરવાની જુદી ઓરડી, વધેલું ભોજન ઢાંકી રાખવાની જુદી ઓરડી; કાચનાં ને કોડીનાં વાસણ મુકવાની જુદી ઓરડી, છરી કાંટા ને ચમચા મુકવાની જુદી ઓરડી; મદીરા (દારૂ) રાખવાની જુદી ઓરડી—એટલું પેહેલા એટલે નાહાના અને સાધારણ ઘર કરતાં વધારે.

આથી વધારે ચહડતાં ઘરમાં "પિક્ચર ગ્યાલરી" એટલે ચિત્ર મુકવાનો ને ટાંગવાનો એક જુદો ઓરડો, ટેબલ ઉપર દડે રમવાનો જુદો ઓરડો, સવારના બેસવાનો જુદો ઓરડો, ટિફિન અથવા ઠુંગો કરવાનો જુદો ઓરડો, ઝાડપાનનાં કુંડાં મુકવાનો જુદો ઓરડો, પેહેરવાનાં વસ્ત્ર મુકવાનો જુદો ઓરડો; દહીં દુધ ને માખણ મુકવા કરવાની જુદી ઓરડી, બ્રશ મારીને કપડાં સાફ કરવાની જુદી ઓરડી, બૂટ એટલે જોડા મુકવાની તથા તેને બ્લાકિંગ લગાડવાની જુદી ઓરડી, ઇત્યાદિ. આટલું ઉપર જણાવેલાં પેહેલા તથા બીજાં ઘર કરતાં વધારે.

બેસવાના અને જમવાના ઓરડા ઘણુંકરીને (લંબાઈ પોહાલાઈમાં) સરખા હોયછે. બાર હજાર રૂપીયાની કિંમતની બાંધણીનાં ઘરમાં બેસવાનો આગલો ઓરડો ઘણુંકરીને ૧૮ ફૂટ લાંબો અને ૧૫ ફૂટ પોહોળો હોયછે. ઓરડાની બારીઓ ઘણુંકરીને કાચની હોયછે. જેમ શિગ્રામ જેવી ગાડીમાં ચહડાવવા ઉતારવાનાં કાચનાં બારણાં હોયછે, તેમ આ ઘરની બારીઓને બારણાં હોયછે. માહેલી કોરથી છુટાં વિનિશિયન (વિનિજર) બારીને માથે હોયછે અથવા જામદાનીના અથવા ઝીણા પડદા હોયછે. જ્યારે જોઇએ ત્યારે એ વિનિશિયન અથવા પડદા બંધ થાય અથવા ઉઘાડે. એથી લાકડાંની બારીની ગરજ રેહેતી નથી. બારીનાં ચોકઠાંના કાચ બારી જેવા મોટા હોયછે, તેથી તે વધારે શોભી નિકળેછે. એ ઉપર પડદા ઘણા "ટેસ્ટ" અથવા સણુગારબુદ્ધિથી ટાંગેલા હોયછે.

દરએક ઓરડામાં ઘંટનો તાર ખેંચવાને સુંદર હાથો દેવાળ સાથે જડી લીધેલો હોયછે. એ ખેંચાયાથી તાર ખેંચાયછે અને તેથી ચાકરવાળા ઓરડામાં ઘંટ વાગેછે. દરએક ઓરડાનો જુદોજુદો ઘંટ હોયછે માટે અમુક ઘંટના અમુક અવાજથી ચાકર જાણે કે ફલાણા ઓરડામાં મને બોલાવેછે. તે પ્રમાણે તેજ ઓરડામાં તે હાજર થાયછે.

દરએક ઓરડામાં તાપણી કરવાની સગડી દેવાળ સાથે જોડલી હોયછે. જ્યારે તાહાડ પડેછે ત્યારે એ સગડી પેટવેછે. બેસવાના, જમવાના અને સુવાના ઓરડામાં વારંવાર એ સગડી પેટવવાથી તમે એમ ધારશો કે ઘર અને ઘરનો સણગાર ધુમાડાથી કાળો થઈ જતો હશે અથવા ધુમાડાથી બેસવા ઉઠવાને કંઠાળો ઉપજતો હશે. પણ તેવું કંઈજ નથી. ઘરમાં ધુમાડા જેવી ચીજ કોઈ દાહાડો દેખાતી નથી. દરએક ઘરમાં ધુમાડીયું હોવાથી ધુમાડો એમનો એમ બાહાર નિકળી જાયછે અને રસોડાંમાં પણ તેની અસર માલમ પડતી નથી. ધુમાડીયાં વગરનું કોઈ ઘર બાંધી નહી હશે. આપણા દેશમાં ધુમાડીયાં મુકવાનો રિવાજ નથી તેથી રસોડામાં અને આખાં ઘરમાં ધુમાડો પસરીને કંટાળો ઉપજાવેછે. તે છતાં હજી આપણા લોકો ધુમાડીયાં દાખલ કરવાને ચાહતા નથી એ કેવી દલગીરી અથવા અજાએબ જેવી વાત છે !

દરએક ઘરમાં પાણીનું તથા દિવાનું તથા સંડાસનું મોટું સુખ હોયછે. પાણી લાવવું પડતું નથી. કેમકે દરએક ઘરમાં પાણીના નળ લીધેલા હોયછે. એ પાણી ટેમ્સ નદી લંડનમાં દાખલ થાયછે તેની કેટલેક દુરથી તેમાંથી તથા એક નવી નદી મોટી હિકમતથી ખાદેલીછે તેમાંથી નળ મુકીને વીહારના પાણીની પેઠે આણ્યુંછે. માટે પાણી લાવવા અથવા ભરવા સારૂ કોઇને ઘરની બાહાર જવું પડતું નથી. તેમજ ઘણાંખરાં ઘરોમાં ગ્યાસના નળ લીધેલાછે માટે દિવાનું સુખ ઘણું છે. સંડાસનું સુખ ઓછું નથી. કોઈ ઘરમાં દેડાને જવું પડતું નથી. મોટા નળમાં પાણીની સાથે નર્ક પોતાની મેળે સાફ થઈ જાયછે. એક આદમી હાજતે જઈ આવ્યા પછી તેની જરા પણ નિશાન કે ગંદકી રેહેતી નથી.

ઘરની માહે જુદાજુદા ઓરડાઓની વેહેંચણી ધાર્યુંકરીને ઘણીજ પાતળી દેવાલથી કરેલી હોયછે. એ દેશમાં સુવાના ઓરડામાં ખાસ અથવા મોરી બિલકુલ હોતી નથી. એની ગરજ એક કોઠી કાચનાં મોટાં વાસણથી સરેછે. હાથ મોહો ધોવાની ટેબલ હેઠળ અથવા એ માટે બનાવેલી પેટીમાં એ વાસણ હોયછે અને તે ઘરની દાસી નિત્ય બે ત્રણ વાર સાફ કરી ધોઇને મુકેછે. મારી સાથેના એક ચાકરે એ વાસણ પેહેલ વેહેલાં વરત્યું નહી અને તેમાં કંઈ ચીજ મુકવા જતો હતો તેવામાં તેને ચુક માલમ પડી. મુંબઈમાં કેટલાએક દેશીઓ એવાં કોઠી કાચનાં જપરાયનાં અથવા કોરાં વાસણ ખાવા કરવાની ચીજ મુકવામાં વાપરેછે પણ ઇંગ્રેજ લોકો તે શું કામમાં વાપરેછે તે તેઓ મુદલ જાણતાં નથી.

કેટલાએક ઘરોને આગળ પાછળ થોડી જગ્યા હોયછે તેમાં ઝાડ પાન વાવીને સુંદર બાગ જેવો બાગ દેખાયછે. લંડનમાં આગળ પાછળે થોડાંજ ઘરોને જગ્યા છે અને જેઓને છે તેઓને ઘણીજ થોડી. ઘરમાં પેસવાનું બારણું ઉઘાડ્યું તો તરત બેસવાના ઓરડામાં જઈ શકાય નહી પણ ત્યાંનાં ઘરોને નાહાની પડસાળ અથવા ચાલ હોયછે તેમાં થઇને બેસવાના ઓરડામાં જવાયછે. ત્યાંનાં ઘરોનાં બારણાં હમેશ બંધ રેહેછે. જેને ઘરમાં આવવું હોયછે તે બાહારથી ઘંટના તારનું કડું ખેંચેછે એટલે ઘંટ વાગ્યાથી ચાકર દરવાજો ઉઘાડેછે. ચાકરને જવા

આવવાને ઘણુંકરીને જુદું બારણું હોયછે ને તેનો ઘંટ પણ જુદો હોયછે. દરએક ઘરની ઉપર સોનેરી અથવા રંગીન આંકડાએ ઘરનો નંબર લખેલો અને બાહાર ચાલી જનારાઓ વાંચી શકે એવી રીતે પાડેલો હોયછે. કેમકે નંબર વગર હર કોઈનું ઘર શોધવાનું કામ બહુ મુશ્કેલ છે.

ઘરનું રસોડું રસ્તાની જમીન કરતાં ઘણુંકરીને નીચું હોયછે. એ દેશની ઠંડી હવાને લીધે ભોંયરાંમાં કેટલોએક સમાસ થઈ શકેછે. અમે જે ઘરમાં રેહેતા હતા તે ઘરમાં રસોડું, જમવા બેસવાનો ઓરડો તથા કોઠાર તથા નાહાવાની ઓરડી એ બધું જમીનના હેઠળના ભાગમાં હતું. આપણા દેશમાં આવી રીતની ગોઠવણ ચાલી શકે નહી. બળતણ અથવા કોયલાને વાસ્તે પણ જમીનમાં ભોંયરૂં હોયછે. તે ભોંયરાંનું મોહોડું રસ્તામાં પગે ચાલવાની વાટ ઉપર હોયછે. તે બંધ રેહેછે ત્યારે રસ્તાની જમીન બરાબર થઈ જાયછે. માત્ર કોયલા ભરવા માટે તે કોઈ કોઈ વાર ઉઘાડવામાં આવેછે. રસ્તામાં ચાલતી વખત એવા ભોંયરાંનાં મોહાડાં સામુ જોતાં જવું જોઇએ. કોઈ ઠેકાણે ભોંયરાંનું મોહ ઉઘાડું હોય ને પગ પેસી જાય માટે સંભાળ રાખવી જોઇએ. એક પારસી મિત્રનો નાહાનો છોકરો એ પ્રમાણે ચુકવાથી પડી ગયો તેની ઇંદ્રિને એટલી ઇજા થઈ કે ઘણી મુદતસુધી એ બિચારો બહુ દુખી રહ્યો.

ઘર બાંધવાનો ખરચ—હાલ મુંબઈમાં બાંધકામ કરવાનો ખરચ વધી પડયોછે તે ઉપરથી તમે જાણવાની ઇચ્છા રાખતા હશો કે વિલાયતમાં બાંધકામ કરવાને કેટલો ખરચ થતો હશે. તમે સાંભળીને કદાચ અચરત થશો કે લંડનમાં ઘર બાંધવાનો ખરચ મુંબઈ કરતાં વધારે થતો નથી. "ઇંગ્લીશ જેંટલમન હાઉસ" નામની ચોપડી જે મારા જોવામાં એકવાર આવી હતી તેમાંથી વિલાયતમાં ઘર બાંધવાના ખરચની વિગત મેં ઉતારી લીધીછે. લંડનમાં દર ચો૦ ફુટે ૪ થી ૧૦ રૂ૦ મોટાં બાંધકામના, ને ૩ થી ૫ રૂ૦ હલકાં બાંધકામના ઘણુંકરીને થાયછે. બાર હજાર રૂપીયાની કિંમતનાં બાંધકામમાં નીચે પ્રમાણે સમાસ થઈ શકે. મુંબઈમાં એટલી કિંમતે ઘર બાંધવાનું કોઈ મિસ્તરીને કેહેશો તો તેમાં એટલા સમાસ કરી આપવાનું તે કદી માથે લેશે નહી.

| મુખ્ય બાંધકામ. | ફૂટ લાંબું પોહોળું. | ચોરસફૂટ. |
|---|---|---|
| ૧ ડ્રૉઇંગ-રૂમ એટલે બેસવાનો ઓરડો.. .. | ૧૮×૧૫= | ૨૭૦ |
| ૧ ડાઇનિંગ-રૂમ ,, જમવા બેસવાનો ઓરડો. | ૧૮×૧૫= | ૨૭૦ |
| ૧ પોર્ચ—— ,, નાહાની ચાળ.. .. .. | ૮× ૫= | ૪૦ |
| ૨ દાદરની જગ્યા .. .. .. .. .. .. | ૧૨× ૭= | ૧૬૮ |
| ૨ સુવાના ઓરડા.. .. .. .. .. . | ૧૬×૧૩= | ૪૧૬ |
| ૨ સુવાના નાહાના ઓરડા.. . .. .. | ૧૨×૧૨= | ૨૮૮ |
| ૧ કપડાં પેહેરવાનો ઓરડો.. .. .. .. | ૮× ૮= | ૬૪ |
| ૧ છોકરાંઓને સુવાબેસવાનો ઓરડો.. .. | ૧૪×૧૪= | ૧૯૬ |
| ૧ નાહાવાનો ઓરડો તથા સંડાસ.. . .. | ૧૦×૧૦= | ૧૦૦ |
| ૧ સુવાના ઓરડામાં જવાનો રસ્તો .. .. | ૧૨× ૪= | ૪૮ |
| દેવાળ અને પરચુરણ જગ્યા .. | = | ૩૭૦ |
| ૧૩ ઓરડા. | જુમલે ચોરસ ફૂટ | ૨૨૩૦ |

દર ચોરસ ફૂટે રૂ૦ ૪ પ્રમાણે ૨૨૩ ચોરસફૂટના રૂ૦ ૮૯૨૦) થયા.

હલકું બાંધકામ. -

| | | |
|---|---|---|
| ૧ રસોડું .. .. . .. .. .. .. .. | ૧૬×૧૪= | ૨૨૪ |
| ૧ રાંધવાનાં વાસણ ધોવાની જગ્યા .. .. | ૧૪×૧૪= | ૧૯૬ |
| ૧ કોઠાર .. .. .. .. .. .. .. .. | ૮× ૬= | ૪૮ |
| ૧ સંડાસ .. .. .. .. .. .. .. .. | ૮× ૬= | ૪૮ |
| ૧ બગીચણ અથવા કોયલાનું ઓયરૂ .. .. | ૧૦× ૭= | ૭૦ |
| ૧ ચાકરને સુવાનો ઓરડો.. .. .. .. .. | ૧૨×૧૦= | ૧૨૦ |
| ૧ રસ્તો .. .. .. .. .. .. .. .. | = | ૫૦ |
| દેવાળ અને પરચુરણ જગ્યા.... | = | ૨૩૦ |
| ૯ ઓરડી. | જુમલે ચોરસ ફૂટ | ૧૦૦૦ |

દર ચોરસ ફૂટે રૂ૦ ૩) પ્રમાણે ૧૦૦૦ ચોરસ ફૂટના ૩૦૦૦ રૂપીઆ થયા તેમાં ઉપલી રકમ ઉમેરીએ તો રૂ૦ ૧૨૦૦૦) ને આશરે થશે

ઘરનું ભાડું.—લંડનમાં ત્રીસ લાખ માણસની વસ્તી; હોવા છતાં મુંબઈ કરતાં ભાડેનાં ઘર વધારે સેહેલાઇથી અને વધારે સસ્તી કિમતે મળેછે એ વાત મેં આગળ જણાવીછે. (જુવો પૃ૦ ૯૦,—૯૧.) આ બિના અચરજ જેવી પ્રથમ લાગશે પણ એનો ખુલાસો સેજ થઈ શકેછે. મુંબઈની વસ્તી લંડનની વસ્તીનો ત્રીજો ભાગ ભાગ્યે હશે તેછતાં ઘર એવાં કઢંગા અને જગ્યાનો સુમાર રાખ્યા વિના બાંધેલાંછે કે છતી જગ્યાએ દસ લાખ માણસોનો પણ પૂરો સમાસ થઈ શકતો નથી.

પ્રથમ મેદાન મુકીને મુંબઇનું કાપડબજાર તપાસીએ. આ કાપડ બજારની નઠારી અને રેઢીયાળ હાલતથી મુંબઈનું મોટું નાક કપાઈ જાયછે. બેઠાળ અને ઝુપડી જેવી દુકાનોને બદલે સુંદર ઉંચી ઇમારતો બાંધીને નીચે મોટી દુકાનો હોય તો કેટલો બધો સમાસ એટલામાંજ વધી શકે ? તેમજ ધોબીતલાવ અને કાળકાદેવીનાં મેદાન તરફનાં નાકાં ઉપર કેટલાં બધાં ઝુપડાં જેવાં નાહાના ઘરો છે ? તે બધાં નવેસરથી ઉચાં બંધાય તો કેટલો સમાસ વધે ? તેમજ ભાયખાલા અને માહલક્ષ્મી વચે કેટલી મોટી જગ્યા ખાલી પડી રહીછે. એની પુરણી કરવાનું સેહેલું કામ છોડી દઇને દરિયો પુરીને મોકળાસ વધારવાનું ભારે મુશ્કેલ કામ મુંબઈની વસ્તીને શેરના દીવાનાપણામાં સુજ્યું હતું.

પણ જરા આગળ ચાલશો તો માલમ પડશે કે ગીરગામ, ખેતવાડી, ચોપાટી, વાળકેશ્વર, ગ્રાંટરોડ, ઈત્યાદિ લત્તાઓ ઉપર એક એક ઘર અથવા બંગલાની આસપાસ કેટલી બધી જગ્યા નકામી રોકાયછે ? લંડન શેહેરમાં એવી રીતે કોઈ પણ જગ્યા નકામી પડી નથી. તમે કદાચ પુછશો કે "ત્યારે શું વિલાયતમાં વાડી બંગલા નથી." લંડન શેહેરમાં જુદેજુદે ઠેકાણે પાર્ક એટલે કુંજવનો છે પણ આપણાં વાડી બંગલા જેવું તમે થોડી જગાયે જોશો. શ્રીમંતો ઉનાળામાં લંડન મધ્યે આવી રેહેછે ને ઉનાળો ખલાસ થઈ કે ઇંગ્લંડના જુદાંજુદાં નાહાનાં ગામોમાં પોતપોતાનાં મોટા મેહેલ કે કિલ્લા જેવાં ઘરમાં જઇને બગીચાનો ઉપભોગ ભોગવેછે.

મુંબઈમાં વળી મેહમ તરફ દરીએ કાંઠે કેટલી ઉજડ જગ્યા પડી રહીછે ? એ જગ્યામાં ઘરો બંધાય તો કેટલો બધો સમાસ વધે ? મુંબ-

ઘનો વિસ્તાર મહિમ સુધી ગણાયછે અને તેમ ગણીએતો જગ્યાની કંઈ ખોટ નથી. મુંબઇની ૯ લાખ માણસની વસ્તીને નાહાનાં મોટાં મળીને માત્ર ૨૦ હજાર ઘર છે. લંડનની ૬૦.લાખની વસ્તીને આસરે ૧ લાખ ૩૦ હજાર ઘર છે. એજ પ્રમાણે લઇએતો મુંબઇમાં ૨૦ હજાર ઘરને બદલે ૪૦ હજાર ઘર હાલની વસ્તીને માટે થવાં જોઇએ.

### ૩. દેવળ.

ઇમારતોની રચનામાં દેવળ[illegible] મોટાં શહેરમાં દેવળોની કંઈ [illegible] ૧૦૦ દેવળ લંડનમાં હશે. એ[illegible] વેસ્ટ મિનિસ્ટર આબીનું દેવળ પણ ઘણું મોટું, પ્રખ્યાત અને જુનું છે. આ બંને દેવળોનું વર્ણન તેમના ચિત્રોની સાથે પાંચમાં પ્રકરણ મધ્યે આપવામાં આવ્યુંછે. સેંટ પૉલનું જુનુ દેવળ મોટી આગમાં બળી ગયું તેની જગ્યાએ ફરીથી જે નવું બાંધ્યું તેને ૧૭૫ વરસ થયાં હશે. તે બાંધવાને મોટો ખરચ થયોછે. આ દેવળની બાંધણી એક પડખેથી ઉંચા અને ગોળ ઘાટની છે અને તે કેટલીક વાતે હિંદુના દહેરાંને મળતી આવેછે.


વેસ્ટ મિનિસ્ટર આબી—દેવળ.

તે છતાં હિંદુના દહેરાંઓમાં અને આમાં ઘણો ફેર હોયછે. હિંદુઓના કેટલાંક દહેરાંઓની બાંધણીનો ઘાટ અને દેખાવ વખાણવાજેગ છે એટલુંજ નહી પણ કેટલાએક દહેરાંઓની બરાબરી વિલાયતના મો-

ટામાં મોટાં દેવળો કેટલીક વાતમાં કરી શકશે નહી. ઘણાખરાં ખ્રિસ્તી દેવળોનાં મંડપોની ઉંચાઈ અને મોટાઈ અને સફાઈ જોઇને ખુશી ઉપ-જ્યા વિના રેહેતી નથી. તેમાં કેટલાંએક દેવળોમાં રંગીન કાચના તખતા અને મંડપનું છત્ર ઇત્યાદિ જોઇને આપણે અચરત થયા વિના રેહેતા નથી. વિશેષ કરીને કથાયાલિક શાખાના દેવળ વધારે સારાં અને ભભ-કદાર લાગેછે. તેમાનો કેટલોક ઠાઠ હિંદુઓના ડેહેરાને મળતો આવેછે.

વિલાયતનાં લોકો ખ્રિસ્તી ધર્મ માનેછે પણ ધર્મ સંબંધી સર્વ લોકો એકમત થઈ શકતા નથી. તેથી જેમ આપણા દેશમાં હિંદુ ધર્મના તેમ બજારની માં ખ્રિસ્તી ધર્મના જુદાજુદા પંથ થયાછે. આ જુદાજુદા પંથે. ઓનાં જુદાંજુદાં દેવળો છે; જે પંથમાં ક્રિયા માર્ગ વધારે તે બાંધીને દેવળનો ઠાઠ વધારે હોયછે અને જે પંથમાં ક્રિયા માર્ગ ઓછો તે શકે ?, તે દેવળ દેખાવમાં વધારે સાદાં હોયછે. ઇંગ્રેજ લોકો શિવાય બીજી પ્રજાના દેવળો પણ લંડનમાં છે. કેમકે ઇંગ્રેજી રાજમાં સર્વ લોકોને પોતાના ધર્મ તથા વિચાર પ્રમાણે ચાલવાની છુટ છે. જર્મન તથા ફ્રેંચ તથા સ્વીડિશ તથા ડાનિશ તથા યાહુદી એઓએ પોત પોતાની કોમને માટે લંડનમાં જુદાં દેવળ બાંધ્યાંછે. હું ધારૂં છઉં કે હવે એવો પણ વખત આવશે કે જ્યારે આ દેશના પારસીઓ તથા મુસળમાનો તથા હિંદુઓ પોત પોતાનાં ધર્મના મકાનો વિલાયતમાં બાંધવાને તઇયાર થશે.

ઉપર જણાવેલાં બે પ્રસિદ્ધ દેવળો ઉપરાંત સેંટ સેવિયર નામનું દેવળ લંડનમાં પ્રસિદ્ધ છે. તે આઠમાં હેનૂરી રાજાના વખતમાં બંધાયું હતું. આમાં પણ કેટલાંક પ્રખ્યાત પુરૂષો ડટાયાછે. ટેમ્પલ ચર્ચ નામનું દેવળ પણ પ્રસિદ્ધ છે. તે ૧૧૮૫ માં કેહેછે કે બંધાયું હતું. આ દેવળ આ-સરે ૨૫ વરસ ઉપર સુધારવામાં આવ્યું હતું તેનોજ સાત લાખ રૂપીયા ખરચ થયો હતો. સેંટ હિલન્સનું દેવળ પ્રસિદ્ધ છે પણ એમાં કંઇ ઝાજું જોવાજોગ નથી. "સેંટ પાનક્રાસ ઇન ધિ ફીલ્ડ" નામનું જુનું દેવળ લંડનની ઉતર દિશાએ છે. આ દેવળની આસપાસની જગ્યા ડાટવાનાં કામમાં આજ ૨૦ પેહેડી થયાં આવેછે અને તેમાં ઘણા લોકોનાં મુડદાં ડટાયાં હશે. આ શિવાય બીજા પણ દેવળ લંડનમાં પ્રસિદ્ધ છે.


દેવળનો મંડપ

દેવળની માંહે પ્રાર્થના કરવાનો તથા ધર્મબોધ સાંભળવાનો મંડપ ઘણો મોટો, ઉંચો અને ખુબસુરત હોયછે. છત, બારી તથા સ્તંભ ગોળ કમાનના આકાર ઘણુંકરીને હોયછે. બારીની માંહે મોટા રંગીન અને ચિત્ર પાડેલા ના તખતા જડેલાછે ને તેથી તેની ખુબસુરતીમાં ઘણો વધારો થાયછે. ઉપર લાદી પણ ઘણી ઉંચી જડેલી હોયછે. લોકોને બેસવાની તથા ધર્મ પોથીઓ રાખવાની તથા વાગજ કરવાની ઘણી સુંદર ગોઠવણ હોયછે. જે વેળાએ બધા ગંભીર અને એક અવાજે ઇશ્વરની પ્રાર્થના કે સ્તુતિ ગાયછે ને તેની સાથે વાજીત્રનો મધુર સાદ નિકળેછે તે વેળા એ દેખાવ જોવાજોગ થઇ પડેછે. આવા દેખાવથી જોનારનાં મન ઉપર ઘણી અસર થયા વિના તથા ભક્તિભાવ ઉપજ્યા વિના રેહેજ નહીં.

ઇંગ્રેજોનાં કેટલાએક દેવળ જે કાથલિક શાખાના છે તે દેવળોમાં ઇશુ ક્રાઇસ્ટની તથા તેની કુવારી માતા "મેરી"ની તથા ફરેસ્તાઓની મુર્ત્તિઓ બેસાડેલીછે. આ મુર્ત્તિની પુજામાં અને હિંદુ મુર્ત્તિ પુંજેછે તેની પુજામાં કેટલીએક રીતનો ફેર છે પણ તે એકબિજા સાથે ઘણીક વાતે મળતી આવેછે. હિંદુના દેહેરામાં જેમ ચરણામૃતનું પાણી અપાયછે તેમ આ દેવળોમાં પણ દરવાજા આગળ એક પાદરી બેસીને પાણી આપેછે તે તેઓ આંખે લગાડેછે. આ દેવળમાં કેટલાએક વેહેમી સ્ત્રી પુરૂષો પોતાના પાપ ધર્મગુરૂ પાસે કબુલ કરવાને જાયછે, અને તેઓના કાનમાં પોતાનાં પાપ પ્રગટ કરીને એમ સમજેછે કે અમે એ પાપમાંથી છુટાં થયાં!! પ્રોટેસ્ટંટ શાખાનાં દેવળમાં મુર્ત્તિ અથવા આવા વેહેમ જેવું કંઇ નથી; પણ એ શાખમાં પણ અનેક પંથો ઉભા થયાછે અને તેમની ધર્મક્રિયા તથા વાગજ કરવાની રીતી અનેક પ્રમાણની એકએકથી જુદી પડીછે. -

## ૪. મેહેલ.

PALACE

હરએક દેશની મોટી ઈમારતોમાં પાદશાહી મેહેલ સરદારી ભોગવેછે. એટલામાટે એ મેહેલનો દેખાવ કેવો હશે એ જોવાની આતુરતા થવી જોઇએ. મહારાણી વિક્ટોરિયા લંડનમાં હોયછે ત્યારે ઘણુંકરીને "બાકંગહામ" નામના મેહેલમાં રેહેછે. આ મેહેલ ઘણો મોટો અને ખુબસુરત છે. ચોથા જાર્જ રાજાના વખતમાં આ મેહેલ બાંધવા માંડ્યો હતો પણ ચોથા વિલિયમ રાજાના વખતમાં પુરો થયો. આ રાજાને આ નવો મેહેલ ગમ્યો નહી. પણ નામદાર મહારાણી વિક્ટોરિયાને એ જગ્યા પસંદ પડ્યાથી તેમાં કેટલોક વધારો તથા સુધારો કર્યો.

આ મેહેલ જોવાને હું ઘણો ચાહતો હતો અને તે જોવાની પરવાનગી મેળવવા માટે ઇંડિયા કાઉન્સિલવાળા મારા મિત્ર ક્યાપટન ઇસ્ટવિકે મેહેનત લીધી હતી. પણ મહારાણીજી પોતાના ભરથારના શોકમાં અને દલગીરીમાં હતાં તેથી લારડ ચેમ્બરલેન પાસેથી આ ભલો ગૃહસ્થ અમારે માટે જોવાની રજા મેળવી શક્યો નહી. આ મેહેલનો મોટો દાદર આરસપાહાન એટલે સંગેમરમરનો બનાવેલોછે. આ મેહેલના દીવાનખાનાં ઘણાં મોટાં અને સુંદર છે. નાચવાનું દિવાનખાનું એટલું મોટું છે કે તેમાં ૨૦૦૦ સ્ત્રી પુરૂષો નાચી શકે. જે દિવાનખાનામાં રાણી સાહેબનું તખ્ત છે તે કેહેછે કે ૬૪ ફૂટ લાંબુ છે અને તેમા સાટીનના પડદા ટાંગેલાછે. આ મેહેલમાં ચિત્રવાળા ઓરડામાં ઘણા મોટા અને ભારે ચિત્ર છે. આ મેહેલને લગતો તબેલો એટલો મોટો છે કે તેમાં ૪૦ ગાડીઓ રહી શકેછે અને ઉચાં ઘોડા રેહેછે તે જુદાં. એક ગાડી એવી ભારેછે કે તેના ૭૬ હજાર રૂપીયા બેઠાછે.

સેંટ--જેમ્સ નામનો બીજો મેહેલ ઉપલા મેહેલની પડોસમાં છે તેમાં મહારાણી રેહેતાં નથી પણ તે દરબાર ભરવામાં અથવા એવાંજ બીજાં કામમાં આવેછે. દરબાર બે જાતની ભરાયછે:—એક "લેવી" અને બીજી ડ્રૉઇંગ--રૂમ. લેવીમાં માત્ર ગૃહસ્થોજ મહારાણીની મુલાકાત કરવા-

ને જાયછે અને ડ્રૉઇંગ--રૂમમાં પુરુષ તથા સ્ત્રી બંને જાયછે. સેથી ઘણું-કરીને બુધવારને દાહાડે અને ડ્રૉઇંગ--રૂમ બ્રેસ્પતવારને દાહાડે ભરાયછે. જે દિવાનખાનામાં માહારાણી મુલાકાત લેછે તે સારી રીતે સણગારેલુંછે પણ ગ્રેટ બ્રિટનના મોટા રાજાને અને મોટા નામને છાજે તેવો તેનો ભભકો નથી. "કેન્સીંગટન" નામનો ત્રીજો મેહેલ છે તેમાં મહારાણી વિક્ટોરીયાનો ઈ૦ સ૦ ૧૮૧૯ માં જન્મ થયો હતો. હાલ એમાં પાદશાહી કુટુંબ રેહેતું નથી. વાહાઈટ--હૉલ નામનો ચોથો મેહેલ છે તેમાં આઠમાં હેનરીના વખતથી તે ત્રીજા વિલિયમ રાજાના વખત સુધી રાજાઓ રેહેતા હતા. એ મેહેલ રાજકુટુંબને રેહેવા લાયક નથી ને તેમાં હવે કંઈ રહ્યું નથી. "માર્લબોરો હૌસ" નામનાં મુકામમાં નામદાર મહારાણી વિક્ટોરિયાનો મોટો પુત્ર પ્રિન્સ ઑવ વેલ્સ રેહેછે.

લંડનથી ૨૧ માઇલ "વિંડસરકાસ્ટળ" નામનો કિલ્લા ઘાટનો મેહેલ છે તેમાં મહારાણી જ્યારે ત્યારે રેહેવાને જાયછે. આ મેહેલની રચનામાં પણ કંઈ મણા નથી. "આઇલ--ઑવ--વાહાઇટ" માં "આસબોર્ન--હાઉસ" નામનો મેહેલછે તેમા પણ મહારાણી જ્યારે ત્યારે રેહેવાને જાયછે. "હાંમટન--કોર્ટ" નામનો એક જુનો મેહેલ લંડનથી ૧૩ માઇલછે તેમાં રાજકુટુંબ મુદલ રેહેતું નથી. પણ એમાં જુના વખતના પાદશાહી મેહેલનો સામાન જોવાજોગ છે. આ મેહેલની પાસે એવી એક જગ્યા બાંધેલીછે કે તેમાં દાખલ થતાં ભુલા પડી જઈએ.

એ શિવાય પાર્લામેંટનો મેહેલ તથા બિલોરી મેહેલ એ બે મોટા મેહેલ કેહેવાયછે. એ મેહેલ બધા મેહેલોનાં કરતાં વધારે શોભાયમાન અને વધારે ભભકાદાર છે પણ તે પાદશાહી કુટુંબને રેહેવા માટે બાંધેલા નથી. પાર્લામેંટમાં રાજ્યસંબંધી સર્વ ગોઠવણ કરવાને રાજ્યસભા મળેછે અને બિલોરી મેહેલમાં રઇયતને જ્ઞાન તથા ગમત ઉપજેછે. પાર્લામેંટના જેવી સુંદર અને રોણકદાર ઇમારત આખા ઇંગ્લંડ દેશમાં એકે નથી તેમજ બિલોરી મેહેલની બરાબરી કરનાર એકે ઇમારત નથી. બિલોરી મેહેલનું માલેકપણું એક કંપનીનાં હાથમાં છે એટલામાટે એ પાદશાહી મેહેલ ગણાતો નથી. તેછતાં તેને મેહેલનું નામ ખરી રીતે યોગ્ય છે.

## ૫. સરકારી ઈમારત.

PUBLIC OFFICES

ઉપર જણાવેલા મેહેલ શિવાય લંડનમાં બીજી કેટલીએક સરકારી ઈમારત છે, તેમનો ભભકો પણ કંઈ ઓછો નથી. લૉર્ડ--મેઅર જેની પદવી એક રીતે રાજાથી બીજી ગણાયછે તેને માટે "મ્યાંનશન--હાઉસ" નામનું મોટું મકાન ત્યાંની મોટી બ્યાંક આગળ છે. તેમાં લૉર્ડ--મેઅર રેહેછે તથા એક ભાગમાં પોલીસ અથવા ફોજદારી ખાતાનો તે ઇનસાફ કરેછે. લૉર્ડ-મેઅર આ પ્રમાણે ત્યાંના મુખ્ય માજીસ્ત્રેટનું કામ ચલવિછે પણ તેની ગાડીનો અને તેના પોશાકનો ભભકો કંઈ જેવો તેવો નથી. તેની સાથેના આલ્ડરમેન પણ ઘણો ભભકાભરેલો પોશાક પેહેરેછે. તેને ૮૦ હજાર રૂપીયાનું વરસાણ મળેછે અને દર વરસે નવેંબર મહિનામાં જ્યારે નવો લૉર્ડ--મેઅર ઠરેછે ત્યારે મોટું સાહાજન રસ્તામાં નિકળેછે. લૉર્ડ--મેઅરને રેહેવાનો "ઇજીપ્શીયન" હૉલ નામનું મોટું દીવાનખાનું આ મોટા મકાનમાં ઘણું વખણાયછે.

ગિલ્ડ હૉલ નામનું બીજું મકાન છે તે પણ ઘણું ભભકાદાર છે. તેનું બાંધકામ જોવાજોગ છે. ઉપલા મકાનથી તે ઘણું દુર નથી. આ મકાન લંડનની ટૅાન--હૉલનું કામ સારેછે. આ મકાનના મોટા ભાગમાં લૉર્ડ--મેઅર વરસો વરસ મોટું ખાનું આપેછે. આ મકાનમાં "કોર્ટ-ઑવ--એકસચેકર" તથા "કૉમન--કૌંસિલ--ચેંબર" ભરાયછે. તે ઓરડાઓ જોવાજોગ છે. આ મકાનનો આગળો હૉલ ઘણો ભભકાદાર બનાવેલોછે.

ત્રેઝરી--વાહાઇટ--હૉલ નામનું એક ત્રીજું સરકારી મોટું મકાન છે. આ મકાનમાં સરકારી ખજાનાને લગતું સર્વ કામકાજ ચાલેછે. આપણા દેશની હાઇકોર્ટના ચુકાદાની વિરૂધ જે "પ્રીવિ--કૌંસિલ" માં "અપીલ" થાયછે તે "પ્રીવિ કૌંસિલ" ની "જુડીશિયલ કમીટી" આ મકાનમાં બેસેછે ને અપીલ સાંભળેછે. એ વગેરે લૉર્ડ--હાઇત્રેઝરરની--આફિસ, તથા હોમ--આફિસ તથા પેમાસ્ટર--જેનરલ આફિસ, તથા ફૉરેન-આફિસ એ બધી આફિસો આજ મકાનમાં છે.

આ "ત્રેઝરી--વાહાઇટ--હૉલ" ની સુંદર ઇમારતની સામે "હૉર્સ-ગાર્ડ" નામનું સરકારી મોટું મકાન છે. એમાં કમાંડર-ઇન-ચીફ તથા આડજુટંટ--જેનરલ તથા કુવાટર-માસ્ટર--જેનરલ એઓની આફિસો છે. આ ભભકાભરેલાં મકાનના દરવાજાને બે પડખે નિત્ય સવારના ૧૦ થી તે સાંજના ૪ વાગા સુધી બે ઘોડે સવારનો પોહોરો ઉભો રેહેછે. એવી રીતે અહીં ઘોડેસ્વાર ઉભા રેહેછે કે જાણે પુતળાં ઉભાં હોય. ઘોડાપણ ઘણુંકરીને હલતો નથી. કમાંડર--ઇન--ચીફ એટલે સેનાપતીને આસરે ત્રણ હજારનો દરમાઓ મળેછે. આ બેહુ મોટી ઇમારતો જે એકબીજાની સામ સામે આવેલીછે તે પાર્લ્યમેંટના મેહેલથી ઘણી દુર નથી.

ઇંડીયા આફિસ પ્રથમ બૅંક--ઑવ--ઇંગ્લંડની પાસે "લેંડન-હૉલ સ્ટ્રીટ" નામના મોહોલ્લામાં હતી તે ત્યાંથી કાહાડીને પાર્લ્યામેંટના મેહેલની પડોસમાં વેસ્ટમિનિસ્ટર હૉટેલનાં મકાનમાં લાવ્યા હતા. ન્યુ--પબ-લિક--આફિસ તઇયાર થયેથી તેમાં એ જનાર હતી. ઇંડીયા કૌંસિલના મેમ્બરોની આફિસો વેસ્ટમિનિસ્ટર--હૉટેલનાં મકાનમાં હતી. ત્યાં સર અર્સ્કિન પેરી તથા કપ્તાન ઇસ્ટવિક જે ઇંડીયા કૌંસિલના મેમ્બરો છે તેમની મુલાકાતને માટે હું ગયો ત્યારે એ આફિસો મેં જોઈ હતી.

સરકારી આફિસમાં બે ખાતાંની આફિસ ઘણી મોટી કેહેવાયછે. એક કસ્ટમ--હાઉસ એટલે માંડવી અને બીજી પોસ્ટ--આફિસ. કસ્ટમ હાઉસની ઇમારત ઘણી મોટી અને ભભકાદાર છે. આમાં ગયાં નવ વરસમાં જકાતની ઉપજ કેહેછે કે ૨૦ કરોડ રૂપીયાની થઈ હતી. એમાં ૨૨૩૦ માણસો રોજીએ લાગેલાછે અને તેઓના પગારના દર વરસ ૨૭ા લાખ રૂપીયા સરકારને બેસેછે. એ આફિસમાં એક મોટો "હૉલ" છે તે આસરે ૨૦૦ ફૂટ લાંબો અને ૭૦ ફૂટ પોહોળો છે.

જેનરલ-પોસ્ટ-આફિસ સેંટપૉલના ડેહેરાની પાસે છે. એ પણ મોટી ઇમારત છે. આ ખાતું એટલું મોટું છે અને તેનો કારભાર એટલો બાહોળો ચાલેછે કે તેની કલ્પના તમારાથી થઇ શકશે નહી. આસરે ૨૫૦૦૦ માણસ આ ખાતામાં લાગેલછે. દર વરસે બે કરોડ રૂપીયાનો ખરચ અને કમાઈ ૩ા કરોડની છે. દર વરસે ૬૦ કરોડ

કાગલ અને ૭ાા કરોડ ન્યુસ્પેપર એ પોસ્ટ--આફિસની મારફતે પેંહેંચા-પછે. લંડનમાં ને લંડનમાંજ સુવારના કોઇ મિત્ર ઉપર કાગલ લખ્યો હોય ને ટપાલમાં નાખ્યો હોય તો તેજ સાંજના તેનો જવાબ ફરી વળે. એવી ઝડપથી આ ટપાલ ખાતાનું કામ ચાલેછે.

સરકારી આફિસોનું એક બીજું મકાન સમરસેટ હાઉસ કરીને છે. તે એટલું મોટું મકાન છે કે તેની ૩૬૦૦ બારીઓ છે. એ બધી બારીઓ ગણવાને કેહેછે કે એક માણસને ત્રણ દિવસ લાગ્યા હતા. ઑડિટ-આફિસ તથા જન્મ, મરણ અને લગ્ન નોધવાની રેજીસટર આફિસ વગેરેની આફિસો પણ આજ મકાનમાં છે. આ ઇમારત "સ્રાંડ" નામના મોહોલામાં છે. આ ઇમારત ચોખંડ આકારમાં બાંધેલુંછે અને બાહારથી તેનો દેખાવ ઘણો શોભાયમાન્ લાગેછે.

પેમાસ્ટર જેનરલની આફિસ તથા આડમિરાલટિની આફિસ વાઇટ હૉલ નામનાં મકાનમાં છે. દરીયાઈ તથા ખુશકી તથા તોપખાતાનાં લશ્કરને પગાર આપવા વગેરેનું કામ પેમાસ્ટર જેનરલનુ છે. પગાર ત્રણ ત્રણ મહિને ચુકેછે. દરીયાઈ લશ્કર સંબંધી પત્રવેહેવાહાર તથા હિસાબ રાખવાનું જુદું ખાતું છે તે આડમિરાલટિની આફિસ કેહેવાયછે. સરકારી દસ્તાવેજો રાખવાની આફિસ વળી જુદે ઠેકાણે છે.

સરકારી તંકશાળનું મકાન પણ મોટું અને જોવાજોગ છે. આ તંકશાળમાં સોના, રૂપા અને ત્રાંબાના સિક્કા પડેછે. આ સિક્કા ગ્રેટ બ્રિટનના આખા દેશમાં અને કેટલાક બીજા દેશોમા પણ ચાલેછે. ફલાણો સિક્કો ફલાણી ટચનો છે કે નહી તે જાણવાનું યંત્ર ઘણીજ કારીગરીથી બનાવેલુંછે. સોનાના સિક્કામાં એક વાળ જેટલો ફેર હોય તો માલમ પડી આવે. એક મિનિટમાં ૬૦ કે ૭૦ અરધી શિલિંગો એટલે પાવલિયો છપાઇને તઇયાર થાયછે. એ યંત્રનું કામ પણ જોવાજોગ છે. જે લોકોને સોનાના સિક્કા પડાવવા હોયછે તેઓને મુફત પાડી આપવામાં આવેછે. આ કારણ માટે મંગળ, બ્રેસ્પત અને શનીવારે ૧૨ થી ૨ લાગતા સુધી સોનું તોલી લેવામાં અને આપનારનાં નામ નોધી લેવામાં આવેછે. તે વખત ભીડનો કંઈ સુમાર હોતો નથી.

વસિયતનામાની આફિસ પણ હેવાવદી અને જુદી છે. જુદાજુદા લોકોએ જુદાજુદા વખતમાં વસિયતનામાં કરેલાં અને સરકારમાં નોંધાવેલાં તેના અસલ દસ્તાવેજો આ આફિસમાં ઘણી સંભાળથી રાખવામાં અને સાચવવામાં આવ્યાછે. આ વસિયતનામાંઓ ઉપરથી કેટલાક પ્રખ્યાત પુરૂષોની અને તેમના વારસા હિસ્સાની અને તેમના વખતના રિવાજની માહેતગારી મળી શકેછે. માટે જુના વસિયતનામાંઓ જેને જોવાં હોય તેઓને જોવાની રજા મળેછે. ઈ૦ સ૦ ૧૭૦૦ ની અગાઉના જે વસિયતનામાંઓ જોવાને ચાહતા હોય તેઓને વગર પઇસે જોવાની તથા તપાસવાની રજા મળી શકે. શેક્સ્પિયર તથા ન્યુટન વગેરે પ્રખ્યાત પુરૂષોના વસિયતનામા અહીં જોવામાં આવેછે.

## ૬. વેપારનાં મકાન અને ગોદી.

COMMERCIAL BUILDINGS AND DOCKS.

વેપારનાં મકાનમા "બ્યાંક–ઑવ–ઇંગ્લંડ" મુખ્ય અને મધ્ય સ્થલ કેહેવાયછે. એનાં જેવું વેપારમાં મોટું અને ઓહોલું મકાન બીજું એકે નથી. તેમજ એ મકાન વેપાર રોજગારના મધ્ય ભાગમાં આવ્યુંછે. એ મકાન એટલું મોટું છે કે તેણે ચાર એકર જમીન રોકીછે. આ બ્યાંકમાં કેવી રીતે કારભાર ચાલેછે તે જોવા માટે તેના ડરેક્ટરનો પરવાનો મેળવવાની જરૂર પડેછે. એક દેશી મિત્રની મારફત તે મેળવીને હું મારા બીજા મિત્રો સાથે જોવાને ગયો હતો.

આ બ્યાંકમાં જે કારભાર ચાલેછે તે જોઇને મારી નજર ચળી ગઈ. સોનાની મોટી લગડીને લગડીઓ પડેલી. દરએક લગડી ૧૬ રતલની ને આસરે ૮૦૦૦ રૂપીયાની. આસરે પંદર કરોડ રૂપીયાની ખરી નગદી હશે. એક મોટા ઓરડાની માંહે સિક્કા તોલાતા હતા. આહા! તોલવાની શી ચાલાકી !! એક કાંટામાંથી દરએક મિનિટે ૩૩ સિક્કા એક પછી એક તોલાઇને નિકળેછે !! એમાં એવી કરામત છે કે જે સિક્કો તોલમાં એક વાળ જેટલા પણ ઓછો હોય તે પોતાની મેળે એક જુદીજ પેટીમાં પડે; અને પુરેપુરા તોલના સિક્કા બીજી

મોટી પેટીમાં પડે. એવા એવા દશ ત્રાજવામાં અને બીજા ત્રાજવામાં તોલવાનું કામ જબરૂં ચાલેછે. દાહાડા આખામાં આ બધાં ત્રાજવાઓમાં મળીને આસરે ૭૦ હજાર સિક્કા કેહેછે કે તોલાઇને નિકળેછે.

ચલણી નોટ પાડવાનું કામ પણ આજ મકાનમાં ચાલેછે. નોટના નંબર વગર ચુક થયે પડેછે એ જોવાજોગ છે. આસરે ૧૮ કરોડ રૂપીયાની નોટ ફરતી રેહેછે. આસરે એક હજાર માણસો આ બ્યાંકની રોજી ઉપર લાગ્યાછે. આ બ્યાંકનો એક ગવરનર, એક ડેપ્યુટી ગવરનર અને ૨૪ ડરેકટરો છે. આ બ્યાંક ઇ૦ સ૦ ૧૬૯૮ માં સ્થાપવામાં આવી હતી. આખાં દેશમાં આ સહુથી મોટી બ્યાંક ગણાયછે.

"રૉયલ-એકસ્ચેંજ" નામનું વેપારીઓ તથા સરાફોને મળવાનું અને સોદા કરવાનું એક મોટું અને ખુબસુરત મકાન છે. એ મકાન "બ્યાંક-ઑવ-ઇંગ્લંડ" ની પડોસમાંજ છે. આ ઇમારતનો ઘણોજ બાહાર મારેછે. એ બાંધવાનો ખરચ ૧૮ લાખ રૂપીયાનો થયો હતો અને તે ઇ૦ સ૦ ૧૮૪૪ માં બંધાઈ હતી. તેની માંહિલી ગમ વચોવચ મોટો ચોક છે તેમાં મહારાણી વિકટોરિયાનું પુતળું આરસ પાહાણમાં કોતરીને ઉભું કરેલું છે. આ ઇમારતની બાહારની બાજુ દુકાનો છે. તે જુદા જુદા દુકાનદારોને ભાડે આપવામાં આવીછે.

વેપારી અને સરાફો નિત્ય પાછલા પોહોરના ૩ થી ૪॥ વાગા સુધી માંહેલા ચોકમાં એકઠા થાયછે. તેઓને માટે બેસવાની જગ્યા કરેલીછે. મંગળ અને સુક્ર એ દિવસો ઉપર બહુ કામ ચાલેછે. રૉથ્સ-ચાઇલ્ડ વાળા પ્રખ્યાત વેપારીઓ આ ઇમારતની દક્ષિણ દિશા તરફનો ભાગ રોકીને બેસેછે. ટાઇમ્સ નામનાં ત્યાનાં પ્રસિદ્ધ પત્રના હિંમતવાન્ અધિપતીએ વેપારને લગતી એક મોટી કૉન્સ-પિરેસી (એટલે તરકટ) પ્રગટ કરીને તેનો મુકદમો ઘણી હિંમતથી ચલાવ્યો હતો તેનાં માનની યાદગીરી આ મુકામમાં એક દેવાળ ઉપર કોતરી ગખેલીછે.

આ મકાનનો એક મુખ્ય ભાગ "લૉઇડ સબ્સક્રિપશન રૂમ્સ" થી રોકાયોછે. કેટલાએક મુખ્ય વેપારીઓ, વાહાણવાળાઓ અને વિમો ઉતારનારાઓ અહીં આવીને નિત્ય એકઠા થાયછે. આ મંડળીનું કામ

૯ ગૃહસ્થો મળીને ચલાવેછે. તેના બધા મળીને આસરે ૨૦૦૦ મેમ્બર અથવા સભાસદો છે તેઓ દર વરસ (એક એક આસામી) ૮ થી ૧૦ ગીની લવાજમ ભરેછે. તે ઉપરાંત દાખલ થતી વેળા ૨૫ પાઉંડનું લવાજમ આપેછે તે જુદું. લંડનમાં મોટામાં મોટો વેપારી એવો કોઇ નહી હશે કે જે આ મંડળીમાં સામેલ થયા વગર રહ્યો હોય. આ મંડળીને દર વરસ ૧ લાખ રૂપીયાનો ખરચ થાયછે.

"ટ્રિનિટિ હાઉસ" નામનું એક બીજું વેપારનું મથક છે: એનું કામ એ કે વાહાણ ચલાવવાના કામમાં સુધારો તથા વધારો કરવા ઉપર ધ્યાન પોહોંચાડવું. દીવાદાંડી વગેરે વાહાણ ચલાવવામાં તથા દરીયાને આરોગે વેહેવાહર વધારવામાં સુચના તથા મદદ કરતાં રેહેવું તથા નિરાશ્રીત ખલાસિઓને અથવા તેમની નાવારસ વિધવાઓને આશરો આપવો એ મુખ્ય મતલબથી આ ખાતું ઉભું કરવામાં આવ્યુંછે.

શેરના વેપારીઓ અથવા સટ્ટાબાજોને મળવાની જુદી જગ્યા છે. એ "સ્ટૉક-એક્સચેંજ" નામથી ઓળખાયછે. આ ઇમારત પણ "બ્યાંક-ઑવ-ઇંગ્લંડ" ની પાસેજ છે. મેંમ્બર શિવાય એમાં બીજા કોઇને દાખલ થવા કે સોદા કરવા દેતા નથી. તેના આસરે ૮૫૦ મેંમ્બર છે. દરએક મેમ્બરને દર વરસ ૧૦૦ રૂપીયા ભરવા પડેછે. કોઇએ દિવાળું કાહડ્યું હોય અને તે રૂપીયાના ત્રણ આના સુધી પણ ચુકવે તોજ તે મેંમ્બર દાખલ રહી શકે, નહી તો તેનાથી રેહેવાય નહી. દલાલ દલાલીના સેંકડે બે આના લેછે. આમાં નવા મેંમ્બરને દાખલ થવું હોય તો જુના મેંમ્બરો તેને પસંદ કરે તોજ દાખલ થઇ શકે.

આ "રૂડીમની મારકેટ" એટલે રોકડા પઇસાનું બજાર કેહેવાયછે. દરએક દરવાજા ઉપર ખબર મારેલી હોયછે કે મેંમ્બર શિવાય બીજા કોઇએ દાખલ થવું નહી. કોઇ અજાણ્યો માણસ દાખલ થાયતો તરત પકડાઇ આવે. જેણે મેમ્બર થવું હોય તેણે ત્રણ જુના મેમ્બરોની ઓળખાણ તથા ત્રણ ત્રણ હજાર રૂપીયાની જામીનગીરી આપવી જોઇએ.

દાણો તથા અનાજના વેપારીઓને મળવા તથા સોદા કરવા માટે "કૉર્ન-એક્સચેંજ" નામની એક જુદી ઇમારત છે. તેમજ કોયલાના

વેપારીઓને મળવા તથા સોદા કરવા માટે એક જુદી જગ્યા છે તે "રોયલ-એક્સચેંજ" નાં નામથી પ્રસિદ્ધ છે. તે ઇમારતો પણ મોટી છે.

વેપારી તથા સરાફોની તથા બીજી બ્યાંકોની આફિસો "બ્યાંક-ઑવ-ઇંગ્લંડ" ની આસપાસ છે. એક એક ઘરમાં ઘણી ઘણી આફિસો છે. "ગ્રેશમ-હાઉસ" નામનું એક મોટું ઘર છે તેમાં આસરે ૧૫૦ આફિસો હશે. આપણા કામાજી વગેરેની આફિસ આ ઘરમાં છે. મી૦ દાદાભાઈ નવરોજજીની આફિસ "ગ્રેટ-સેંટ-હિલન્સ" માં છે. આ બધી આફિસો કંઈ ધોરી રસ્તા ઉપર નથી. નાહાની નાહાની ગલી ખુંચીમાં પણ મોટા મોટા વેપારીઓની આફિસો છે. જે ઘરમાં આફિસ હોય તે ઘરમાં રેહેવાનું બને નહી; કેમકે આ લત્તા ઉપર ભાડું વધારે બેસે ને વળી રેહેવા લાયક સમાસ થઈ ન શકે. તેછતાં આપણી તરફના એક ઓજાની પેહેડીએ આફિસ તથા રેહેવાનું સાથેજ રાખ્યું હતું.

બ્યાંક ઑવ ઇંગ્લંડની આસપાસ થોડી જગ્યામાં વેપારીઓની જે બેસુમાર આફિસો છે તેમાં કરોડો રૂપીયાનો વેપાર નિત્ય ચાલેછે. દરએક આફિસ પોતાનો સરાફ અથવા બેંકવાળો ઠેરવી રાખેછે અને તેની ત્યાં પોતાની થાપણ રાખેછે. કોઇને રૂપીયા ભરવા હોયછે તો તે પોતાની ઠેરવેલી બ્યેંક ઉપર ચેક એટલે ચિઠ્ઠી લખી આપેછે. તે ચિઠ્ઠી પઇસા લેનાર ધણી પોતાની બ્યેંક ઉપર ખીડછે અને દર શનિવારે દરએક બ્યેંક પોત પોતાની તરફથી એક એકના ઉપર લખેલી ચેઠ્ઠી (ચેક) રજુ કરીને જમે ઉધાર કરી વાળેછે. આ પ્રમાણે કરોડો રૂપિયાની ઉથલ પાથલ માત્ર હવાલાથી અથવા ચિઠ્ઠીથીજ ચાલેછે.

આ દેશમાંથી રૂ વગેરે જે માલ વિલાયત જાયછે તે ઘણુંકરીને બારોબાર વખારમાં ઉતરેછે અને તેના નમુના શિવાય આફિસવાળાઓના જોવામાં તે ઘણુંકરીને આવતો નથી. બેઠાં બેઠાં માત્ર નમુના ઉપરથી અને સેજ વાતચીતથી કરોડો રૂપીયાનો વેપાર હોહાકારો થયા વગર થાયછે. ઘણાખરા દેશી વેપારીઓ પોતાના માલની ખરી વીગત પોતાના આડતિયા ઉપર લખી મોકલતા નથી અથવા નમુના પ્રમાણે માલ મોકલતા નથી તે વિષે ત્યાંના વેપારીઓ અને આ દેશના આડતિયાઓ ઘણા

નારાજી રેહ્યછે અને આ દેશના વેપારીઓને પણ એથી ઘણું નુકસાન થાયછે. એથી આ દેશના વેપારીઓની આંટને અને તેમની શાખને ધક્કો પોહોચેછે માટે દેશી વેપારીઓએ આ બાબદમાં સાવધ રેહેવું જોઇએ.

વાહાણો રાખવાને વાસ્તે લંડનમાં મોટી ગોદી અથવા મોટા ડક્કા છે તે જોવાજોગ છે. બધી મળીને ૪ ગોદી છે અને તેણે ૭૦૦ એકર જગ્યા રોકીછે. આ બધી ગોદીઓ બાંધવાને કરોડો રૂપીયા બેઠાછે. આ બધી ગોદીઓ આ ચાલુ સૈકામાંજ એટલે આસરે ૬૦ વરસની મુદતમાંજ તઈયાર થઇછે. તે વળી સરકારના ખરચે નહી પણ જુદીજુદી કંપનીના ખરચે બાંધવામાં આવીછે. તેની પેદાસ પણ તેજ કંપનીના માલેકોને મળેછે.

વેસ્ટ ઇંડિયા ડૉક્સ નામની ગોદીએ ૨૯૫ એકર જગ્યા રોકીછે. તે ઇ૦ સ૦ ૧૮૦૨ માં તઇયાર થઈ હતી. આમાં ત્રણસેં ત્રણસેં ટનના ૪૦૦ વાહાણ સાથે રહી શકે એટલો સમાસ છે. એનું માલેકપણું "ઇસ્ટ એંડ વેસ્ટ ઇંડિયા ડાક કંપની" ચલાવેછે અને તેમની થાપણ બે કરોડ રૂપીયાની છે. તેની ઉપજ દર વરસે ૩૦ થી ૪૫ લાખ રૂપીયાની કેહેવાયછે. દર વરસમાં આસરે ૧૨૦૦ વાહાણ આ ગોદીમાં દાખલ થાયછે. ઇસ્ટ ઇંડિયા ગોદીએ ૧૯ એકર જગ્યા રોકીછે.

સેંટ કાથેરિન નામની ગોદી ૧૮૨૮ માં બંધાઈ હતી. તેનો ખરચ ૧॥ કરોડને આસરે કેહેછે કે થયો હતો. આ ગોદી ઘણી મોટી નથી કેમકે તેણે માત્ર ૨૪ એકર જગ્યા રોકીછે, પણ તે ઉંડી એટલી છે કે તેમાં ૭૦૦ ટન ભારનાં વાહાણો રહી શકેછે. આમાં દર વરસે ૬૦૦ વાહાણ દાખલ થાયછે અને તેની પેદાસ ૨૬ લાખ રૂપિયાની છે. લંડન ડાક નામની ગોદી આથી મોટી છે. તેણે ૯૦ એકર જગ્યા રોકીછે. તેની ઉપર કેહેછે કે ૪ કરોડ રૂપીયાનો ખરચ થયોછે. તેની દેવાળ બાંધવાનોજ ખરચ ૬॥ લાખ રૂપિયા બેઠાછે. આ ગોદીના માલેકોની થાપણ પાંચ કરોડની કેહેવાય છે. કોઈ કોઇ વખત આમાં ત્રણ ત્રણ હજાર મજુરો કામે લાગેલા હોયછે. આ ગોદીની વખારમાં દારૂનો મોટો જથો હંમેશ જોવામાં આવેછે. કેમકે લંડનમાં દારૂ જેવી કેફી વસ્તુનો ઉપયોગ માથા બાબતે ઘણોજ ફેલાઈ ગયોછે.

કૉમરશિયળ ડૉક જે આસરે ૫૦ એકર મોટી છે તે ઇ૦ સ૦ ૧૮૦૭ માં તઇયાર થઇ હતી. નવી અને ભભકાદાર ગોદી વિક્ટોરિયા ડૉક નામથી ઓળખાયછે. તેણે ૨૦૦ એકર જગ્યા રોકીછે. ૧૮૫૪ માં તે તઇયાર થઇ હતી. તે બાંધવાનો ખરચ એક કરોડ રૂપિયા બેઠો હતો. કમરશિયળ ડૉકની પાસે સરે ડૉક નામની ગોદી છે. તેની ઉપર ખરચ માત્ર ૧૦ લાખ રૂપીયાનો થયો હતો. આ બધી ગોદીઓથી વિલાયતનો વેપાર થોડાં વરસમાં ઘણોજ વધી પડ્યોછે.

## ૭. ન્યાયની દરબાર.

COURTS OF LAW AND JUSTICE.

ન્યાયની દરબાર લંડનમાં દસ કરતાં વધારે છે. "વેસ્ટ મિનિસ્ટર હૉલ" જે પાર્લીમેંટની ઇમારતમાં છે તે મધ્યે નિયાયની સઉથી મોટી દરબાર બેસેછે. વેસ્ટ મિનિસ્ટ હૉલનું દીવાનખાનું ઘણુંજ મોટું અને સુંદર છે. આસરે ૩૦૦ ફૂટ લાંબુ, ૭૦ ફૂટ પોહોળું અને ૧૦૦ કરતાં વધારે ફૂટ ઉંચુંછે. તેમા ખૂબી એ છે કે વચે એકે થાંભલો અથવા સ્તંભ નથી. "કોર્ટ ઑવ ચાન્સરી" ન્યાયની સઉથી મોટી દરબાર કેહેવાયછે. તેથી ઉતરતી "કોર્ટ ઑવ કુવીન્સ બેંચ" કેહેવાયછે. ત્રીજી "કોર્ટ ઑવ કૉમન પ્લીઝ" અને ચોથી "કોર્ટ ઑવ એક્સચેકર" કેહેવાયછે. આ ચારે મોટી કોર્ટની સામે અપીલ કરવી હોય તો "હૌસ ઑવ લૉર્ડ્સ" અથવા અમીરોની પાર્લીમેંટમાં કરાય.

મુખ્ય ન્યાયાધિસ "લાર્ડ ચાન્સેલર" કેહેવાયછે. તે "કોર્ટ ઑવ ચાન્સરી" માં બેસેછે અને "હૌસ ઑવ લૉર્ડ્સ" માં પણ તેજ પ્રમુખ ગણાયછે. તેને એક લાખ રૂપિયાનું વરસાન મળેછે. તેનાથી ઉતરતો "લૉર્ડ ચીફ જસ્ટીસ" કેહેવાયછે. તે "કોર્ટ ઑવ કુવીન્સ બેંચ" માં બેસેછે અને તેને ૮૦ હજાર રૂપીયાનું વરસાન મળેછે. તેનાથી ઉતરતો ન્યાયાધિસ "ચીફ જસ્ટિસ" કેહેવાયછે તેને ૭૦ હજાર રૂપીયાનું વરસાન મળેછે. અહીંની કોર્ટમાં બારિસ્ટરો સપેત વાળની ટોપી કાળા અને લાંબા ઝભા સાથે પેહેરીને બેસેછે. રૂશિયાનો સહનશાહ જ્યારે

લંડનમાં હતો અને આ મોટી ન્યાયની દરબાર જોવાને ગયો હતો ત્યારે આ બારિસ્ટરોની મોટી સંખ્યા જોઇને કેહેછે કે અચરત પામ્યો હતો.

વેસ્ટ મિનિસ્ટર હૉલ મધ્યેની ન્યાયની દરબારમાં ઘણાએક પ્રખ્યાત અને મહા પુરૂષોની તપાસ થઇ હતી. સર ટામસ મુર તથા પ્રોટેક્ટર સામરસેટ નામના પ્રખ્યાત પુરૂષોને આ દરબારે ફાંસીનીસજા આપી હતી. પેહેલા ચારલ્સ રાજાની તપાસ પણ આ કોર્ટે કરી હતી અને તેને ગુનેહગાર ઠરવ્યો હતો. આજ કોર્ટમાં કેટલાક અમીરોની તપાસ થઇ હતી. લૉર્ડ બાઇરનની તપાસ એક પુરૂષને મારી નાખવા માટે થઈ હતી. વારન હેસ્ટિંગ્સ નામના આપણા દેશના ગવર્નર જેનરલની તપાસ પણ અહીંજ થઇ હતી અને તે વેળાએ ત્યાંના મહા પુરૂષો હાજર થયા હતા.

"ઓલ્ડ બેલી સેશન હૌસ" નામની ન્યાયની દરબાર ન્યુગેટની પાસે છે. આમાં બે કોર્ટ બેસેછે. એક જુની કોર્ટ અને એક નવી કોર્ટ. જુની કોર્ટમાં વેસ્ટ મિનિસ્ટર હૉલમાંના એક કે બે ન્યાયાધિસ બેસેછે અને નવી કોર્ટમાં "રિકૉરડર" અને "કૉમન સારજંટ ઑવ ધિ કૉરપોરેશન ઑવ લંડન" એ પદવીના ન્યાયાધિસ બેસેછે. આ કોર્ટમાં જોવા જનારને એકાદ શિલિંગ કોર્ટના માણસને આપવો પડેછે.

સેવડ દેવડના નાહાના મુકદમાઓને માટે મિત્રૉ પોલિટન કાઉંટિ કોર્ટસ નામની નાહાની દરબારો છે. તે આપણી સ્મૉલ કૉઝ કોર્ટની જગ્યાએ કામ આવેછે. આવી બધી મળીને આસરે ૧૧ કોર્ટો છે. તેઓનો અધિકાર પાનસો રૂપિયા સુધીના કજીયા તપાસવાનો છે. આ સિવાય "બાંકરપસિ કોર્ટ" તથા "ઇન્સાલવંટ ડેટરર્ઝ કોર્ટ" નામની અને દાવતો નાદાર કરજદારોનો છુટકો કરવા માટે જુદી બેસેછે. તે અને જુદેજુદે ઠેકાણે એટલે લંડનના જુદાજુદા ભાગમાં બેસેછે.

આ ઉપરાંત પોલિસ કોર્ટ બધી મળીને બાર કે તેર છે. સિટિ પોલિસ કોર્ટ માન્સન હૌસ તથા ગિલ્ડ હૉલમાં બેસેછે અને તેમાં લૉર્ડ મેઅર તથા આલ્ડરમન ન્યાય ચુકવેછે. મિત્રૉ પોલિટન પોલિસ દસ કે અગિયાર છે અને તેમાં ૨૩ માજીસ્ટ્રેટો ન્યાય કરેછે. જેઓએ સાત વરસ બારિસ્ટરનું કામ કર્યું હોય તેઓનેજ આ હોદ્દો આપવો મળેછે.

કાયદાની માહેતગારી મેળવીને જેમાં બારિસ્ટરો-તઈયાર થાયછે તે "ઇન્સ ઑવ કોર્ટ" તથા "ઇન્સ ઑવ ચાન્સરી" નામથી ઓળખાયછે. બધી મળીને આવી ચાર ઇન્સ અથવા બારિસ્ટરોની અભ્યાસ શાળાઓ છે. એક "ઇનર ટેંપલ", બીજી "મિડલ ટેંપલ", ત્રીજી "લિંકન્સ ઇન", અને ચોથી "ગ્રેઝ ઇન". આ ચારે શાળાઓનું કામ ૩૦૦૦ કરતાં વધારે બારિસ્ટરોનાં ઉપરીપણા હેઠળ ચાલેછે. આમાં એકવિસ વરસની અંદરના વિદ્યાર્થિઓને દાખલ કરતા નથી. આમાં ઓછામાં ઓછા પાંચ વરસ રેહેવું જોઇએ. યુનિવરસિટીમાં પાસ થયલા વિદ્યાર્થિયોને ત્રણ વરસથી વધારે રેહવાની જરૂર નથી. આ ચાર "ઇન્સ ઑવ કોર્ટ" ની સાથે નવ "ઇન્સ ઑવ ચાન્સરી" જોડાયલીછે પણ તેમનો હાલ એકબીજી સાથે ઘણોજ થોડો સંબંધ રહ્યોછે.

## ૮. પાઠશાળા તથા નિશાળ.

COLLEGES AND SCHOOLS

ગ્રેટ બ્રિટનમાં વિદ્યાના મુખ્ય અને પ્રખ્યાત મદીરો ઓક્સ ફોર્ડ તથા કેંબ્રિજના કેહેવાયછે. આ વિદ્યાના મંદીરના દર્શન કરવાને હું ચાહતો હતો તેછતાં કરી શક્યો નહી પણ બીજી વાર મારૂં ઇંગ્લંડ જવાનું થાય તો એ મંદીરોનાં દર્શન કર્યા વગર પાછો ફરૂં નહી. લંડનમાં માત્ર એક વાર યુનિવરસિટિ કૉલેજમાં વૈદકશાસ્ત્રની પરિક્ષામાં પાસ થયલા વિદ્યાર્થિઓને ઇનામ તથા સ્કૉલરશિપ આપવાને જે સભા ભરાઇ હેતી તેમાં હું ગયો હતો. યુનિવરસિટિ કૉલેજનું મકાન ઘણું મોટું અને ભભકાદાર છે. આ મોટી પાઠશાળા ઇ. સ. ૧૮૨૮ માં બંધાઇ હતી અને તે ઉભી કરવાનું માન મુખ્યકરીને લૉર્ડ બ્રોહમ નામના પ્રખ્યાત મહા પુરૂષને આપવુ યોગ્ય છે. આમાં ધર્મનો તથા જાતિનો ભેદ ન રાખતાં સર્વ જાતના અને સર્વ ધર્મના વિદ્યાર્થિયોને દાખલ કરવામાં આવેછે. ધર્મ વગર આમાં બધી બાબદો શિખવવામાં આવેછે; અને વૈદકશાસ્ત્રની કેળવણીમાં આ પાઠશાળાએ મોટુ માન અને નામ મેળવ્યું છે.

મે મહિનાની તા૦ ૧૧ મી ને સોમવારને દાહાડે ત્રણ કલાકે ઇનામ

આપવાની સભા મળવાનો વખત હતો. તે વેળા હું હાજર થયો હતો. સભાપતિની જગ્યા ડાક્ટર પારક્સે લીધી હતી. સભાપતિ ભાષણ કરવાને ઉઠયો ત્યારે અને ભાષણ કરતો હતો તેવામાં ઘણીવાર વિદ્યાર્થિઓ એટલોતો ગોહાર અને ઘોંઘાટ કરતા હતા કે તેમની સભ્યતા સંબંધી વર્તણુક વિષે હું રૂડો વિચાર આપી શકતો નથી. સભાપતિ નમ્રતાઇથી મુંગા રેહેવા વિષે અને પરદેશી આગળ રૂડી ચાલ દેખાડવા વિષે ભલામણ કરતો હતો પણ વિદ્યાર્થિયો આનંદની તાળીમાં અને ખુશીના પોકારમાં તેનું કહ્યું કંઇ ગણકારતા નહી હતા. વિદ્યાર્થિઓની આવી ચાલ વિષે બીજે દાહાડે વર્તમાન પત્રમાં ટિકા મારા વાંચવામાં આવી હતી.

આ પાઠશાળામાં અભ્યાસ કરનાર વિદ્યાર્થિયોને "ડાક્ટર ઑવ લૉ," તથા "માસ્તર ઑવ આર્ટ," તથા "બાચેલર ઑવ લૉ" તથા "બાચેલર ઑવ મેડિસિન" તથા "બાચેલર ઑવ આર્ટ" ની પદવી લંડનની યુનિવરસિટિની તરફથી મળેછે. આમાં થોડાએક દેશી વિદ્યાર્થિયો પણ અભ્યાસ કરેછે. આ કૉલેજની સાથે જુદા ભાગમાં પણ તેજ મકાનમાં નિશાળ પણ છે. તે જુનિયરસ્કુલ નામથી ઓળખાયછે. અભ્યાસનો વખત ૯ા થી ૩ાા વાગતા સુધી છે. દરએક વિદ્યાર્થિને અહીં દર મહીને રૂ૧૫) પ્રમાણે લવાજમ આપવું પડેછે. આમાં ઇંગ્રેજીની સાથે લાટિન, ગ્રીક, ફ્રેન્ચ, તથા જરમન તથા સંસ્કૃત વગેરે શિખવવામાં આવેછે. ભુગોળ, વ્યાકરણ, ગણીત, નામુઠામુ (અથવા બુક કીપિંગ) તથા ચિત્રવિદ્યા તથા નાચતાં પણ શિખવેછે.

બીજી વિદ્યાશાળા "કિંગ્સ કૉલેજ ઍંડ સ્કુલ" નામથી ચાલેછે. તે સમરસેટ હાઉસના મકાનમાં પૂર્વ તરફના ભાગમાં છે. આ પાઠશાળા પણ ૧૮૨૮ માજ ઉઘડી હતી. આમાં ધર્મ સબંધી કેળવણીને મુખ્ય ગણવામાં આવેછે. આમાં બીજી કેળવણીની સાથે વૈદકશાસ્ત્રની પણ કેળવણી મળેછે. આમાં ૯ થી ૧૬ વરસની વયના છોકરાઓને સામેલ કરવામાં આવેછે. કેટલાક વિદ્યાર્થિયો ખાવા અને સુવાનું અહીંજ રાખેછે. આ "પ્રોપ્રાયટરી" અથવા ખાનગી માલિકપણાથી ચાલેછે. તેમાં દરએક માલિકને બબે વિદ્યાર્થિયો દાખલ કરવાનો અખત્યાર છે.

આ ઉપરાંત ન્યુ કૉલેજ નામની બીજી પાઠશાળા છે. પણ આમાં તેમજ કિંગ્સ કૉલેજમા અમુક ધર્મ મતનાંજ વિદ્યાર્થિયોને ઘણુંકરીને દાખલ કરવામાં આવેછે. કિંગ્સ કૉલેજમાં "ચર્ચ ઑવ ઇંગ્લંડ" વાળો પંથના અને ન્યુ કૉલેજમાં "ઇંડિપેન્ડંટ" વાળા પંથના વિદ્યાર્થિયો દાખલ થાયછે. યુનિવરસિટિ કૉલેજ તથા આ બે કૉલેજમાં ઘણુંકરીને સામર્થ્યવાન્‌ના છોકરાઓ શિખેછે. જેઓ ગૃહસ્થમાં ખપે તેઓના છોકરાઓ ધર્મની અથવા સરકારી નિશાળોમાં ઘણુંકરીને શિખ્ખતા નથી. યુનિવરસિટિ કૉલેજ તથા ઉપર જણાવેલી બીજી બે પાઠશાળા કંઈ સરકારી નથી કેમકે તેમનો ખરચ તેમની ઉપજમાથી ઘણુંકરીને ચાલેછે.

"ગ્રામર સ્કુલ" નામની નિશાળો આસરે ૨૫ છે. આ નિશાળોમાં પણ ઉંચી જાતનો વિદ્યાભ્યાસ થાયછે તેમાં પણ ગૃહસ્થોના છોકરાઓ શિખેછે. આમાં લાટિન અને ગ્રીક ભાષા મુખ્યકરીને શીખવવામાં આવેછે. ફ્રેંચ અને જરમન ભાષા પણ આજ નિશાળોમાં શિખવેછે. દરએક આવી નિશાળ સાથે ઘણુંકરીને કસરત શાળા હોયછે; તેથી છોકરાઓની મનની શક્તિની સાથે તનની શક્તિ પણ ખિલેછે.

"વેસ્ટમિનિસ્ટર સ્કુલ"; ઇગ્લંડ દેશની રાણી એલિઝાબેથના વખતમાં આ નિશાળ સ્થાપવામાં આવીછે. આ નિશાળના ૪૦ વિદ્યાર્થિયો "કુવીન્સ સ્કૉલર" કેહેવાયછે. કૌપર, લૉર્ડ જૉન રસલ વગેરે પ્રખ્યાત મહાપુરૂષો આ નિશાળના શિક્ષકો થઈ ગયાછે. આ નિશાળના ઉપર કહેલા ૪૦ વિદ્યાર્થિયો દર વરસ ક્રિસ્ટમસના તેહવાર ઉપર રાજ્યસંબંધી ચાલુ તકરાર કે બનાવ ઉપરથી એક નવો ખેલ રચીને એક નાટક કરી દેખાડેછે. આ રિવાજ ઘણાં વરસ થયાં ચાલતો આવ્યોછે.

"સેંટ પૉલ સ્કુલ" નામની નિશાળ સેંટ પૉલના દેવળના એક ભાગમાં પૂર્વ દિશાએ છે. આ નિશાળ સ્થાપ્યાને ૩૫૦ વરસ કરતાં વધારે મુદત થઈછે. આમાં ગરીબોનાં ૧૫૩ છોકરાઓને કેળવણી મળેછે. ઈસુ ક્રાસ્ટના શિષ્ય સેંટ પીટરે ૧૫૩ માછલી લીધી હતી એ ઉપરથી ૧૫૩ છોકરાઓજ આ નિશાળમાં રાખવાનો ઠરાવ થયલોછે! આ નિશાળ ચલાવવા માટે કોઈ ગૃહસ્થે જમીન આપી હતી તે એવી

શરતથી કે તેની પેદાશમાંથી એનો ખરચ ચલાવવો. હાલ એ જમીનની કિંમત ૫૦ હજાર રૂપીયા ગણાયછે. આમાં ૧૨ વરસની ઉંમરના છોકરાઓ દાખલ થાયછે અને ૧૯ વરસની ઉંમર પછી તેમાં કોઈ વિદ્યાર્થીને રાખવામાં આવતો નથી. મુખ્ય શિક્ષકને ૫૦૦ રૂપીયાનો દરમાયો મળેછે. તેથી ઉતરતા ત્રણ શિક્ષકોને ૨૦૦ થી ૨૫૦ રૂપીયા મળેછે. જાન મિલ્ટન નામનો નામીચો કવિ આ નિશાળમાં શિખ્યો હતો.

નિરાશ્રીત બાળકોને માટે ક્રાઈસ્ટ હિસ્પીતાલમાં નિશાળ છે. તે "બ્લુ કોટ સ્કુલ" નામથી ઓળખાયછે કેમકે આમાં શિખવા જનાર છોકરાઓ બ્લુ એટલે આસમાની રંગનો ડગલો પેહેરેછે. બહિયાન પિળા રંગનું અને ટોપી કાળા રંગની. આ નિશાળની સ્થાપના ઈ. સ. ૧૮૨૯ માં થઈ હતી. આ નિશાળના છોકરાઓને શિક્ષા કરવી હોયછે તો તેઓને એક પથર પાસે ઉભા રાખેછે.

"મરચંટ ટેલર્સ સ્કુલ" નામની નિશાળ ૧૫૬૧ માં સ્થાપન થઈ હતી. આ નિશાળમાં ૨૬૦ છોકરાઓ કેળવણી લેછે અને દરએક છોકરા પછવાડે કેળવણીનો ખરચ આ નિશાળમાં દર વરસે ૧૦૦ રૂપીયા થાયછે. ૧૯ વરસની અંદરના નિશાળિયાઓને દાખેલ કરવામાં આવેછે. આમાં લેખણ તથા ગણિતની સાથે હિબ્રુ તથા જુની ભાષાઓ શિખવવામાં આવેછે. ફ્રેંચ તથા ઇતિહાસ પણ શીખવવામાં આવેછે.

"સિટિ ઑવ લંડન સ્કુલ" આબરૂવાળા ગૃહસ્થોના છોકરાઓને માટે ૧૮૩૫ માં સ્થાપવામાં આવીછે. આમાં વેપારની તથા ધંધાને લગતી કેળવણી આપવામાં આવેછે. આ નિશાળનું લવાજમ દર મહીને આશરે ૯ રૂપીયા બેસેછે. આમાં ઇંગ્રેજી, ફ્રેંચ, જરમન, લાટિન તથા ગ્રીક ભાષાઓ શીખવેછે. આમાં ૮ સ્કૉલરશિપ દરએક દર વરસ ૩૫૦ રૂપીયા ઉપજની સ્થાપેલીછે. એક "ટાઇમ્સ" સ્કૉલર શિપ દર મહીને ૨૫ રૂપિયાનીછે તે ટાઇમ્સ પત્રની યાદગીરીને માટે સ્થાપવામાં આવીછે. આ વગેરે બીજી ઘણી નિશાળો છે.

બોર્ડિંગ સ્કુલ એટલે જે નિશાળોમાં ભણવું અને રેહેવું (એટલે શિખવું અને ખાવું પીવું અને સુવું બધું ત્યાંજ) એવી ખાનગી નિ

શાળો ઘણી છે. લંડન અને તેની આસપાસ ૫૦ ફ્રોડેશન સ્કુલ, ૭૦૦ ન્યાશનલ અને પારિશ સ્કુલ, ૨૦૦ બ્રિટિશ એંડ ફૉરેન સ્કુલ છે.* આ બધાઓની સાથે કેટલીક ઇંફંટ સ્કુલ અથવા બાળકોને માટે નિશાળો છે. ૭૦૦ સન-ડે અથવા આદીતવારની નિશાળો કેહેવાયછે. રજલતા ભીખારિયોના છોકરાંઓને માટે ૯૦ રગેડ સ્કુલ છે.*

ઘણાખરા ગરીબોનાં છોકરાઓની કેળવણી ચઉદ અથવા પંદર વરસની ઉંમરે બંધ પડેછે એટલે તે ઉમરમાં તેઓ નિશાળ છોડીને કામ ધંધે લાગેછે. પણ તેઓના લાભને માટે સાંજે શિખવાના વર્ગ કાહાડેલાછે. જુદાજુદા ધંધાદારીઓને માટે જુદીજુદી નિશાળો છે તેમાં "સ્પેશિયલ એજ્યુકેશન" એટલે ખાસ ધંધાની કેળવણી આપવામાં આવેછે. આંધલાઓને શીખવવા માટે પણ લંડનમાં નિશાળ છે. આ નિશાળમાં ૭૫ રુપિયા આપ્યાથી ૬ મહિનામાં સાધારણ બુદ્ધિનો છોકરો જે આંખે આંધલો હોય તે પોતાના હાથે ઉપસેલા અક્ષરો વાંચી શકેછે.

છોકરાઓની તેમ છોકરીઓની નિશાળો ઘણી છે. મોટી ઉંમરની સ્ત્રીઓને માટે પાઠશાળા છે. કેટલીક હલકી નિશાળોમાં છોકરા તથા છોકરીઓ સાથે ભણેછે પણ ઉંચી નિશાળોમાં માત્ર છોકરીઓજ ભણેછે અને તેમને ભણાવનાર સ્ત્રી શિક્ષકો હોયછે. શ્રીમંતોની છોકરીઓ ઘણુંકરીને પોત પોતાને ઘેર શિખેછે. સ્ત્રી કેળવણીમાં વાંચવા લંખવાની વિદ્યા સાથે નિતિની, ગાવાની, ચિત્ર પાડવાની, નાચવાની, શીવવાની તથા ભરવાની અને ફ્રેંચ ભાષાની કેળવણી અગત્યની ગણાયછે.

છોકરા તથા છોકરીઓને શીખવનાર શિક્ષકો તઇયાર કરવા માટે તથા તેમને તેમના કામને લાયકની કેળવણી આપવા માટે જુદી નિશાળો છે. તે "ત્રેનિંગ સ્કુલ" નામથી ઓળખાયછે. એવી નિશાળોમાં કેળવણી લઇને જે શિક્ષકો તઇયાર થાયછે તેઓ પોતાનું કામ બરાબર કરી જાણેછે. આપણા દેશમાં બોરડિંગ તથા આવી નિશાળોની ભારે જરુર છે. સ્ત્રી શિક્ષકો તઈયાર કરવાની ઘણી જરુરછે તે માટે નૉરમલ સ્કુલ અથવા આવી પાઠશાળા આપણા દેશમાં જરુર ઉઘડવી જોઇયે.

*Pictorial Hand Book of London

## ૯. કલબ હૌસ.

CLUB-HOUSES.

પરસ્પર પ્રીત વધારવાને અને ગમત તથા જ્ઞાન મેળવવાને કેટલા-એક માણસો મળીને એક "ક્લબ" ઉભું કરેછે અને તેઓના મળવાના મકાનને "ક્લબ–હોસ" કેહેછે. મોટા પાયા ઉપર ઉભાં થયલાં લંડન શેહેરમાં આસરે ૩૦ કરતાં વધારે "કલબ હૌસ" અથવા ક્લબના જુદાજુદા મકાનોછે. એ મકાનો કંઈ સાધારણ અથવા જેવા તેવા નથી.

અગાઉના ક્લબોમાં અને હમણાના ક્લબોમાં ઘણો ફેર પડી ગયોછે. સો વરસ ઉપર વિલાયતમા ક્લબો હતા તેઓની મુખ્ય મતલબ એ હતી કે દાહાડો આખો કામ કરીને થાકી ગયા પછી થોડાએક મિત્રો સાથે મળીને વિસામો લેવો અને ખુશીની વાતચિતમાં વખત કાહાડવો. કોઇ ક્લબમાં આઠ કે નવ મેમ્બરો અને કોઈ ક્લબમાં ત્રીસ કે પાંત્રીસ. તેઓ દર અઠવાડિયે કે દર પખવાડિયે ઉજાણી કરીને સાથે જમતા હતા અને રૂડા વિચારની વાતો કરીને ગંમત મેળવતા હતા. એ વેળા મન શ-ક્તિના ઉપયોગ કરતાં મદીરા અથવા દારૂનો વધારે ઉપયોગ થતો હતો.

પણ વિલાયતમાં હમણા જે પ્રખ્યાત ક્લબો કેહેવાયછે તે જુદી ત-રેહના છે. હમણાના ક્લબોની રીતભાત જુદી છે એટલુંજ નહી પણ તેઓ ઘણુંકરીને મોટા પાયા ઉપર ચાલેછે. આઠ આઠ કે પંદર પંદર દાહાડે મળવાને બદલે હંમેશ મળવાના અને જ્ઞાન તથા ગમત મેળવવાના આ મુખ્ય સ્થલો થઈ પડ્યાછે. આઠ દસ કે ત્રીસ પાંત્રીસ ઓળખીતાઓને બદલે પાંનસો કે છસોથી પંદરશો પંદરશો માણસો એક એક ક્લબમાં ગણાયછે. હમણાના દરએક મોટા ક્લબમાં સુવાની પુરી ગોઠવણ શિ-વાય એક મોટા શ્રીમંતના ઘરને લાયકની બધી ગોઠવણ જોવામાં આવેછે.

ક્લબ હાઉસમાં બે મોટા ઓરડા મુખ્ય કેહેવાયછે, એક વર્તમાન પત્ર વાંચવાનો અને બીજો ખાણી પીણાનો. તે ઉપરાંત તેમાં પુસ્તકશા-ળાનો ઓરડો અને એક લખવાનો ઓરડો, એક ડ્રોઈંગ રૂમ અથવા માંજના મળવાનો અને બેસવાનો ઓરડો; એક પાના રમવાનો ઓરડો

અને એક બિલિયર્ડસ રમવાનો ઓરડો; એક વસ્ત્ર પેહેરવા મુકવાનો ઓરડો અને એક એકાંતે જમવા બેસવાનો ઓરડો, એક તમાકુ પીવાનો ઓરડો અને એક કમીટીને બેસવાનો ઓરડો ઈત્યાદિ અનેક ઓરડાઓ અનેક શોભાથી સણગારેલા દરએક કલબ હૌસમાં જોવામાં આવશે. તે ઉપરાંત વળી ભોજનશાળા અને નાહવાની ઓરડીઓ જુદી.

આ કલબોમાં સાગમા સારૂં ભોજન અને ઉંચામાં ઉંચુ પકવાન સસ્તામા સસ્તી કિંમતે મળેછે. કોઈ ગૃહસ્થ પોતાને ઘેર જો એવું ઉંચું ભોજન કરે તો તેને વધારે ખરચ બેસે. દરએક મેમ્બર જ્યારે કલબમા જમે ત્યારે જમવાનો ખરચ જુદોજ આપવો પડેછે. ભાડાનો તથા ઘણાક માણસોનો ચાલુ ખરચ દાખલ થવાના ફંડમાંથી તથા વારસિક લવાજમમાંથી પુરો પડેછે. આ કલબોનો કારભાર કંઈપણ ગુંચવણ કે ગડબડ થયા વગર એકસરખો ચાલેછે. એક યંત્રની પેઠે એકસરખી રીતે બધું કામ ચાલેછે. દરએક માણસને જુદુંજુદું કામ એવી રીતે વંહેચી આપેલું હોયછેકે તેને આળસુ રેહેવાનો જરાય વખત મળતો નથી.

દરએક કલબના ચાર મુખ્ય કારભારીઓ હોયછે. એક સેક્રેટરી અને બીજો પુસ્તકશાળા રાખનાર, ત્રીજો કોઠારી અને ચોથો ઘર સાચવનાર. તે ઉપરાંત એક દરવાજાની આગળ ખબર રાખનાર અથવા લાવનાર મુકનાર, એક ઝાડુ કાહાડનાર, એક બટલર અને અંડર બટલર; એક રસોડાનો મેહેતો, કેટલાક રસોયા અને કેટલીક દાસીઓ અને કેટલાક હજુર રેહનારા ચાકરો. આ બધા પગારવાળા માણસો અને તેઓના ઉપર ઉપરીપણું ચલાવવાને વારા ફરતી એક કારભારી મંડળી ઠરેછે. તેઓ ખરચનો બરાબર હિસાબ રાખેછે અને દર વરસ તે હિસાબ બારીકીથી તપાસનારા જુદા "ઑડિટર્સ" ઠેરવવામાં આવેછે.

કેટલીક મુખ્ય બાબતોમા એકવિચારના અને એક પકતીના ગૃહસ્થો મળીને એકએક કલબમાં સામેલ થાયછે. તેઓ ઘણીએક અગત્યની બાબદો વિષે માંહોમાંહે તકરાર કરીને એકબીજાના વિચાર પ્રગટ કરેછે અને એથી ગમતની સાથે જ્ઞાનને ખિલવેછે. આપણા ગર્વનર સર બાર્ટલ ફ્રિયરે પોતાના એક ભાષણમા આ કલબો વિષે જણાવ્યું કે,—

"I have frequently thought they (the Clubs) take a very important part in preparing Englishmen for that political life which is more or less the lot of every one of us. We are trained in our Clubs to habitual respect for the verdict of the majority. When a a question has once been fairly discussed and voted on and decided, there is for the time at least an end of it in every well ordered Club, and this alone is a *habit of no small value in political life. Then, again,* in every club there is habitated respect for the authority of the ruling body chosen by the members themselves as the most fit to govern them."*

*Speech of H. H. Sir Bartle Frere.*

એટલે "ઇંગ્રેજોને રાજ પ્રકરણની બાબદમાં તઇયાર કરવામાં કલબથી ઘણી પુષ્ટી મળેછે. ઘણા મતથી કોઇ વાતનો નિર્ણય કલબમાં થયો હોય તેને આપણે માન આપીને ચાલીએ છઇએ. દરએક બાબદની સારી રીતે તકરાર કર્યા પછી તે વિષે મત લેવામાં આવેછે એટલે તે વખતે તે તકરારનું શેવટ આવેલું ગણવામાં આવેછે. રાજ પ્રકરણમાં આ ટેવ ઘણીજ અગત્યની થઇ પડેછે. વળી જેઓને કલબનો કારભાર ચલાવવાને ઠેરવવામાં આવેછે તેઓને માન આપીને ચાલવાની ટેવ પણ ઘણી ઉપયોગની થઇ પડેછે."

એક ગ્રંથ કરનાર કેહેછે કે:—

"The moral influence of club life is, upon the whole, a favourable one; if there be no longer that heartiness of sociality which characterized the clubs of the last century, there is more of the polish of gentlemanly manners and decorum, and infinitely less of intemperance, or rather intemperance is banished altogether as a low and disgraceful vice, and what, if openly indulged in so as to exhibit its effects, would disqualify for companionship, and lead to loss of caste."

*Times of India, February, 16, 1867

સાગંશ એ કે કલબોથી નીતિ સંબંધી પરિણામ ઘણુંકરીને સારૂં નિપજ્યુછે. સો વગ્સ ઉપરના કલબોમાં જેવું મિલનસારપણું જોવામા આવતું હતું તેવું હમણા કદાચ જોવામાં આવતું નહી હોય તોપણ એથી ગૃહસ્થ સબંધી વર્તણુક વધારે સુધરેલી જોવામાં આવેછે અને દારૂ અથવા મદીરાનો ઉપયોગ થોડો કરવામા આવેછે. કોઈ માણુસ એટલો દારૂ પીયે કે તે છાકટો થાય તો કોઈપણ સાગ કલબમાં તે રહી શકે નહી. તે કલબમાંથી તેને તરત કાહાડી મુકવામાં આવેછે.



આકસફર્ડ એંડ કેમ્બ્રીજ—ક્લબ હૌસ.

એક મોટું અને શો-ભાયમાન્ કલબ-હૌસ બાંધવાને ઘણો ખરચ લાગેછે. દરએક આ-સામીને દાખલ થવાના ૧૦૦ થી ૩૦૦ રૂપીયા અને દર વગ્સે લવા-જમના ૬૦ થી ૧૦૦ રૂપીયા સુધી આપવા પડેછે. માત્ર મકાન બાધવા પછવાડે એકથી દસ લાખ રૂપીયા ખરચ કરવાને તેઓ આંચકો ખાતા નથી. એક કલબ-હૌસમા માત્ર ગગવાનો ખગ્ચ ૨૬૦૦૦ રૂપીયા થયો હતો.

૨૮ ઘણાંખરાં કલબ હૌસ શ્રીમંત અને મધ્યમ સ્થિતિના લોકોને માટે છે. ગરીબોને માટે પણ એક બે મોટા કલબ-હૌસ ઉભા થયાછે. વ્હિટીંગટન કલબ ગરીબલોકોએ સામેલ થઇને બાંધ્યુંછે. કેટલાંક કલબો વિદ્યાર્થિયોના, કેટલાક લશ્કરી સરદારોના અને કેટલાક રાજ્યપ્રકરણ બા-બદોમાં સામેલ રેહેનાર પુરૂષોના હોયછે. ઇંગ્લંડમાં "ટોરી" તથા "વિહિગ" એવી બે રાજ્ય સંબંધી મંડળી છે તેમાં કેટલાએક કલબ ટોરીના અને કેટલાક વિહિગનાં છે. કેટલાએક કલબવાળાઓ બાહારના માણ-સોને જમવા દાખલ કરેછે, અને કેટલાએક કરતા નથી. દરએક ક-

લબમાં ઘણુંકરીને પુરૂષો હોયછે, સ્ત્રીઓ હોતી નથી. મારા એક મિત્રની સાથે એક અંગ્રેજ ગૃહસ્થને તેનાં કલબ-હોમમાં મળવા ગયો, ત્યારે તે મધેનો ભભકો જોઈ હું ઘણો અચરત થયો હતો.

## ૧૦. મુસાફરોને વાસ્તે ઉતારા.

HOTELS

મુસાફરોને ઉતરવા માટે ઠેકાણે ઠેકાણે હોટેલ નામના સુંદર ઉતારા બાંધેલાછે. આપણા દેશમાં મુસાફરોને માટે ધર્મશાળા બાંધવાનો શિરસ્તો છે. એ ધર્મશાળામાં વૈરાગી ઉતરે અને ગૃહસ્થ પણ ઉતરે. આ રેઢિયાળ ધર્મશાળાનો મુકાબલો કોઈ પણ રીતે હોટેલ સાથે થઇ શકેજ નહી. તેમજ આ આપણા દેશના પોહોચખાનાંનો પણ મુકાબલો વિલાયતના હોટેલ સાથે થઇ શકેજ નહી. મને યાદ છે કે એક વેળા એક સુરતના પારસીએ "ફર્સ્ટ--ક્લાસ--હોટેલ" બાંધવાની જગ્યા માટે સરકારને અરજી મોકલી તેનો જબાબ સરકારની તરફથી એ પારસીને એ મળ્યો કે જો તમે વિલાયત ગયા નહી હશો તો "ફર્સ્ટ--ક્લાસ--હોટેલ" કેવી રીતનુ થાયછે તેનો તમને ખ્યાલ નહી હશે.

હોટેલનો બાહારનો દેખાવ સુંદર હોયછે તેમ માહેલી ગોઠવણમાં કંઈ મણા નથી. તમે પ્રથમ એવા એક હોટેલમાં જાઓ તો એમજ સમજશો કે આ કોઈ મ્હોટા મોટા શ્રીમંતનું ઘર હશે. મોટા અને પોહોળા દાદર ઉપર ગાલીચા જડેલા અને સુંદર પુતળાઓના હાથમાં દિવા આપીને દાદરના ચોક ઉપર મુકેલા. તમે ગાડીમાથી ઉતરો કે તમારો સામાન ઉંચકવાને માણસો તઈયાર ઉભાછે. માત્ર તમારૂં નામ લખાવો અને ચાવી નંબરવાળા ઓરડાની કુચી લઇને એક જન તમને ઉપર લઈ જશે. કેટલા ઓરડા ખાલી છે અને કેટલા રોકાયલાછે તેનો બરાબર હિસાબ રહેછે. તમારા નંબરના ઓરડામાં પેસતાંને વાર ન થઇ જશે. સુંદર મેજોની ઉપર—પલંગ ઉપર નરમ અને ગરમ બીછાનું તમારે વાસ્તે તઈયાર છે એક ઉંચો ગાલીચો પાથરેલોછે. ટેબલ તથા ખુરસી મુકીછે. સાબુ તથા ટુવાલ તથા પાણી તઈયારછે. મોહો ધોવાનુ વાસણ ચોખ્ખું

અને સાફ કરેલું ને મોહ જોવાનો ટાંગેલો આરસો, એ બધું ગોઠવી રાખેલુંછે. સાંરાશ મુસાફરને જરૂર પડે એવી થોડી પણ સુંદર ચીજો સુંદર રીતે ગોઠવીને આવા અનેક ઓરડા સણગારેલાછે.

આવો સુખદાયક ઓરડો તમે વાપરો તેનું એક દાહાડાનું લવાજમ ઘણુંકરીને બે અથવા ઘણામાં ઘણી ચાર શિલીંગ આપવી પડે. બે શીલીંગનો એક રૂપીયો. પણ એક રૂપીયામાં થાકેલા મુસાફરને કેટલું બધું સુખ! હાજત પાણી કરી તથા હાથ મોહો ધોઈ વસ્ત્ર સાફ કરી અથવા બદલી નીચે ઉતરો ને જમવા બેસવાના કે ચાહે પીવાના સણગારેલા ઓરડામાં જાઓ એટલે ચાહે દુધ કે જે માગો ને જે ખપે તે તઈયાર. કંઈ નવા જુના સમાચાર જાણવાને વર્તમાનપત્ર પણ તઈયાર છે. એક ચાકર તમારી હાજરીમાં ને ખીજમતમાં ઉભો રેહેછે. જરા તેજ ઓરડાંમાં તે બેસેલા હોય ને કામ પડે ને "વેટર" કહીને બોલાવો તો "સર" કહીને તમારી પાસે હાજર થશે. તમે સુવાના ઓરડામાં હો ને ઘંટનું કડું ફેરવો એટલે દાસી કે કોઇ ચાકર તમારા ઓરડા આગળ આવીને હાજર થશે. જુદાજુદા નંબરના ઓરડા પ્રમાણે જુદાજુદા ઘંટ આગળ નંબર હોયછે એટલે જે નંબરનો ઘંટ વાગે તેજ નંબરવાળા ઓરડામાં ચાકર કે દાસી જઇને હાજર થાયછે.

જમવાની કે ચાહે કાફી પીવાની જુદીજુદી "ફી" હોયછે. જેઓને દારૂ પીધા વગર ચાલેછે તેમને ખરચમાં ઘણો બચાવ થાયછે. ખાવાને ફળ માગો તો ફળ. તે પણ તરત લાવીને મુકેછે. ખાવાની ચીજો સારી ચાલે હોટેલમાં વપરાયછે. દર વેળાએ જમતી વખત ધોયલા ટુવાલ લાવીને ટેબલ ઉપર મુકેછે. જેઓને બધાંની સાથે જમવું નહોય તેઓ એક જુદીજ ટેબલ ઉપર જમેછે. એ માટે ખરચનો આંકડો જરા વધેછે. તમે જે ખાઓ કરો તે બધું ચાકર પોતાની મેળે જઇને નોંધાવેછે અને તમે જવાને તઈયાર થાઓ એટલે તમારા હાથમાં આંકડો મુકેછે. મોટાં અને આબરવાળા હોટેલમાં ઠરવેજો અમુક ભાવ હોયછે. હૉટેલમાં ભાવ પડવાનો કે પુછવાનો ઘણુંકરીને રિવાજ નથી.

કોઈ કોઈ હોટેલમાં ત્રણસો ચારસો મુસાફરોનો સમાસ થઈ શકે

છે. લંડનમાં વેસ્ટમિનિસ્ટર હોટેલ સઉથી મોટું કેહેવાયછે તેમાં ૩૦૦ ઓરડા છે. પારિસમધ્યે ડીલુવર, હોટેલમાં આગળ જણાવ્યા પ્રમાણે ૮૦૦ ઓરડા છે. લંડનમાં ઉપલાં હૉટેલ શિવાય મોટાં હૉટેલ બીજાં ઘણાં છે તેઓમધ્યે "ગ્રેટ વેસ્ટર્ણ રેલવે હોટેલ" તથા "વિક્ટોરિયા હોટેલ," તથા "ક્લેરન્ડન હોટેલ" વગેરે મુખ્ય કેહેવાયછે.

## ૧૧. નાહાવાનાં તથા ધોવાનાં મકાન.

BATHS AND WASH-HOUSES

આપણા દેશની પેઠે તલાવ ઉપર કે કુવા કાંઠે ઉઘાડી જગ્યામાં સઉ દેખે તેમ નાહાવાનો અથવા ધોવાનો ચાલ વિલાયતમાં બિલકુલ નથી. નાહાવા ધોવાને માટે સુંદર જગ્યાઓ બાંધેલીછે તેમાં જેને જોઇએ તે બે આના કે ચાર આના કે આઠ આના આપીને નાહી આવે. કેટલાક રેહેવાનાં ઘરોમાં નાહાવાની જગ્યા હોતી નથી ને કેટલાંએક ઘરોમાં સારી રીતે નાહાવાનું મળતું નથી. તેમજ હોટેલમાં ઉતરનારાઓને હૉટેલમાં નાહાવાનું ઘણુંકરીને હોતું નથી માટે આવી બાંધેલી નાહાવાની જગ્યાઓનો લાભ ઘણા લોકો ઘણી ખુશીથી લેછે.

હું સાત આઠ વખત આવાં બાથમાં નાહાવાને ગયો હતો. આવાં ઘરમાં પેઠા એટલે માહે એક ચોકમાં તમે દાખલ થયા. ચોકની આસપાસ નાહાના નાહાના જુદાજુદા ઓરડાઓ છે. દરએક ઓરડામાં નાહાવાનું લાંબું વાસણ જેમાં લાંબાં પડીને પાણીમાં નાહી શકાય. તેવાં વાસણમાં બે નળી દાખલ કરેલી હોયછે. એક ગરમ ઉકલતાં પાણીની અને બીજી તાંહાડા પાણીની. આપણે વાસ્તે સાબુ તથા ટુવાલ નાહાવાની ઓરડીમાં મુકેલા હોયછે. મુખ્ય કપડાં બાહાર ચોકમાં ઉતારી ઓરડીમાં જાઓ અને અરધો કે પોણો કલાક સુધી જોઇએ તેવાં પાણીમાં નાહ્યા કરો. કેટલાંએક બાથનાં મકાન મોટાં હોયછે અને તેમાં તરવાની પણ ગોઠવણ કરેલી હોયછે. સઉ પોતપોતાની ઓરડી બંધ કરીને નાહે છે તેથતાં સ્ત્રીઓને માટે જુદીજ જગ્યા હોયછે. અથવા કેટલાંએક બાથ પુરૂષોનેજ માટે અને કેટલાંએક સ્ત્રીઓનેજ માટે હોયછે.

નાહાનાનાં તથા ધોવાનાં મકાન આસરે વીસ વરસ થયાં બંધાયાંછે. આંમાંના ઘણાખરાં મકાન ગરીબ વસ્તીને માટે બાંધવામાં આવ્યાંછે. આવાં મકાનોમાં ગરીબ વસ્તીને નાહાવા ધોવાનું ઘણુ ફાયદાભરેલું થઈ પડ્યુંછે. ધોવાના મકાનમાં ધોવાની, સુકવવાની અને અસતરી કરવાની ગોઠવણ કરવામાં આવીછે. વેસ્ટ મિનિસ્ટર નામનું જે નાહાવા ધોવાનું નવું મકાન બંધાયુંછે તેમાં ૬૪ નાહાવાની ઓરડિઓ અને ૬૦ ધોવાની ઓરડિઓ છે અને તે બાંધવાનો ખરચ ૧ લાખ ૩૦ હજાર રૂપીયા થયોછે. આપણા દેશમાં આવાં મકાનોની ઘણી જરૂર છે.

## ૧૨. રેલવે-સ્ટેશન.

RAILWAY-STATIONS

લંડનમાં ૭ મોટાં રેલવેસ્ટેશન છે. તે ઉપરાંત તેઓની શાખાનાં વળી જુદાં. તેમજ અંડર--ગ્રૌંડ-રેલવે એટલે જમીનની નીચે રેલવે મુકયોછે તેનાં સ્ટેશન જુદાં છે. મ્હોટી મોટું રેલવેસ્ટેશન "લંડન-એંડ નૉર્થ વેસ્ટર્ણ" રેલવેનું છે. તેનાં એક સ્ટેશને ૧૨ એકર અને બીજાં સ્ટેશને ૩૦ એકર જમીન રોકીછે અને બંને ઉપર હૅસી લાખ રૂપીયાનો ખરચ બેઠોછે. બીજાં સ્ટેશનો લંડન-બ્રિડ્જ; કિંગ્સ-ક્રૉસ, ગ્રેટ વેસ્ટર્ણ વિક્ટોરિયા, અને ચેરિંગ-ક્રૉસ એ નામનાંછે. ગ્રેટ-વેસ્ટર્ણવાળા સ્ટેશનનાં મકાનનો દેખાવ સારોછે અને તેનો ભભકો ઘણો સારોછે.

એકએક રેલવેસ્ટેશન ઉપર જાહેરખબરોનાં મોટાં મોટાં પાટીયાં રહેલાંછે. આપણા દેશમાં રેલવેસ્ટેશન ઉપર બંને તરફના પ્લાટફૉર્મ આગળ દેવાળમાં મોટાં તખતાના જેવા ખાંચા પાડેલાછે એ ખાંચા જાહેરખબરોને માટે છે. વિલાયતમાં એવા ખાંચાઓ ભભકાદાર રંગીન અને તરેહ તરેહની જાહેર ખબરોથી ભરપુર છે.

એકએક રેલવેસ્ટેશન ઉપર પુસ્તક વેચનાર તથા વર્તમાનપત્ર વેચનારની એકએક દુકાન હોયછે. જે ધણીએ બધાં રેલવે સાથે આવી જાતની દુકાન માંડવાનું કૉન્ટ્રાકટ લીધુંછે તેને દર વરસ મોટી પેદાસ થાયછે. લાખો વર્તમાનપત્ર અને લાખો નાવલની ચોપડીઓ આવી

રીતે ખપેછે. રેલવેમાં લાંબી મજલ કરનારને ગાડીમાં વખત કાહાડવા માટે વર્તમાનપત્રના બે ફદિયાં કે બે આના અને ચોપડીનો અરધો રૂપીયો કે બાર આના ખરચવાને ઘણુંકરીને ભારે પડતું નથી.

એકએક રેલવેસ્ટેશન ઉપર મિઠાઈ મેવા વેચવાની પણ દુકાન હોયછે. મુસાફરને ભુખ લાગી તો કોઈપણ સ્ટેશન ઉપર તેને "રિફ્રેશમેંટ" મળ્યા વિના રેહેતું નથી. જે જે મોટાં સ્ટેશન ઉપર "રિફ્રેશમેંટ" ને માટે ગાડી વધારે ખોટી રેહેછે તેવાં સ્ટેશન ઉપર મિઠાઈ મેવાની ઘણી મોટી દુકાનો હોયછે. વળી રેલવેસ્ટેશનના બેસવાના ઓરડા ઘણા સુખદાયક કરેલા હોયછે. ઠંડીના દાહાડામાં તાપણી કરવાની સગડી પણ હોયછે. કેટલાંએક સ્ટેશન ઉપર પુતળાંઓ મુકેલાંછે. લંડન--અંડ--નૉર્થ--વેસ્ટર્ણ સ્ટેશનમા રૉબર્ટ સ્ટીફન્સનનું પુતળું છે. આ સ્ટેશનો ઉપરનો મોટો અને ભારે કારભાર જોઈ આપણને અચરતી ઉપજ્યા વિના રેહેતી નથી.



## પ્રકરણ ૫.

## V.--PRINCIPAL INSTITUTIONS AND SIGHTS

## જ્ઞાનશાળા તથા જોવાની જગ્યા.

જ્ઞાનશાળા અને જોવાની જગ્યા લંડનમાં ઘણી છે. લંડન એટલું મોટું છે અને તેમાં જોવાનું એટલું બધું છે કે લંડનમાં ફરવું એ જાણે આખી દુનિયામાં ફરવા બરાબર છે. લંડનમાંજ જન્મીને મોટા થયલાં લંડનથી પૂરા વાકેફ નહી હવે, એમ મેં ત્યાના કેટલાએક અંગ્રેજોને મોહોડે સાંભળ્યું છે. એકે કહ્યું કે મેં હજી ટેમ્સ-નદીની નીચેનો રસ્તો જોયો નથી ને બીજાએ કહ્યું કે હું હજી જમીનની નીચેના રેલવેમાં બેઠો નથી. આમાં અજાયબ થવા જેવું ઘણું નથી. અમુક વખતમાં જેટલું બને તેટલું જોવું એ વિષે એક મુસાફર જેવી આતુરતાથી કાળજી રાખેછે તેવી હમેશનો રેહેનાર રાખતો નથી. "કાલે જોઇશું; બીજે શનિવારે અથવા ત્રીજે શનિવારે તો જરૂર" એમ તે આવા ઉપર જોયા વિનાનો રહી જાયછે.

### ૧. સંગ્રહસ્થાન.

MUSEUMS

બ્રિટિશ મ્યૂઝીયમ.—મેં આશરે ચાર વરસ ઇંગ્રેજી સ્કુલમા અને અઢી વરશ કૉલેજમાં અભ્યાસ કર્યો તે મુદતમાં કેટલુંક જ્ઞાન જે થયું ન હતું તે આ બ્રિટિશ મ્યૂઝીયમ જોયાથી થયુંછે. જે અનેક પદાર્થોના મેં માત્ર નામજ સાભળ્યાં હતાં તે અને બીજા હજારો નવા પદાર્થો મારી નજરે પડ્યા. કોઈ હજારો તો શું પણ લાખો વસ્તુનો અહીં સંગ્રહ કરવામાં આવ્યોછે. તમે જે વસ્તુ જોવા ચાહાતા હશો તે ઘણુકરીને આ સંગ્રહસ્થાનમાં મળશેજ. જુનામાં જુની વસ્તુ જોવી હશે અથવા નવામા નવી વસ્તુ જોવી હશે તો તે આ સંગ્રહસ્થાનમાં મળશે.

આ મ્યૂઝીયમમાં ગયા પછી એમ થાયકે શું જોઇએ અને શું નહી; આ વધારે જાઇએ કે પેલું ? એકથી વધારે દાહાડો રોકવાને આપણાથી નહી બનતું હોયતો આવો ગભરાટ થયા વિના રેહેજ નહી. ઘણા-


મમી.

જ અસલના વખતમાં ઈરાન, મિસર તથા યુનાન વગેરે દેશોના લોકો કેવા હતા તેઓ કેવો સામન અને કેવાં હથિયાર વાપરતા હતા એ બધું આ ઠેકાણે નજરે પડેછે. જેમકે અસલ મિસર દેશના લોક કેવી ગાડી વાપરતા હતા તે અહીં જોવામાં આવેછે. આ લોકો મુડદાને સુગંધથી ભરીને એક લાકડાની પેટીમાં જતનથી પોતાનાં ઘરમાં રાખતા હતા. આ મુડદાને તેઓ "મમી" કેહેતા હતા. દેશી ઓશડની "મુમી" તે આ "મમી" ઉપરથીજ હશે. અસલના વખતની એવી કેટલીએક "મમી" હાથ લાગીછે તેનો સંગ્રહ આ ઠેકાણે છે. આ પેટીની ઉપર બાહારથી મુર્દાનો આકાર કોતરેલો હોયછે.

મિશર દેસના પ્રખ્યાત રાજા રેમિસિસના કેટલાક ચિત્ર એક મોટા ઓરડામાં ભીત ઉપર કોતરીને અસલ પ્રમાણે પાડ્યાછે તે અહીં જોવામાં આવેછે. એક ઠેકાણે આ રાજા લહડાઈની ગાડીમાં બેઠોછે; બીજે ઠેકાણે તે તખતની ઉપર બેઠોછે; તેની સાંમેની દેવાળ ઉપર એ રાજાએ એશિયાખંડના રાજાઓની ઉપર ફતેહ મેળવી હતી તેનાં ચિત્ર જોવામાં આવેછે. એક બંધીવાન તેને પગે પડેછે તોછતાં તેનું મસ્તક છેદન કરેછે તેની તસવીર પાડેલીછે. એક ઠેકાણે તેણે પોતાની સામે બંધીવાનોને ઉભા રાખેલા માલમ પડેછે. જેઓએ


રેમિસિસ અને બંધીવાન.

ઇતિહાસનો અભ્યાસ કરેલો હોયછે તેઓને આવી પુરાતન વખતની ચીજોના ખરા નમુના આ ઠેકાણે જોવાથી બહુજ આનંદ ઉત્પન્ન થાયછે.

આસિરીયાન લોકો પણ અસૂલના વખતમાં ઘણા પ્રસિદ્ધ થયલાછે. તેઓના દેશની પુરાતન ચીજોનો પણ અહીં મોટો સંગ્રહ કરેલોછે. આ દેશના અસલી લોક પુતળાં બનાવવામાં ઘણા હોશિયાર ગણાતા હતા. તેઓ એક વિચિત્ર આકારનું પુતળું બનાવતા હતા અને તે બનાવવામાં મોટી કારીગીરી વાપરતા હતા. તેઓ મોટા ગોધાને કે સિંહને પાંખ આપીને તેને માણસનું મોહોડું આપતા હતા. એવુ એક મોટું પુતળું આ મ્યુઝીયમના એક ઓરડામાં પેસતાંજ નજરે પડેછે.

એ દેશમાં એ વખતનો રાજા કેવો પોશાક પેહેરતો હશે તે જાણવું હોયતો તે પણ અહીં જોવામાં આવેછે. સારાંશ હું જણાવું છઉં કે અસલના પ્રખ્યાત દેશોના લોકો તેઓના દેવ, તેઓના રાજા, તેઓનાં વાહાણ, તેઓના મછવા, તેઓના ખેડવાનાં તથા લડવાનાં હથિયાર તેઓના પોશાક, તેઓના વાપરવાના વાસણ, તેઓના પેહેરવાનાં ઘરેણા, તેઓના રાગ અથવા વગાડવાના યંત્ર, તેઓના રેહેવાના ઘર, તેઓના દેવના દેવળ, તેઓમાં જુદીજુદી જાતનાં હુનર વગેરે કેવાં હતાં એ બધાનો દેખાવ અને નમુના આ સંગ્રહસ્થાનના કેટલાએક ઓરડામાં નજરે પડેછે.

હિંદુના દેવોની અનેક મૂર્તિઓનો સંગ્રહ છે તેમાં બુદ્ધની પણ મૂર્તિ છે. આ ઓરડામાં પેસતાને વાર એમ લાગે કે હિંદુના કોઈ મોટાં દેહેરાંમાં જુદાજુદા દેવોની મૂર્તિનાં દર્શન કરવાને લોક એકઠાં થયા હશે. વિષ્ણુના અનેક અવતારની અનેક મૂર્તિ અહીં છે.

કેટલાએક ઓરડાઓમાં જુદીજુદી જાતની અનેક ધાતુઓનો મોટો સંગ્રહ મુકયોછે. જમીનમાંથી ખોદી કાહડેલી વગર સાફ કરેલી ધાતુઓનો કેવો દેખાવ અને કેવો રંગ હોયછે એ બધાંના નમુના તથા સાફ અને ચોખી કરેલી ધાતુઓના નમુના અહીં મુકેલાછે. કોહેનુર અને એ વગેરે મોટા મોટા કેટલાક પ્રખ્યાત હીરાના જેવાજ ખોટા હીરા એ ખરા હીરાનું સ્વરૂપ દેખાડવા માટે અહીં મુકેલાછે. કેટલાએક ઓરડાઓ જુદીજુદી જાતના પથ્થરોના નમુનાથી ભરેલાછે. આકાશમાંથી પડેલા પથ્થરો જેને આપણે "ખરતા તારા", કહીએ છઇએ તેનો પણ સંગ્રહ અહીં મુકેલોછે. તેમાંના એક મોટા પથ્થરનું વજન ચઉદસો રતલ છે. કેટલા-

એક ઓરડાઓમાં જુદીજુદી વનસ્પતીના જુદાજુદા પદાર્થોનો અને જુદીજુદી જડીબુટ્ટીનો મોટો અને જોવાજોગ સંગ્રહ ગોઠવેલોછે.

કેટલાએક ઓરડાઓમાં "ફૉસિલ" એટલે ઝાડ કે જનાવરના પદાર્થ ઘણા વરસથી જમીનમાં ડટાઇને પથ્થર જેવા થઈ જાયછે તેવા અનેક "ફૉસિલ" પદાર્થનો અજબ જેવો મોટો સંગ્રહ જોવામાં આવેછે.



એક "ફૉસિલ" જનાવર.

કેટલાક "ફૉસિલ" જનાવરો એવાં હોય લાગેલાંછે કે તેવાં હાલ પૃથિવિના કોઈ ભાગમાં જીવતાં પ્રાણી જોવામાં આવતાં નથી. એક "ફૉસિલ" જનાવર એવુ વિચિત્ર છે કે તેનું મોહો હાથીના જેવું અને બાકીનો ભાગ ડુક્કરને મળતો આવેછે. એક હરણ જાતના "ફૉસિલ" જનાવરનું હાડપીંજર તથા ઘોડા વગેરેના હાડપીંજર પણ અહીં જોવામાં આવેછે.

પણ સઉથી અગત્યનો અને સાધારણ બુદ્ધિના જોનારને પણ ખુશી તથા અચરતી ઉપજાવે એવો સંગ્રહ "નાચરલ હીસ્ટરી" નો છે. આ સંગ્રહમાં ખરી જાતનાં જનાવરો જોવામાં આવેછે. તેઓને જોતાંને વાર તમે એમજ કેહેશો કે આટલાં બધાં જીવતાં પ્રાણિઓને અહીં કેમ લાવી શક્યા હશે. પણ જરા વારમાં ખાતરી થશે કે આ કંઈ જીવતાં પ્રાણી નથી. તે એવાં લાગેછે કે જાણે જીવતાં હોય અથવા જીવ મુકવાનુંજ બાકી હોય. ખરાં જનાવરોની ચામડી તથા તેઓનું આખું શરીર ખરેખરૂં અસલ છે. પણ તે બધાઓનાં ખોખાંઓમાં ઘાસ જેવો પદાર્થ ભરીને એવી રીતે ગોઠવેલાંછે કે તે જીવતાં હોય તેવાં લાગે. એવાં જનાવરોને "સ્ટફ" કરેલાં અંગ્રેજીમાં કેહેછે. દુનિયામાં એવું કોઈ પણ જનાવર કે પક્ષી નહી હશે કે તે અહીં જોવામાં નહી આવે.

એકએક જાતના અનેક જનાવરો અહીં જવામાં આવેછે. વાંદરો તો એકજ નહી પણ જુદીજુદી જાતના અનેક વાંદરા. સાબર તો એકજ નહી પણ જુદીજુદી જાતના અનેક સાબર. ઘરોળી તો કંઈ એકજ


કાચંડો.

નહી પણ અનેક જાતની અનેક ઘરોલી. જેને "ફ્રિલ્ડ અગામા" કેહેછે તે એક ઘરોળીની જાત કેહેવાયછે. તે ગુજરાતમાં કાચંડાને નામે ઓળખાયછે. તે જ્યારે ઘણું ચીડાય છે કે ખુસીમાં આવેછે ત્યારે તે પોતાની ડોકની ચારે તરફ ગોળ છતરીના આકારમાં પોતાના શરીર ઉપરનો ભાગ ઉંચો કરેછે. એવાં એવાં અજબ તરેહના અનેક જનાવરો અહીં જોવામાં આવેછે.

પણ આથી પણ વધારે સુંદર અને આનંદ ઉપજાવનારો સંગ્રહ પક્ષીઓનો છે. જુદીજુદી જાતના અનેક પક્ષીઓને એવી રીતે ગોઠવીને મુકેલાછે કે તેમાં પણ જાણે જીવ મુકવાનુંજ બાકી હોય. પોપટ તો કંઈ એકજ નહી પણ ઘણી જાતના ઘણા પોપટ. કાકાટઉવા તો કંઈ એકજ નહી પણ ઘણી જાતના ઘણા. સુંદર મોર પક્ષી પણ અહીં જોવામાં આવેછે. કેટલાક વિલાયતના તથા બીજા દેશના પક્ષીઓ જે આ


લાંબી પુંછડીનું પક્ષી.

પણા દેશમાં મુદ્દલ જોવામાં આવતા નથી તેનો પણ મોટો સંગ્રહ જોવામાં આવેછે. એક ઘણીજ લાંબી પુંછડીનું પક્ષી જે ઘણુંકરીને ચીનના પાહાડી અને શીતલ ભાગમાં ઉત્પન્ન થાયછે તે ઘણું જોવાલાયક છે. એવા એક પક્ષીનો જે નમુનો આ સંગ્રહસ્થાનમાં મુકેલોછે તે નમુના જેવું સુંદર પક્ષી કેહેછે કે પીકીનમાં પણ ક્વચિત માલમ પડેછે. તેની પુંછડી તેનાં કદ કરતાં ચાર ગણી મોટી છે !! રીવ્ઝ નામના ગૃહસ્થે પેહેલ પેહેલું યુરોપમાં ચીનથી મોકલ્યું હતું તે ઉપરથી તેને "રીવ્ઝ ફેઝંટ" કેહેછે.



એક બીજું પણ લાંબી પાંખનું પક્ષી જોવાજોગ છે. તેની લાંબી પાંખ ઉપરથી અને તે ઉડેછે ત્યારે તેની પાંખનો અવાજ થાયછે તે ઉપરથી તેનું નામ ઇંગ્રેજીમાં "લૉંગ ટેલ્ડ હમિંગ બર્ડ" પડ્યુંછે. તેની પાંખનો રંગ ઘણોજ સુંદર અને ચલકતો લાગેછે. બીજા સુંદર અને ખુબસુરત ચલકતા રંગના એવા પક્ષીઓ છે કે તે જોતાં મન ધરાયજ નહી. આ સુંદર પક્ષીઓનો ઘાટ અને રંગ જોઇ આપણે એમજ કેહેશું કે ઇશ્વરની કરામત આગળ માણસની કરામત રદ છે. જે પક્ષીને કદી સ્વપનામાં જોઈ ન શકાયે તે અહીં આપણે જોઇ શકશું.

બેવડી પુંછડીનું પક્ષી.



વીનસ.

આ મોટા સંગ્રહસ્થાનનો એક ભાગ ઘણી જાતના પુતળાંઓથી ભરેલોછે. કેટલાંક પુતળાં ઘણા જુના છે અને કેટલાકના હાથ પગ ઉડી ગયાછે. યુનાન દેશના જુદાજુદા અનેક દેવ તથા દેવીઓના પુતળાંનો મોટો સંગ્રહ અહીં જોવામાં આવેછે. આમાંના ઘણાખરા પુતળાં આરસપાહાનના બનાવેલાંછે. કેટલાકનો ઘાટ એવો સુંદર બનાવેલોછે કે આપણે તે જોતાંને વાર એમજ કેહેશું કે તે બનાવનારાઓની બુદ્ધિને ધન્ય છે. જેમ હિંદુઓના કેટલાક દેવ ઘણા પ્રસિદ્ધ છે તેમ યુનાની લોકોના પણ કેટલાક દેવ ઘણાજ પ્રસિદ્ધ છે.

જુદાજુદા દેશમાં જુદાજુદા સિક્કા ચાલેછે તે બધાનો મોટો સંગ્રહ પણ એક ઓરડામાં ગોઠવેલોછે. જુદાજુદા લશ્કરી પોશાક તથા હથિયારનો સંગ્રહ પણ એક ઓરડામાં મુકેલોછે. જુદાજુદા ઘાટના તાલાકુંચી, તોલ, માપ, છત્રી ને ચમચા વગેરે મોટો સંગ્રહ પણ ગોઠવેલોછે.

આ સંગ્રહસ્થાન સાથે અગત્યનો ભાગ "લાઈબ્રરી" એટલે પુસ્તકશાળા છે. આ પુસ્તકશાળા પારિસથી ઉતરતી છે પણ એ વગર આની બરોબરી કરે એવી પુસ્તકશાળા આખા યુરોપખંડમાં નથી. આસરે સાત લાખ પુસ્તકોનો સંગ્રહ આ ઠેકાણે છે. તેમાં દર વરસે ૭૫૦૦૦ પુસ્તકોનો દરેછે કે વધારો થતો જાય છે. કોઈ પણ અગત્યનું એવું પુસ્તક નહી હશે કે તે આ ઠેકાણે નહી મળે. ઇંગ્લંડના ત્રીજા જૉર્જ રાજાનું પુસ્તકખાનું આસરે ૧૩ લાખ રૂપીયાનું હતું અને તેમાં ૮૦ હજાર પુસ્તકો હતા એ બધું જૉર્જ ગજાએ આટી ભેટ આપ્યુંછે. આવી લાખો રૂપિયાની ભેટ કેટલાએક મહાપુરૂષોએ કર્યાથી આ સંગ્રહસ્થાનમાં લાખો પુસ્તકોનો અને કંઈક લાખો પદાર્થોનો વધારો થયોછે.

ઉપલા પુસ્તકખાનાની સાથે હાથના લખેલા પુસ્તકોનો મોટો સંગ્રહ છે, તેમાં આસરે ૩૦૦૦ પુસ્તકો છે. તે મધ્યેથી કેટલાએક અજાયબ જેવી રીતે લખેલા પુસ્તકો તથા કેટલાએક નામાંકિત પુરૂષોના હાથ અક્ષરોનો કિંમતી સંગ્રહ જુદો રાખેલોછે. તેમાં મહા પ્રખ્યાત સુધારાવાળો લથર કેવા અક્ષર લખતો હતો તેના દસ્તાવેજ ઘણી ઉમંગથી લોકો જોયછે હાથે લખેલા કેટલાએક સંસ્કૃત પુસ્તકો ખરેખર જોવાલાયક છે.

આખી ભગવદ્ગીતા એકજ લાંબા અને ઝીણા કાગળ ઉપર ઘણાજ ઝીણા અક્ષરે લખેલીછે તે નકશાની માફક પેટીમાં જડી લીધીછે શ્રીમદ્ભાગવત ૬૫ ફુટ લાંબા કાગળ ઉપર ઘણાજ શોભાયમાન્ સુંદર ઝીણા અક્ષરથી લખેલછે ઝાડની છાલ ઉપર ઘણાજ ઝીણા અક્ષરથી ભગવદ્ગીતા લખેલીછે. એવી એવી ત્રણ નકલ છે એક ઘણાજ પાતળા કાગળ ઉપર સંસ્કૃતમાં દુરગાપાઠ લખેલોછે તે એક ભુંગળામાં વાળી શકાયછે દુરગાપાઠની બીજી નકલ જાબુડી પત્ર ઉપર સોનેરી ઝીણા અક્ષરથી લખેલીછે શિવ કવચની એક પ્રત કાળા પત્ર ઉપર રૂપેરી ઝીણા અક્ષરથી લખેલીછે કનેરી ભાષામાં મહીસુરના રાજાની આવકનો હિસાબ તાડપત્ર ઉપર લખીને તેની ગોળ વીંટી કરેલીછે. કાચબાના આકારમાં તાડપત્ર ઉપર તામુલ લિપીમાં એક પ્રત લખેલીછે આપણા દેશમાંથી ગયેલો આવો અજબ જેવો સંગ્રહ જોયાથી ખરેખરી ખુશી ઉપજેછે.

આ ગ્રંથસ્થાનમાં સઉથી જોવા લાયક ભાગ હજી બાકી રહ્યોછે. તે વાંચવાનો ઓરડો છે. આહા! આ ઓરડામાં પેસતાંજ આપણી નજર ચકિત થઇ જાયછે. આ ઓરડો ગોળાકારનો છે અને તે એટલો બધો મોટો છે કે તેનો ઘેરાવ ૮૨૦ ફુટ થાય. આ ગોળ ઓરડાની ઉંચાઈ તમે કેટલી ધારતા હશો વારૂ? આપણા ઉંચામાં ઉંચા ઓરડા ૨૪ ફુટ ઘણુંકરીને ભાગ્યેજ હોયછે પણ આ ઓરડો ૧૦૬ ફુટ એટલે આપણાં સેંટ થૉમસનાં દેવળ કરતાં પણ ઉંચો છે. એનું છાપરૂં ગુંબજના આકારનું કાચનું કરેલુંછે. આ ઓરડામાં ત્રણસો વાચનારાઓ બેસી શકેછે. આપણે જ્યારે જશું ત્યારે વાંચનારાઓની મોટી સંખ્યા જોશુંજ. તેઓને બેસવા માટે ગોળાકારમાં ૩૫ ટેબલગોઠવેલીછે. તેમાંની બે ટેબલ સ્ત્રીઓને માટે મુકેલીછે કેમકે સ્ત્રીઓ પણ અહીં વાંચવાને આવેછે.

હરકોઈ ગૃહસ્થ અરજ કરવાથી તથા ઓળખાણ આપ્યાથી વગર લવાજમે આ ઓરડામાં વાંચવાને જઇ શકેછે. તેઓ જે પુસ્તક માગે તે મળી શકેછે. પુસ્તકની રચના એ ઓરડામાં ઘણીજ સુંદર રીતે કરવામાં આવીછે. તે રચના શોભાયમાન્ લાગેછે એટલુંજ નહીં પણ જે પુસ્તક તમે માગો તે સેહેલાઇથી મળી શકે. પુસ્તકને ઘેર લઇ જવાનો કાયદો નથી. જ્યારે જોવા જશું ત્યારે સો દોડસો ગૃહસ્થોને આપણે વાચતા જોશું. એટલી સંખ્યા હોવા છતાં એક ચકલીનો પણ અવાજ નિકળતો નથી. એવાં ધ્યાનથી સઉ પોતપોતાના અભ્યાસમાં લાગેલા માલમ પડેછે. આપણે જોવાને જઇએ ત્યારે આપણા ચાલવાના અવાજથી તેઓને હરકત ન પડે એવી એક ગોઠવણ કરેલીછે; તે માટે જમીન ઉપર ગટાપરચાનો ગાલીચો જડી લીધેલોછે.

સૌથ કેન્સીંગ્ટન મ્યૂઝીયમ.—આ સંગ્રહસ્થાન ગરીબ મેહનતુ લોકોના અભ્યાસ માટે તથા બધી જાતના લોકોને ગમત મળવા માટે બાંધવામાં આવ્યુંછે. આ સંગ્રહસ્થાનની રચનામાં નિત્ય વધારો અને ખુબસુરતીમાં નિત્ય સુધારો થતો જાયછે. હાઈડપાર્ક કૉર્નરથી તે માત્ર એક માઈલ વેગળું છે. બ્રિટિશ મ્યૂઝીયમનું સંગ્રહસ્થાન જોયા પછી પણ આ સંગ્રહસ્થાન જોવા જશું તો આપણે નાઉમેદ થવાને બદલે વધારે ખુશી થશું.

આ સંગ્રહસ્થાનમાં બધી જાતની ઉંચી કારીગરીના નમુનાનો સંગ્રહ મુકેલોછે. ઘર બાંધવાના ઉંચા ઘાટના નમુના આ સંગ્રહસ્થાનમાં જોવામાં આવેછે. ઘર બાંધવામાં કઈ કઈ જાતની વસ્તુ વપરાયછે તે બધાના નમુના અહીં છે. જુદાજુદા કારીગરોએ જે નવી બનાવટ શોધી કાહાડી સરકારી સનદ મેળવી હોયછે તે બધી નવી બનાવટનો પણ સંગ્રહ અહીં મુકેલોછે. ઈટાલી દેશના અસલના તથા હમણાના વખતનાં કોતર કામનાં નમુના પણ અહીં જોવામા આવેછે.

જનાવરનાં શરીરમાંની જેટલી વસ્તુઓ માણસના ઉપયોગમાં આવેછે તે બધી વસ્તુનો મોટો સંગ્રહ આ સંગ્રહસ્થાનમાં મુકેલોછે. માણસના ખોરાકમાં જેટલી જાતની અને જેટલી તરેહેની ચીજોનો ઉપયોગ થાયછે તે બધાના નમુનાનો મોટો સંગ્રહ આ ઠેકાણે દેખાયછે. નિશાળનાં કામમાં જેટલી ચોપડીઓ વપરાયછે તે બધાનો સંગ્રહ આ ઠેકાણે કરેલોછે. પદાર્થ-વિજ્ઞાન, તથા વાયુ-શાસ્ત્ર, તથા પ્રવાહી-શાસ્ત્ર, તથા રસાયણ-શાસ્ત્ર, સંબંધી અનેક પ્રકારનાં યંત્રોના નમુના આ ઠેકાણે રચેલાછે. વિજળીના તથા વરાળ-યંત્રના નમુના પણ અહીં છે.

વિદ્યા કે શાસ્ત્ર સંબંધી કંઈ પણ બાબદ સમજવાને ગરીબોને આ ગોઠવણથી બહુ સુલભ પડેછે. રંગેલાં ઉંચા નળીયાં, રંગીન કાચ, ફોટોગ્રાફથી પાડેલાં ચિત્ર વગેરે આ ઠેકાણે મોટો સંગ્રહ જોવામાં આવેછે. સાંજની વેળાએ આ સંગ્રહસ્થાનમાં સોમ તથા મંગળવારને દાહાડે જ્યારે મોટી રોશની કરવામાં આવેછે ત્યારે તે ઘણુંજ દીપી નિકળેછે.

ઈસ્ટ-ઈંડીયન મ્યૂઝીયમ.—આ સંગ્રહસ્થાનમાં આપણા દેશની કેટલીએક વસ્તુનો મોટો સંગ્રહ કરેલોછે. અહીં અસલના વખતની આપણા

દેશની કેટલીએક વસ્તુના નમુના એકઠા કરેલાછે એટલુંજ નહી પણ હિંદુસ્તાનમાં જે અનેક વસ્તુ પાકેછે તેનો સંગ્રહ આ ઠેકાણે છે. હિંદુસ્તાનમાંના હુન્નરના કેટલાએક નમુના અહીં જોવામાં આવેછે. જુદાજુદા લોકોની જાત તથા રીતભાત ચિત્ર તથા પુતળાંથી આ સંગ્રહસ્થાનમાં જનારને માલમ પડેછે. અહીં આપણા દરજીની કે સોનીની દુકાનથી તે રાજાની કચેરી સુધીનો દેખાવ જોવામાં આવેછે.

હિંદુસ્તાનમાં બનેલા કાગલો તથા ધાતુકામ તથા જડાવકામ તથા સોના રૂપાનાં ઘરેણાં વગેરે અહીં નજરે પડેછે. માટી તથા પથ્થરનો ઘાટ આપણા દેશીઓ કેવો બનાવેછે તેના નમુના પણ અહીં છે. લડાઇનાં અનેક હથિયારો અહીં મુકેલાંછે, તેમાં ગુરખા લોકોની છરી, તથા રજપુતની તરવાર, તથા શાન્થાલના ભાલા તથા ઢાલ તથા બંધુક તથા તીરકામઠાં એ બધાંનો સંગ્રહ અહીં જોવામાં આવેછે.

કાશ્મીરની શાળ, તથા ઢાકાની મજલીન, તથા તાન્જોરનો કીનખાબ, તથા સુરતના લપેટા તથા ત્રીચિનાપોલીની સાંકળી, તથા કરાંચીનું ભરતકામ એ બધું અહીં એકઠું કરેલુંછે. હાથીદાંત ઉપરનું કોતરકામ છે તેમાં હાથીદાંતના તારમાંથી સાદડી વણેલીછે તે જોઈ અચરતી ઉપજેછે. લાકડાંનું કોતરકામ ઘણું ઉંચું છે, તેમાં "વર્કબાક્સ" પણ છે. રણજીતસીંગની સોનાની ખુરસી પણ અહીં મુકેલીછે. અહીં જગનનાથજીના રથનો નમુનો પણ છે. સોનાં, રૂપાં તથા પથ્થરના દેવોની મુર્તિઓનો સંગ્રહ આ જગ્યાએ છે. એક વાઘનું પુતળું માણસને ખાઈ જતું હોય એવું ટીપુસુલતાને કરાવ્યું હતું તે આ ઠેકાણે છે. સાત ઘોડાના રથમાં સૂર્ય પાડેલોછે. હિંદુસ્તાનનાં પક્ષીઓનો તથા જનાવરોનો સંગ્રહ, તેમના ખોખાં ભરીને, આ સંગ્રહસ્થાનમાં મુકેલોછે.

ઇન્ડિઆઓફીસ હૌસનું પુસ્તકખાનું આ સંગ્રહસ્થાનની સાથે હતું તે હાલ જુદું પડ્યુંછે. તે "જુની બોર્ડ આવ કંટ્રોલ" ની સાથેજ હજી રહેલુંછે. તે ઘણુંજ કિંમતી કેહેવાયછે. તેમાં ૮૦૦૦ હાથનાં લખેલાં પુસ્તક છે તે મધ્યે ૩૦૦૦ સંસ્કૃત ભાષામાં લખેલાંછે. સંસ્કૃત પુસ્તકોનો આવડો મોટો ને આવો કિંમતી સંગ્રહ બીજે કોઈ ઠેકાણે નહી હશે.

ઉપર જણાવેલાં ત્રણ સંગ્રહસ્થાન સિવાય બીજાં અનેક સંગ્રહસ્થાન લંડનમાં છે. એક "સોન મ્યૂઝીયમ"; બીજું "યુનાઇટેડ સરવિસ મ્યૂઝીયમ"; ત્રીજું "મ્યૂઝીયમ ઑવ પ્રાકટિકલ જીઑલોજી"; ચોથું "મિશનરીઝ મ્યૂઝીયમ" ઇત્યાદિ. આ અને બીજાં સંગ્રહસ્થાન જોવાનું મારાથી બન્યું નહી. પેહેલાં ત્રણ સંગ્રહસ્થાન જોયા પછી પણ આ બધાં જોવાને હું ગયો હત તો હું ધારૂંછ કે મારી મેહેનત ફોગટ ન જાત.

## ૨. જ્ઞાનનું મોટું મંદીર.

POLYTECHNIC INSTITUTE.

પૉલિટેકનિક ઇંસ્ટિટ્યુટ નામનું લંડનમાં જ્ઞાન તથા ગમતનું એક મોટું મંદીર છે. તે સવારના ૧૦ કે ૧૧ થી સાંજનાં ૪ વાગા સુધી અને રાતના ૭ વાગાથી તે ૧૧ સુધી નિત્ય ઉઘાડું રેહેછે. એક અરધા રૂપીયામાં આ ઠેકાણે હજારો રૂપીયાની કિંમત જેટલું જ્ઞાન ગમત સાથે આપણે મેળવી શકશું. આ ઠેકાણે શું શું દેખાડવામાં આવેછે તે વિષે હું પ્રવેશકમાં જણાવી ચુકયો છઉં. (પ્ર૦ ૪-૫).

અહીં કેટલાએક પ્રખ્યાત શિક્ષાગુરૂઓ સાધારણ લોકોને સમજ પડે એવી રીતનાં ભાષણ કેટલાએક ચમત્કારી પ્રયોગની સાથે કરેછે. હજારો લોકોના વેહેમ એથી દૂર થઇ જાયછે. ભૂત પ્રેત અથવા જાદુકોતકનો ખોટો વેહેમ માત્ર એકજ વખત આ ઠેકાણે જઇને ભુતખાનું જોવાથી નિકળી જાય. પ્રોફેસર પેપરે ભૂત દેખાડવાની જે નવી હિકમત શોધી કાહાડીછે તે ઘણીજ વખાણવાજોગ છે. તે જોવાથી વેહેમીના વેહેમ ટળી જાયછે.

પ્રખ્યાત પ્રોફેસર ફ્રાઇડ-એણે પણ આ ઠેકાણે ભાષણો કર્યાંછે. જેઓ કૉલેજ અથવા પાઠશાળામાં ઉંચી વિદ્યા મેળવવા જઇ શકતા નથી તેઓ આ ઠેકાણે ગમતની સાથે વિદ્યાના મોટા ચમત્કાર જોઇ શકેછે. આ ઠેકાણે પણ જ્યારે તમે જશો ત્યારે ભીડ તેટલીને તેટલીજ. વિદ્યા હુન્નર સંબંધી કંઇપણ નવી અને મોટી શોધ થાયછે તેના નમુના સમજ પાડવાને કેટલીએક મુદત સુધી અહીં મુકીને અથવા ચલાવીને દેખાડેછે. જે વેળાએ ભૂત દેખાડેછે તે વેળાએ અંધારૂં ઘોર કરી નાખવામાં આવેછે.

## ૩. કળાસ્થાન.

COLOSSEUM

આ ઠેકાણે રાત્રે પારિસ અને દાહાડે લંડન દેખાડવામાં આવેછે. પણ તેની સાથે બીજું એટલું બધું જોવામાં આવેછે કે તેથી એક વખત એક દાહાડો અને બીજી વખત એક રાત ગુજરી તો તેનો પુરે પૂરો બદલો વળશે. આ ઠેકાણું પણ એવું છે કે જ્યાં રમુજની સાથે જ્ઞાન મળ્યા વિના રહેતું નથી. એમાં કેટલું બધું જોવામાં અને જાણવામાં આવેછે તે વિષે ટુંકામાં હું તમને પ્રવેશકમાં જણાવી ચુકયો છઉં.

તેછતાં આ "કૉલોસીયમ" વિષે એટલું વધારે જણાવવાને હું ઇચ્છું છઉં. તે એકે પારિસનો દેખાવ રાતની વેળાએ દેખાડેછે તે ધણોજ અજબ તરેહનો છે. જાણે એક ઉંચી જગ્યા ઉપર ઉભા રહીને ખરેખરૂં પારિસ શેહેર જોતા હઇએ એમ લાગેછે. કૉલોસીયમના છેક ઉંચા ભાગ ઉપર ચહડ્યા પછી ચોમેર ફરતી અગાસીમાંથી આ દેખાવ નજરે પડેછે. આ દેખાવ પડદા ઉપર ચિતારેલોછે એમ એકાએક કોઇથી કહી સુકાયેજ નહી. રસ્તામાં ગાડી ને માણસો ચાલતાં હોય એમ દેખાયછે. દુકાનોમાં દિવા અને ઝલકાટ જાણે થઇ રહ્યોછે. કોઇ એક દુકાનમાંથી નિકળેછે. કોઇ બીજી દુકાનમાં પેસેછે. કોઈ ગાડી ઉપર ચુહડી બેસેછે. કોઈ દોડેછે. કોઈ ઘરનું બારણું ઉઘાડેછે. કોઇ બંધ કરેછે. એવી રીતે પારિસનાં ઘર તથા દુકાનો તથા મોહોલાઓનો તથા વસ્તીનો ખરો દેખાવ નજરે પડતો હોય એમ દેખાયછે.

દિવસે લંડનનો દેખાવ જે દેખાડવામાં આવેછે તે બારીક નજરથી જોતાં પડદા ઉપર ચિતારેલો હોય એમ લાગેછે. પણ રાતની વેળાએ પારિસના દેખાવમાં તમે કદી પારખી શકશો નહી. જેમ આ પારિસ તથા લંડનનો દેખાવ અચરતીભરેલો છે તેમજ લિસ્બોન શેહેરમાં ધરતીકંપ થયલો દેખાડેછે તે પણ દેખાવ કંઇ થોડો અચરતીભરેલો નથી. વિજળીના ઝબકારા જાણે ખરેખર થતા હોય, તોફાન, જાણે ખરેખર થયું હોય અને ઘર જાણે ખરેજ તુટી પડતાં હોય એવો વિચિત્ર દેખાવ આ ઠેકાણે નજરે પડેછે. નિત્ય ગત દાહાડો અહીં મોટા મેળો ભરાયછે.

## ૪. જીવતાં પ્રાણીઓનો મોટો સંગ્રહ.

ZOOLOGICAL GARDENS.

ભાતભાતના અને જાતજાતનાં જીવતાં પ્રાણીઓનો એક મોટો અને કિમતી સંગ્રહ એક મોટા બગીચા મધ્યે જોવામા આવેછે. રીજંટ-પાર્કમાં આ બગીચો આવ્યોછે. આ ઠેકાણે એક દાહાડો ગુજારશું તો મનમા આનંદ ને જ્ઞાનમાં વધારો થયા વિના રેહેશે નહી. બ્રિટિશ મ્યૂઝીયમના સંગ્રહસ્થાનના એક ભાગમાં "મરૂક" કરેલા જુદાજુદા અનેક પ્રાણીઓ અમે દીઠા પણ આ જગ્યાએ તો જીવતાં પ્રાણીઓ જોવામા આવ્યા. આ બધાં જીવતાં જનાવરોને રાખવા, તેમના ખાવા પીવાની બંદોબસ્ત કરવી અને તેમની જગ્યા સાફ રાખવી એ ઘણુ કઠણ કામ છે અને તે પછવાડે ખરચ પણ મોટો થાયછે. કેહેછે કે પ્રાણી-સંગ્રહપર દર વરસે ૧॥ લાખ રૂપીયાનો ખરચ ઇંગ્લંડની સરકારને બેસેછે.

આ મોટા બગીચામા જુદા જુદા જનાવરોને માટે જુદાંજુદા ઘર બાંધ્યાછે. જે જનાવરો ખુલી જગ્યામાં રહી શકે તેઓને ખુલી જગ્યાના જુદાજુદા ભાગમા મુકેલાછે. આ ઠેકાણે પણ એકએક જાતના અનેક જનાવરોનો સંગ્રહ છે. દુનિયામા ચારે દિશાએ મોટા અરણ્યમા અથવા મોટા વગડાઓમા વરસના વરસ ફરો અને આટલી મેહેનત છતા તમે જેટલી જાતના અને જેટલી ભાતના જુદાજુદા પ્રાણીઓ જોઈ શકશો નહી, તેટલી જાતના અને તેટલી ભાતના તમે અહીં જોશો.

ભયંકર ફાડીખાનાર પ્રાણીઓનો પણ અહીં સંગ્રહ છે. જે જનાવરને જંગલમા છુટુ જોવાની અથવા તે ઉપર આખ ઠરવવાની પણ આપણી હિમત ચાલે નહી તેના ક્રૂર પ્રાણીને ધીરજથી અને વગર ધાસ્તીએ આપણે અત્રે જોઈ સકશુ. અરે કેટલા બધા રીંછ તથા કેટલા બધા કાબરચિત્રા વાઘ અને કેટલા બધા સિંહ અહીં જોવામાં આવેછે! તેઓનુ ભયંકર અને વિકાળ સ્વરૂપ જોઇ અહીં આપણે જરાય બિહતા નથી, કેમકે પૂરા બંદોબસ્તથી અહીં તેમને રાખવામા આવ્યાછે. જે વખતે આ જનાવરોને માસ ખવડાવેછે તે વખતે તેમને જરૂર જોવા જોઇએ. એ લેવાને તેઓ એવા તો તળપેછે અને ભયકાર પોકાર મારેછે

કે તે દેખાવ જોવાજોગ થઈ પડેછે. એક સિંહની જોડી છે; તે નરમાદાની ગુજરાતમાંથી પકડેલીછે. તે મુંબઈના આગલા ચીફ જસ્ટીસ સર આર્સ્કિન પેરીએ અહીં ભેટ મોકલીછે. વાઘની એક જોડ ગાયકવાડ સરકારે ભેટ કરીછે તે પણ અહીં જોવામાં આવેછે.

કેટલાંક નવી જાતનાં પ્રાણીઓને આપણે અહીં જોશું. હિપોપોટેમસ નામનું અજબ પ્રાણી આ ઠેકાણે જોવામાં આવેછે. પગ, દાત અને શરીરનાં કદમાં કેટલીએક રીતે તે હાથીને મળતું આવેછે પણ તેનાં મોહોડાંની


હિપોપોટેમસ.

સિકલ ડુક્કરને કંઇંક મળતી જણાયછે. આ જનાવરને એક નાહાનાં તળાવમા રાખેલુંછે. તે આફ્રિકાની પેદાસ છે. મિસરના પાદશાહે આ ઠેકાણે આ ભેટ મોકલેલુંછે. માત્ર પાલા અને વનસ્પતિ ખાઈને તે જીવેછે. પાણીમાં જે વનસ્પતિ કોહી ગઈ હોય તે તેને વધારે ગમેછે. એ વગેરે આ બગીચા મધ્યે બે મોટા સોસવાટ એક નાહાના તળાવમા છે.

હરણ તથા સાબરની જાતના ઘણાં જનાવરને પણ આ ઠેકાણે આપણે જોશુ. હરણની ઘણી જાત જોવામાં આવશે. લાપ્લાડ દેશમાનું 'રે-ડીયર' નામનુ સાબર


સાબરની જાત—રે-ડીયર.

જાતનું વિચિત્ર પ્રાણી પણ અહીં જોવામા આવેછે. એક સિગડાવાળો

ગેંડા પણ આ ઠેકાણે છે. એક ઘણોજ મોટો કાચબો અહીં છે. વળી સ્પેન દેશના મોટા, જબરા અને મસ્તાન ગોધાને અહીં આપણે જોશું.


જીરાફ.

જીરાફ નામના અજાયબ દેખાવનાં પ્રાણી જોવામાં આવેછે. કેહેછે કે ૨૩૦૦૦ રૂપીયા આપીને કેટલાંએક વરસ ઉપર આ જનાવરની બે જોડી ઇંગ્લંડની સરકારે લીધી હતી. તેની માદાએ કેટલાંએક બચ્ચાં જણ્યાં તે પણ મોટાં થયાછે. એની લાંબી ડોક તથા વિચિત્ર આકારથી જોનારને ખુશી ઉપજેછે. ઉંટ તથા હાથી પણ આ બાગમા દેખાશે. હાથીની ઉપર અંબાડી નાખીને તેને નિત્ય સાંજના અહીં ફેરવેછે. બાગ મધ્યે જોવા તથા ફરવા આવનાર બાળકોને આ હાથી ઉપર વાગફરતી બેસાડીને ફેરવવામાં આવેછે.


ફલેમિંગો.

પક્ષીઓનો પણ કંઈ સુમાર નથી. ઘણી જાતનાં તરેહવાર પક્ષીઓને આપણે આ બાગમાં જોશું. ફલેમિંગો નામનું લાંબી ડોકનું તથા લાંબા પગનું પક્ષી જોવાથી આપણને વધારે ખુશી ઉપજેછે. બિજાં પણ વિચિત્ર દેખાવનાં કેટલાંએક પક્ષીઓ તમે અહીં જોશો. કેટલાંએકનો રંગ એવો ખુબસુરત લાગશે કે ઇશ્વરની કરામત આગળ માણસની કરામત કંઇજ નથી એમ આપણે તરત બોલશું.

આઃહા! કેવાં ખુબસુરત અને સુંદર પક્ષીઓ !! હું તેઓનું શું વર્ણન કરૂં? કેટલાંએક પક્ષીઓના રંગ આંખે ઉડીને આવે. કોઇ કાળાં, કોઈ ધોળાં, કોઇ પીળાં, કોઈ લીલાં, કોઇ રાતાં, કોઇ આસમાની, કોઈ રાખોડી, અને કોઇ પચરંગી. આ બધાં પક્ષીઓનું પોષણ અને જતન

કરવાને કેટલી મેહેનત લેવી પડતી હશે તેનો સેજ વિચાર તમે કરી શકશો.


આસ્ત્રિચ.

આસ્ત્રિચ નામનું વિચિત્ર જાતનું પ્રાણી અહીં જોવામાં આવેછે. પોપટ તથા કાકાટુઆ તથા નુરી વગેરેના આપણા જાણીતા પક્ષીઓનો પણ અહીં મોટા સંગ્રહ છે. મોટાં મોટાં ખવીસ તથા ગરૂડ પક્ષીઓ પણ આ ઠેકાણે જોવામાં આવેછે.

અહીં જીવતા વાંદરાઓનો પણ એક મોટો સંગ્રહ જોવામાં આવેછે. ઘણી જાતના વાંદરા અહીં મુકેલાછે. આ ઠેકાણે તમાશો જોનારાઓની મોટી ઠઠ મળેછે. વાંદરા સાથે રમત કરી ઘણા લોકો આ ઠેકાણે ગમત મેળવેછે. "ઓરંગઓટાંગ"ની જાતનો પણ વાંદરો તમે અહીં જોશો. આ વાંદરો દેખાવમાં માણસ જેવો લાગેછે. તે માણસની પેઠે ઉભો ચાલી શકતો નથી. પણ તે ઘણો જોરાવર જણાયછે અને હાથમાં હથિયાર ઉંચકી તથા વાપરી શકેછે. તે ફળ ખાઇને જીવેછે ને ઝાડ ઉપર સુવેછે.

જીવતા સાપનો સંગ્રહ પણ અહીં મોટો છે. એવો સંગ્રહ યુરોપમાં કોહેછે કે કોઈ ઠેકાણે નથી. ઝીણી જાળીનાં ખાનાઓમાં આ સાપ મુકેલાછે તે બધા દેખાયછે. આમાં એક મોટો નાગ છે. તેણે બાગના એક માણસને દંશ માર્યો હતો અને તેથી તેનું મરણ થયું હતું.

જીવતી માછલીઓનો સંગ્રહ ઘણો જોવાલાયક છે. કાચનાં વાસણોમાં પાણી નાખીને તરેહવાર જાતની જીવતી માછલીઓ તરતી મુકેલીછે. તે બધી કાચનાં વાસણમાંથી બરાબર જોવામાં આવેછે. પાણીમા ઉપર નીચે કેમ દોડેછે અને પાણીમાં કેવી હાલચાલ કરેછે તે આપણે ખુબી રીતે જોઇ શકીયેછ અને તેથી ઘણી ખુશી ઉપજેછે. પારિસમા માછલીનો સંગ્રહ જે મેં જોયો હતો તે હું ધારૂછ કે આથી વધારે સારો હતો.

## ૫. ટાઈમ્સનું છાપાખાનું.

THE TIMES OFFICE

આ છાપાખાનું અને તેમાંનો કારભાર ખરેખર જોવાલાયક છે. એ જોવામાટે કોઇ વગવાળા મિત્રની મારફત ચિઠ્ઠી મેળવવી જોઇએ. આગળ જણાવ્યા પ્રમાણે ટાઇમ્સની આસરે ૬૦ હજાર નકલ નિત્ય ખપેછે. કોઈ કોઇ પ્રસંગે કોઇ મોટા અને અગત્યના બનાવ વિષે લખવામાં આવ્યું હોય તો તેની ૭૦ હજાર નકલ સુધી ખપેછે. આ કારણ માટે નિત્ય ૭૨૦ મણ કાગલ જોઇએછે. એટલો મોટો ખપ પુરો પાડવાને કાગલ બનાવવાનું કારખાનું પણ એના માલિકને રાખવું પડ્યુંછે. હું મારા સોબતીઓની સાથે આ છાપાખાનું જોવાને ગયો હતો.

પ્રથમ કાગલની વખાર દેખાડવામાં આવેછે. નિત્ય કેટલા કાગલ આ પત્ર છાપામાં વપરાયછે તેનો સુમાર કાગલના થોકને થોક પડ્યાછે તે ઉપરથી માલમ પડેછે. કાગલ છાપ્યા પેહેલાં પાણીમાં યંત્રથી કેમ ભીંજવેછે એ પણ દેખાડેછે. જે ઓરડાઓમાં બીબાં ભરેછે તે ઓરડામાં ચાલિલી ઝડપથી આપણી નજર ચકિત થઈ જાયછે. સો કરતાં વધારે માણસો બીબાં જોડવાને લાગેલાછે. ઘણા ચાલાક અને હોશીયાર બીબાં જોડનારાઓનેજ અહીં રાખવામાં આવેછે. કાચા અને ઠંડા હાથ વાળાઓને રાખે તો ત્રણસેં માણસોથી પણ પુરૂં ન થાય.

મોટાં વરાળ યંત્રથી ટાઇમ્સનું પત્ર છપાયછે. રાતના બબે વાગા સુધી પાર્લ્યમેંટમાં જે ભાષણો થાયછે તે બધાં બોલેબોલ સવારના છપાઇને બાહાર પડેછે, એટલુંજ નહી પણ કોઈ કોઈ બહુ અગત્યની બાબદ ઉપર ભાષણ થયાં હોય તે વિષે મુખ્ય લખનારના વિચાર ટીકા સહીત લખાઇને તેજ સવારના છાપામાં છપાઇને બાહાર પડેછે. આ ઉપરથી છાપવાની ઝડપ તથા ચાલાકીનો તમે કંઇક વિચાર કરી શકશો.

પાર્લ્યમેંટની સાથે "માગ્નેટિક ટેલિગ્રાફ" એટલે લોહચુંબકના તારથી સંદેસા ચાલેછે. એ તારનો એક છેડો પાર્લ્યમેંટમાં અને બીજો છેડો ટાઇમ્સ આફિસમાં છે. મોટાં ભાષણ થાયછે તેનો સંદેસો આ તારની મારફત ચાલતો નથી પણ કઈ કઈ બાબદો ઉપર ભાષણો થાયછે

અને કોણ કોણ ભાષણ કરેછે એ વગેરે મુખ્ય બાબદોનો સંદેસો આ લોહચુંબકના તારમાંથી વારંવાર ટાઇમ્સ આફીસમાં બેઠાંબેઠાં મળેછે.

દુનિયામાં ઠેકાણે ઠેકાણે આ પત્રનો માલેક આડતિયાઓને રાખેછે તથા મોકલેછે અને તેથી ઘણીજ નવી અને અગત્યની ખબરો આ પત્રમાં દાખલ થાયછે. અમેરિકામાં લડાઈ ચાલતી હતી ત્યારે ટાઇમ્સે પોતાના ખરચે પાકી ખબરો મેળવવાને માટે આડતિયો મોકલ્યો હતો. હિંદુસ્તાનમાં બળવો થયો ત્યારે પણ ટાઇમ્સે આ દેશમાં પોતાનો આડતિયો મોકલ્યો હતો. જે પત્ર ખબરો મેળવવા માટે આટલો બધો ખરચ કરે અને જેમાં સારું લખાણ આવે તે પત્રનું નામ અને માન આખી પૃથ્વિમાં મોટું ગણાય એમાં નવાઈ શી?

વળી એ પત્રમાં જે અનેક બાબદો લખવામાં આવેછે તેના જુદા જુદા લખનારાઓ હોયછે. જેઓની જે બાબદમાં માહેતગારી તેઓ તે બાબદ વિષે લખેછે. તેમાં જે બાબદો લખાયછે તે ઘણા ગંભીર વિચારથી અને સ્વતંત્રપણેથી લખાયછે. આ પત્રમાં જે કાંઈ વિચાર પ્રગટ થાયછે તે વિચાર પ્રમાણે લોકોના વિચાર ઘણુંકરીને વળણ પકડેછે. આ પત્રની સત્તા રાજાના જેવી મોટી ગણાયછે. ફ્રાન્સની રાજપ્રકરણ સંબંધી ખબર પારિસના વર્તમાન પત્રમાં છપાયા પેહેલાં કેટલીક વાર ટાઇમ્સમાં છપાયછે, એવો આ પત્રનો વગછે.

આ પત્રના ઠેરવેલા રીપોરટર (ખબર લાવનાર) શિવાય બીજા પરચુરણ ખબર લાવી આપનાર ઘણા હોયછે. તેઓ "પેનીઆ લાઇનર્સ" નામથી ઓળખાયછે. એટલે તેઓ જે ખબર લખીને લાવેછે તેને માટે લીટી એકની એક પેની લખે તેમને મળેછે અને કોઈ મોટી અને અગત્યની ખબર હોયછે તો વધારે પણ મળેછે. કોઈ ઠેકાણે ચોરી, ખુન કે મસ્તી થઇ હોય, કોઈ ઠેકાણે કંઈ અકસ્માત બનાવ બન્યો હોય તેની ખબર તરત આવા પરચુરણિયા લાવી આપેછે. તેથી એ પત્રમાં ઘણી તાજી, નવી અને અગત્યની ખબરો નિત્ય પ્રગટ થાયછે. આ પત્રમાં લોકો પોતાના ધંધા રોજગાર સંબંધી જાહેરખબર છપાવેછે તેની મોટી પેદાશ થાયછે. જાહેર ખબરનું ખાતું જુદુંજ છે.

છાપવાનું મોટું યંત્ર ગોળ ઉભા આકારનું છે. છાપવાના સાધારણ યંત્રમાં પાનાં સપાટ છપાયછે પણ આ યંત્ર એવું છે કે તેમાં ઉભાં ને ઉભાં છપાયછે. એક મિનિટમાં બસો નકલ છપાઇ જાયછે એટલે એક કલાકમાં બાર હજાર છપાઇને બાહાર પડેછે. એટલું બધું ઝડપથી છપાયછે તે માત્ર વરાળયંત્રથીજ નહી પણ એક બીજી ગોઠવણ કરીછે તેથી. તે એકે યંત્રનો એક આંટો ફરે તેમાં એકને બદલે ચાર નકલ છપાઈ જાયછે. બીબાંની અંદર જે પાના ગોઠવ્યા હોય તેની પાછી ચાર ચાર નકલ આપીને આપી "સ્ટીરીયો ટાઈપ" થી બનાવેછે.

આવી રીતે નકલ કરવા માટે આ એક નવી હિકમત શોધી કાહાડેલીછે. બીબાંમાં જોડાયલાં પાનાં ઉપર એક જાતની મેળવણીથી બનેલા (કુતરાંનાં ચામડાં જેવા રંગના) કાગળ ઉપર એ પાનાં ડાબ્યાથી તેમાં છાપ બરાબર ઉઠેછે. પછી તેને સુંચામાં ઘાલીને તાવેલું સિસુ તેની ઉપર રેડેછે એટલે એ પાનાં ઉપર આવેલા અક્ષરોની આખીને આખી તખ્તી તઈયાર થઇ નીકળેછે. એવી ચાર ચાર તખ્તીઓ તઈયાર કરીને યંત્રમાં છાપવા મુકે એટલે એક આંટામાં ચાર નકલ છપાઇ જાયછે. ઉપર કહેલા કાગળમાં એવી મેળવણી આવેછે કે તાવેલું સિસુ તે ઉપર પડવાથી તે કાગળ બળી જતો નથી. તે ઉપરથી ઓઠી કાહાડેલી સિસાંની તખ્તીમાં બરાબર છાપ ઉઠેછે.

જે મોટાં યંત્રમાં પત્ર ઉપર છપાયછે તે યંત્ર જ્યારે ચાલુ થાયછે ત્યારે એક જોવાજોગ દેખાવ થઈ પડેછે. ચારે બાજુથી એકએક કાગળ પોતાની મેળે ઉંચકાઇને યંત્રમાં દાખલ થાયછે ને પાછું છપાઇને પોતાની મેળે બાહાર નિકળેછે. આ અને યંત્ર ચાલવાની ઝડપ જોઇને આપણને બહુ અચરતી ઉપજેછે. આ છાપવાનાં યંત્રની કિમત એક લાખ રૂપીઆનો છે. બીજાં એથી નાહાનાં યંત્ર આ કારખાનામાં આઠ કે નવ છે.

સવારના અને પાછલા પોહોરના જ્યારે નકલો છપાઇને બાહાર પડેછે ત્યારે જથાબંધ લેનાર તથા પુટકળ ધંધાદારીઓની મોટી ભીડ એક ઓરડામાં અને તેની પાસેની ગલીમાં થાયછે. એ વખતે ટાઇમ્સ છાપો લેવાની ભારે તડાપીટ પડેછે. એ વખતનો દેખાવ મેં જોયો નથી

પણ કેહેછે કે ભારે અને મોટી ભીડ એ પ્રસંગે થાયછે. આ વેળાએ આ ઠેકાણે વાત કરવાની કે ઉભાં રેહેવાની પણ જગ્યા મળવી કઠણ.

## ૬. ટેમ્સ નદી નીચેનો રસ્તો.

THAMES TUNNEL

લંડનમાં કળા અથવા હુનરની મોટી અચરતી જોવી હોય તો "ટેમ્સ ટનલ" છે. નદીના એક કાંઠા ઉપરથી બીજે કાંઠે જવાને ઉપરથી જેમ પુલ બાંધ્યાછે તેમ હેઠળથી એક ઠેકાણે "ટનલ" બાંધીને રસ્તો કાપી કાહાડ્યોછે. નદીની નીચે થઇને ભોંયરામાંથી આપણે ચાલ્યા જઇએ, આપણે માથે નદીનાં પાણી વેહે ને આપણે બીજે કાંઠે બાહાર નિકળી શકિયે. આવી મોટી અચરતી દુનિયામાં કોઇ ઠેકાણે નથી.

હું પ્રથમ એમ ધારતો હતો કે આમાંથી ગાડી ઘોડા પણ જતાં હશે પણ તેમ નથી. માત્ર માણસો પગે થઇને આવજાવ કરેછે. એમાં ગાડી ઘોડા જઇ શકતાં નથી તેનું કારણ એ છે કે બેહુ કાંઠે ચહડવા ઉતરવાના દાદર મુકયાછે. આપણે એ ટનલમાં દાખલ થઇએ તે પેહેલાં દાદર ઉપર થઇને બહુ નીચે ઉતરવું પડેછે ને બીજે કાંઠે નિકળીએ તે પેહેલાં સામી બાજુના બીજા દાદર ઉપર ચહડવું પડેછે.

દાદર ઉતરતાં દાદરની દિવાળ ઉપર સુંદર ચિત્ર આપણા જોવામાં આવેછે. નીચે ઉતરીને ટનલમાં જતાં પેહેલાં "પાનોરામાં" એટલે પડદા ઉપર પાડેલા દેખાવો કાચમાંથી દેખાડવાનું પુછવામાં આવેછે. આપણી મરજી હોય તો થોડા પઇસા ખરચીને તે પણ જોતા જઇએ. ટનલમાં દાખલ થયા એટલે જાણે રાત પડી હોય એમ દેખાયછે માટે ગાસના દિવા હોયછે. દિવા ન હોય તો ટનલમાં અંધારૂં પડે.

આપણે વધારે અચરત એટલાજ ઉપરથી થશું કે ટનલમાં એક તરફ દુકાનો માંડેલીછે ને તેમાં કેટલીએક તરેહનો માલ વેચાયછે. ટનલના એક છેડાથી બીજા છેડા સુધી એક તરફ દુકાનોની હારને હાર લાગીછે. કેટલીએક દુકાનમાં રમકડાં વેચાયછે. કેટલીએક દુકાનમાં વાજીત્ર વાગેછે અને કેટલીએક દુકાનોમાં પડદા ઉપર ચિત્રેલા સુંદર દેખાવ જોવામાં

આવેછે. એ ટનલમાં થઇને જતાં જતાં આ પ્રમાણે રમુજ મળેછે. આ ટેનલ ૧૨૦૦ ફુટ લાંબો, અને ૩૮ ફુટ પેહોળો છે.

ટનલમાં ઉતરતાં પેહેલા એકએક આસામીને "ટોલ" અથવા ચીલાની એકએક પેની આપવી પડેછે અને આ પ્રમાણે દર વરસે આસરે ૬૦ લાખ રૂપીયાની પેદાસ થાયછે. એ પેદાસમાંથી તેને મરામત કરવા વગેરેનો ખરચ ભાયગે નિકળી શકેછે. આ ટનલ બાંધવાનું કામ ઈ૦ સ૦ ૧૮૨૫ માં સરૂ થયું હતું પણ તે છેક ઇસ્વી સન ૧૮૪૩ માં બંધાઈ તઈયાર થયો હતો અને તે ઉપર આસરે ૪૭ લાખ રૂપીયા ખરચ બેઠો હતો.

આ ટનન બાંધતાં બાંધતાં તે ઉપર ઘણા વિઘ્ન પડ્યાં હતાં. નદીની નીચેથી રસ્તો બાંધવો એટલે ઉપરનું પાણી તેમાં વારંવાર ભરાઈ જતું. તેથી વારંવાર એ કામ બંધ પડતું હતું. એ કામ પાર પડવાની લોકોએ આશા મુકી દીધી હતી અને વચમાં સાત વરસ સુધી તેનું કામ બંધ પડી રહ્યું હતું. પણ ગમે તેટલી નાઉમેદી છતાં હાથમાં લીધેલું કામ પડતું મુકવાને બદલે તેની પછવાડે આગ્રહ રાખીને મંડ્યા રેહેવું એ ગુણ ઇંગ્લંડની પ્રજામાં હોવાને લીધે અંતે આ મહા કઠણ અને સાધારણ માણસની બુદ્ધિથી ન થઈ શકે એવું કામ પુરૂં કરવામાં આવ્યું. તેનું માન સર ઇસાંબર્ડ બ્રુનેલ નામના મહા પુરૂષને ઘટે છે.

પણ નદીની નીચે રસ્તો બંધાઈ તઈયાર થયો તેટલુંજ એ પુરૂ થયલું સમજવું; કેમકે અસલ ધારણા પ્રમાણે તે પુરૂં થયું નથી. અસલ ધારણા પ્રમાણે તેમાંથી ગાડી ઘોડા જઈ શકતા નથી. ગાડી ઘોડા જઈ શકે એવો રસ્તો કરવાને બીજા ૧૮ લાખ રૂપીયાનો ખરચ થાય એવો અડસટો કાહાડવામાં આવ્યોછે. આ ટનલનું માલિકપણું એક કંપનીના હાથમા છે. તેઓએ ૧૮ લાખ રૂપીયાની ચાપણું કાહાડી હતી તે જ્યારે બધી ખરચાઈ ગઈ અને કામ બંધ પડી રહ્યું ત્યારે ઇંગલંડની સરકારે એ કંપનીને ૨૪ાાા લાખ રૂપીયા ધીર્યા. એ ઉપર સરકાર વધારે નાણુ ધીરીને રોકવા ખુશી નથી તેમજ કંપનીની પાસે પુંજી નથી તેથી ગાડી ઘોડા આવજાવ કરી શકે એવો રસ્તો બંધાઈ તઈયાર થવાની હાલ આશા નથી; તોપણ હું ધારૂ છઉં કે કોઈ દાહાડા પણ એ કામ પુરૂ થયા વગર રેહેશે નહી.

## ૭. લંડનનો કિલ્લો.

TOWER OF LONDON

આ સઉથી જુનો અને મજબુત કિલ્લો છે ને તેમાં કેટલુંક અગત્યનું જોવાજોગ છે. એ "ટૉવર ઑવ લંડન" નામથી ઓળખાયછે. એમાં પાદશાહી ઝવેર તથા "આર્મરી" એ બે મુખ્ય ભાગ જરૂર જોયા જોઇએ. આ કિલ્લામાં ઇંગ્લંડના કેટલાએક રાજવંશી અને નામાંકિત પુરૂષોને ગરદન માર્યા હતા ને કેટલાએકોને કેદ કર્યા હતા તેટલામાટે ઇતિહાસના અભ્યાસીને આ કિલ્લો જોવાની હોંસ હોયછે અને તે જોયાથી તેને એક અમુક જાતનો સંતોષ ઉપજેછે.

લંડનનો કિલ્લો એક કેહેવાયછે પણ તેમાં આશરે દસ નાહાના નાહાના કિલ્લા છે. એ બધાઓની આસપાસ એક ખાઇ છે. "વ્હાઇટ ટૉવર" નામનો કિલ્લો વચોવચ છે અને બાકીના કિલ્લા ચરની આસપાસ ફરતી દેવાળ સાથે જોડાયલાછે. જેમાં પાદશાહી ઝવેર રેહેછે તે બધા કિલ્લાઓથી જુદોજ ભાગ છે. લશ્કરના સિપાઇઓને રેહેવાને વાસ્તે એક બરાખ આ કિલ્લામાં જુદી છે. કિલ્લાની બાહાર સિપાઈ પેહેરો ભરેછે તે "વૉર્ડર" કેહેવાયછે અને તેનો પોશાક વિચિત્ર લાગેછે. ઇંગ્લંડના આઠમાં હેનરી રાજાના વખતમાં યેમન નામની એક ફોજ હતી તેના જેવો પોશાક આ સિપાઈ પેહેરેછે. એ કિલ્લો જોવા જનાર બાર આસામી એક ઓરડામાં પ્રથમ એકઠાં થાયછે એટલે એક "વૉડર" તેમની સાથે જઇને બધું દેખાડે તથા સમજાવેછે. બારબાર આસામીનું ટોળું થઈ જવાને વાર લાગતી નથી. ઘણુંકરીને દર અરધા કલાકે ૧૨ આસામીઓ આ કિલ્લો જોવા માટે નિત્ય એકઠાં થઈ જાયછે.

કિલ્લાની માંહે જે મકાનમાં પાદશાહી ઝવેર મુકયુંછે ત્યાં એક લોહોડાના ઓરડાની આસપાસ જાડા કાચ જડી લીધાછે અને તેમાં વચોવચ ઝવેર મુકી રાખ્યુંછે. જોનાર બાહારથી ચોમેર ફરીને એ ઓરડાની માંહે દાખલ થયા વગર તથા હાથ અડકાડયા વગર બરાબર જોઈ શકેછે. હીરામાણેક જડેલ પાદશાહી તાજ અહીં મુકેલુંછે. એ દેશના બીજા

[illegible]ાહર્ડ રાજાને ગાદીએ બેસાડ્યો ત્યારે જે તાજ બનાવ્યું હતું અને જે [illegible]ાજ એ પછીના બધા રાજાઓ ગાદી ઉપર બેસતા ત્યારે પેહેરતા હતા તે તાજ પણ અહીં જોવામાં આવેછે.

મહારાણી વિક્ટોરિયા જ્યારે ગાદી ઉપર બેઠાં ત્યારે નવું તાજ બનાવવામાં આવ્યું હતું, તે પણ ઉપલી જગ્યાએ જોવામાં આવેછે. તેમાં ઘણાં કિમતી હીરામાણેક જડી લીધાંછે ને તેનું વજન ૧॥। રતલનું થાય છે ને તેની કિંમત ૧૧ લાખ રૂપીયા અંકાયછે. રાણીના સ્વર્ગવાસી ભરથારનું તાજ પણ અહીં છે. તેમાં પણ હીરામાણેક જડેલાંછે. રાણીના વડા પુત્ર "પ્રિન્સ ઑવ વેલ્સ" નું તાજ સોનાનું છે પણ તે સાદું છે.

કોહિનુર નામનો પ્રખ્યાત હીરો જે આપણા દેશનું નુર ગણાતો અને જે છેલ્લો રણજીતસિંગના હાથમાં હતો તે મોટો અને પ્રસિદ્ધ હીરો અહીં જોવામાં આવેછે. આ કોહિનુરમાંનું નુર હિંદુસ્તાનમાં હતું તે હવે વિલાયતમાં આવીને આ કિલ્લામાં પડ્યુંછે. એ વગેરે હીરામાણેકથી જડેલી બાદશાહી છડી તથા હીરામાણેકની મુઠવાળી તરવાર અહીં રાખીછે.

"વાહાઇટ ટૉવર" નામનો કિલ્લો આ મોટા કિલ્લાના મધ્ય ભાગમાં છે તેમાં દાખલ થતાં એક મોટા ઓરડામાં લશ્કરી અસ્વારોની હારની હાર ઉભેલી દેખાયછે. લોખંડના બખ્તર પેહેરીને અને બંધુક ભાલા લઇને જાણે તેઓ આપણી સાંમેજ ઘોડા કુદાવતા આવતા હોય એમ લાગેછે. જુના વખતમાં ઇંગ્લંડના એકેએક પછીના રાજાઓ લડાઇની વેળાએ કેવા પોશાક પેહેરીને કેવા ડાળ અને દમામથી નિકળતા હતા તે એ રાજાઓની સ્વારીની શુદ્ધ મૂર્ત્તિ તેમના ઘોડા સહીત માલમ પડેછે. એવા આસરે ૨૨ ઘોડાઓની હાર ઉભી છે. ઇંગ્લંડનો રાજા આઠમો હેનરી-એનાં કદાવર શરીર તથા દેખાવ ઉપર જોનારનું ધ્યાન વધારે દોડેછે.

આગળ ચાલતાં એક ઓરડાની ભીંત ઉપર ઢાલની હારની હાર બાંધેલીછે. આપણા દેશવાળા પ્રખ્યાત ટિપુ સાહેબની તરવાર, બરછી તથા ટોપી અહીં જોવામાં આવેછે. માલટાની તોપ અહીંછે તે પણ જોવાજોગ છે. એલીઝાબેથ નામની રાણીના વખતના લશ્કરી સામાનનો એક સંગ્રહ જુદો કરેલોછે. તેને "એલીઝાબેથ આર્મરી" કેહેછે.

એક ભોંયરૂં દેખાડવામાં આવેછે તેની ભીંતનો ઓસાર ૧૪ ફુટ છે. આવા મોટા ઓસારની જાડી દેવાળ છતાં તે ભોંયરૂં ઘણુંજ સાંકડું છે ને તેમાં અંધારૂં પડેછે. આ ભોંયરામાં કહેછે કે સર વૉલટર રાલિફને કેદ રાખ્યો હતો. જે લાકડાંઓ ઉપર કેટલાક નામાંકિત પુરૂષોની ગરદન મુકીને કુવાડાથી કાપી નાખતા હતા તે લાકડાંઓ તથા તે કુવાડાઓ દેખાડવામાં આવેછે. આકમાં હેનરી રાજાએ પોતાની બે સ્ત્રીઓને આ કિલ્લામાં ગરદન મરાવી હતી. આ કિલ્લામાં ગરદન મારવાનો ચાલ અઢારમાં સઈકા સુધી હતો. છેલ્લો "લૉર્ડ લાવટ" ને ઈ૦ સ૦ ૧૭૪૬ માં ગરદન માર્યો હતો. ત્યારપછી કોઈને ગરદન મારવામાં આવ્યો નથી.

## ૮. સેંટપાલનું દેવળ.

ST PAULS CATHEDRAL.

આખા ઈંગ્લંડ દેશમાં સઉથી મોટાંમાં મોટું, સઉથી ઉંચાંમાં ઉંચું અને સઉથી પ્રખ્યાતમાં પ્રખ્યાત દેવળ સેંટપૉલ નામનું છે. તેનો બાહારનો દેખાવ ધુમાડાથી કાળાશપર મારેછે તેછતાં તેની બાંધણીમાં કંઇ કસર કે મણા નથી. રોમ મધ્યેના પ્રખ્યાત દેહેરાંની બાંધણી પ્રમાણે આનો ઘાટ બાંધ્યોછે. નદી ઉપરથી તેનો ભપકો ઘણો મારેછે. એનું બાંધકામ પુરૂં કરતાં ૩૫ વરસ લાગ્યાં હતાં અને તે ઉપર ૦॥। કરોડ રૂપીઆ બેઠાછે.

આ દેવળની અંદરનો દેખાવ પણ કંઈ થોડો ભપકાભરેલો નથી. જે મોટા મંડપમાં ધર્મનો બોધ સાંભળવાને તથા પ્રાર્થના કરવાને લોકો ભેળાં થાયછે તે ઘણોજ વિશાળ છે. દાહાડામાં ત્રણ વખત લોકો ભેળાં થાયછે. તેમાં એકદમ ૩૦૦૦ માણસો સેહેલથી બેસી શકેછે. આ મોટા ઓરડાની મોટાઇ તથા ઉંચાઈ જોઇને નજર છક થઇ જાયછે. કેટલાએક પ્રખ્યાત પુરૂષોનાં પુતળાં તથા કેટલાએક પ્રખ્યાત પુરૂષોની ઘોર આ દેવળમાં છે. જગપ્રસિદ્ધ પરોપકારી જૉન હાવર્ડનું પુતળું, તથા દરીઆઈ ફોજના બાહાદુર સરદાર નેલ્સનનું પુતળું અહી છે. આપણા દેશના આગલા ગવર્નર જનરલ કૉર્નવૉલિસનું પુતળું તથા મુંબઇના આગલા ગવર્નર મૉન્સ્ટુઅર્ટ એલ્ફીન્સટનનું પુતળું અહી છે. સર ચાર્લ્સ

નેપિયર તથા સર વિલિયમ જોન્સ એઓના પુતળા પણ અહીં છે. એ વગેરે બીજા ઘણાક પ્રખ્યાત અને મહા પુરૂષોના પુતળાઓ છે. ડ્યુક ઑવ વેલિંગ્ટનની ઘોર પણ આ દેવળમા છે

આ દેવળમા એક ઠેકાણે અચરત થવાજોગ યુક્તિ કરેલીછે. આસરે ૨૬૦ પગથિયા ઉપર ચડ્યા પછી "વ્હિસ્પરિંગ ગ્યાલરી" આવેછે તે ગોળાકારની તથા ઘણી મોટી છે. એમા એક બીજાની સામે ઘણાજ દૂર બેઠા છતા કાનમા વાત થઈ શકેછે આપણે એકબીજાથી એટના છેટે બેઠા હોઇએ કે મોટે સાદે બોલીએ તોપણ સંભળાય નહી તેછતા દેવાળની આગળ આપણા કાન મુકયાથી કાનમા વાત કરીએ એવા ઝીણા સાદે એક બીજા સાથે દૂરથી વાત કરી શકાયછે. આ ઘણુજ અજબ જેવુ લાગેછે. અમે ચાર મિત્ર એ દેવળ જોવાને એ દાહાડે ગયા હતા. પ્રથમ આઘેથી અમારા ભોમિયાએ અમારી સાથે કાનમા વાત કરી તે અમે સાભળી પણ અમને એમ લાગ્યુ કે આ અમારી સામેનો ભોમિયો માત્ર ઢોંગ કરેછે ને અમારી પાછળ કોઇ બીજો ઉભો રહીને અમારી સાથે વાત કરેછે. આ બાબદ અમારી ખાતરી કરવા માટે અમારામાથી એક જણને સામે જ્યા અમારો ભોમિયો ઉભો હતો ત્યા મોકલ્યો તેની સાથે અમે વાત કરી શકયા અમે આ પ્રમાણે વાત કરીએ પણ ગ્યાલરીની વચ્ચે ઉભા રેહના બીજા કોઈ પણ માણસ સાભળી શકે નહી.

ઘડિયાળવાળા ઓરડામા જ્યારે જઇએછ ત્યારે એક મોટુ ઘડિયાળ, તેના કાંટા અને તેના ઘંટ જોઈ આપણે અચરત પામીએ છઇએ. ઘડિયાળના માત્ર કાંટાનુજ વજન ૧૨૦ રતલ છે અને મોગરા ભાગની લંબાઈ ૮ ફુટ છે. મોટા ઘંટનો ઘેરાવો ૩૦ ફુટ છે અને તેનુ વજન કોઈ કે ૧૧ હજાર રતલનુ છે. આ ઘંટ કલાકના સુમાર પ્રમાણે વાગેછે. તે ઉપરાંત અમુક રાણે ને અમુક પ્રસંગે તેને વગાડવામા આવેછે. જ્યારે રાજ્યકુટુંબમા કોઇનુ અથવા મોટા પાદ્રીનુ મરણ થાયછે ત્યારે આ ઘંટ વાગેછે. અહીં એક જમાએ એક પુસ્તકશાળા પણ રાખીછે.

બાહાર રસ્તા ઉપરની અગાસીમા આવીને જ્યારે આપણે ઉભા રહીએ છઇએ ત્યારે આખા લંડન શેહેરનો દેખાવ નજરે પડેછે. જે દાહાડે

ઉઘાડ હોયછે, એટલે વરસાદ કે ધુમસ હોતું નથી ત્યારે આ દેખાવ જોવાનો બાહાર પડેછે. આ અગાસી ઉપર ઉભા રહીને, નીચે આવતાં જતાં માણસો તથા ગાડીઘોડા ઉપર નજર કરીશું તો ઉદ્યોગનો મોટો રેંટ ચાલતો હોય અને તેમાંથી મોટો અવાજ નિકળતો હોય એમ લાગશે.

પણ સઉથી ઉંચા ભાગ ઉપર ચહડવાનું હજી બાકી છે. હજી ૪૦૮ પગથિયો ચહડવી જોઇએ. પણ આ કામ હવે કંટાળાભરેલું અને કઠણ લાગેછે પણ આટલે ઉંચે જઇને જોવાથી લંડનનો કેવો દેખાવ લાગતો હશે તે જાણવાની હોંસ થાયછે. સઉથી છેલ્લા ભાગ ઉપર ગયા પછી એક નાહાની બારીમાંથી ડાકાઇને જોવું પડેછે ત્યારે જો દાહાડો સાફ અને ઉઘાડ હોય તો આ મેહેનત પૂરી સફળ થાયછે.

આ દેવળ મધ્યે દાહાડામાં ત્રણ વાર ધર્મની ક્રિયા નિત્ય થાયછે. એક વાર સવારના આઠ વાગતે, બીજીવાર સવારના સવાનવ વાગતે અને ત્રીજીવાર પાછલા પોહોરના સવા ત્રણ વાગતે. દર રવીવાર અને તેહેવારના દાહાડા ઉપર ધર્મોપદેશકો ધર્મનાં ભાષણ કરેછે. આ ક્રિસ્તી ધર્મના પ્રૉટેસ્ટંટ શાખાનું "ઇંગ્લીશ ચર્ચ" કેહેવાયછે. કથાયલિક શાખાના દેવળ કરતાં આમાં ક્રિયા માર્ગ ઉપર ઘણુ થોડું લક્ષ આપવામાં આવેછે તેજતાં પ્રૉટેસ્ટંટ શાખાના "સ્કૉચ ચર્ચ" વગેરે સુધરેલા પંથ કરતાં આ દેવળમાં વધારે ક્રિયા કર્મ જોવામાં આવેછે.

ઇ૦ સ૦ ૧૬૬૬ માં લંડન મધ્યે જે મોટી આગ લાગી હતી તેમાં જુનું સેંટપૉલનું ડેહેરૂં બળીને રાખ થયું હતું. તેજ જગ્યાએ નવું ડેહરૂં બાંધવાનું કામ ઇ૦ સ૦ ૧૬૭૫ માં ચાલુ થયું હતું. તે ઇ૦ સ૦ ૧૭૧૦ માં એટલે ૩૫ વરસે પુરૂં થયું હતું. એના બાંધકામને માટે આસરે પોણો કરોડ રૂપીયા ખરચ થયો તે કોયલા ઉપર કર નાખીને પૂરો પાડ્યો હતો. કોયલાનાં કરથી જે દેવળ બંધાયું તે ઉપર કોયલાના જેવો કાલો રંગ હોવોજ જોઇએ એમ કેહેવામાં આવેછે.

આ દેવળ ૩૭૦ ફુટ ઉંચું છે. લંબાઇમાં ૫૦૦ અને પોહોળાઇમાં ૧૦૦ ફુટ છે. એણે બધી મળીને બે એકર જમીન રોકીછે. એની ચોમેર લોહડાની જાળી મુકેલીછે ને માત્ર તેનોજ ખરચ ૧૧ લાખ

રૂપીઆ થયોછે. આ દેવળ જોવું હોય તો મે મહિનાથી સપ્ટંબર સુધીમાં જોવા જવું; અને જુન મહિનામા આ દેવળ મધ્યે ધર્મની નિશાળોનાં છોકરાં ભેળાં થઇને ગાયછે તે જોવા જવાને કદી ચુકવું નહી.

## ૯. વેસ્ટ-મિનિસ્ટર આબી.

WESTMINISTER ABBEY

આ એક મોટું દેવળ છે અને તેમાં બીજાં નાહાનાં મોટાં સાત કે આઠ "ચાપલ" અથવા મંદીર છે. આં દેવળનું બાંધકામ જરૂર જેવાજોગ છે. તેમાં ઇંગ્લંડનાં રાજા તથા રાણી તથા મોટા ધર્મગુરૂ-એઓનાં પુતળાં અને કબર છે. કેટલાએક નામાંકિત વિદ્વાનો તથા કવિઓ વગેરેનાં ઘણાં પુતળાં છે તથા ઘણી કબર છે. એ પણ જરૂર જોવાજોગ છે. ઇતિહાસના અભ્યાસીને જે પ્રમાણે લંડનનો કિલો જોવાથી એક તરેહની ખુશી ઉપજેછે તે પ્રમાણે આ "વેસ્ટ મિનિસ્ટર આબી" નું દેવળ જોયાથી ઉપજ્યા વગર રેહેતી નથી.

આ દેવળ પાર્લામેંટના મેહેલની પડોસમાં છે. એનું મુખ્ય બાંધકામ જુના વખતનું છે પણ એમાં પાછળથી કેટલોક સુધારો કરેલોછે. ઇંગ્લંડમાં જ્યારે રાજા કે રાણીનું મરણ થાયછે ત્યારે તેની ગાદી ઉપર બેસનાર વારસને મુગટ (તાજ) પેહેરાવવાની ક્રિયા આ દેવળ મધ્યેના મોટા મંડપમાં થાયછે. આ ક્રિયા "આર્ચબિશપ ઑવ કાન્ટરબરી" નામનો મોટો પાદરી અથવા ધર્મગુરૂ કરાવેછે.

આ દેવળમાં જુદાંજુદાં મંદીર છે તેમનાં જુદાંજુદાં નામ છે. તેમાં સાતમાં હેનરી રાજાનું મંદીર જરૂર જોવાજોગ છે. એ મંદીરનું છત્ર અથવા સીલીંગ બહુજ તોર્ફ અને ભભકાદાર છે. માત્ર આ મંદીર ઉપરજ ૨૦ લાખ રૂપીયાનો કેહેછે કે ખરચ થયલોછે. આખાં દેવળ ઉપર ૫૦ લાખથી ઓછો ખરચ થયો નથી.

રાજા તથા રાણીની ઘણીખરી કબરો ઉપર મરનારની છબી કોતરેલી હોયછે અને જેવા પોશાકમાં મુડદાને પેટીમાં મુકયું હોયછે તેવો પોશાક એ છબી ઉપર પણ હોયછે. એડવર્ડ નામનો રાજા જે આસરે ૫૦૦

વરસ ઉપર ભાંગી ગયો હતો. તેની કબર ચોડા વરસ ઉપર ઉઘાડવામાં આવી અને તેનું મુડદું તપાસી જોતાં માલમ પડ્યું કે તેના શરીરનો બાહારનો ભાગ તમામ જેમ હતો તેમ આખો ને આખો હતો.

## ૧૦. પાર્લીમેંટનો મેહેલ.

NEW HOUSES OF PARLIAMENT

આ મોટા અને સુંદર મેહેલની મોટાઈમાં અને તેના સુંદર દેખાવમાં કંઈ મણા કે કસર નથી. એ કેટલો મોટો છે તેનો કંઈક વિચાર તમને આવે માટે એટલુંજ કહું છઉં કે ૮ એકર જમીન આ મેહેલે રોકીછે; તેમાં ૧૧૦૦ મોટા મોટા ઓરડાઓ અને ૧૦૦ જુદાજુદા દાદરો છે. આ મેહેલ કેટલો મુલ્યવાન છે તેનો કંઈ વિચાર આવે તેમાટે એટલુંજ કહું છઉં કે યુરોપમાં ફરી આવેલા મુસાફરો જાણેછે કે આવા ઘાટની આવી સુંદર ઇમારત આખા યુરોપમાં નથી. કેહેછે કે આસરે ૫ કરોડ રૂપીઆ મોટી ઇમારતના બાંધકામ ઉપર લાગ્યાછે.

આ મેહેલની પુસમુગતી વરાગાને તેની નાયે ‘વિક્ટોરિયા ટૉવર” નામનો એક મોટો સુંદર અને ઉંચો મિનારો બાંધીલીધેલોછે. એ મિનારો ૩૪૦ ફુટ ઉંચો છે એટલે મુંબઈના મોટા દેવળ કરતાં ત્રણ ગણો વધારે ઉંચાઈમાં છે. મહારાણીને જવાનો રસ્તો આ મિનારામાં થઈને છે. એ મિનારામાં દાખલ થતાં જે મોટો ઓરડો આવેછે તે ઓરડામાં ઘણાએક પુતળા છે તેમાં મહારાણી વિક્ટોરિયાનું પુતળું પ્રથમ શોભા આપેછે. એ પુતળાની પાસે “ન્યાય” અને “દયા” ના પુતળા ઉભા કરેલાછે.

લોકોને દાખલ થવાનો રસ્તો જુદો છે જેને “વેસ્ટમિનિસ્ટર હૉલ” કેહેછે અને જ્યાં મડુથી મોટી કોરટ બેસેછે, એમાં થઈને અંદર જવાયછે. માંહે પેસતાં જે મોટો ઓરડો આવેછે તે ઓરડામાં પણ ઘણા પુતળા ઉભા કરેલાછે. પુતળાઓની બંને તરફ હારની હાર હોવાથી બહુ ભપકો મારેછે. આગલા વખતમાં ઇંગ્લંડ મધ્યે જુદા જુદા રાજાઓ થઈ ગયા તે બધાના આરસ પાહાણના બનાવેલા પુતળા અહીં ઉભા કરેલાછે. એજ પ્રમાણે પીર તથા લૉર્ડ્સ વગેરે રાજ કારભારમાં પ્રસિદ્ધ થઈ

ગયલા અનેક પુરૂષોના અનેક પુતળાઓ છે. આવા પુતળા બધા મળીને પાર્લામેંટના મેહેલમા તથા તેની આસપાસ આસરે ૪૫૦ હશે.

પાર્લામેંટના મેહેલમા બે મોઠી અને જગપ્રસિદ્ધ કચેરી બેસેછે તે મધ્યેની એકાદ પણ જરૂર જોવી જોઇએ. આ બે કચેરી કઈ બારે માસ બેસતી નથી પણ ઘણુંકરીને દર વરસમા ફેબરવારીથી જુનાઈ મહિના સુધી રવીવાર કે મોટા તેહેવાર શિવાય નિત્ય બેસેછે. એ કચેરીમા દાખલ થવાને તેમા બેસનાર કોઈ અધિકારીની ચિઠ્ઠી જોઇએ. એકએક અધિકારી એકથી વધારે ચિઠ્ઠી આપી શકતો નથી. આ બને કચેરીયોનુ કામ બુધવાર વગર નિત્ય સાંજના પાંચ વાગેથી ગતના ૧૧ કે ૧૨ ને કોઈ વેળા ૨ વાગ્યા સુધી ચાલેછે, અને બુધવારને દહાડે બપોરના ૧૨ થી સાંજના ૬ વાગ્યા સુધી ચાલેછે.

આ બે કચેરીયોમાથી એક કચેરી "હાઉસ ઑવ કૉમન્સ" ના નામથી અને બીજી કચેરી "હાઉસ ઑવ લૉર્ડસ" ના નામથી પ્રસિદ્ધ છે. વેસ્ટમિનિસ્ટર હૉલમા પેઠા પછી ડાબા હાથ ઉપર પેહેલી કચેરી અને જમણા હાથ ઉપર બીજી કચેરી ભરાયછે. મહારાણી વિક્ટોરિયા નિત્ય હાજર થતા નથી. કઈ અડચણ ન હોય તો વરસમા માત્ર બેજ વાર; એક વાર કચેરી ઉઘડતી વખત અને બીજી વાર બંધ કરતી વખત હાજર થાયછે હાજર થાયછે ત્યારે "હાઉસ ઑવ લૉર્ડસ" ની કચેરીમા; અને એ વેળા "હાઉસ ઑવ કૉમન્સ" ની કચેરીના અધિકારીઓ પણ તેજ ઓરડામા મહારાણીની સનમુખ ઉભા રેહેછે.

કચેરીનુ કામ જોવા જનાર બાહારના માણસોને સાંજના ચારથી પાંચ વાગ્યા સુધી એક ઓરડામા નીચે એકઠા કરેછે અને પછી વખત થાયછે ત્યારે જેમ પેહેલા આવ્યા હોય તેમ એક પછી એકને "સ્ટ્રેંજર્સ ગાનરી" મા મોકલેછ. ઓછામા ઓછા ૪૦ અધિકારીઓ હાજર હોય તોજ કચેરીનુ કામ ચાલે. "હાઉસ ઑવ કૉમન્સ" ની કચેરીમા બધા મળી આસરે ૬૫૦ અને "હાઉસ ઑવ લૉર્ડસ" ની કચેરીમા આસરે ૪૫૦ અધિકારીઓ છે. ઘણુંકરીને દર સોમવાર તથા સુકરવારે અથવા કોઈ અગત્યની બાબદની તકરાર ચાલુ હોય ત્યારે કચેરી ભરી

સવાલ પુછે તો તેનો જવાબ તે ખાતાનો સેક્રેટરી આપેછે. હિંદુસ્તાનને લગતી કોઈ બાબદ ઉપર કોઈ અધિકારી સવાલ પુછે તો તેનો જવાબ એ ખાતાના સેક્રેટરીને આપવો પડેછે.

નિત્ય સાંજના ૭ વાગ્યાને સુમારે કચેરી ખાલી થવા માંડેછે ને પાછી ૯ વાગતે ભરાયછે. તેછતાં કચેરીનું કામ ચાલતું હોય તે ઘણુંકરીને બંધ પડતું નથી. રાતના બાર વાગતા સુધી કામ ચાલે તેટલો બધો વાર કંઈ બધા અધિકારીઓ ઘણુંકરીને હાજર રેહેતા નથી. કોઈ તેવી ઘણીજ મોટી અને અગત્યની બાબદ ચાલતી હોય ત્યારે કચેરી શેવટની ઘડી સુધી ભરેલી ને ભરેલી રેહેછે. સાધારણ બાબદોમાં જે અધિકારીઓને ચાલતી બાબદ વધારે લાગતી વળગતી હોયછે તેઓજ માત્ર બેસેછે, અને બીજાઓ તો જ્યારે જોઇએ ત્યારે જાયછે ને આવેછે.

એ બધા અધિકારીઓનાં "કલબ" પાર્લ્યામેંટના મેહેલની પડોસમાંજ છે, માટે તેઓ ખાવાપીવા કે આરામ લેવા પોતપોતાનાં "કલબ" માં જાયછે. જ્યારે હરએક બાબદ ઉપર મત લેવાં હોયછે ત્યારે ઘંટ વગાડવામાં આવેછે તે સાંભળીને મત આપવા માટે સઉ હાજર થાયછે. ઘણીએક વેળા એવાં મત પડેછે કે સરકારની હાર થાયછે એટલે રાણીના પ્રધાન અથવા તેના સેક્રેટરી સરકારની વતી જે કાંઈ કરવા ઇચ્છતા હોય તે ન કરવું એમ પાર્લ્યામેંટના ઘણાખરા અધિકારીઓ પોતાનું મત જ્યારે આપે ત્યારે સરકાર હારી એમ કેહેવાયછે.

જ્યારે કોઈ અગત્યની બાબદ ઉપર પાર્લ્યામેંટની કચેરીમાં ભાષણ થાયછે અને તકરાર ચાલેછે ત્યારે તે દેખાવ જરૂર જોવાજોગ હોયછે. આ બધાં ભાષણ જુદાજુદા છાપાવાળાઓના "રિપોર્ટર" બોલેબોલ ઉતારી લેછે અને સવારનો પોહોર થતાં પેહેલાં તે બધા બોલેબોલ છપાઇને બાહાર પડેછે. આ રિપોર્ટરોને બેસવાની જુદીજ જગ્યા કરેલીછે તે "રિપોર્ટર ગ્યાલરી" નાં નામથી ઓળખાયછે. આ રિપોર્ટરોની ચાલાકી ને ઝડપ જોવાજોગ છે. એકએક કલાકે જુદાજુદા છાપાનાં રિપોર્ટરોની બદલી થતી જાયછે. એક કલાકમાં એકએક છાપાના રિપોર્ટર, જેટલું લખ્યું હોયછે તેટલું લઇને ઉઠેછે અને તેની જગ્યાએ તે-

નો બીજો રિપોર્ટર ૨૫ દેખીને બેસેછે. પેહેલો રિપોર્ટર તરત પોતાનાં કારખાનાંમાં જઇને ટુંકા શબ્દમાં જે કાંઈ લખ્યું હોયછે તે પોતે ઉકેલીને વંચાય તેવી રીતે ઉતારી આપેછે. આ પ્રમાણે આ રિપોર્ટરોનું કામ ચાલેછે.

સ્ત્રીઓને તમાશગીર દાખલ બેસવાને રિપોર્ટરની પાછળ ઉંચી એકની ગ્યાલરી છે. તે ઉપર ઝીણી જાળી જડી લીધેલીછે અને તેમાંથી તેઓ જોઈ શકેછે. આવી રીતે સ્ત્રીઓને પડદામાં ભરાઈ જોવાનો ચાલ વિલાયતમાં પાર્લ્યમેંટ શિવાય કોઈ ઠેકાણે તમે જોયો નહી.

હું બે વખત પાર્લ્યમેંટની કચેરી જોવા ગયો હતો. પેહેલાં ગયો ત્યારે સંગ્રહસ્થાનની નવી ઇમારત બાંધવા સંબંધી તકરાર ચાલતી હતી. તે વખત હું "સ્ટ્રેંજર્સ ગ્યાલરીમાં" બેઠો હતો. બીજી વેળા ગયો ત્યારે "હિંદુસ્તાનની ઉપજ ખરચનો હિસાબ" સર ચાર્લ્સ ઉડ વાંચ્યો હતો. તે વેળા પાર્લ્યામેંટના અધિકારીઓ જ્યાં બેસેછે તેઓની પાછળ બેસવાની જગ્યા અમને મુંબઈની માંડવીના આગલા કમિશનર મી૦ સ્પુનરના બુઢા પિતાની મેહેરબાનીથી મળી હતી. આ બુઢો અને ભલો મી૦ સ્પુનર આંખે બરાબર દેખી શકતો નહી તેછતાં પોતાની સાથે અમને પ્રથમ "હાઉસ ઑવ લૉર્ડસ" માં લઈ ગયો અને પછી ત્યાંથી "હાઉસ ઑવ કૉમન્સ" માં લાવીને આવી માનભરેલી જગ્યામાં બેસાડી કરીને ગયો. આ ભલો ગૃહસ્થ તથા તેનો પુત્ર, એ બંને જન મારા મિત્ર ભાઈ રામચંદ્ર બાળકૃષ્ણજીની ઉપર ઘણી મમતા રાખતા હતા. હું પેહેલાં ગયો ત્યારે મેહેરબાન હાનરબલ કિનારડે તથા બીજી વાર મેહેરબાન કર્નલ સાઈકે મને ચિઠ્ઠી આપી હતી, તેટલામાટે તથા તેઓ મારી ઉપર મમતા રાખતા હતા તેમાટે હું તેમનો ઉપકાર માનવાને આ યોગ્ય જગ્યા અને યોગ્ય પ્રસંગ જાણું છઉં.

"હાઉસ ઑવ લૉર્ડસ" ની કચેરીનો ભભકો પેહેલી કચેરી કરતાં વધારે છે. તેનું દિવાનખાનું લંબાઈમાં ૩૫ ફુટ પેહેલી કચેરીના દિવાનખાનાં કરતાં વધારે છે; તેમાં રાણીનું તખ્ત ઘણો ભભકો આપેછે. અમે જોવા ગયા ત્યારે આ તખ્ત ખાલી હતું. આ કચેરીમાં મોટા શ્રીમંતો ભાષણ કરેછે તેઓનાં માનનો મુકાબલો આપણા શ્રીમંતો સાથે જરા પણ થઈ શકેજ

નહી. તવંગર છતાં તેઓ કેટલા કેટલા કલાક સુધી ઉજાગરો કરેછે અને હરએક બાબદ વિષે ખબર તથા જ્ઞાન મેળવવાને કેટલો બધો ઉદ્યોગ કરેછે !! અરે આવો શ્રમ આપણા શ્રીમંતો આપણા દેશના કલ્યાણ માટે ક્યારે કરશે?

## ૧૧. બિલોરી મેહેલ.

CRYSTAL PALACE.

લંડનમાં કે આખા ઇંગ્લંડમા જ્ઞાન તથા ગમતનું સઉથી સરસ ઠેકાણું આ બિલોરનો મેહેલ છે. તમે વિલાયત જાઓ તો આ બિલોરનો મેહેલ જોયા વિના કદી પાછા ફરશો નહી. એક વખત જોયા પછી પાચ કે સાત વખત જોશો તો પણ તમે ધરાશો નહી. માત્ર આ મેહેલજ જોવાને કોઇપણ દેશી વિલાયત જશે તો તેના જવા આવવાના ખરચનો બદલો વળી જશે. એ જોયાથી તેને બેહદ આનંદ અને સંતોષ પેદા થશે એટલુંજ નહી પણ તેનાં જ્ઞાનમા અને તેની શંણગાર-બુદ્ધિમાં અતિશય વધારો થશે. મેં આ મેહેલ જોયોછે તેછતા મારાં મનમા વારવાર થઈ આવેછે કે ફરીથી જોવાની મને ક્યારે જોગવાઇ મળે.

આ બિનોરી મેહેલ રાજના ઉપયોગને માટે નહી પણ રઇયતના ઉપયોગ માટે બાંધેલોછે. રાજ મેહેલ જેમા મહારાણી વિક્ટોરિયા રેહેછે તેનો પણ બાહારનો ભભકો આ મેહેલ જેવો નથી. એના જેવો ભભકાદાર અને રઇયતના સુખ માટે બાંધેલો મેહેલ આખા યુરોપમાં કેહેછે કે કોઇ ઠેકાણે નથી. યુરોપીયન મુસાફરો પણ જ્યારે આ મેહેલ જોઈ પાછા પોતાને વતન જાયછે ત્યારે તેના બહુ વખાણ કરેછે. આપણા દેશ તરફનો કોઇપણ મુસાફર આ મેહેલ જોઇને ડંગ થઈ ગયા વિના રેહેજ નહી.

અરે આપણા કવિઓએ માત્ર પોતાની કલ્પનાથીજ સોનાના મેહેલનુ કે રત્નમણી ને હીરા મોતીથી જડેલા મેહેલનું વર્ણન કર્યુંછે પણ તેઓ જો આ બિનોરી મેહેલ જોઇને તેનુજ માત્ર યથાર્થ વર્ણન કરત તો કલ્પનાથી કરેલા ખોટા અલંકારનું વર્ણન તેની આગળ વટાવમા જતું રેહેત. આપણા નર્મદ કવિને કે દલપત કવિને માત્ર આ મેહેલ જોવાને તથા તેનું યથાર્થ વર્ણન લખવાને વિલાયત મોકલ્યા હોય તો તેઓ



CRYSTAL PA ACE

બીલોરી મેહેલ અથવા ક્રિસ્ટલપાલેસ.

બિલોરી મેહેલ જોતાંનેવાર તમે એમજ કેહેશો કે એનાં નામ પ્રમાણે એ ખરેખર બિલોરનોજ બનાવેલોછે. એની દેવાળ પણ કાચની છે અને એનું છાપરૂં પણ કાચનુંજ છે. કાચને લીધે આ મેહેલ સુરજ પ્રકાશતો હોય તો છેટેથી ઝક ઝક મારેછે. કોઈ જાણે કે આ મેહેલ હીરા માણેકનો હશે. અરે આઘેથી કે પાસેથી આ કેવો મોટો ને ભભકાદાર લાગેછે! અરે એનો બાગ કેવો મોટો અને સુંદર છે! અરે એનું છત્ર, એનો દરવાજો ને એનાં બારીબારણાં કેવા રૂડા ઘાટનાં અને સુશોભિત છે!

આ મેહેલ કેટલો મોટો હશે અને તેણે કેટલી જગ્યા રોકી હશે વારૂં ? હું કહીશ તો તમે અચરત થશો ને કદાચ માનશો પણ નહી. આ મેહેલ આસરે ૨૮૦૦ ફુટ લાંબો છે ૪૦૦ ફુટ પોહોળો છે અને ૧૭૫ ફુટ ઉચો છે, ને તેણે ૨૦૦ એકર જમીન રોકીછે !! પણ તમે મને પુછશો કે એ મેહેલમાં કંઈ જોવાનું છે કે ખાલી મેહેલજ ! અરે ભાઇઓ એમાં જોવાનું એટલું બધું છે કે આપણે દસ કે બાર દાહાડા સુધી જોયા કરશું તોપણ તે પુરૂં થશે નહી, આપણું મન પણ ધરાશે નહી અને આપણને ત્યાંથી ખસવું પણ ગમશે નહી.

દુનિયાના ચારેખંડનાં ને જુદીજુદી જાતનાં અને જુદીજુદી શિકલનાં જંગલી માણસો જાણે એ મેહેલમાં આવીને ઉભાછે એમ આપણને પેસતાંને વાર લાગશે. તેઓનાં પુતળાં ઉભાં કરેલાંછે તે એવાં કે જાણે ખરા જંગલી માણસો અમેરિકામાંથી ને આફ્રિકામાંથી ને આસ્ટ્રેલિયામાંથી આવીને આપણી સામે ઉભાં રહ્યાં હોય. માત્ર તેઓ બોલતાં કે ચાલતાં નથી એટલીજ કસર છે. અરે ઈશ્વરે આવાં પણ માણસો ઉત્પન્ન કર્યાંછે એમ તરત આપણાં મનમાં આવશે. વળી આપણા દેશના હિમાળય પાહાડમાં રેહેનાર માણસોની શિકલ પણ અહીં દેખાશે.

જરા આગળ ચાલશું એટલે એક બિલોરનો મોટો ફુવારો આપણે જોશું. માત્ર આ ફુવારોજ જોઈ આપણે અચરત પામશું. હવે અહીં આસપાસ નજર કરી જોશું તો સુજ પડશે નહી કે શું જોઇએ અને શું નહી. આખું બ્રિટિશ મ્યુઝીયમ જાણે અહીંજ લાવીને મુકેલુંછે. તેમાં ફેર એટલો છે કે અહી મેહેલનાં નામ પ્રમાણે અનેક પદાર્થો રચવામાં

મેહેલનું લાયકનીજ ગોઠવણ કરેલીછે. જુદાજુદા મોટા દિવાનખાનામાં અને અનેક ઓરડામાં જુદાજુદા દેશની બનાવટનો સંગ્રહ કરેલોછે. તે જુદાજુદા ઓરડા દરબારનાં નામથી ઓળખાયછે. જેમકે "ઇજીપશિયન-કોર્ટ" એટલે મિસર દેશની દરબાર, આસિરિયરની દરબાર, ઇત્યાદિ.

પણ તે ઉપરાંત જોવાનું બીજું ઘણું છે. મેહેલની માહે એક મોટા ઓરડામાં મોટાં મોટાં ઝાડ ઉગ્યાંછે. કોઈ કેહેશે કે વળી મેહેલમાં કાંઈ મોટાં ઝાડ ઉગતાં હશે? હું કહું છઉં કે હા ભાઈ; આ બિલોરી મેહેલ મધ્યે એક ઓરડામાં મોટાં મોટાં ને ખરેખરાં ઝાડ ઉગેલાંછે. આ મેહેલમાં જુદાંજુદાં યંત્રના નમુના મુકેલાછે. છાપો કેમ છપાતો હશે, કપડાં કેમ વણાતાં હશે, કાચ કેમ બનાવતા હશે ઇત્યાદિ યંત્રો ચલાવીને તેમના નમુના અહીં દેખાડવામાં આવેછે.

વળી તરેહ તરેહની વસ્તુઓ તથા તરેહ તરેહનો સામાન કે સણગાર વેચવાની મોટી દુકાનોનાં બજાર પણ આ બિલોરી મેહેલમાં છે. કોઈ કેહેશે કે મેહેલમાં વળી બજાર ભરાય? હા ભાઈ; આ મેહેલ કંઈ વિચિત્ર છે; એમાં તમે ખરીદ પણ કરી શકો. આ મેહેલમાં વળી દફતરખાનું છે, એક તસ્વીરખાનું છે અને એક છાપાખાનું પણ છે. સવારથી સાંજ સુધી મોજ મારવા આવનારાઓને માટે મિઠાઈ મેવાની દુકાનો પણ આ મેહેલમાં છે. અહીં નિત્ય મોટો મેળો ભરાયછે.

દર શનીવારે તથા કોઈ મોટે દાહાડે બિલોરી મેહેલમાં કંઈ વધારે જોવાનું હોયછે. એ મેહેલનાં એક મોટાં દીવાનખાનાંમાં વાજીત્રની ઘણીજ મોટી પેટી છે તે ઠેકાણે ગવઇયાઓને બેસવા માટે ચહડતી ઉતરતી ગોળ દાદર ઘાટની બેઠક કરેલીછે. ત્રણ કે ચાર હજાર ગવઇયા સાથે મળીને એક રાગે અને એક સાદે ગાયછે તે ખરેખર સાંભળવાજોગ છે જેમ વધારે માણસો હોય તેમ એક રાગે ગાવાનું વધારે કઠણ પડે. તે છતાં ૩૦૦૦ માણસો સાથે મળીને એક રાગે અને એક સાદે ગાય એ કંઈ સાધારણ વાત નથી. વળી વિદ્યા તથા જ્ઞાનને જેમ બને તેમ સંપુર્ણતા ઉપર લાવવાની મેહેનત વિલાયતના લોકો કરેછે તેમજ ગાવાની વિદ્યાને પણ તેઓએ આવી ઉંચી સ્થિતિમાં લાવી મુકીછે.



બિલોરી મેહેલના બાગમા ફુવારાનો બાહાર

બિલોરી મેહેલનો બાગ પણ બિલોરી મેહેલને લાયકનોજ છે. આ બાગમા જઇને આપણે જરાવાર બેસશુ તો જીવને આનંદ ઉપજશે. ઝાડપાનની રચનામા ને ફરવા હરવાની જગ્યામા કંઈ મણા નથી. આ બાગમા હુ બેઠો, અને બેસીને બિલોરી મેહેલને નિરખીને જોવા લાગ્યો. સામે ફુવારાનો બાહાર પણ ઉડી રહ્યો હતો. તે વેળા મારા મનમા આનંદભરેલા અનેક વિચાર ઉત્પન્ન થયા. હું બોલ્યો કે "અરે હું કેવો ભાયગવાન્ કે આવી જગ્યા ઉપર આવી બેઠો છઉ? અરે જેઓએ આવો સુંદર મેહેલ જોયો નથી તેઓનુ જીવતર શુ કામનું?" મારા વિલાયત જવા બાબદ જેઓ વેર રાખીને મને દુઃખ દેવા ચાહાતા હોય તેઓનેહુ એટલુજ કહુ છઉં કે આ પ્રસંગે ઉપજેલો સંતોષ યાદ આવેથી જે મને સુખ મળેછે તે તમે મારી પાસેથી કદાપિ લઇ શકશો નહી.

છોકરાઓની આખી નિશાળની નિશાળ કોઈ કોઈ દાહાડો આ બિલોરી મેહેલ જોવાને જાયછે. છોકરાઓને આથી જ્ઞાન તથા ગમત મળેછે. જે દેશની નિશાળોનાં છોકરાઓને અભ્યાસની સાથે આવી મોજ માણવાનું મળે તેઓને અભ્યાસ ઉપર પ્રીતિ થાય એમાં નવાઈ શી?

એ શિવાય આં મેહેલના બાગમાંથી કોઈ કોઈ સમે "બલુન" અથવા વિમાન ઉડાડી દેખાડવામાં આવેછે. કોઈ કોઈ સમે તરેહવાર જાતના ફુલ તરેહવાર રચનાથી ગોઠેલા હોયછે. એવે સમે ૪૦ થી ૫૦ હજાર માણસોનો મેળો ભરાયછે. આ મેહેલની ઉપજ દર વરસે ૧૨ લાખ રૂપીયાની છે અને ખરચ ૯ લાખ રૂપીયાનો બેસેછે.

## ૧૨. વિન્સરનો રાજ મેહેલ.

WINDSOR CASTLE.

ધડ્યા કૌસિલનો અધિકારી કપ્તાન ધંટરવિક જે મારી ઉપર ઘણી મેહેરબાની તથા મમતા રાખતો હતો તેણે લૉર્ડ ચેમ્બરલેન પાસેથી અમારે વાસ્તે આ મેહેલ જોવાની ચિઠ્ઠી મેળવી આપી. આ અને બીજી બાબદોમાં આ બના અને આપણા દેશીઓને ચાહાનાર ગૃહસ્થનો હું ઉપકાર માનું છઉં. લૉર્ડ ચેમ્બરલેનની ચીઠ્ઠી મળ્યાથી અમે આ વિન્સરનો પ્રખ્યાત મેહેલ જોવાને ગયા હતા.

આ મોટો મેહેલ મોટાં ગજબને લાયકનો છે. બાહારથી તે કિલ્લાના ઘાટનો છે. લંડનથી ૨૧ માઇલ છેટે છે ને રેલવેમાં બેસીને એક કલાકમાં ત્યાં જઇ શકાયછે. આ મેહેલ ઘણાંજ વરસનો જુનો છે. તેને આસરે ૮૦૦ વરસ થયાં હશે. વારંવાર તેને સમારેલો તથા સુધારેલો પડ્યોછે. તેમ કરવામાં આજ દીનસુધી એક કરોડ રૂપીયા આસરે બેસી ચુક્યાછે. આ મેહેલ મહારાણીને પસંદ પડયો છે અને તેમાં તેઓ વરસમાં કેટલાક મહિના સુધી આવીને રેહેછે.

આ મેહેલની મોટી ખુબી એ છે કે તે ઘણીજ એકાંત જગ્યામાં છે. માત્ર એકાંત જગ્યામાં છે એટલુંજ નહી પણ તેની આસપાસ કુદરતી દેખાવ ઘણોજ સુંદર અને આંખને ચિતરા કરનારો છે. એક મોટાં



WINDSOR CASTLE

વિન્ઝર કાસલ નામનો રાજમેહેલ.

વનમાં ઝાડપાનની લાગેલી ઘટા આ મેહેલમાંથી દેખાયછે. એ વન ૧૮૦૦ એકર મોટું છે. એ વનમાં ઓકનાં ઝાડ ઘણાં છે. આ:હા !! જ્યારે અમે આ મેહેલ ઉપર ચહડીને ચોમેર જોયું ત્યારે કેવો રમણ્ય અને સુંદર દેખાવ નજરે પડ્યો ! ઉનાળાની ઋતુ હોવાથી ઘાસનો લીલો ગાલીચો પથરાઇ ગયો હતો અને તે ઉપર ઝાડોની ઘટા લાગી હતી.

આ મેહેલ એટલો મોટો છે કે તેણે ૫૦૦ એકર જમીન (બાગ સાથે) રોકીછે. એવા મોટા મેહેલમાં ઓરડાઓનો કંઈ પાર નથી. એમાં કિંમતી સામાનનો કંઇ સુમાર નથી. ચિત્રના કેટલાએક તકતા ઘણાજ કિંમતી અને મોટા છે. એવા એકએક તકતાની કિંમત અરધા લાખથી એક એક લાખ રૂપીયાની અમને જણાવવામાં આવી !! જ્યારે એકએક ચિત્રની એવી મોટી કિંમત ત્યારે એમાં જે બીજો સુંદર સામાન રચેલોછે તેની કિંમતનો કેમ સુમાર નિકળે ?

આ મેહેલના જુદા જુદા અને મોટા મોટા અનેક સુંદર ઓરડાઓનું હું શું વર્ણન કરૂં ? તેમાંના સામનનું, સણગારનું અને ભારે ચિત્રનું હું શું બ્યાન કરૂં ? આ:હા કેવાં સોનેરી છત્ર, કેવા રંગીન પડદા અને કેવા ઉંચા ગાલીચા !! આ બધાની કિંમત થાયજ નહી.

આ મેહેલના એક બે ઓરડામાં આપણા દેશના રાજાઓ પાસેથી મળેલું ઝવેર એકઠું કરેલુંછે. એ મધ્યેનું ઘણુંએક ઝવેર રાજાઓને લહડાઇમાં હરાવીને મેળવેલું દેખાયછે. મોર પક્ષીના આકારનું એક તખ્ત તથા બીજું અનેક તરેહનું ઝવેર અહીં જોવામાં આવેછે. આ:હા ! ! કયા દેશનું ઝવેર અને કયા રાજાઓનું ઝવેર, કયાં આવીને કયાં પડ્યુંછે !! ઇંગ્રેજી રાજનો વાવટો હિંદુસ્તાન ઉપર સલામત રેહે એવી મારી ઇશ્વરને પ્રાર્થના છે, તોપણ મને એમ લાગ્યા વિના રહ્યું નહી કે આ મારા દેશનું ઝવેર ઇગ્રેજ સરકારે મારાજ દેશમાં રેહેવા દીધું હોત તો સારૂં થાત.

મહારાણી વિક્ટોરિયાના ભરથાર પ્રિન્સ ઑલબર્ટનું મરણ આ મેહેલમાં થયું હતું. મેહેલના જે ઓરડામાં આ ભારે દુ:ખભરેલો બનાવ બન્યો હતો તે ઓરડો અમને દેખાડવામાં આવ્યો. મેહેલના જુદાજુદા ઓરડાઓમાં ફરતાં અને જોતાં પાંચ કલાક થઇ ગયા પણ અમે

જોતા ધરાયા નહી. “નાઇટ” વગેરેના માનભરેના ખેતાબ ગાજ્ય તરફથી જેઓને આપવામા આવેછે તેઓની નોંધ એક મોટા ઓરડામ રાખેલીછે. ક્યા ક્યા પુરૂષોને ને ક્યા ક્યા વરસમા એ ખેતાબો આપ વામા આવ્યા તેની વિગત અહીં નોંધેલીછે. એ દીપમાથી આપણ પ્રખ્યાત બાગેનેટ સર જમશેદજીનુ નામ હશેજ એમ ધારીને તે શોધવાન અમે તજવીજ કરી; પણ અહીં એટના બધા નામ હતા અને વખ એટલો થોડો રહ્યો હતો કે અમે તે કામમા ફતેહ પામી શક્યા નહી

હિંદુસ્તાનની પંદર કરોડ માણસની વસ્તી ઉપર જે મહારાણી રાજ ભોગવેછે તેનો આ મેહેલ તેમના મોટા નામને અને મોટા માનને લાયક છે. આ મેહેલ જોઇને હુ બહુજ પ્રસન્ન થયો. મેહેલ છોડતી વેળ હુ મનમા બોલ્યો કે હે ભગવાન ! આ મેહેલનુ સુખ ભોગવવાને મહા રાણી વિક્ટોરિયા અને તેમનુ કુટુંબ ઘણા વરસ જીવો ! તથાસ્તુ.



•




# પ્રકરણ ૬.

## VI—PLACES OF RECREATION AND EXHIBITIONS.

## તમાશો જોવાનાં મુખ્ય ઠેકાણાં.

વિલાયતમાં તમે આખો દહાડો મેહેનત કરીનેથાકી કે કંટાળી ગયા હો તો તમને વિચારવું પડશે નહી કે "હવે હું મારો જીવ કેવી રીતે ખુશી કરૂં?" વિલાયતમાં ઠેકાણે ઠેકાણે તમાસો હોયછે; ઠેકાણે ઠેકાણે નાચરંગ મચી રેહેછે; ઠેકાણે ઠેકાણે ગાનતાન થાયછે; અને ઠેકાણે ઠેકાણે તમાશો જોવા માટે લોકોનાં ટોળેટોળાં નિત્ય રાતના એકઠાં મળેછે.

આમાં કેટલાએક તમાશા ઘણા પ્રખ્યાત અને મોટા થાયછે. કોઇ કોઇ તમાશો જોવાને આખી રઇય્યત ઉલટમાં આવી જાયછે. કેટલાએક તમાશા બારે માસ ચાલેછે. કેટલાએક તમાશા ઉનાળાની રૂતુમાંજ થાયછે. કેટલાએક તમાશા કોઇ અમુક દાહાડાજ ઉપર થાયછે. તમાશાનાં ઠેકાણાં બંધ પડે તો વિલાયતના લોકોનું મોટું સુખ જતું રેહે.

### ૧. નાટકશાળા.

OPERAS AND THEATRES

આ દેશના મુસાફરે વિલાયતની કેટલીક પ્રખ્યાત નાટકશાળાઓમાં નાટક જોવાને જરૂર જવું જોઇએ. ઇંગ્લંડના લોકોની સંસારી હાલતનું જ્ઞાન થોડી મુદતમાં જુદીજુદી નાટકશાળાઓ જોયાથી થઈ શકેછે, તેમ બીજી રીતે થવું કઠણ પડેછે. આ નાટકશાળાઓમાં જે અનેક તરેહનાં નાટક થાયછે તેમાં ઇંગ્લંડના લોકોની સંસારી સ્થિતિનું ખરેખરૂં ચિત્ર આપણી નજર આગળ પડેછે. તેટલામાટે જેમ વધારે નાટક જોવામાં આવે તેમ આ મતલબ વધારે સેહેલાઇથી પાર પડેછે, અને તેથી કઈ કઈ વાતમાં ઇંગ્રેજોની રૂઢી રૂડી છે અને કઈ કઈ વાતમાં માઠી કે ખામીભરેલી છે તેનું તોલ કરવાને આપણે શક્તિવાન્ થઇએ છઇએ.

વળી બધા તમાશાઓમાં નાટકનો તમાશો વખણાયછે; કેમકે નાટકથી બે મતલબ હાસલ થાયછે. એકતો ફુરસદની વેળાએ રમુજની રમુજ મળેછે તેથી દહાડા આખાનો થાક ઉતરેછે અને મનને વિસામો મળેછે. બીજુ જોનારને બોધ અથવા ચાનક મળેછે; કેમકે હરએક નાટકમાં નારા કામનું નઠારૂ અને સારા કામનું સારૂ પરિણામ દેખાડવામા આવેછે. ઘણુંખરા નાટકોમા શૃંગાર રસ ખરોજ; પણ તેમા ખરો પ્રેમ રસ હોયછે. હિંદુઓમા શૃંગાર-રસની વળણ હીન વ્યભિચાર અથવા જારભાવ તરફ ઘણુંકરીને છે, પણ આ શૃંગાર રસની વળણ ઘણુંકરીને તેવી નથી. કોઈક ઠેકાણે ખરા પ્યારનો ખરો ઉભરો ઉભરાઈ આવેલો દેખાયછે પણ તે નઠારી મતલબથી હોય એમ હું માનતો નથી. ને કોઈ ઠેકાણે નઠારી મતલબ હશે તો તેનુ પરિણામ અંતે નઠારૂંજ આ નાટકમા માલમ પડશે.

લંડનમા નાટકશાળા એક નથી પણ ઘણી છે. તેમા "હર માજેસ્ટી થિએટર" તથા "રૉયલ ઇટાલિયન ઑપેરા" તથા "પ્રિન્સેસ થિએટર" વગેરે નાટકના પ્રખ્યાત ઠેકાણા છે. આ નાટકશાળાઓનો ભભકો કંઈ જેવો તેવો નથી. બાહારનો દેખાવ જેમ ખુબસુરત છે તેમ અંદરની ગોઠવણ સુંદર, સોભાયમાન અને સુખદાયક છે. જુદીજુદી ત્રણ નાટકશાળામા હું છ કે સાત વાર ગયો હતો.

"રૉયલ ઇટાલિયન ઑપેરા" મા હું ત્રણ વખત ગયો હતો. આ હા !—આ કેવી સુંદર ઇમારત છે! એમા દાખલ થતા બે મોટા પુતળા છે તે નજરે પડેછે. એક પુતળુ "ટ્રાજેડી" નુ છે તે કરૂણારસ અથવા વિલાપ કરી દેખાડેછે. બીજુ પુતળુ "કૉમેડી" નુ છે તે હાસ્ય રસ દેખાડેછે. નાટક બે જાતના થાયછે એક એવું કે જેથી રડવુ આવે અને આખમાથી પાણી પડે. બીજુ એવુ કે જેથી હસવુ આવે. આ મતલબ દેખાડવાને એક કરૂણારસનુ અને બીજી હાસ્યરસનુ એવા બે પુતળા આ નાટકના મકાનમા પેસતા માલમ પડેછે.

આ નાટકશાળામા જે નાટક થાયછે તેમા અને બીજા સાધારણ નાટકમા ઘણો ફેર છે. આ નાટક "ઑપેરા" નામથી ઓળખાયછે. ઑપેરામા આખુ નાટક ગાયનમાજ કરી દેખાડેછે. આ ગાયન ઘણું

ઉંચું હોયછે અને તે સાંભળવાને ત્યાના લોકો બહુજ શોખ રાખેછે. ઉંચા ગાયનનું ખરેખરૂં રૂપ જોવું હોય તો ઑપેરામાં આપણે જોશું. ગાયનવિદ્યા કેટલી ઉંચી સ્થિતિમાં આવી શકેછે તે જોવું હોય તો અહીં આપણે જોશું. આપણે અચરત થશું કે આવો કોયળ પક્ષી જેવો ઝીણો અને મધુર રાગ એટલા ઉંચા સૂર ઉપર કેમ લઈ શકાયછે. કોઇ એમજ કહેશે કે ગાનાર સ્ત્રી પોતાનાં ગળાંમાં કંઇ કળાથી ઝીણી સિંસોડી રાખીને આવો ઝીણો અને મધુર રાગ કાહાડી શકતી હશે ? પણ ના; તેવું કંઇજ નથી. ગાનારનો રાગજ એવો મધુર અને ટૂટ્યા વગર લાંબો ને લાંબો ચાલી શકે તેવો હોયછે.

ઑપેરાનાં ગાયનમાં વળી બીજી ખુબી છે. તે એકે નાટક સંબંધી બધી વાતચિત ગાયનમાંજ થાયછે. એક ગાયનમાં બોલી નથી રહ્યો ત્યાં બીજો ગાયનમાંજ તેની સાથે ક્રોધમાં કે ખુશીમાં આવીને વાત કરેછે અને પેલાની વાત સાંભળતો નથી. આ વેળાએ બંને જન જુદુંજુદું બોલતા હોય પણ તેઓ બંનેનું ગાયન એકજ રાગમાં ઉતરેછે. આ વાતચિતનાં ગાયન સાથે વાજીત્ર પણ વાગેછે. વાજીત્ર વગાડનાર કંઈ પંદર વીસ માણસ નથી પણ સો કે સવાસો માણસો હોયછે; અને તેઓને બેસવા માટે જે જગ્યા કરેલી હોયછે તેને "ઑરચેસ્ત્રા" કેહેછે.

ઑપેરામાં નાટક કરનારાઓની સંખ્યા પણ મોટી હોયછે. કોઇ વેળા તો મોટું લશ્કર ને લશ્કર આવીને જાણે નાટકના મંડપ ઉપર ઉભું રેહેછે. એટલાં બધાં માણસો છતાં દરએક ખેલાડી પોત પોતાનું કામ ઘણુંજ બરાબર બજાવેછે. સ્ત્રી વગર નાટકની શોભા નથી માટે સ્ત્રી પુરૂષ બંને નાટક કરવામાં સામેલ થાયછે. નાટક સંબંધી કેટલીએક જગ્યાની અને કેટલાએક બનાવની "સીનરી" જાઇને આપણે ઘણાજ અચરત પામશું. એવી એકએક "સીનરી" કરવામાં મોટો ખરચ થાયછે. "સીનરી" એટલે પડદાની અને બીજી અનેક તરેહની એવી રચના હોયછે કે જેવી જોઇએ તેવી જગ્યા અને જેવા જોઇએ તેવા બનાવો નાટકના મંડપ ઉપર આપણે જોઈ શકશું. એક મોટાં અને ભયંકાર જંગલનો દેખાવ કે રાજાના મોટા મેહેલનો દેખાવ; પાહાડનો દેખાવ કે

નદીનો દેખાવ, ઘોર અંધારી રાતનો દેખાવ કે ચંદ્રના પ્રકાશનો દેખાવ, વિજળીનો દેખાવ કે તોફાનનો દેખાવ અહીં આપણે જોઈ શકશું.

આ "ઇટાલિયન ઑપેરા" કહેવાયછે કેમકે ઇટાલિયન ભાષામાં બધાં ગાયન થાયછે. માટે થોડાજ ઇંગ્રેજો એ સમજેછે ત્યારે આપણે તો કયાંથી સમજીએ? તોછતાં તેની ખુબી એવી છે કે માત્ર જોવાથી તેની મતલબ સમજી શકાય અને ગાયનમાં એવો મિઠાસ કે તે સાંભળવાને ઘણા લોકોનો જીવ તલસી રહે. તે ઉપરાંત દરએક ઇટાલિયન ભાષામાં ગાયનની સામે તેનો ઇંગ્રેજી તરજુમો વાંચી વાકિફ થઈ શકાયછે. કોઇ કોઈ વખ્ખત ગાનારના મધુર રાગની મિઠાસ ઉપર સાંભળનાર તમાશગીરો એટલા તો મોહીત થઇ પડેછે કે તેના ઉપર ફુલની વૃષ્ટિ વરસાવે; એટલે ફુલના મોટા ગુચ્છ મંડપમાં ઉપરથી ફેંકે; અને ખુશાલીની તાલીઓ ઉપરા ઉપર વગાડે. આ વેળા તમાશગીરો એટલાતો ખુશી અને ઉલટમાં આવી જાયછે કે તે દેખાવ ખરેખર જોવાજોગ થઇ પડેછે.

ઑપેરામાં નાટક થઈ રહ્યા પછી સો કે પોણોસો જુવાન સ્ત્રીઓ ને છોકરીઓ ઘણીજ ઝીણી અને સુંદર પોશાક પહેરીને નાચ કરેછે. આ નાચ બ્યાલટનાં નામથી ઓળખાયછે; તે ખરેખર જોવાલાયક છે. આમાં પંદર પંદર કે વિસ વિસ છોકરીઓની એકએક ટોળી થાયછે. એક ટોળીનો પોશાક ગુલાબી રંગનો, બીજીનો વાદળી રંગનો, ત્રીજીનો જાંબુડી રંગનો, ચોથીનો તમામ સફેત ઇત્યાદિ રંગના પોશાક પેહેરીને આવેછે અને નાચવા માંડેછે. આહા નાચવાની કેવી કળા છે!! જરામાં બધી છોકરીઓ સેલભેલ થઇને ને જરામાં જુદી પડીને નાચેછે. "બ્યાલટ" નામની ખુબી એકે માત્ર અદાથીજ તેની મતલબ કહી શકાય.

એવી કળાથી નાચે કે જાણે પગતો જમીન ઉપર ઠરેજ નહી. હાથનો એક લટકો એવો થાય કે બધાના હાથ સાથેજ ઉંચકાય અને બધી છોકરીઓનો લટકો અને મટકો સાથેજ થાય. બીજા હાથનો કે બંને હાથનો જુદી રીતનો લટકો વળી બધી છોકરીઓ સાથેજ કરે. નાચની વેળા બધી છોકરીઓના પગ એક સરખી રીતે ઉપડે. બધી છોકરીઓના પગનો તથા હાથનો તાલ વાજીત્રના તાલ સાથે મળતો રહે. આ દેખાવ

બહુજ રમુજી અને આનંદકારક લાગેછે. છોકરીઓનાં ખુબસુરત મોહોડાં પલક પલક થાય અને જાણે આકાશમાંની સુંદર પરીઓ સુંદર વસ્ત્ર પેહેરીને આપણી સામે નાચ કરવા આવી હોય એમ લાગે.

આ નાટકશાલામાં મોટા મોટા શ્રીમંતો અને તેમની ખુબસુરત સ્ત્રીઓ સુંદર પોશાક પેહેરીને આવેછે. કોઈ કોઈ વેળા રાજકુંવર અને તેની રાણી પણ આ નાટક જોવાને આવેછે. કોઈ કોઈ પ્રખ્યાત ખેલ કરનાર તથા ગાનાર સ્ત્રીને એક એક રાતના પંદરસો રૂપીઆ સુધી નાટકના માલેકો આપેછે. જુદાંજુદાં નાટકમાં "સીનરી" તઈયાર કરવા માટે ઘણો મોટો ખરચ કરવામાં આવેછે. વળી તેમજ નાટક કરનારનાં વસ્ત્ર અને સણગાર ઉપર મોટો ખરચ બેસેછે.

આવી મોઠી નાટકશાળાઓમાં જે મોટો ખરચ થાયછે તેની થોડીક વિગત હું તમને જણાવી શકું છઉં. ઘણુંકરીને એપ્રિલથી ઑગસ્ટ કે સપ્ટેમ્બર સુધી નાટકની રૂતુ ગણાયછે. આ આખી રૂતુનો ખરચ આ પ્રમાણે થાયછે:—" ગાયન સાથે નાચ કરનારાઓના ખરચના ૧૦ હજાર રૂપીયા; બ્યાલેટ નાચનાર છોકરીઓના ખરચના ૧ લાખ રૂપીયા; ગવઈયાઓના ૩૫ હજાર રૂપીયા; પોશાક તથા સીનરીને વાસ્તે પડદાના ૬૦ હજાર રૂપીયા; દીવાની રોશનીના ૧૩ હજાર રૂપીયા; જુદાજુદા માણસોના પગારના ૩૦ હજાર રૂપીયા; દરવાજા આગળ લશકરી પેહેરાગીરના ૧૫૦૦ રૂપીયા; જુલમે બધો મળીને ૨ા લાખ રૂપીયાનો ખરચ થાયછે." * આવા મોટા ખરચ પ્રમાણે મોઠી પેદાસ પણ થાયછે.

પ્રિન્સેસ થિએટર નામની બીજી પ્રખ્યાત નાટકશાળામાં હું બે વખત ગયો હતો. એક વખત "રોમિયો અને જુલિયટ" નામનું નાટક તથા બીજીવેળા "વિનિસનો વેપારી" નામનું બીજું નાટક જોયું હતું. આહા ! આ નાટકશાળામાં "સીનરી" કેવી ખુબસુરત હતી !! રોમિયો અને જુલિયતનું નાટક જોતા જોતાં આંખમાથી આંશુની ધારા છુટી. આ નાટક થયાંની અગાઉ શૃંગાર-રસનો ખેળ થયો હતો. એક ત્રીજી નાટકશાળામાં હું એક વખત ગયો હતો અને ત્યાં "મ્યાકબેથ" નામનું નાટક જોયું હતું.

* Travels in Great Britain, by Dosâbhâi Frâmji p 221 22

શેક્સ્પિયરનાં રચેલાં નાટકોની ખરી ખુબી આ નાટકશાળામાં માલમ પડેછે. એ જોયાથી મન ઉપર જે અસર થાયછે તે લાંબી મુદત સુધી મનમાંથી ખસતી નથી. શેક્સ્પિયરનું હરએક નાટક વાંચીને સમજવાથી જે રસ ઉપજેછે તેથી દશ ગણો વધારે રસ એ નાટક અહીં જોયાથી ઉપજેછે. માણસ જાતના સારા નરસા વિકાર શેક્સ્પિયરનાં નાટકમાં પૂરી રીતે જોવામાં અને જાણવામાં આવેછે. પ્રિન્સેસ થિયટરમાં જુલિયટનો વેશ એક ફ્રેંચ નટી (એટલે નાટક કરનાર સ્ત્રી) એ લીધો હતો. તે ઇંગ્રેજી ભાષા સમજાય તેમ બોલતી હતી પણ તેના ઉચ્ચાર ઘણાંજ ખામીભરેલા હતા. તેછતાં આ નટીએ પોતાનો વેશ ઘણોજ સાબાશીથી ભજવ્યો હતો. રોમિયોને વાસ્તે તેણે જે વિલાપ કર્યો હતો તે એવો તો કરૂણા રસથી ભરેલો હતો કે તેથી ઘણી અસર થઈ હતી અને ઘણાખરા તમાશગીરોની આંખોમાથી આસુની ધારા છુટી હતી.

આપણી મુંબઈની ગ્રાંટ રોડ ઉપરની નાટકશાળામાં અને વિલાતની નાટકશાળાઓમાં ઘણો ફેર છે. વિલાયતની ત્રીજા કે ચોથા વર્ગની નાટકશાળા સાથે તેનો મુકાબલો થઈ શકે, પણ પેહેલા વર્ગની નાટકશાળાઓ સાથેતો થઇ શકેજ નહી. મોટો ફેરતો ઇમારતના ભપકામાં અને માહેલા સણગારમાં છે. તે ઉપરાંત ચાર ચાર કે છ છ માણસો બેસી શકે એવાં બૉક્સ વિલાયતની નાટકશાળાઓમાં કરેલાછે. જેમ જુદાજુદા ઓરડા તેમ જુદાજુદા બૉક્સ. આ બૉક્સ બધા લોકોને માટે નહી પણ તેની કિંમત આપીને જનારાઓને માટે કરેલછે. રાયલ ઇટાલીયન ઑપેરામાં આવા આસરે ૨૦૦ બૉક્સ હશે. વળી આ નાટકશાળાઓમાં ગ્યાસના દિવા હોવાથી જ્યારે જોઇએ ત્યારે જરા વારમાં અંધારૂ કરતાં અથવા દિવાનો પ્રકાશ વધતો ઓછો કરતાં વાર લાગતી નથી. એ ગોઠવણથી ઘોર અંધારી રાત જેવો દેખાવ દેખાડવો હોય અથવા વાદળનો કે વિજળીનો કે ચંદ્રનો દેખાવ દેખાડવો હોયતો તેમ કરવાને ઘણું સેહેલું પડેછે.

આપણા દેશના મુસાફરને વિચિત્ર લાગે એવો દેખાવ નાટક જોનાર તમાશગીરોમાં દેખાયછે. નાટકનો કોઈ ભાગ જ્યારે પુરો થાયછે ને વિશામો મળેછે ત્યારે સ્ત્રી પુરૂષ "ઑપેરા ગ્લાસ" હાથમાં પકડીને

એક બીજા સામે નજર માંડીને જોવા માંડેછે. રસ્તામાં કે બીજે ઠેકાણે આવી રીતે કોઇની સામે નજર માંડીને જોયું હોય તો તે મોટામાં મોટો અવિવેક ગણાય; પણ આ ઠેકાણે તેમ ગણાતું નથી અને આવી રીતે જોવાની છુટ ઘણાખરા તમાશગીરો અહીં જોઇએ તેટલી લઈ શકેછે !!

## ૨. ગાયનશાળા.

CONCERTS.

નાટકશાળા ઉપરાંત લંડનમાં ગાયનશાળા અથવા ગાવાની જગ્યાઓ ઘણે ઠેકાણે છે. ગાયનના શોખીલાઓનો શોખ આથી પૂરો પડી શકેછે. જેઓ નાટકના કરતાં ગાયનને વધારે ચાહેછે તેઓ ગાયનશાળાઓમાં જાયછે. કેટલીક ગાયનશાળામાં ગાયનજ માત્ર થાયછે. કેટલેક ઠેકાણે ગાયનની સાથે થોડો થોડો રમુજી સ્વાંગ આવેછે; અને કોઈ કોઈ ઠેકાણે ગાયનની સાથે નાચ પણ થાયછે. ઉંચામાં ઉંચું ગાયન સાંભળવું હોય તો બિલારી મેહેલમાં અથવા ઑપેરામાં જવું. તેછતાં "ફિલહારમોનિક સોસાયટિ" ની ગાયનશાળામાં તથા "સેકરેડ હારમોનિક સોસાયટિ" ની ગાયનશાળામાં આપણે જશું તો નાઉમેદ થશું નહી.

આપણામાં ગાયનનો ધંધો તે વેશ્યાના ધંધા જેવો થઈ પડ્યોછે; તેમ વિલાયતમાં નથી. એ ઉપરથી હું એમ નથી કેહેતો કે વિલાયતમાં ગાયન ગાનારી સ્ત્રીઓ બધી ચોખ્ખી છે. મારા કેહેવાની મતલબ એટલી છે કે એ ધંધો માત્ર વેશ્યાએજ અથવા અનીતિવાન સ્ત્રીએજ કરવો એવો વિચાર વિલાયતમાં નથી. તેથી ગાયન વિદ્યા શિખવા ઉપર ત્યાંના લોકો ઘણું ધ્યાન આપેછે. આપણામાં ગૃહસ્થની સ્ત્રી જો ગાયન શિખવા બેસે તો તે મોટું દુષણ ગણાયછે; પણ વિલાયતમાં તો ગાયન વગર સ્ત્રી જાતની કેળવણી અધુરી કેહેવાય. એટલામાટે ગાયન કળામાં હાલ આપણે પાછળ રેહી ગયા હોઇએ એમાં નવાઇ જેવું કંઇ નથી.

આપણી ગાવાની રીતમાં અને ઇંગ્રેજી ગાયનની રીતિમાં ઘણો ફેર છે. ઇંગ્રેજી ગાનારનો સ્વર જેટલો ઉંચે ચડી શકેછે તેટલો દેશી ગાનારનો સ્વર ઉંચે ચહડી શકતો નથી. સ્વર ચહડાવીને ગાનાર હિંદુસ્તાની ગવૈયાઓ

જ્યારે સૂર ચહડાવીને ગાયછે ત્યારે કેટલુંક ઉંચે સૂર ચહડાવી શકેછે. પણ યુરોપિયન ગાનારની પેઠે તે ઘણું ઉંચે લઈ શકતો નથી.

કેટલાએક મારા દેશી મિત્રો જેઓએ મુંબઈમાં યુરોપિયનનું ઉમું ગાયન સાંભળ્યું છે તેઓ કહેછે કે અમને એ ગાયન પસંદ નથી. પણ જેને જે ગાવાનો અને સાંભળવાનો અભ્યાસ હોયછે તેને તેજ પસંદ પડેછે; વળી સપ્તસ્વરમાં ખરજ જેવા ટુંકા સ્વરના ગાયન સાંભળનારા શોખીયોને નિષાદ જેવા લાંબા સ્વરની ખૂબી માલમ પડી શકશે નહી. તેમજ અંગ્રેજી ગાયન વિષે સમજવું. જેટલો લાંબો રાગ અને તાન એ ગવૈયાઓ લઈ શકેછે તેટલો દેશી ગવૈયાઓ લઈ શકતા નથી, અને જેટલું ઉંચે સ્વરે એ ગાયન ગવાયછે તેટલે ઉંચે સ્વરે આપણું ગાયન કરનાર ક્વચિતજ મળેછે તેજ ઉપરથી સેજ પરિક્ષા થઈ શકશે.

ખરંછે કે આમાં દેશી ગાયનનો વાંક નથી પણ દેશી ગવૈયાઓનો વાંક છે. ગાયન વિદ્યા શિખવા પાછળ જેટલી મેહેનત લેવી જોઇએ તેટલી તેઓ લેતા નથી. એ વિદ્યાની ખૂબી જાણનાર પણ આજકાલ ઘણા થોડા દેખિઓ રહ્યાછે. પેશિયા રંડીના ઘાઘરા અને દેખતા સાંભળી તેઓ એટલાતો પ્રસન્ન થઈ જાયછે કે કોઈ સૂર ચહડાવીને હિંદુસ્તાની ગાનારનો ભાવ પુછનાર હાલ ઘણાજ થોડા છે. આપણા દેશમાં ગાયન વિદ્યા આવી પડતી દશામાં આવી પડીછે તેને સુધારવાની અને ચહડતી દશામાં લાવવાની તજવીજ થવી જોઇએ.

વિલાયતમાં ગાયન ગાવાનો અને ગાયન સાંભળવાનો શોખ ઘણુ કરીને ચહડતા ઉતરતા સર્વ જાતના લોકોમાં છે. ગાયનથી માણસનું મન રીઝેછે, અને આખા દાહાડાનો થાક ઉતરેછે. માટે સાંજના કામ ધંધેથી ફારગ થયા પછી લંડનમાં લાખો માણસો ગાયનનો લાભ લેવાને ચાહેછે. ઉપર કહેલાં ગાયનનાં ઠેકાણાં શિવાય સેંટ જેમ્સના હૉલમાં દર સોમવારે ૮ થી ૧૦॥ વાગા સુધી ગાયન થાયછે તે "મંડે પૉપ્યુલર કૉનસર્ટ" ના નામથી ઓળખાયછે. વિલિસ રૂમમાં ગાયન થાયછે તે "મ્યુઝિકલ યુનિયન કૉન્સર્ટ" નામથી ઓળખાયછે. તે ઉપરાંત બીજાં નાહાનાં અને ખાનગી ગાયનનાં ઠેકાણાં લંડનમાં સુમાર વગરનાં છે.

એકએક પેનીવાળી નાચવાળા અથવા ગાયનશાળાઓ પણ ઘણી છે. તેમા ઘણુજ હલકા વર્ગના લોકો જેવા કે મજુર અને ફેરિયાઓ જાયછે. આ જોનગ હલકી પદવીના માટે તેઓની બુદ્ધી પણ હલકી હોયછે અને તેઓમા અનીતિની પ્રેરણા વધારે હોવાથી આ ઠેકાણે જે કાંઈ ખેલ કે રમુજ થાયછે તે અનીતિને ઉત્તેજન આપનાર હોયછે "આઠથી વીસ વરસના જુવાન છોકરા તથા જુવાન છોકરીઓ આવી હલકી નાચશાળા તથા ગાયનશાળામા થોડા પઈસામા ગમત મેળવવાને નિત્ય જાયછે. પણ તેથી તેઓની નીતિ સુધરવાને બદલે ઉલટી બગડેછે." * એવે હલકે ઠેકાણે આ દેશના મુસાફરે કદી જવુ ન જોઈયે.

## ૨ ક્રિમોર્ન નામનો મોટો બાગ.

CREMORNE GARDENS

આ મોટા બાગમા નિત્ય રાતના મોટો તમાશો થાયછે આ બાગમા એક જાતનો તમાશો નથી પણ ઘણી જાતના તમાશા નિત્ય થાયછે. આ બાગ વિષે હુ થોડુક આ પુસ્તકના આગળમાજ બોલ્યો છઉ (પ૦ ૫) આ બાગમા નિત્ય મોટી રોશની થાયછે મુદ્દર વાજીન્ત્ર વાગેછે. અહીં નાચવાની રુડી જગ્યા કરેલીછે તેમા ગરીબ લોકો પોતાનો શોખ પુરો પાડેછે સ્ત્રી પુરૂષ એક બીજાને ઓળખતા નહી હોય તેછતા એકબીજાની બગલમા હાથ નાખી નાચવા મંડી જાયછે. આ બાગમા જેને જેઇએ તેમ બેસે, ઉઠે, નાચે, કુદે, ફરે, હરે, દોડે, ખાય, પીયે અથવા મોજ મજા ભોગવે

આહા! આ બાગમા કેવી મોટી રોશની થઈ રહીછે!! વાજીન્ત્રનો કેવો મધુર સાદ નિકળી રહ્યોછે!! લોકો કેવા બધા ખુસીમા અને મજામા આવી ગયાછે!! આ બાગમા નિત્ય હજારો લોકોની ઠઠ મળેછે. પણ બાગ એટલો મોટો છે કે એ ભીડ ઘણી જણાતી નથી. નિત્ય એક રાતમા આ બાગ મધ્યે અનેક તમાશા એક પછી એક જોવામા આવેછે. પેહેલો તમાશો શરૂ થયાની પેહેલા જે જગ્યાએ વાજીન્ત્ર વગાડનારા

* London Labour and London Poor Vol I p 42.

ઉભા રહીને વાજીત્ર વગાડેછે ત્યાંથી નિકળીને આખા બાગમાં વગાડના તમાશાની જગ્યાએ જાયછે. એ ઉપરથી સર્વ તમાશગીરોનાં જાણવામાં આવે કે પેહેલા તમાશો હવે શરૂ થશે.

પેહેલા તમાશામાં દોડતા ઘોડા ઉપર અનેક પ્રકારની કસરત જોવામાં આવેછે. આવા તમાશા દેખાડવાને આપણા દેશમાં યુરોપિયન એબાડી કોઈ કોઈ પ્રસંગે આવેછે. દોડતા ઘોડા ઉપર નાચવાની કસરત વખાણવાલાયક છે, પણ એ વિષે કંઈ નવી વાત જણાવવાજોગ નથી.

આ થઈ રહ્યા પછી ઓપેરાનો તમાશો કરી દેખાડેછે. "સીનરી" માં અને પોશાકમાં આ તમાશો બહુ વખાણવાજોગ છે. જ્યારે પડદો ઉચકાયછે ત્યારે જીવતાં માણસો પુતળાંની જેમ ઝાડ ઝાડી આગળ સુતેલાં કે બેઠેલાં માલમ પડેછે અને એ પુતળાંઓમાં જાણે એકાએક જીવ આવેછે ને નાટક કરવા મંડી જાયછે. નાચ કરનાર છોકરીઓની સંખ્યા અહીં વધારે માલમ પડેછે. કેટલીએક પરીઓની મોં ઉપરથી અધરને અધર ઉતરતી દેખાયછે. પોશાક અને પડદાની ખુબસુરતી વધારવાને અહીં પણ મોટા ખરચ કરવામાં આવેછે. તેના ભભકામાં કંઈ પણ મણા નથી.

આ થઈ રહ્યા પછી અમલવારીમાં રાજાની સ્વારી મોટા દમામથી નિકળતી હતી તેનો તમાશો જોવામાં આવેછે. આ સ્વારીમાં એટલાં બધાં માણસો નિકળેછે કે તમે અચરત પામો. આસરે બણસો આદમીનું લશ્કર ને લશ્કર નિકળેછે. આ દેખાવ જરૂર જોવાજોગ છે. ત્યારપછી મોટું દારૂખાનું (આતશબાજી) ફુટેછે એ પણ જોવાજોગ છે. આ બધી જાતના તમાશા એક બાગમાંજ અને એક રાતમાંજ કરી દેખાડેછે.

વેહેમી અને અજ્ઞાન લોકો આ બાગમાં જવાને લલચાય અથવા તેમના વેહેમ પૂરા પડે એ માટે એક ખુણામાં એક ગુફા કરેલીછે તેમાં એક તપસ્વી ભગતને વેહેમીઓનું ભવિષ્ય કેહેછે. અમે એ ધુતારાનો ઢોંગ જોવાને ગયા. ગુફામાં ગયા પછી ભવિષ્ય કેહેનાર તપસ્વીનાં દર્શન થયાં નહી, કેમકે તેતો માહેલી કોરે દેખાય નહી તેમ બરાઈ બેઠો હતો પણ તેનો એક માણસ બાહાર હતો. તેણે અમારો નામ પુછીયો પણ તે તેને ઘણુંજ કઠણ લાગ્યાં અને તે લખી શકયો નહી. તેટલામાટે R. K.

W. M. એવા ચાર અક્ષર અગે ચાર આંસામીએ આપ્યા. એ નામ નાહાની બારી વાટે અંદર નાખ્યાં એટલે કેટલીએક વાર પછી ચાર ચિઠી પેલા ધુતારાએ બારી વાટે આપી. મારી ચિઠ્ઠી K. અક્ષરની મેં ઘણી વાર સુધી મારી પાસે રેહેવા દીધી હતી તેમાં નીચે પ્રમાણે એ ધુતારાએ મારું ભવિષ્ય કહ્યું હતું:—

K.—"In your nativity the signs presage improvement, for you are destined to rise in credit and influence; a speedy change in your present affairs, a lasting friendship from which you will reap a golden harvest; your greatest trouble will soon be removed."

"ક.—તમારી રાસી ઉપરથી માલમ પડેછે કે તમારી જન્મ સ્થિતિમાં સુધારો થશે; કેમકે તમારા નશીબમાં લખ્યુંછે કે તમારી આબરૂ અને તમારો બોજ વધશે, તમારી હમણાની સ્થિતિ જલદીથી બદલાઈ જશે, તમને એવી મિત્રાચારી બંધાશે કે તેમાંથી સોનાનું ફળ નિકળશે, તમારી મોટામાં મોટી અડચણ જલદીથી ટળી જશે."

જો હું પોતે વેહેમી હત તો આ ભવિષ્ય સાચું માનત. તે બોલેબોલ મળતું નથી તેછતાં એનો ભાવારથ મારી હમણાની સ્થિતિને કેટલીક વાતે મળતો આવેછે. પણ ભવિષ્ય સાચું હોય તો બોલેબોલ મળતું આવવું જોઇએ. વળી ભવિષ્ય કેહેનારાઓની યુક્તિ હું સારીપેઠે જાણું છઉં. તેઓ ભરમમાં કેટલીક સાધારણ વાત કેહે તે એવી કે ઘણુ કરીને તેમાંની કોઇકોઇ વાત બધા માણસોને એક સરખી રીતે લાગુ પડી શકે. આવી બાબદમાં મને બિલકુલ વેહેમ રહ્યો નથી એટલે એવા ખોટા વેહેમને હું કેમ ટેકો આપી શકું?

આપણો લાલભટ ધુતારો અથવા લીલો જોશી ભવિષ્ય કેહેછે તેમાં અને આમાં કંઈ ફેર નથી. તેછતાં કેટલાં બધાં લોકો આ "હર્મિટ" અથવા તપસ્વીની ગુફામાં પોત પોતાનું નશીબ જોવાડાવાને જાયછે !! ખરું છે કે બધા લોકો કંઈ વેહેમને ખાતર જતા નથી. કેટલાએક રમુજને માટે અને ઠગારાની ઠગાઈ તપાસવાને જતાં હશે. પણ તેની સાથે કેટ-

લાક ભોળા લોકો આ તપસ્વીનું ભવિષ્ય ખરૂંજ માનતા હશે. કેમકે વિલાયતમાં ભોળા અને વેહેમી માણસો નથી એમ તમે જાણશો ના.

## ૪. મીણનાં પુતળાંઓનો મોટો સંગ્રહ.

TUSSAUD'S WAX WORKS

આ ઘણોજ જોવા લાયક સંગ્રહ છે. મડમ ટૂસા અને તેના છોકરાઓ આ સંગ્રહના માલિક હોવાથી તે "મડમ ટૂસાનો મીણનો સંગ્રહ" એ નામથી ઓળખાયછે. મીણનાં પુતળાં અહીં એવાં બનાવીને ઉભાં મુકેલાંછે કે જાણે ખરેખર માણસો ઉભાં હોય. માત્ર જીવજ મુકવાનું બાકી છે. જાણે હમણાજ આપણી સાથે વાત કરવા લાગશે એવા આકારમાં આ પુતળાં અહીં જોવામાં આવેછે.

વળી એ પુતળાં એવાં માણસોનાં છે કે જેઓને આપણે જોવાને ઇચ્છીયે. ઇંગ્લંડ દેશના કેટલાએક રાજા તથા કેટલીએક રાણીનાં પુતળાં છે. ઇંગ્લંડ દેશના કેટલાએક પ્રધાનો તથા રાજ્યાધિકારીઓનાં પણ પુતળાં છે. યુરોપ ખંડના જુદાજુદા રાજાઓ તથા રાણીઓનાં પણ અહીં પુતળાં જોવામાં આવેછે. મહારાણીના વડા કુંવર તથા તેની રાણીનાં જાણે આપણી સામેજ લગ્ન થતાં હોય એવી રીતે આ પુતળાં મુકેલાંછે.

હિંદુસ્તાનમાં બળવો બેસાડી નાખનાર સેનાપતી સર કૉલિન કૉંબેલ તથા જેનરલ હાવેલૉક એઓનાં પુતળાં પણ અહીં છે. હિંદુસ્તાનના હાલના ગવર્નર જેનરલ સર જૉન લૉરેન્સનું પુતળું પણ અહીં છે. ઉત્તર અમેરિકાના છેલ્લા પ્રેસિડંટ લિંકન તથા ઇટાલિના બાહાદુર સરદાર ગ્યારીબૉલ્ડી એમનાં પણ પુતળાં અહીં છે. સુધારાવાળા મહા પુરૂષ નૉક્સ કૉલ્વિન તથા લુથરનાં પુતળાં પણ અહીં આપણે જોશું.

બધાં મળીને આશરે ૨૦૦ મીણનાં પુતળાં છે તેમાં દર વરસ વધારે થતો જાયછે. એ બધાં એવાં સરસ બનાવેલાંછે કે આપણે આ ઠેકાણે જેનું પુતળું ધ્યાનથી જોયું તે ધણી જો આપણને કોઈ વખત મળે તો તેને તરત ઓળખી કાહાડશું. એવી કારીગરીથી દરેક પુતળું આબેહુબ બનાવેલુંછે. વળી એક એવું પુતળું મોટા ઓરડામાં બેસાડેલુંછે કે

આપણે જરૂર ઠગાયા વિના રહીએજ નહી. એ પુતળાને એવી રીતે ગોઠવેલુંછે કે આસપાસનાં પુતળાં તરફ બેસીને ઘણા ધ્યાનથી તે જોતું હોય તેમ પોતાનું માથું ધીમે-ધીમે ફેરવ્યા કરેછે. હું તો પ્રથમ એમજ સમજ્યો કે આ કોઈ જીવતું માણસ નિરખીને જોવા બેઠું હશે.

## ૫. ચિત્રશાળા.

THE NATIONAL GALLERY

માત્ર નામ ઉપરથી ચિત્રના સંગ્રહની ખુબીનો તથા કિંમતનો તમને વિચાર આવવો કઠણ છે. પણ જ્યારે હું તમને જણાવું કે એકએક ચિત્રની પચાસ પચાસ હજાર રૂપીયા કે લાખ લાખ રૂપીઆ સુધી કિંમત થાયછે ત્યારે જે ઠેકાણે આવાં ઉંચા ચિત્રનો સંગ્રહ કરેલોછે તે જોવાને એકદમ તમારૂં મન થશે. તમે કેહેશો કે જોઇએ તો ખરાં કે જે ચિત્રોની આવડી મોટી કિંમત હશે તે વળી કેવાં ચિત્ર હશે ? ચિત્રની આવી મોટી મત કોઈ માનશે નહી. પણ આવી મોટી કિંમતનાં ચિત્ર અહી છે !!

" ન્યાશનલ-ગ્યાલરી-ઑવ-આર્ટસ્ " નામનું મકાન જે ત્રફાલગરનાં કની સામે છે તેમાં આ ચિત્રનો ઘણોજ મોટો અને કિંમતી સંગ્રહ રેલોછે. જે ઘરમાં આ સંગ્રહ રચેલોછે તે ઘરનો ભભકો આપણી ઉનહૉલના જેવો માલમ પડેછે ત્યારે તેમાં કરેલો મોટો સંગ્રહ હશે ? કએક ચિત્રને આપણે નિરખી નિરખીને જોશું પણ મુકવા ગમશે હી. આ ગ્યાલરી માટે પ્રથમ એક ગૃહસ્થનાં ૩૮ ચિત્ર ખરીદ કરવામાં આવ્યાં હતાં તેની કિંમત પાાા લાખ રૂપીયાની હતી !! એક બીજા ગૃહસ્થે ોતાનાં ૧૬ ચિત્ર ભેટ કર્યાં હતાં અને તેમની કિંમત ૦ાાા લાખ રૂપી-ાની હતી. ચિત્ર ઉપર એ દેશના લોકોની કેટલી બધી પ્રીતિ !!

આહા ! કેવાં સુંદર ચિત્ર !! હું તેઓના શું વખાણ કરૂં ? જેમ ધારે નજર માંડીને જોઇએ તેમ કેટલાએકની ખરી ખુબી વધારે ાલમ પડે. ઇંગ્રેજ લોકોને માણસનાં ચિત્ર પસંદ પડતા કરતા કુદરતનો ખાવ પાડેનાં ચિત્ર વધારે પસંદ પડેછે. તેવા દેખાવના ચિત્રને તેઓ "લાંડસ્કેપ" કહીને કેહેછે. લાંડસ્કેની ખુબી કંઈ ઓરજ તરેહની છે.

આવાં ચિત્ર પાડવાની કળા આપણા દેશના લોકોને આવડતી નથી. આવાં ચિત્ર કેમ જોવાં એ પણ આપણા થોડાજ લોકો જાણતા હશે. યુરોપીયનો તેમાં બહુ કરીને ઇંગ્રેજ લોકો એવાં ચિત્રની ખુબી જાણી શકેછે, અને તે ઉપર હજારો રૂપીઆ ખરચવાને આંચકો ખાતા નથી.

એવાં એક બે ચિત્રના હું તમને દાખલા આપું છઉં. પંચાવનમા નંબરનું ચિત્ર આ ન્યાશનલ ગ્યાલરીમાં મેં જોયું તેમાં એક જંગલ પાડેલુંછે. સુરજ પ્રકાશેછે. વચમા ઝાડોની ઘટા લાગીછે. તેની પાસે એક નાહાનું સરોવર છે. સરોવરને કાંઠે એક ગામડું છે. એક હરણ ડુંગર ઉપરથી સરોવર તરફ આવેછે. ત્યાં એક સ્ત્રી મરણ પામીને પડીછે. તેના ભરથારના હાથમાંથી બાણ છુટી જઇને તેને વાગ્યું અને તે મરી ગઈ તે જોવાને તેની ગમ તેનો ભરથાર દોડેછે અને તેની પાછળ શીકારી કુતરાંઓ છે. નજર ઠેરવીને જેમ આપણે જોશું તેમ આ બધો બનાવ આપણી નજર આગળ બનતો હોય એમ લાગેછે.

એક ચિત્ર જેનું નંબર મારી યાદીમાં નથી તેમાં એક મોટી નદી પાડેલીછે. તે નદી ઉપર એક ઠેકાણે ચક્કી ઉભી કરેલીછે અને બીજે ઠેકાણે પુલ બાંધેલો માલમ પડેછે. તે પુલ ઉપર થઇને ગામમા જવાયછે. ડુંગર પણ દેખાયછે. ઉંચા ઝાડો છે અને તેમની પાછળ પાણીનો ધોધ પડેછે. એક ઠેકાણે પાણીના વેહેતા નિર્મળ ઝરામાંથી ઢોર પાણી પીએછે. તેની જમણી તરફ લોકો લગ્નની ધામધુમમાં પડયાછે. આ બધો બનાવ આપણી નજર આગળ બનતો હોય એમ દેખાયછે.

આવાં ચિત્ર અનેક છે અને તે એવી રીતે પાડેલાંછે કે તે જોતાં ખસવાનું મન થાય નહી. આપણે જેમ વધારે જોશું તેમ આપણી મમતા એ ચિત્ર ઉપર વધારે લાગશે. ચિત્રના શોખીનો આવાં ચિત્ર જોઇને બહુજ આનંદ પામેછે. તેઓ વારંવાર નિરખી નિરખીને જોયછે. આ ઘણાખરાં ચિત્ર કનવાસ ઉપર તેલના રંગથી ચિતરેલાંછે. પાણીની મેળવણી વાળા રંગથી ચિતરેલાં ચિત્રનો સંગ્રહ પણ આ ઠેકાણે જોવામાં આવેછે.

અહીં એક ચિત્ર વેનિસ મધ્યેના એક મેહેલનું છે તેની કિંમત ૧ લાખ ૪૦ હજારની અંકાયછે !! કોઈ ચિત્ર ૩૦ હજારનું, કોઈ ૩૫ હજારનું,

કોઈ ૪૦ હજારનું ને કોઈ ૫૦ હજારનું એવાં એવાં ભારે ચિત્રનો અહીં સંગ્રહ છે. હલકામાં હલકું ચિત્ર એક હજાર રૂપીયાથી ઓછી કિંમતનું અહીં મળશે નહી. હવે જે દેશના લોકો ચિત્રની આવી ખુબી સમજે અને તે ઉપર આવો મોટો ખરચ કરે તે દેશમાં એ વિદ્યા શિખવા ઉપર ઘણું ધ્યાન અપાય એમાં નવાઇ શી? ઉંચાં ચિત્ર જોવાને લોકો એટલી બધી મમતા રાખેછે કે એક વરસમાં આસરે દસ લાખ માણસો આ મોટો ચિત્રસંગ્રહ જોવાને જાયછે.

## ૬. નવાં ચિત્રનો વારસિક સંગ્રહ.

ROYAL ACADEMY OF ARTS

ઉપર જણાવેલી ન્યાસનલ ગ્યાલરી ઑવ આર્ટસની ડાબી તરફના ભાગમાં દર વરસે ઉનાળાની રૂતુમાં નવાં નવાં અને પસંદ કરેલાં સુંદર ચિત્રોનો મોટો સંગ્રહ થાયછે. આ સંગ્રહ દેખાડવાને તથા વેચવાને "રૉયલ સોસાયટિ ઑવ આર્ટસ" નામની મંડળી ઉભી થયલીછે. લંડનમાં આ એક મોટી અને પ્રખ્યાત મંડળી કેહેવાયછે. તે ચિત્રવિદ્યાને ઘણું ઉત્તેજન આપેછે. જે ચિતારાઓએ ઘણીજ મેહેનતથી ઉંચાં ચિત્ર પાડ્યાં હોયછે તેઓનાંજ ચિત્ર પસંદ કરીને અહીં મુકવામાં આવેછે. આ ચિત્ર અહીં બહુકરીને વેચાઈ જાયછે અને તેથી તેના બનાવનારને લાભ થાયછે એટલુંજ નહી પણ સદરહુ મંડળી સરસ ચિત્ર પાડનારાઓને તેમની યોગ્યતા પ્રમાણે ઇનામ આપેછે.

હું જ્યારે જોવા ગયો ત્યારે આસરે ૧૨૦૦ આવાં નવાં અને પસંદ કરેલાં ચિત્રો દેખાડવાને મુકેલાં હતાં. આમાંના કેટલાંએક ચિત્રો એવાં તો રૂડાં હતાં કે તેના વખાણ મારાથી થઈ શકતા નથી. જેમ આંખ ઠેરવીને વધારે જોઇએ તેમ વધારે તેની ખુબી માલમ પડે. કેટલાંક ચિત્ર એવાં તો સરસ કે તે જોતાં આપણું મન ધરાય નહી. આ નવાં ચિત્રોનાં સંગ્રહમાં કોઇ ચિત્રની કિંમત બે હજાર રૂપીયાની કોઈની પાંચ હજાર રૂપીયાની કોઈની દસ હજાર રૂપીયાની અને કોઈની એથી પણ વધારે. આપણા દેશમાં ચિત્રની આવી કિંમત આપનાર મળી શકશે?

## ૭. અનેક જાતનાં અનેક ફુલોનો સંગ્રહ.

FLOWER SHOW

ઉનાળાની રૂતુમાં દર વરસ વિલાયતમાં ફુલોનો, ઝાડપાનોનો, ખેતીના હથિયારોનો, ખેતીના ઢોરોનો, ઘોડાઓનો, કુતરાઓનો, માછલીઓનો વગેરે જુદાજુદા પદાર્થો તથા પ્રાણીયોનો સંગ્રહ જુદેજુદે ઠેકાણે લોકોને દેખાડવા માટે મુકવામાં આવેછે. તે દરએક જગ્યાએ લોકોનો મોટો મેળો ભરાયછે. આમાં જે પદાર્થ અથવા પ્રાણી સરસ માલમ પડેછે તેના ધણીને ઇનામ આપવામાં આવેછે. આવા મેળાનો આપણા દેશમાં આરંભ થવા માંડ્યોછે એ મોટા સંતોષની વાત છે.

અનેક જાતનાં ફુલોનો સંગ્રહ જોઈ તમે અચરત પામશો. તમે અચરત પામી બોલશો કે "વળી અનેક જાતનાં અનેક ફુલ એકઠાં કરીને તેમાં દેખાડવાનું શું હશે!" પણ, ના તેમ નથી. તમે જો આ ફુલોનો સંગ્રહ જોવા જશો તો જોઇને એમજ કેહેશો કે એ લોકોના ઉદ્યોગમાટે, તેમની ઉલટમાટે ને તેમની શૃંગાર-બુદ્ધિમાટે- તેમને ધન્ય છે. આપણા દેશમાં અનેક જાતનાં અનેક ફુલ ઉગાડવાને આવી મેહેનત કોણ લેયે ? આપણે વધારે અચરત તો એટલામાટે થશું કે આપણો દેશ વધારે ફળવંત હોવા છતાં તથા આપણા દેશની હવા ફુલફળને વધારે અનુકુલ છતાં અનેક જાતનાં અનેક ફુલોની આવી સુંદર રચના ક્વચિતજ આપણા જોવામાં આવેછે.

આ ફુલ જેવાં દેખાવમાં ખુબસુરત છે તેવાં સુગંધમાં નથી. આપણા દેશના મોઘરા તથા ગુલાબની સુગંધ આગળ આ ફુલની સુગંધ વટાવમાં જાય; તોછતાં અનેક જાતના રંગની અને અનેક જાતના આકારની રચના એવી છે કે જાણે આપે ઉડીને આવે. રીજંટ્સ પાર્કમાં દર વરસ ફુલોનો મોટો સંગ્રહ દેખાડવામાં આવેછે. અહીં ફુલનાં કુંડાંઓનો કંઈ સુમાર નથી. જુદાજુદા માળી ઇનામને માટે જેમ બને તેમ નવી તરેહનાં અને સુંદર ફુલ ઉગાડવાને બહુ મેહેનત લેછે. એઓનાં ફુલ પસંદ પડેછે તેઓનાંજ કુંડાં અહીં દેખાડવાને મુકેલાં હોયછે. એક ઇંગ્રેજે મને પુછ્યું કે તમે ફુલોનો આથી વધારે સારો દેખાવ તમારા

દેશમા જોતા હશો. મેં કહ્યુ "મને દલગીરીથી કબુલ કરવુ પડેછે ને જણાવતા શરમ ઉપજેછે કે અમારા લોકોમા તમારા જેવી ઉનટ નથી; નહીતો આ બાબદમા અમે તમને સરસ થવા દઇએ નહી."

## ૮ અનેક જાતનાં કુતરાઓનો મોટો સંગ્રહ

THE INTERNATIONAL DOG SHOW

હુ જ્યારે લંડનમાં હતો ત્યારે અનેક જાતના કુતરાઓનો મોટો સંગ્રહ કરી દેખાડવામા આવ્યો હતો. તે વિષે લોકોને અગાઉથી ખબર પડવાને ઠેકાણે ઠેકાણે જાહેરખબરના પત્રકો ફેરવામા આવ્યા હતા. એની રચના મુખ્ય મથકો ઉપર મોટા પત્રકો વળગાવેલા હતા. જ્યારે આ મોટો સંગ્રહ લોકોને દેખાડવા માટે ઉઘાડવામા આવ્યો ત્યારે ઘણો મોટો મેળો ભરાયો હતો, ને તે કેટલાક દિવસ સુધી ચાલુ રહ્યો હતો.

આ મેળામા હુ ગયો હતો. જેઓ વિલાયત ગયા નથી તેઓને આ મેળાનો વિચાર આવવો કઠણ છે આ મેળામા સેંકડો જાતના હજારો કુતરાઓનો મોટો સંગ્રહ કરેલો હતો આ તમાશો જોવાને લોકોની મોટી ભીડ કેટલાએક દાહાડા સુધી ભરાતી હતી આપણે આ તમાશો જોતાને વાર એમજ કહેશુ કે એટલા બધા કુતરા કેમ એકઠા થઈ શક્યા હશે અને એટલા બધા કુતરાઓને રાખવાની તથા ખવડાવવા કરવાની કેમ કડાકુટ થઈ શકતી હશે?

ઘેટા કરતા ઉચા કુતરાઓથી બિલાડીના બચ્ચા જેટલા નાહાના કુતરાઓ જુદીજુદી જાતના એકઠા કરેલા અહીં જોવામા આવ્યા. એટલા બધા કુતરાઓનુ ભસવુ થતુ હતુ ત્યારે આ કુતરાશાળામા મોટો શોર અને કલોલ થઈ રહેતો હતો. બધા કુતરાઓની ઉપર અહીં કિમત માંડેલી હતી કેટલાએક કુતરા ઘણાજ સુંદર હતા અને કોઇ કોઇની કિમત પાનસોની અને કોઈ કોઇની હજાર રુપીયાની હતી ॥ કેટલાએક કુતરા એવા વિચિત્ર અને સુંદર હતા કે એટલી મોટી કિમતે પણ શોખને વાસ્તે લેનારા નિકળી આવતા આ હા આ કેવો તમાશો! માણસનો મોટો મેળો કુતરાઓનો મોટો મેળો જોવાને ભેળો થયો હતો ॥

## ૯. દસ હજાર છોકરાંઓનું એક રાગમાં ગાયન.

EXHIBITION OF THE CHARITY SCHOOLS.

નિરાશ્રિત છોકરાંઓ માટે ધર્મની જુદીજુદી નિશાળો છે, તે બધી નિશાળોનું "એક્ઝિબિશન" દર વરસે જુન મહિનામાં થાયછે. તે પ્રસંગે સેંટ્પૉલનાં મોટાં દેહેરાંમાં આસરે દસ હજાર છોકરાંઓ એકઠાં થાયછે. ચહડતી ઉતરતી બેઠક કરીને તેમને એવી રીતે બેસાડવામાં આવેછે કે બધા તમાશગીરો બરાબર જોઈ શકે. જુદીજુદી નિશાળનાં છોકરાંઓ જુદીજુદી તરેહનો પોશાક પેહેરીને અહીં એકઠાં થાયછે, તેમનો માત્ર દેખાવજ બહુ ખુશીભરેલો લાગેછે. આ દેખાવ જોનારાઓની સંખ્યા પણ મોટી થાયછે. આસરે ૧૦ હજાર માણસો ટિકિટના પઈસા ખરચીને આ તમાશો જોવાને એકઠાં થાયછે. પ્રથમ એક ધર્મગુરુ ધર્મ-પોથીમાંથી પાઠ વાંચી સંભળાવેછે. પાઠ વંચાઈ રહ્યા પછી મોટો પાદરી ધર્મોપદેશ કરેછે. ત્યારપછી ગાવાની તઈયારી થાયછે. છોકરાંઓ જે ગીત ગાવાનાં હોય તે અગાઉથી છુટા કાગળ ઉપર છાપેલાં હોયછે.

હવે આપણે એક ધ્યાનથી સાંભળીએ અને એક ચિતથી ચોમેર નજર કરીએ. મધુર વાજીત્રનો મધુર અને ગંભીર રાગ પ્રથમ નિકળેછે. જરા વારમાં બધાં છોકરાંઓ સાથે મળી એક રાગમાં ગાવા માંડેછે. બધાં છોકરાંઓનો એકજ સ્વર નિકળેછે ને રાગ એકસુરખો ઉતરેછે. આહા આ વેળાએ જોનારનાં મનમાં કેવી ખુશી અને કેવી ગંભીરતા ઉપજેછે !! કોઈ કવિરાજનું કાવ્ય પણ આ ખુશી અને આ ગંભીરતાનું વર્ણન કરી શકે નહી ત્યારે મારી તે શી તાકાદ ?

આપણા દેશમાં દસ કે વીસ છોકરીઓ સાથે મળીને ગાય તો એ રાગ નિકળી શકતો નથી. કોઈનો રાગ આગળ ને કોઈનો રાગ પાછળ પડેછે અને કોઈનો રાગ તૂટી જાયછે. પણ જ્યારે આ દસ હજાર છોકરાંઓ એક સરખા મધુર રાગે એક તાલથી અને એક સુરથી ગાય અને તેનીજ સાથે વાજીત્રનો રાગ મળતો રેહે ત્યારે તે દેખાવ ખરેખર અચરતીભરેલો તથા આનંદકારક થઈ પડેછે. રુશિયામાં થઈ ગયલો મેહેનશા નિકલસ વિષે એમ કેહેવાયછે કે તે જ્યારે ઇંગ્લંડમાં હતો અને જ્યા-

રે આ દેખાવ તેની નજરે પડ્યો ત્યારે તેની આંખમાંથી પાણી છુટયાં અને તે બોલ્યો કે "અરે આવો દેખાવ મારા દેશમાં હું ક્યારે જોઇશ?"

## ૧૦. અંગબળ અજમાવવાની શરત.

NATIONAL SPORTS

વિલાયતમાં અંગબળ અજમાવી જોવાની મોટી શરત થાયછે. આ શરત કંઈ એક પ્રકારની નથી. પગે દોડવાની શરત, તરવાની શરત, બંદુક ફોડવાની શરત, ક્રિકેટ એટલે દડા રમવાની શરત, બોટ અથવા મછવો ચલાવવાની શરત, ઘોડાઓની શરત વગરે મુખ્ય શરતો કેહેવાયછે. આમાંની મોટી શરતોના દાહાડા ઉપર આખી વસ્તી ઘણુંકરીને ઉલટમાં આવી જાયછે અને કોઈ મોટો દાહાડો અથવા તેહવાર હોય એવો દેખાવ થઇ પડેછે. જે ઠેકાણે એ શરત હોયછે તે ઠેકાણે લોકોનો મોટો મેળો ભરાયછે, અને તે ઘણુંકરીને જોવાજોગ થઇ પડેછે.

આવી શરતમાં કંઇ હલકા અથવા સાધારણ લોકો નહી પણ મોટી પદવીના અને પ્રખ્યાત પુરૂષો પણ સામેલ થાયછે. કેટલીએક શરતોમાં ત્યાંની પ્રખ્યાત પાઠશાળાના વિદ્યાર્થિયો સામેલ થાયછે. ઑક્સફર્ડ તથા કેમ્બ્રીજ, આ બંને પાઠશાળાના વિદ્યાર્થિયો વચ્ચે દડાની તથા મછવો હંકારવાની શરત થાયછે તેમાં જે પાઠશાળાના વિદ્યાર્થિયો જીતેછે તેઓને મોટું માન મળેછે. તેઓની "બોટ રેસ" એટલે મછવો હંકારવાની શરત જોવાને આખી વસ્તી ઉલટેછે. હું જે વરસે વિલાયત પોહોંચ્યો તે વરસે તે પેહેલા આ શરત થઇ ચુકી હતી પણ તે વિષે ઇંગ્લંડની મંડળીઓમાં વાત ચાલેછે અને દર વરસ વર્તમાન પત્રમાં તેની હકીકત છપાયછે તે ઉપરથી તે શરત ઘણીજ મોટી અને પ્રસિદ્ધ જણાયછે.

જે પ્રમાણે ઘોડાની શરતમાં ડરબીની મોટી શરત વખણાયછે તેમ આ "યુનિવરસિટિ બોટ રેસ" વખણાયછે. આ શરત મારનાર વિદ્યાર્થિયો એવી ઝડપથી પોત પોતાનો મછવો પોતાને હાથે હલેશાં મારીને ચલાવેછે કે તેની આગળ નાહાની આગબોટ પણ હઠી જાય. કેહેછે કે એક મિનિટમાં પચાસ હલેસાં તેઓ મારી શકેછે. તે વખતે કેટલાક ત-

માસ્ગીરો તેમની પાછળ નાહાની નાહાની આગબોટોમાં બેસીને જાયછે. કેટલાએક નદીને કાંઠે ઉભા ઉભા હાર જીતના પોશર મારેછે અને કોણ જીતેછે તે જાણવાને ઘણીજ ઉલટ દેખાડેછે.

## ૧૧. ઘોડાઓની સઉથી મોટી શરત.

THE DERBY DAY.

વરસમાં એક દાહાડો ઘોડાઓની એવી મોટી શરત થાયછે કે આખું લંડન જાણે ઉનટમાં આવી ગયું હોય એમ માલમ પડેછે. લંડનમાં સઉથી મોટો મેળો અને ઢોંગનો મોટો તમાશો જોવો હોય તો "ડરબી" નામની શરત થાયછે તે જોવાને ભુલવું નહી. કેટલાએક દાહાડા અગાઉ આ શરત વિષે લોકો વાત કરેછે; અને તે જોવા જવા માટે પોત પોતાના મિત્ર અથવા સોબતીઓ સાથે ગોઠવણ કરી રાખેછે. ઇંગ્રેજ લોકોની મોટામાં મોટી આ ગમત અને રમત પસંદ કરવાજોગ નથી; કેમકે એમાં મોટો જુગાર રમાયછે અને ઘોડા જેવા ભલા અને ઉપયોગી પ્રાણી ઉપર મોટું ઘાતકીપણું ગુજરેછે. તેછતાં આ મેળાની તારીફ સાંભળીને હું તે જોવાને ગયો હતો.

આ શરત એપ્સમ નામનું ગામ લંડનથી ૧૬ માઇલ છે ત્યાં થાયછે. ત્યાંહાં સુધી અગ્નીરથ જતો નથી તેથી દરએક આસામી દસ કે બાર રૂપીઆનો ગાડીનો મોટો ખરચ કરી જોવાને જાયછે. આ મેળામાં ગજાથી તે ગરીબ ભીખારી સુધી સામેલ થાયછે. અમે ગયા ત્યારે મહા રાજકુંવર "પ્રિન્સ ઑવ વેલ્સ" અને તેમની સ્ત્રી આ મેળો જોવાને આવ્યા હતા. ધક્કાધક્કીમાં જેઓ સામેલ થવા ઇચ્છતા નથી તેઓને માટે એક ઉચું મકાન ઉભું કરેલુંછે તેમાં ભાડું લઇને દાખલ થવા દેછે. અમે માંહે દાખલ થયા પછી એક ઉચી ઉઘાડી જગ્યા ઉપર જઇને ઉભા રહ્યા. નીચે ભીડ મળી હતી તેનો કંઈ સુમાર નહી. આસરે બે કે અઢી લાખ માણસ એકઠું થયું હશે !!

પણ જરા વારમાં વાદળ ઘેરાયું ને વરસાદ થયો અને રંગમાં ભંગ પડ્યો. તેછતાં મેળો ચુંથાયો નહી. લોકોને એનો સ્વાદ અને ચસ્ક

કે છત્રી પકડીને અને કેટલાએક ભીંજાતા ઉભા રહ્યા. અમે પણ છત્રી ઉઘાડીને અરધા ભીંજાતા હતા. તમાશો જોવો તો પૂરોજ જોવો એવા વીચારથી અમે ખિસ્યા નહી. બાર વાગ્યાના ઉભેલા પગ દુખવા લાગ્યા અને મારા પગમાં શરદી પણ જણાવા માંડી. તે મેં ગણકાર્યું નહી. વળી આ ભીડમાંથી પાછું ફરવું એ બહુજ કઠણ કામ હતું.

હલકા વર્ગના લોકો રસ્તામાં અનેક પ્રકારના ઢોંગ કરે અને અનેક પ્રકારના સ્વાંગ લઇને ફરે તે બધું જોવામાં આવતું હતું. તાબુતના તમાશામાં મુસલમાનના જેવા કેટલાએક "મહોર્બુત" બન્યા હતા. કોઇ કુસ્તી રમતા હતા. કોઇ મુક્કીથી મારામારી કરતા હતા. કોઈ નાચતા હતા. કોઇ કુદતા હતા. કોઇ પછડાતા હતા. અને કોઇ ઝીકાતા હતા. કોઇ ખાતા હતા, કોઇ પીતા હતા, અને કોઈ ચરૂટ ફુંકતા હતા. આવા ઢોંગ અને સ્વાંગમાં જ્યારે ઘોડા દોડવાની તઈયારી થતી ત્યારે સઉ જોવાને મંડી જતું. ઘોડા બાહાર નિકળ્યા એટલે ઘણાખરા પોત પોતાના ગજાં પ્રમાણે શરત બકતા હતા. કોઇ પાંચ રૂપીયાની, કોઈ પાનસો રૂપીયાની અને કોઈ પાંચ હજાર રૂપીયાની એ પ્રમાણે એક એક ફેરો શરત થતી હતી. મારી પાસે ઉભેલા આવી રીતની શરત પોતપોતામાં બકતા હતા.

આવો મોટો જુગાર કોઈ ઠેકાણે રમાતો નહી હશે. આવા મોટા જુગારને ગજા અને પ્રધાન જેવા મોટા અધિકારિયો ઉત્તેજન આપેછે એ વાત ઇંગ્લંડ દેશની કીર્ત્તિને ઝાંખ લગાડેછે એમ તરત મને લાગ્યું. છેલ્લી શરત ૩૦ ઘોડાઓની હતી. એટલા બધા ઘોડાઓ સાથેજ છુટવાને ચુકી જતા હતા તેથી નવ કે દસ વાર "ફૉલ્સ સ્ટાર્ટ" થયા હતા. છેલ્લીવારે બધા ઘોડા સાથે છુટ્યા ત્યારે એ દેખાવ એકરીતે જોવાજોગ હતો. એમાં જે આસામી જીતેછે તેને ૬૦ હજાર રૂપીયાનો અને કોઇવાર એક લાખ રૂપીયાનો પણ તડાકો પડેછે. તેનું બધું દળદર નિકળી જાયછે. આ શરતના ઘોડા મોટી કિંમતના હોયછે.

જે ઘોડો તથા જે સ્વાર આ છેલ્લી મોટી શરતમાં જીતેછે તેને વિષે એ શરત થઈ રહ્યા પછી કેટલાએક દાહાડા સુધી દરએક મંડળીમાં વાત ચાલ્યા કરેછે. તે ઘોડાના તથા ઘોડેસવારના ફોટોગ્રાફ છપાયછે. રૂમા-

લો ઉપર તેમની તસ્વીર પાડી ઠેકાણે ઠેકાણે રૂમાલો વેચવાને મુકેલા હોયછે. આવી રીતે ઘોડાઓની મોટી અને છેલ્લી શરત "જે ડરબી" નામથી ઓળખાવછે તેનો છેડો આવેછે.

## ૧૨. પ્રિન્સ આલ્બર્ટનું પુતળું ઉઘાડવાની ક્રિયા.

INAUGURATION OF THE LATE PRINCE CONSORT'S STATUE.

મહારાણી વિક્ટોરિયાના સ્વર્ગવાસી ભરથાર પ્રિન્સ આલ્બર્ટની યાદગારીનું એક પુતળું "ઇન્ટર નાશનલ એક્ઝિબિશન" ની મોટી અને સુંદર ઇમારત આગળ તઇયાર થયું તે ઉઘાડવાની ક્રિયા જોવા માટે મોટો મેળો ભરાયો હતો. એ મેળો જોવાને હું મારા કેટલાએક મિત્ર સાથે ગયો હતો. "રૉયલ હૉર્ટીકલ્ચરલ ગાર્ડન્સ" નામનો એક મોટો અને ખુબસુરત બાગ છે તેની પાસે ૧૮૬૨ નું "એક્ઝિબિશન" થયું હતું ત્યાં એ મેળો ભરાયો હતો. ટિકેટના પઇસા ખરચીને આશરે ૨૦ હજાર માણસ આ મેળો જોવાને એકઠું થયું હશે.

પ્રથમ તો આ સુંદર અને શોભાયમાન બાગ જોઇનેજ અમે બહુ ખુશી થયા. તેમાં ફુલોની રચના કરી હતી તેની ખુબસુરતી આંખે ઉડીને આવતી. પછી જે ઠેકાણે દરબાર મળવાની હતી તેની સામેની ઉંચી ગ્યાલરી ઉપર અમે અમારી જગ્યા લીધી. જ્યારે વખત થવા આવ્યો ત્યારે જુદાજુદા પ્રધાનો, જુદાજુદા લશ્કરી અમલદારો અને જુદાજુદા રાજના એલચીઓ આવવા માંડ્યા. સઉ સઉની પદવી પ્રમાણે ખુરશી ઉપર નામ લખ્યાં હતાં ત્યાં આવીને બેસતા ગયા. મુખ્ય પ્રધાન લૉર્ડ પામર્સ્ટન જ્યારે આવ્યો ત્યારે આનંદની તાળી વાગી રહી. દરબારની વચ્ચે રાજકુટુંબને લાયકની બેઠક કરેલી હતી. મહારાણીએ પોતાના ભરથારનો શોક મુક્યો નહી હતો તેથી પોતે હાજર થવાનાં નહી હતાં.

હવે સઉ કોઈ મહારાજકુંવરની તથા તેની રાણીની તથા મહારાણીના બીજા કુંવરની રાહા જોવા લાગ્યા. તેવામાં મોટું બ્યુગલ વાગ્યું અને જણાયું કે પ્રિન્સ અને પ્રિન્સેસ ઑવ વેલ્સ (મહારાણીનો મોટો કુંવર અને તેની રાણી) તથા મહારાણીના બીજા કુંવર આવ્યાં. આહા! એમનાં

દર્શનથી મને જે આનંદ અને હર્ષ ઉત્પન્ન થયો તેનું બયાન કરવાને ઘટતા બોલ મળતા નથી. આખા ઇંગ્લંડદેશ ઉપર અથવા બરાબર બોલીએ તો આખા બ્રિટન દેશ અને તેનાં સંસ્થાનો ઉપર ને આપણા આખા હિંદુસ્તાન ઉપર હવે પછી રાજ ચલાવનાર એવો જે રાજાધીરાજકુંવર તેને અમે ઘણા હેતથી ન્યાળી ન્યાળીને નિરખવા લાગ્યા. માત્ર અમેજ નહી પણ બધા તમાશગીરોએ તેમજ નિરખીને જોવા માંડ્યું.

મોટા રાજકુંવરના રૂપમાં કંઈ મણા નથી. નાકનો, આંખનો અને આખાં મોહોડાંનો ઘાટ ઘણોજ ખુબસુરત છે. જુવાનીના બાહારથી અને રાજના તેજથી આ ખુબસુરતી ખુબ ખીલતી હતી. મોહોડે ખુશી પ્રકાશી રહી હતી; તેછતાં ગંભીરાઈ તેમજ નમ્રતાઈ દેખાતી હતી. મોટી રાજ પદવિનો મદ અને અહંકાર મુદલ જણાતો નહી હતો. ઉંચા અને પાતળા ઘાટનું શરીર, લાંબું અણીસુધ નાક, તેજસ્વી કપાળ. તેની કાન્તિ એવી રૂપાળી કે આપણો પ્રેમાનંદ કવિ તેને ચંદ્રના રૂપની ઉપમા આપે તો અયોગ્ય ન કેહેવાય. તેની જુવાન રાણીનો ચેહેરો પણ ઘણો શોભાયમાન્ દેખાતો હતો. તેનાં રૂપમાં પણ કંઈ મણા નથી.

આહા આ કેવો આનંદકારક દેખાવ હતો !! આ મહારાજકુંવરને માન આપવાને હજારો લોકો પોતાની ટોપી ઉતારીને જમણા હાથમાં લઇ તે હાથ ઉંચો કરતા હતા. હવે પછી ઇંગ્લંડની ગાદી ઉપર બેસનાર ને કંઈ લાખો નહી પણ કરોડો માણસની ઉપર રાજ ચલાવનાર રાજકુંવરને આવી રીતે માન મળતું જોવાથી મને કંઈ થોડી ખુશી ઉપજી નહી હતી. આ વેળા મારાં મનમાં આનંદ અને હર્ષ માતો નહી હતો. હું એટલુંજ મનમાં બોલ્યો કે જેવું માન આ રાજકુંવરને હાલ મળેછે તેવું હમેશ તેને મળો; જેવો પ્યાર રઈયતનો હાલ તેના ઉપર છે તેવો હંમેશ સુધી કાયમ રહો; અને હો પરમેશ્વર ! એની કારકીર્દીમાં આખા બ્રિટન્‌ની અને હિંદુસ્તાનની આબાદી વધો. અસ્તુ !

હવે બધા પ્રધાનો, લશ્કરી અમલદારો અને એલચીઓ ઉભા થયા. સઉ રાજકુંવરની પાસે થઈ ઘણાજ વાંકાવળી નમીને પોતાની પદવી પ્રમાણે એક પછી એક ચાલવા લાગ્યા. રાજકુંવરે દરએક જણનો સતકાર

ડોકું હલાવીને કર્યો. આ પ્રમાણે દરબારમાં બિરાજેલા બધા નમી ગયા પછી, બ્યુગલ વગાડનારા બ્યુગલ વગાડતા આગળ આવ્યા. તેની પાછળ રાજકુટુંબ અને તેની પાછળ દરબારનું મહાજન પદવી પ્રમાણે એક પછી એક નિકળ્યું. આ દેખાવ જોવાજોગ હતો. ઇમારતમાં અને આ આ બાગમાં તમાશગીરોની મોટી ઠઠ મળી હતી.

જે તમાશગીરોની પાસે થઇને એ મહાજન નિકળ્યું તેઓ બધા ટોપ કાહાડીને સલામ કરતા હતા. જેઓની ઉપર રાજકુંવરની નજર પડતે તેઓની તરફ ડોકું હલાવતો ધીમે ધીમે ને હવે ચાલતો હતો. આ તમાશામાં હું તથા મારો દેશી મિત્ર મી૦ ડોસાભાઈ ફરામજી કડાકા સાથે હતા અને આપણા દેશની રૂઢી પ્રમાણે આ મહારાજકુંવરને અમે સલામ કરી તે તેણે સ્વીકારી. રાણીના બે નાહાના કુંવરો પણ ઘણા શોભાયમાન લાગતા હતા. તેઓએ હાઇલંડરનો પોશાક પેહેરીઓ હતો.

બાગમાં જે પુતળું ઉભું થયું હતું તે ઉપરનો પડદો આ મોટા રાજકુંવરે ઉઘાડ્યો. એ ઉઘડતાં જે શોભા થઇ તે અમે જોઈ શક્યા નહી. તે તરફની ભીડ ઓછી થઇ ત્યારે આ પુતળું અમે જોયું. એનાં દર્શન અમે બહુ પ્રેમથી કર્યાં. આ પુતળું આશરે ૪૦ ફુટ ઉંચાઇમાં હશે અને તેની કારીગીરીમાં કંઇ મણા નથી. તેની પાસે પાણીનો એક સુંદર ધોધ વેહેછે.. હવે ધીમે ધીમે ભીડ ઓછી થવા માંડી. અમે પણ હવે બાહાર નિકળ્યા અને ઘણો આનંદ પામી અમારે મકાને ગયા.



# પ્રકરણ ૭.

## VII.--SOCIAL STATE AND HABITS OF THE PEOPLE.

## લોકોની સંસાર સ્થિતિ અને રીતિ.

હરએક દેશ જેમ સુધરેલું હોયછે તેમ તે દેશના લોકોની સંસાર સ્થિતિ ચડતી જાણવી. સંસાર સ્થિતિમાં ઇંગ્લંડ દેશના લોકો આપણા દેશીઓ કરતાં ઘણાજ ચડતા છે એ કોઇથી ના કેહેવાશે નહી. તેઓની સંસાર સ્થિતિ અને રીતિ બધી વાતે સારી અને નકલ કરવાજોગ છે એમ હું કેહેતો નથી; પણ અનુભવથી, અભ્યાસથી અને ઇંગ્લંડમાં પ્રવાસ કર્યાથી આટલી વાત તો મારાં મનમાં મજબુત ઠસીછે કે ઘણીખરી અગત્યની અને મુખ્ય બાબદોમાં તેઓની સ્થિતિ અને રીતિ આપણા કરતાં બહુજ ચહડતી છે.

### ૧. શ્રીમંત અથવા તવંગર.

ARISTOCRATIC CLASS

જેઓની પેદાસ દર વરસે ૨૦ હજાર રૂપીયા કરતાં વધારે છે તેઓજ માત્ર શ્રીમંતના વર્ગમાં ગણાય. એવા શ્રીમંતો ગ્રેટ-બ્રિટન્ (અથવા ઇંગ્લંડ તથા સ્કૉટલંડ) માં પાચ હજારથી વધારે છે, એમ ત્યાંના "ઇન્કિમ ટાક્સ" ની ઉપજના છપાયલા પત્ર ઉપરથી જાણવામાં આવેછે. એક યુરોપિયન મિત્રની મેહેરબાનીથી ઇ૦ સ૦ ૧૮૬૩ નાં વરસનું પાર્લ્યામેંટે છપાવેલું પત્ર નંબર ૫૨૬ નું મારા હાથમાં આવ્યુંછે તે ઉપરથી માલમ પડેછે કે એ વરસમાં આખાં ગ્રેટ-બ્રિટન્ મધ્યે દર વરસે ૨૦ હજાર રૂપીયાથી વધારે પેદાસવાળા આસામી કુલ મળીને ૫૧૮૯ હતાં. આથી વધારે પણ ઓછા તો નહીજ. કેમકે સરકારને કર ભરવા માટે પોતાની કમાઈનું ખરં પત્રક બધા લોકો આપતા હોય એમ લાગતું નથી. તેટલામાટે ૫૧૮૯ આસામી ઓછામાં ઓછા જાણવા. તેઓમાં પણ

ચહડતા ઉતરતા ચાર વર્ગ થઇ શકે, તેમની સંખ્યા નીચે પ્રમાણે:—

| દર વરસની પેદાસ. | | આસામી. |
|---|---|---|
| રૂપીઆ ૨૦ હજારથી ૫૦ હજારની અંદર | ............ | ૩૮૭૨. |
| રૂપીઆ ૫૦ હજારથી ૧ લાખની અંદર | ............ | ૧૦૧૯. |
| રૂપીઆ ૧ લાખથી ૫ લાખની અંદર | ............ | ૬૬૮. |
| રૂપીઆ ૫ લાખ અને તેથી વધારે | ............ | ૮૦. |

આ પ્રમાણે ચાર વર્ગના શ્રીમંતો વિલાયતમાં છે. જે વર્ગની પેદાસ દર વરસ પાંચ લાખ રૂપીઆ કરતાં વધારે તે, સઉથી ચહડતા વર્ગના, શ્રીમંતોમાં બે ત્રણ શ્રીમંતો એવા છે કે તેઓની પેદાસ દર વરસે ૪૫ લાખ રૂપીઆ કરતાં વધારે ગણાયછે !! લંડનની બોર્ડ ઑવ ટ્રેડની સાથે સંબંધ રાખનાર એક ગૃહસ્થની ચિઠ્ઠી મારી પાસે છે તેની સત્તા ઉપરથી હું આ વાત કહી શકું છઉં. એવા શ્રીમંતના વૈભવમાં ઇંગ્લંડ જેવા દેશમાં શું મણા હશે તેનો વિચાર વાંચનારેજ કરી લેવો.

આપણા દેશમાં દર વરસ એક લાખ રૂપીઆ અને તેથી વધારે ઉપજ વાળા શ્રીમંતો (વસ્તીનું પ્રમાણ તપાસતાં) આજ કાલ ઘણા થોડા રહ્યાછે. મુંબઈ શેહેરમાં કદાચ સોએક નિકળે, પણ તેમાં કાઠિયાવાડના તાલુકદારો અને મહારાષ્ટ્ર દેશના સરદારોને લઇએ તો તેથી ગણતરીમાં કંઈ ઘણો વધારો થશે નહી. કાઠિયાવાડમાં બધા મળીને ૨૦૦ તાલુકદારો છે તેઓ મધ્યે દર વરસ એક લાખ રૂપીઆ અથવા તેથી વધારે ઉપજવાળા ૧૬ કરતાં વધારે નથી.* તેમજ દખણના સરદારોમાં પણ દર વરસ એક લાખ રૂપીઆની અને તેથી વધારે ઉપજવાળા ઘણા જોવામાં આવશે નહી. વળી આ દેશના શ્રીમંતોના વૈભવમાં અને વિલાયતના શ્રીમંતોનાં વૈભવમાં મોટો ફેર માલમ પડશે.

વિલાયતના શ્રીમંતો દેખાવમાં ઘણા સાદા જણાયછે અને જ્યારે ઘરમાંથી બાહર નિસરેછે ત્યારે મોટો ડાળ અને દમામ રાખતા નથી. *આપણી, સાથે, અજાણી, સ્થળમાં, કોઈ, મોટો, વહેપારી, ચાલ્યા, કોટ્યાધિપતિ* (કરોડપતી) બેઠો હોય પણ માલમ ન પડે કે આ કોઈ મોટો શ્રીમંત હશે;

* Kattyawar Political Agency Gazette, 23rd July 1863.

અને "હું મોટો શ્રીમંત અથવા ફલાણો આસામી છઉં" એમ જણાવવાની કે દેખાડવાની તે મુદલ તજવીજ કરશે નહી. આટલુંછતાં તેઓ પોતાનાં ઘરમાં મોટો વૈભવ ભોગવેછે; અને તે વૈભવ એવો મોટો હોયછે કે તે જોયા વગર આપણા શ્રીમંતો તેનો વિચાર કરી શકશે નહી.

આપણા શ્રીમંતો બાહાર ઘણો ભપકો રાખશે અને બાહાર નિકળતી વખત મોટો ડોળ અને દમામ દેખાડશે. હીરા, માણેક અને મોતીથી અને સોનેરી વસ્ત્રથી પોતાની શ્રીમંતાઈ જણાવશે એટલુંજ નહી પણ પોતાની ખીદમતમાં ઘણા માણસોને જ્યાં જશે ત્યાં સાથે લઈ જશે. પણ ઘરમાં તેમનો વૈભવ જોશું તો વિલાયતના શ્રીમંતોના વૈભવ આગળ કંઈજ નથી. ખરા વૈભવનાં સુખથી આ દેશના શ્રીમંતો અજાણ્યા છે એટલુંજ નહી પણ વિલાયતમાં મધ્યમ સ્થિતિના ગૃહસ્થો જેવો અને જેટલો વૈભવ ભોગવેછે તેવો અને તેટલો વૈભવ આ દેશના શ્રીમંતોમાંથી પણ ઘણાજ થોડા ભોગવતા હશે.

"ડ્યુક-ઑવ-બ્રિઝ્-વૉટર" મરણ પામ્યો ત્યારે તેનાં ઘરમાંથી કેહેછે કે ૧૫ લાખ રૂપીયાની કિંમતના માત્ર ચિત્ર નિકળ્યાં હતાં !! * સર હાન્સ સ્લોન નામનો એક ગૃહસ્થ મરણ પામ્યો ત્યારે તેનાં ઘરમાંથી ૫ લાખ રૂપીયાની કિંમતનું મ્યૂઝીયમ (સંગ્રહસ્થાન) નિકળ્યું હતું !! * એક વતનદાર શ્રીમંત (Duke of Argyle) ની જમીનમાં ૨૦ લાખ ઝાડ ઉગ્યાં હતાં તે બધાની કિંમત ૪૦ લાખ રૂપીયાની અંકાઇ હતી !! † એક શ્રીમંતનો બાગ-(Loddige's gardens) છે તેમાં જુદાજુદા રોપાઓનીજ કિંમત ૨૦ લાખ રૂપીયાની ગણાયછે !! † એક વતનદારની જમીનમાંથી નદી વેહેછે તેમાંથી માછલીની પેદાસ દર વરસે ૮૦ હજાર રૂપીયા ઉપજેછે !! † આ ઉપરથી ત્યાંના શ્રીમંતોની દોલતનો તમને કંઇક વિચાર આવશે.

આ બધા શ્રીમંતો કંઈ લંડનમા જાયક રેહેતા નથી. તેઓનો જાયક રેહેવાસ વિલાયતનાં જુદાંજુદાં ગામોમાં ઘણુંકરીને હોયછે. મોસમ ઉપરજ માત્ર તેઓ લંડનમાં જાયછે. આમાંના ઘણાએક શ્રીમંતો પાર્લા-

* Murray's Modern London, p. 17,150.

† Howitt's Rural Life of England, p 66, 69,26

મેંટનો અધિકારી હોયછે માટે ફેબરવારીથી જુલાઈસુધી પાર્લ્યામેંટ ચાલેછે તેટલા મહિનો તેઓ લંડનમાં રહેછે. જે શ્રીમંતો પાર્લ્યામેંટના અધિકારી નથી તેઓ એપ્રિલથી જુલાઇ સુધીની મોસમ લંડનમાં કાહાડેછે. આ પ્રમાણે ઉનાળામાં લંડનમધ્યે શ્રીમંતોની મોટી મંડળી એકઠી થાયછે. આવી રીતે દર વરસ લંડનમાં એકઠાં થવાથી તેઓને મોટો ખરચ બેસેછે. તેઓને તેમના મોભા પ્રમાણે ગાડી ઘોડા વગેરેનો મોટો ખરચ રાખવો પડેછે. ઑપેરા વગેરે નાટક ઘણુંકરીને નિત્ય જોવાનો તથા બીજી મોજ મારવાનો તથા સ્ત્રીઓને નવાં નવાં અને ઉંચા ઉંચા વસ્ત્ર પેહેરાવવા વગેરેનો મોટો ખરચ થાયછે. એક બીજાની દેખાદેખીથી પણ ખરચ ઘણો વધી પડેછે. આ એકરીતે ગેરફાયદો છે. વળી કોઈ કોઈ શ્રીમંત બદફેલમાં પડેછે એ એક બીજો ગેરફાયદો.

આવી રીતે ગેરફાયદો થાયછે ખરો પણ તેની સાથે તેઓને તથા દેશને મોટો ફાયદોપણ થાયછે. તેઓ જો પોત પોતાનાં ગામમાંજ ભરાઈ રેહેતો તેઓની દોલતને માટે તેમને પોતાનાં ગામના લોકોથી જે માન મળે તેમાં તેઓ ઘણા છકી જાય અને જે પ્રમાણે આપણા દેશના, થોડી પેદાશવાળા, વતનદારોના મિજાજનો કંઈ પાર નથી તેવા મિજાસી થઈ પડે. પણ લંડનમાં પોતાના જેવા અનેક અને કેટલાએકને પોતાથી ચડતા જોઇને તથા તેમનો ખરચ અને દમામ જોઇને તેઓનો ગર્વ ઉતરી જાયછે. વળી લંડનમાં નવી નવી "ફેશન" (તરેહ) જોઇને તેઓ પોતાનાં વતનમા દાખલ કરેછે, એ પણ એક મોટો લાભ ગણાયછે.

દેશને વળી આ કરતાં વધારે લાભ થાયછે. હરએક મંડળીમાં તેઓ એકઠા મળેછે ત્યારે રાજપ્રકરણની બાબદમાં એક બીજાના વિચારથી વાકેફ થાયછે. એ સંબંધી એક બીજા સાથે તકરાર ચલાવેછે અને તેનું પરિણામ ઘણું સારૂં નિપજેછે. વળી હરએક ઠેકાણે અથવા હરએક મંડળીમાં વિદ્યાની કે રાજ્યપ્રકરણની વાત નિકળેછે એટલામાટે તેઓને એ સંબંધી માહેતગારી કે ખબર રાખવાની જરૂર પડેછે. તેઓમાંથી કોઈ જો આમાંની કોઈ વાતમાં અથવા તકરારમાં સામેલ થઇ શકે નહી તો તે ક્લબમાં અથવા સુર્ખીમાં ખપે. પોતાના વર્ગની મંડળીમાં સામેલ

થવાને જેમ સારાં વસ્તુની જરૂર છે તેમ વિદ્યામાં તથા રાજપ્રકરણમા તથા વર્તમાનપત્ર સંબંધી ચરચામાં માહિતગારી રાખવાની તેને જરૂર છે.

આપણા દેશના શ્રીમંતો મોટી વિદ્યાથી અને રાજપ્રકરણની બાબદોથી ઘણુંકરીને અજ્ઞાન છે એટલુંજ નહી પણ કેટલીક સાધારણ બાબદોની માહેતગારી તેઓમાં કવચિતજ હોયછે. આ ઠેકાણે હુ સારા દેશી શ્રીમંતોને નમનતાઈથી સુચના કરવાની રજા લઉં છઉ કે જ્યાસુધી તમે ઉચી કેળવણી લેશો નહી અને રાજપ્રકરણની તથા વિદ્યાની અનેક બાબદોથી વાકેફ થશો નહી ત્યાસુધી તમારામા શ્રીમંતાઈનુ લક્ષણ ગણાશે નહી અને ત્યાંસુધી આ દેશની મોટાઈ વધશે નહી.

"Among the nations which now bear rule in every part of the earth, there is no instance of a class of nobles retaining its position without being superior in intelligence and education to the mass of the people"

*Speech of H E Sir Bartle Frere*

આપણા પ્રખ્યાત ગવર્નર સાહેબ, સર બાર્ટલ ફ્રિયર જેણે આપણા દેશની સ્થિતિ સુધારવાને ઘણી મેહેનત લીધીછે અને ઘણી કાળજી દેખાડીછે એણે તા૦ ૩૧ મી અક્ટોબર સન ૧૮૬૬ ને દાહાડે પુણામાં (તે નામદારને માન આપવા) એકઠા થયલા સરદારોને કેટલીક અગત્યની સુચના કરી હતી તેમાથી આ એક વાક્ય મેં અહીં ઉતારી લીધોછે. એનો અર્થ એ છે કે "પૃથ્વિના દરએક ભાગમા જે પ્રજાના લોક રાજ્ય ચલાવેછે તેઓમાં શ્રીમંતોનો વર્ગ તપાસશુ તો માલમ પડશે કે બુદ્ધિમાં અને વિદ્યામા સાધારણ લોકો કરતા ચહડ્યા વગર શ્રીમંતો પોતાની શ્રીમંતાઈનો બોજ રાખી શક્યા હોય એનો એકે દાખલો મળી શકશે નહી."

આ વાક્ય ઉપરથી જણાશે કે આપણા શ્રીમંતોની શ્રીમંતાઈનો બોજ ત્યારેજ રેહેશે કે જ્યારે તેઓ બુદ્ધિમા અને વિદ્યામાં સાધારણ લોકોના કરતાં ચહડતાં થશે. તેઓ જે હાલતમા હાલ છે તે હાલતમાંજ રહ્યા તો તેઓની શ્રીમંતાઈનો બોજ ઉતરતો જશે. માટે તેઓએ સાવધ રેહેવું જોઇએ અને પરમેશ્વરે તેઓના હાથમાં આ દેશનું સારૂં કરવાની

જે જોગવાઈ આપીછે તેનો લાભ લેવો જોઇયે. સર બાર્ટલ ફ્રિયર આ દેશનો જે ખરો મિત્ર જણાયોછે તેના ઉપર ટાંકેલા વચન સારા દેશી શ્રીમંતોએ પોતાના હૈયામાં કોતરી રાખવા જોઇએ.

અરે! આપણા દેશનો એવો દાહાડો ક્યારે થશે કે હરએક ઠેકાણે અને હરએક મંડળીમાં વિદ્યાની કે રાજ્યપ્રકરણની વાત ચાલે અને જે શ્રીમંતોનું અજ્ઞાન માલમ પડે તે શ્રીમંતો મૂરખમાં અથવા મુર્ખમાં ગણાય એમ જ્યારે થશે ત્યારેજ દેશી ઠાકોરો, સરદારો અને શેઠીયાઓને આવી બાબતનો અભ્યાસ કરવાની અગત્ય જણાશે. આપણી "લેજીસ્લેટિવ કૌંસિલ" માં દેશી શ્રીમંતોને દાખલ કર્યા એ ઠીક થયું છે પણ તેઓમાં એવો કયો નર છે કે જેને રાજ્યપ્રકરણી બાબતમાં પૂરો અભ્યાસ હોય? આ સવાલ પુછીને હું મારા દેશના શ્રીમંતોને અપમાન આપું છું એમ કોઇએ સમજવું નહી. મારી કેહેવાની મતલબ એટલીજ છે કે શ્રીમંતોને ઇશ્વરે આવા અભ્યાસને માટે પૂરી જોગવાઈ આપીછે તેનો જ્યાંસુધી તેઓ લાભ લેશે નહી અને વિદ્યાની કે રાજ્યપ્રકરણની બાબતોથી વાકેફ થશે નહી ત્યાંસુધી આ દેશનો દાહાડો ઉઘડશે નહી.

વિલાયતના શ્રીમંતોનો પૂરો ભભકો જોવો હોયતો ઘણુંકરીને લંડનમાં આપણે જોઇ શકશું નહી. લંડનમાં તેમના વર્તનને આપણે કદાચ ખોટો વિચાર બાંધશું. તેઓનો પૂરો ભભકો અને પૂરો દમામ જોવો હોય તો તેઓના ગામમાં આપણે જઇને જોઇ શકશું. ઇંગ્લંડમાં જઇને તમે કોઈ શ્રીમંતને તેના ગામના વતનમાં જ્યાંસુધી તેનો "કંટ્રી લાઈફ" (Country life) જોશો નહી ત્યાંસુધી તમોને તેની શ્રીમંતાઇનો અને વૈભવનો ખરો વિચાર આવશે નહી

આહા! તેઓના વતનમાં તેઓના મકાન કેવાં વિશાળ અને કેવાં સુંદર છે!! તેઓના બાગબગિચામાં ઝાડપાન કેવાં ખીલી રહ્યાંછે!! કેટલાક ઝાડપાનને કેવા તરેહવાર આકારના કાપેલા છે!! કોઈ ઝાડ ઉપર જાણે નીલો મોર બેઠો હોય અને કોઈ ઝાડ ઉપર બીજું પક્ષી ઉડતું હોય, કોઇ ઝાડ ઉપર ઝાડ ઉગ્યું હોય એમ તરેહવાર આકારમાં ઝાડપાનને કાપીને તથા તરેહવાર જાતના ઝાડપાન વાવીને બાગની શોભા કેવી વધા

ગી મુકેલીછે !! તેઓનાં ઘર મધ્યેનો શણગાર કેવો ઉંચો અને સરસ છે !! દહીં દુધની જગ્યા અને ફુલનો બગીચો આંખને કેવો બાહાર આપેછે !! અરે તેઓની સ્ત્રીઓ કેવી રૂપાળી અને ગુણવાન્ દીસેછે !! તેઓમાં કેવો રૂડો વિવેક છે અને કુટુંબના ઘણાખરા માણસોનો સ્વભાવ કેવો ભલો અને મિજાજ વગરનો છે !!

જેમ આપણા દેશમાં જમીનદાર શ્રીમંતોનાં વતનમાં દર નવી ઓલાદે ભાગ પડતા જાયછે અને દર ઓલાદે દોલતનું કઉવત (છોકરાઓમાં સરખો ભાગ પડ્યાથી) તૂટી જાયછે તેમ વિલાયતમાં થતું નથી. વિલાયતમાં એક શ્રીમંતને ઘણાં છોકરાં હોયછે તે બધાં ભાઇબેહેન વચે રોકડ પુંજીની સરખે ભાગે વેંહેંચણી થાયછે; પણ વતન અથવા જમીનની અથવા ઘરબારની વેંહેંચણી તેમ થતી નથી. સ્થાવર મિલકત બધી વડા છોકરાને મળેછે અને તેમાં તેના ભાઈ કે બેહેનનો ભાગ પડી શકતો નથી. દોલત ગમે એટલી મોટી હોય પણ તે ઘણાં માણસોમાં વેંહેંચાઈ ગયાથી તેનું કઉવત તૂટી જાયછે. તેટલામાટે વારસા હિસ્સાનો આ કાયદો વિલાયતમાં ઘણો ગુણભરેલો માલમ પડ્યોછે.

## ૨. મધ્યમ સ્થિતિના લોક.

MIDDLE CLASSES

જેઓની પેદાસ દર વરસે રૂપીયા ૩ હજારથી ૨૦ હજારની અંદર છે તેઓ મધ્યમ સ્થિતિના લોક કેહેવાયછે. ગ્રેટ બ્રિટન્ (એટલે ઇંગ્લંડ તથા સ્કૉટલંડ) માં બધા મળીને એવી પેદાસના આસરે ૫૦ હજાર આસામી છે. ઈ૦ સ૦ ૧૮૬૩ ની પેદાસના પાર્લીમેંટે છાપેલા પત્ર ઉપરથી માલમ પડેછે કે એ વરસમાં બધા મળીને ઉપર લખેલી પેદાસવાળા ૪૮૫૯૭ માણસો હતાં. તેઓના ચાર વર્ગ નીચે પ્રમાણે :—

| દર વરસની પેદાસ. | આસામી. |
|---|---|
| રૂપીયા ૩ હજારથી ૪ હજારની અંદર ...... | ૧૭૬૭૨. |
| રૂપીયા ૪ હજારથી ૬ હજારની અંદર ...... | ૧૫૩૬૭. |
| રૂપીયા ૬ હજારથી ૧૦ હજારની અંદર ...... | ૯૧૫૪. |
| રૂપીયા ૧૦ હજારથી ૨૦ હજારની અંદર ...... | ૬૪૦૪. |

આ લોકોની રેહેવાની રીતભાતમાં અને આપણા દેશના મધ્યમ સ્થિતિના લોકોની રેહેવાની રીતભાતમાં ઘણો ફેર છે. ઉપર જણાવેલા ચાર વર્ગમાં ઉતરતા વર્ગના લોકોને ત્યાનાં રિવાજ પ્રમાણે ગ્રહસ્થાશ્રમ ચલાવવાનું ઘણું કઠણ પડેછે. કેમકે એ લોકોની રેહેવાની રીત કંઈ સાધારણ નથી. આપણા દેશના મધ્યમ સ્થિતિના લોકોને બેસવાને અને સુવાને એકજ ઓરડો હોયતો ચાલી શકે; જમવાને અને રાંધવાને એકજ ઓરડી હોયતો ચાલી શકે. પણ વિલાયતમાં તેમ ચાલશે નહી. આ ચારે ખંડ જુદાજુદા જોઇએ. તેમાં બેસવા ઉઠવાનો ખંડ (ડ્રાઇંગ રૂમ) ઘણો સ્વચ્છ અને દેખાવમાં સારો જોઇએ; તેમજ જમવા કરવાનો ખંડ (ડાઇનિંગ રૂમ) પણ શોભાયમાન જોઇએ.

આ સ્થિતિના આપણા દેશના લોકો ગાડીઘોડા રાખશે પણ નહારા ને ગંદા ઘરમાં રેહેશે અને ઘર "ફરનિશ" કરવું અથવા સણગારવું એટલે શું તે જાણવાની પણ થોડીજ દરકાર રાખશે. વિલાયતમાં ઘરનાં ગાડીઘોડા વગર ચાલે, પણ સારાં શોભાયમાન ઘરમાં રેહેવું અને તેમાં જરૂરનો સણગાર મુકવો એ વગર ચાલેજ નહી. જેનાં બેસવા ઉઠવાના ઓરડાનો દેખાવ ખરાબ તે ગ્રહસ્થમાં ખપેજ નહી. મંડળીમાં ગૃહસ્થ લેખે ખપવાને પેહેલ વેહેલું એ જોઇએ કે તેનું ઘર સારૂં અને સફાઇથી ગુંથેલું જોઇએ. ઘર નાહાનું હોય તો ચિંતા નહી પણ ભીંત ઉપર કાગળ ચોડેલા જોઇએ, બારીની ઉપર "કર્ટન" અથવા પડદો જોઇએ. અને જમીન ઉપર ગાલિચા હંમેશ પાથરેલા જોઇએ.

સણગારમાં ટેબલ, ખુરસી અને કોચ જોઇએ; સાઇડ-બોર્ડ અને પિયાનો ફોર્ટ કે હારમોનિયમ (વાજીત્ર) જોઇએ; બે ચાર સારાં ચિત્ર અને એક બે ટાંગવાના સોભાયમાન દીવા જોઇએ. આટલું ઓછામાં ઓછું ડ્રાઇંગ રૂમમાં એટલે બેસવા ઉઠવાના ઓરડામાં. હવે જમવાનો ઓરડો લો. તેમાં પણ બારી ઉપર પડદા, દેવાળ ઉપર કાગળ અને જમીન ઉપર ગાલીચો જોઇએ. જમવાની મોટી ટેબલ જોઇએ અને થોડાંએક ટંગેલાં ચિત્ર જોઇએ. સુવાના ઓરડામાં પણ બારી ઉપર પડદા, દેવાળ ઉપર કાગળ અને જમીન ઉપર ગાલીચો જોઇએ. છપર-પલંગ જોઈ

એ, વૉરડ્રોબ અથવા વસ્ત્ર મુકવાની કબાટ જોઇએ. એક મોહો ધોવાની અને બીજી આરસો મુકવાની ટેબલ જોઇએ. આ બધો સામાન "ટેસ્ટ" એટલે સણગાર બુદ્ધિથી મુકેલો જોઇએ અને તે ઉપર કે ભીંત ઉપર કે છાજ ઉપર કે બારીબારણા ઉપર મેલ કે કચરો મુદલ ન જોઇએ.

મધ્યમ સ્થિતિના ચહડતા વર્ગમા એક કુટુંબને દર વરસે દસ કે બાર હજાર રૂપીયાનો ખરચ લંડનમા થાયછે.* એ ખરચનો મોટો ભાગ છોકરાઓને કેળવણી આપવામાં જતો રહેછે. એકએક છોકરા પછવાડે દર વરસે એકએક હજાર રૂપીયા કેળવણી આપવાના બેસેછે. એક કુટુંબમા ચાર કે પાચ છોકરાઓની રાસ લઇએ તો ચાર હજાર રૂપીયા દર વરસે છોકરાઓ પછવાડે કેળવણીના લાગેછે. આપણા દેશમા મધ્યમ સ્થિતિના ચહડતા વર્ગમા છોકરાઓને કેળવણી આપવાનો ખરચ એટલો થોડો બેસેછે કે તે ગણતરીમા ન લઇએ તો ચાલી શકે. એક દેશી ગૃહસ્થ દર વરસે પોતાના છોકરાની કેળવણી પાછળ ૫૦ રૂપીઆ ખરચશે તો તે ઘણા કેહેવાશે અને છોકરીની કેળવણી વિષે તે દરકાર કરશે નહી.

મધ્યમ સ્થિતિના ચહડતા વર્ગમા બીજો મોટો ખરચ કપડાનો થાયછે. પરણેલી સ્ત્રી ઘણુકરીને વસ્ત્ર પછવાડે દર વરસે એક હજાર રૂપીઆ ખરચેછે. શ્રીમંતની સ્ત્રીને દર વરસે પાચ હજાર રૂપીયાથી ઓછો ખરચ થતો નથી. આ ઉપરથી માલમ પડશે કે આપણા કરતા છ કે સાત ગણો વધારે ખરચ વિલાયતમા સ્ત્રીના કપડા ઉપર લાગેછે. એક શ્રીમત સ્ત્રીના ઉડાઉપણા વિષે એમ કેહેવાયછે કે તે પોતાના કપડાને માટે દર વરસ ૨૦ હજાર રૂપીયા ખરચ કરતી હતી !! † વસ્ત્રમા આવુ ઉડાઉપણુ મુદલ પસદ કરવાજોગ નથી. પણ ત્યાના લોકો ફેશન્ (Fashion) ની ફાસીમા ફસી પડ્યાછે. આપણા દેશીઓ સ્ત્રીઓના લુગડા ઉપર મોટી રકમ ખરચવાને બદલે ઘરેણુ કરાવેછે તે ઠીકજ છે; પણ ઘરેણુ એવુ ન જોઇએ કે શરીરને ભાર પડે ને ખુબસુરતી ઘટે. પગમા રૂપાની બેડી ઘાલવી અને નાકમા નથડો લટકાવવો અને જાડા જાડા ઘરેણાં પેહેરવા એનાં જેવું જગલીપણુ બીજુ કયુ હશે ?

* Pall Mall Gazette, S ptember 15 , 1865 †Habits of Good Society p 164

છોકરાંઓને કેળવણી આપવા પછવાડે ઇંગ્રેજ ગૃહસ્થ મોટો ખરચ કરેછે તે રિવાજ ખરેખર વખાણવાલાયક ને નકલ કરવાજોગ છે. જેમ જમીનને કેળવવા માટે ખરચ થાયછે તો તેનો બદલો મળેછે તેમ છોકરાઓનું મન અને તન કેળવવા માટે ખરચ કર્યાથી તેનો બદલો વળી જાયછે. તમે કહેશો કે આપણા મધ્યસ્થિતિના દેશીઓમાં કેળવણી ઉપર એટલો ખરચ કરવાની શક્તિ નથી. આ વાત સાચી હોય પણ છોકરાંઓને મોટી ધામધુમથી પરણાવવાને આપણા લોકો મોટો ખરચ કરેછે ત્યારે પોતાની શક્તિનો વિચાર કેમ કરતા નથી? તેઓ જેવી કાળજી છોકરાંઓને પરણાવવાની તથા તે માટે મોટા ખરચ કરવાની રાખેછે તેવી કાળજી છોકરાંઓને કેળવણી આપવા વિષે રાખે તો કેટલો લાભ થાય વારૂ? જેટલો ખરચ તેઓ લગ્ન ઉપર કરેછે તેટલો ખરચ છોકરાંઓની કેળવણી ઉપર કરે તો છોકરાંઓ મોટપણમાં ઘણા સુખી થાય. બાળપણમાં લગ્ન કરીને તેમને સંસારની ઝુમડીમાં નાખવાને બદલે તેઓને એવી કેળવણી આપી હોય કે જેથી તેઓ પોતે કમાઇને પોતાનું લગ્ન પોતેજ કરે અને પોતાનાં ઘરનો ખરચ પોતે ચલાવી શકે તો કેવું સારૂં!

મધ્યમ સ્થિતિના ગૃહસ્થને પોતાને માટે કપડાંનો ખરચ ત્યાં દર વરસે પાનસો કે છસો રૂપીયાનો આસરે થાયછે. † ત્યાંની હવા અને બીજી બાબદો ધ્યાનમાં લેતાં ૪૦૦ થી ૫૦૦ રૂપીયાનો ખરચતો દરએક ગૃહસ્થને દર વરસે થનોજ જોઇએ. એટલી રકમમાં ક્યાં ક્યાં કપડાં જોઇએ તેની નોંધ હાંસ્યા ઉપર મેં આપીછે. જેઓની પેદાશ દર વરસ ૩૦૦૦ કે ૪૦૦૦ રૂપીયાની છે તેઓનો નિભાવ લંડનમાં મોટી મુશ્કેલીથી થાયછે. એ મુશ્કેલી કેવી હશે તેનો વિચાર તમને આવે એટલામાટે પાલમાલ ગેઝટ નામનું એક પ્રખ્યાત વર્તમાનપત્ર જે લંડનમાં પ્રગટ થાયછે તેમાં એ વિષેની બાબદ સારૂં વાંચવામાં આવી હતી; તેનો એક ટુંકો ભાગ મેં ઉતારી લીધોછે તે હું આ જગ્યાએ દાખલ કરૂં છઉં.

| | રૂપીયા. |
|---|---|
| ડગલા અથવા કોટ નંગ ૭ . | ૧૮૦ |
| પાટલુન તથા પાઇજામા જોડ ૭. | ૮૦ |
| વેસ્ટ કોટ નંગ ૫ . . . . | ૪૦ |
| ટોપી મોજાં, ને સ્કાર્વ ઇ૦. . | ૧૦૦ |
| બૂટ. . . . . . . . | ૫૦ |

† Habits of Goods Society p. 147

"If he (e. i. a gentleman in London) has only £400 (a year) he must either not marry, or he must pinch frightfully; he must count every shilling, he must grumble or lament over each fresh child that makes its appearance; he must deny himself a host of recreations and luxuries that have become almost necessity to us now; and it is only if he has a very clever wife and escapes the calamity of sickness that he can hope to have a tidy, elegant and gentlemanly home."

*Pall Mall Gazette, September* 15; 1865

"લંડનમાં કોઈ ગૃહસ્થને દર વરસે જો ૪૦૦૦ રૂપીયા મળતા હોય તો તેણે પરણવું નહી, અગર પરણ્યો તો તેનો નિભાવ ઘણોજ મુશ્કેલીથી થશે. તેને એકએક શિલિંગ ગણવી પડશે, જે એકએક નવું છોકરૂં તેને ઘેર અવતાર પામશે તે જોઇને તેને ચડભડવું પડશે અથવા તેમાટે મનમાં સતાંપ થશે. કેટલીએક ગમત તથા મોજ જે હાલ જરૂરની થઈ પડીછે તેનો તેણે ત્યાગ કરવો પડશે; અને જો તેની સ્ત્રી ઘણીજ હોશ્યાર હશે અને તે જો મંદવાડની પીડામાંથી મોકળો હશે તોજ તેણે એક સુંદર, સફાઈદાર અને ગૃહસ્થને રેહેવા લાયકનાં ઘરમાં રેહેવાની આશા રાખવી."

આવી સ્થિતિના ગૃહસ્થને લંડનમાં (ત્યાંની રીત પ્રમાણે) રેહેવું એ કેવું કઠણ છે એ વિષેનો એક દાખલો મને મળ્યો હતો. એક વેળા હું જનરથમાં બેસીને જતો હતો ને મારી પાસે બેઠેલા એક ઇંગ્રેજે મને પુછ્યું કે તમે મુંબઈના પારસી છો? મેં કહ્યું કે હું હિંદુ ગ્નાતે વાણીયો છઉં. તે બોલ્યો કે તારે તમે પારસી જેવી પાઘડી કેમ બાંધીછો? મેં કહ્યું કે પારસીની અસલ પાઘડી જુદી હતી ને તેઓએ હાલની પાઘડી અમારી પાઘડીના ઘાટ ઉપરથી પેહેરવા માંડીછે. ત્યારપછી તેણે મને કહ્યું કે "તમે કદાચ મને ઓળખતા નહી હશો; હું મધરાસના લશ્કરનો મુખ્ય સેનાપતી હતો અને અહીં મને જનરથમાં બેઠેલો જોઈ તમે કદાચ અચરત થશો. પણ જેઓ પાસે દ્રવ્ય ન હોય તેઓનું અહીં કામ નથી."



સ્ત્રી પુરૂષ સાથે મળીને તીરકામઠે રમેછે

## ૩. સ્ત્રીજાતની હાલત.

SOCIAL POSITION OF WOMEN

હરએક દેશની સંસાર સ્થિતિનું માપ તે દેશની સ્ત્રીની સ્થિતિ ઉપરથી થાયછે. જે દેશમાં સ્ત્રીની સ્થિતિ નઠારી તે દેશની સંસાર સ્થિતિ પણ નઠારી ગણાયછે. સંસાર સ્થિતિનો મુળ આધાર સ્ત્રીની સ્થિતિ ઉપર રહોછે. હરએક માણસની સ્ત્રી નઠારી-નિવડી તો તેનો સંસાર બગડ્યો એમ આપણે કહીએ છઇએ. આ વાત જેમ એકએક માણસને લાગુ પડેછે તેમ એકએક દેશને લાગુ પડવી જોઇએ. રૂડી, ભલી અને કેળ-વાવળી સ્ત્રી જેમ એક ઘરનો સણગાર કેહેવાયછે તેમ રૂડી, ભલી અને કેળવાયલી સ્ત્રીઓ, એક આખ્ખા દેશનો સણગાર ગણાયછે.

વિલાયતમા ચહડતા વર્ગની સ્ત્રીઓ ઘણુંકરીને રૂડી, ભલી અને કેળ વાયલી છે એમ જો હુ તમને કહુ તો એ વાત કોઈ ખોટી પાડી શકશે

નહી. આ ઉપરથી કંઈ એમ સમજવું નહી કે વિલાયતમાં ઉંચા વર્ગની બધી સ્ત્રીઓ રૂડી, ભલી અને કેળવાયળી છે. એક આખી મંડળી ઉપર સાધારણ ગુણ કે દોષ મુકવો એ કામ ઘણું કઠણ અને બારીક છે. તેછતાં એક મંડળીમાં જો ઘણા માણસો સારાં હોય અને દસમાં એકાદ બે નઠારાં હોય અને એ મંડળીવિષે સાધારણ વિચાર જણાવવાની જરૂર પડે તો આપણે એમજ કેહેશું કે તે મંડળી સારી છે. એજ ધારણ લઇને હું વિલાયતના ગૃહસ્થોની સ્ત્રીઓ વિષે બોલું છઉં.

વિલાયતની સ્ત્રીઓ આપણા દેશની સ્ત્રીઓની પેઠે કેળવણીના સણગારથી બિનશીબ નથી. વગર કેળવાયળી સ્ત્રી વિલાયતમાં ભરથાર વગર રખડી મરે. વગર કેળવાયળી સ્ત્રી કોઈ પણ સારી મંડળીમાં સામેલ થઈ ન શકે. એજ ઉપરથી તમે સમજી શકશો કે વિલાયતમાં ગૃહસ્થોની સ્ત્રીઓને કેળવણીથી પોતાનાં મનને સણગારવાની જરૂર પડેછે. માબાપને મુખ્ય કાળજી એ રેહેછે કે મારી દીકરીને રૂડી કેળવણી આપું, નહીતો તેનું આખું જીવતર વ્યર્થ જશે અને ભરથાર વગર કે સારી મંડળી વગર દુખી થઈ પડશે. જે દેશમાં માબાપને દીકરીની કેળવણી વિષે આવી મોટી કાળજી રેહે તે દેશની સ્ત્રીઓ ઘણુંકરીને કેળવણી પામેલી અને ચતુર હોવીજ જોઇએ.

આપણા દેશની સ્ત્રીઓને ઘણુકરીને વગર ભણેલી અને વગર કેળવાયળી આપણે જોશું. કેળવણી વગર તેઓમાં ઘણુકરીને બુદ્ધિ થોડી અને સમજ કાચી હોયછે. કેળવણી વગર પોતાના ભરથારને કેમ ખુશી કરવો અને પોતાનો ભરથાર કામ ધંધેથી થાકી પાકીને આવે એટલે એના મનને કેવી વાતથી અને કેવી રીતથી વિશ્રાંતી આપવી એ આપણી સ્ત્રીઓ ઘણુકરીને જાણતી નથી. કેળવણી વગર અવકાશનો વખત વાંચવા લખવામાં રોકવાને બદલે પડોસણ સાથે લોકોનાં ઘરના કુથલાની વાતો કરવામાં અને વાતો સાંભળવામાં તેઓ રોકેછે. કેળવણી વગર પોતાના બાળકોને બચપણમાં કેવી રીતે કેળવવાં અને તેઓને બોલવા ચાલવામાં અને બેસવા ઉઠવામાં અને ખાવા પીવામાં કેવો વિવક શીખવવો એ વિષે તેઓને ઘણુંકરીને ખબર નથી.

તમે તમારી વહુ દીકરીઓને કેળવણી આપો એવી હું તમને મજબુત ભલામણ કરૂં છઉં. તે માત્ર સ્ત્રી કેળવણીનાજ કારણ માટે કરૂં છઉં એમ નથી પણ તમે તમારી પદવી સાચવી શકો એવી મતલબથી કરૂં છઉં."

સ્ત્રી ભણેલી અને હોશીયાર હશે તો તે પોતાના ધણી ઉપર આડી સત્તા ચલાવશે એ ખોટી બ્હિક રાખવાનું કારણ નથી. વગર કેળવાયલી સ્ત્રી પોતાના સ્વામીની મરજી સાચવી શકે તે કરતાં કેળવાયળી સ્ત્રી વધારે સાચવી શકેછે. ઇંગ્લંડમા મહારાણી વિક્ટોરિયા અને બીજી કુળવાન સ્ત્રીઓ ભણેલી અને કેળવાયલી હોવા છતાં તેઓએ પોતાના સ્વામીની ઉપર આડી સત્તા ચલાવવાને બદલે તેઓને સંસાર વેહેવારના કામમાં ઘણી અગત્યની અને ઉપયોગની મદદ કરીછે એ વાત પ્રસિદ્ધ છે.

માત્ર લખતાં વાંચતાં શિખવું એજ કેળવણી નથી. એતો કેળવણીનો માત્ર એક ભાગ જાણવો. કેવી જાતની કેળવણી લે તો તે સ્ત્રી વિલાયતમાં કેળવાયળી કેહેવાય એ વિષે આઠમાં પ્રકરણમાં "સ્ત્રીનાં લક્ષણ" વિષે લખતાં હું જણાવીશ. આપણા દેશમાં સ્ત્રી-કેળવણીનું હજીતો મંડાણ થયુંછે. છોકરીઓ વાંચતાં લખતાં શિખેછે એ ઠીકજ છે. પણ એતો માત્ર કેળવણીનો એક હાથ થયો. એક હાથથી કંઈ આખું માણસ થઈ શકતું નથી; બે હાથ, બે પગ, બે આંખ, બે કાન, એક નાક ઇત્યાદિ મળીને જેમ આખું માણસ થાયછે તેમજ કેળવણી વિષે સમજવું. ચહડતા વર્ગના આપણાં દેશીઓ જ્યારે એવોજ ઠરાવ કરશે કે જે છોકરીએ કેળવણી લીધી ન હોય તેની સાથે લગ્ન કરવુંજ નહી ત્યારે આપણા લોકો છોકરીઓને કેળવણી આપવાની કાળજી રાખશે.

સ્ત્રીઓને સાથે લઇને ફરવાની અથવા તેમને સાથે લઇને કંઈ પણ વસ્તુ જોવા કરવાની અથવા તેમની સાથે બેસીને ઉઘાડી રીતે વાતચિત કરવાની જેવી આપણામાં *ખોટી લાજ છે તેવી અંગ્રેજોમાં નથી.* એવી ખોટી લાજ નહી હોવાથી સ્ત્રી પુરૂષને પરસ્પર ઘણો લાભ થાયછે. હરએક રૂડી વસ્તુ જોવાનો, હરએક રૂડી વાત સાંભળવાનો, હરએક રૂડી મંડળીમાં જવાનો, અને હરએક રૂડી મોજ ભોગવવાનો સ્ત્રીને લાભ મળેછે. હરએક ઠેકાણે અને હરએક જગ્યાએ ધણી ધણીઆણી સાથે

ગયાથી અને સાથે રહ્યાથી તેમની એકજાત ઉપર મમતા અને પ્રીતિ વધેછે.

પુરૂષને સ્ત્રીની મંડળીથી કેટલીક ખુશી ઉપજેછે. સ્ત્રીની કોમળ વાણીથી અને મિઠી વાતચિતથી તેનું મન આનંદ અને પ્રફુલિત થાયછે. તે દુનિયાદારીની ચિંતા તેટલી વાર ભુલી જાયછે અને તેનાં મનને આવી રીતનો વિશ્રામ મળ્યાથી તે પાછું કામ ધંધા ઉપર નવાં અને તાજાં જોરેથી લાગેછે. વળી સ્ત્રીને કેટલો બધો લાભ થાયછે? તે હરએક નવી વાતથી અને હરએક નવી વસ્તુથી વાકેફ રહેછે અને તેથી તેનાં જ્ઞાનમાં નિત્ય વધારો થતો જાયછે. વળી આવી મંડળીને કેટલો બધો લાભ થાયછે? તેઓની મંડળીમાં સ્ત્રીજાત હોવાથી તેઓને અદબ અને મર્યાદાથી વર્તવાની અને વાત કરવાની જરૂર પડેછે અને ટોલિયાપણું દેખાડવાની જોગવાઈ તેઓને ઘણુંકરીને મુદલ મળતી નથી.

આપણા દેશીઓ આ બાબદમાં ખોટી લાજ રાખી બેઠાછે. ઉંચા વર્ગની સ્ત્રીઓ ઘરના ચાકર તથા મેહેતાઓ સાથે હસી બોલીને વાત કરે તો તે ચાલે; પણ પોતાના ભરથાર સાથે અથવા ભરથારના મિત્ર સાથે વાત કરવાને તેમને "લજ્જા" ઉપજેછે. ઉંચા વર્ગની સ્ત્રીઓ રસ્તામાં ઉઘાડું મોહો રાખી ચાલે પણ (ગુજરાતી હિંદુમાં) પોતાનો ભરથાર કે ભરથારનો મોટેરો મિત્ર કે સગો મળ્યો તો તેને જોઇને મોહોડા ઉપર (પોતાની સાડીનો) ઘુંમટો ખેંચશે અને મોહો ઢાંકીને ચાલશે. આ કેવી રીતની "લાજ" તે હું સમજી શકતો નથી.

મારા દેશીઓએ જાણવું જોઇએ કે ખરી "લાજ" અવિવેકથી બોલવા ચાલવામાં અને દુરાચરણમાં છે. અરે આપણા દેશની કેટલીએક સ્ત્રીઓ કેવાં ઝીણાં અંગવસ્ત્ર પેહેરેછે અને રસ્તામાં કેવો નહારો લરકો કરીને ચાલેછે!! ઘરમાં મોટે સાદે બોલેછે. આમાં તેઓ લાજ રાખતાં નથી અને પોતાના ભરથાર સાથે ફરવા હરવામાં અને હરએક ઠેકાણે જવા કરવામાં ખોટી લાજ શામાટે રાખવી જોઇએ?

આપણા દેશીઓમાં ઘણુંકરીને એવો વિચાર છે કે સ્ત્રીજાતને કબજામાં અને પડદામાં રાખ્યાથી તેઓની નીતિ વધારે સચવાયછે અને તેમને બાહાર ફરવા હરવાની છુટ આપ્યાથી અથવા પુરૂષોની મંડળીમાં

સામેલ કરવાથી તેમની નીતિ બગડેછે. પણ આ વિચાર ભુલભરેલો છે એમ અત્રે જણાવ્યા વિના ચાલતું નથી. એક માણસ ઘરમાં નિત્ય આળસુ બેસી રેહ્યા તો તેના મનમાં નઠારે ને કે રસ્તે ચાલવાનો વિચાર ઉત્પન્ન થાયછે, તેમજ સ્ત્રીને વિષે જાણવું. જેમ અનેક વસ્તુ જોવામાં અને અનેક વસ્તુ સાંભળવામાં આવે તેમ તેનું મન અનેક વસ્તુ ઉપર વિચાર કરવામાં વધારે રોકાયલું રેહ્યા એટલે તેના મનને નઠારી વાતનો અને નઠારી બાબદનો વિચાર કરવાને અવકાસ કવચિતજ મળે.

સ્ત્રી જાતને કબજામાં અને પડદામાં રાખવાનો ચાલ ઘણુકરીને મુસલમાનોથી આપણા દેશમાં દાખલ થયોછે. પણ સુધરેલા દેશોમાં અને સુધરેલા લોકોમાં સ્ત્રીજાતને કબજામાં કે પડદામાં રાખવાનો ચાલ મુદલ જોવામાં આવતો નથી તેથી તેઓ ઘણુ સુખ ભોગવી શકેછે. આ વાતતો સાધારણ છે કે જે સ્ત્રી નઠારી હશે તેને વધારે કબજામાં કે પડદામાં રાખ્યાથી તે વધારે બગડશે. કેહેવત છે કે "રેહ્યા તો આ-પથી ને જાયતો સગા બાપથી." ભલી અને કુલવાન સ્ત્રી હશે અને પતિવર્તાનો ધર્મ જાણતી હશે તો તે બાહાર ફરવા હરવાથી તથા પોતાના ધણી સાથે પુરૂષોની મંડળીમાં સામેલ થયાથી કદી બગડશે નહી. એ બીયે ધાસ્તી રાખીને તેને ઘરના ખુણામાં ઘાલી રાખવી એજ ખોટું છે.

ઇતિહાસનો અભ્યાસી કહી શકશે કે જે લોકોએ પોતાની સ્ત્રીઓને કબજામાં અને પડદામાં રાખીછે તે લોકોની હાલત સુધરી નથી અને તે લોકો સુધરેલા લોકોની પંગતીએ ચહડી શક્યા નથી. હરએક મંડ-ળીમાં સ્ત્રીજાત હોવાથી તે મંડળીનું માન વધેછે. તે મંડળીમાંથી હાલિ-યાપણું જતું રેહેછે. એવી મંડળીમાં માન અને મર્યાદાથી ગૃહસ્થને ચાલવું પડેછે અને તેથી નઠારી વાતો કરવાની અને સાંભળવાની ટેવ ઓછી થાયછે. જો તમારી સ્ત્રી તમારા ઘરમાં ચાકર કે મેહેતા સાથે મોહોં ઢાંક્યાં વિના વાત કરી શકતી હોય તો તમારા મિત્ર સાથે મર્યાદાથી વાત કરે તેમાં શી હરકત છે? જો મિત્ર ઉપર તમારા ચાકર કે મેહેતા જેટલો પણ તમે વિશ્વાસ રાખી શકતા ન હોય તે તમારો મિત્ર શાનો?

વિલાયતમાં સ્ત્રીઓને પુરૂષોની મંડળીમાં સામેલ થવા દેવાથી તેઓ-

નાં સંસાર-સુખમાં વધારો થાયછે એ વિષે તમારી ખાતરી કરવા માટે આપણા પ્રખ્યાત ગર્વનર સાહેબ, સર બાર્ટલ ફ્રિયરનાં એક ભાષાણમાંથી માત્ર એકજ વાક્ય ટાંકું છઉં:—

"I would refer to Sir Jamsetjee Jeejeebhoy and other gentlemen who have been in England, who will understand me when I say that, if you take away the society of the ladies of London for the men of business or lawyers, or statesmen of that city, you take away half their powers and more than half their enjoyment in life"

*Speech of H E Sir B Frere*

"સર જમશેદજી જીજીભાઈ અને બીજા ગૃહસ્થો જેઓ ઇંગ્લંડ જઈ આવ્યાછે તેઓને હું કહીશ તો તેઓ સમજી જશે કે લંડન મધ્યે ધંધાવાળા પુરૂષોમાંથી અથવા કાયદા જાણનારાઓમાંથી અથવા દરબારી પુરૂષોમાંથી સ્ત્રીની મંડળી કાહાડી નાખીએ તો તેઓની અરધી શક્તિ તથા તેઓનાં જીવતરનું અરધો અરધ કરતાં વધારે સુખ જતું રેહે."

વિલાયતના લોકો સ્ત્રીજાતને ઘણું માન આપેછે. સ્ત્રીજાત નબળી છે અને તેનું તન તથા મન કોમળ છે. તેનાં કોમળ તનને ઇજા ન પોહોંચે અને તેનાં કોમળ મનને દુઃખ ન થાય એવી તજવીજ વિલાયતના લોકો રાખેછે. સ્ત્રીની મરજી બને ત્યાંસુધી તેઓ સાચવેછે. સ્ત્રી બેઠી ન હોય ત્યાંસુધી પુરૂષથી બેસાય નહી. તમે કોઈ સ્ત્રીને ઓળખતાં નહી હો તેઉના તે તમારી પાસે ઉભી હોય અને તમે બેઠા હો તો તેને જગા આપવી જોઇએ. હરએક મંડળીમાં સ્ત્રીને પેહેલું માન મળેછે. સ્ત્રી બોલતી હોય તો તેની વાત પેહેલી સાંભળવી. મંડળીમાં ખાવા પીવાની જણસ આણી હોય તો સ્ત્રીને પેહેલી આપવી. સ્ત્રીને કંઈ જોઇતું કરતું હોય તો પેહેલું આપવું. ટૂંકામાં હરએક રીતે અને હરએક વાતે વિલાયતના લોકો જેમ બને તેમ સ્ત્રી જાતનું માન રાખી તેમનું સનમાન કરેછે.

આપણા દેશમાં સ્ત્રીજાતનું માન નથી. કેટલાએક દેશીઓ સ્ત્રીને પગનું ખાસડું ગણેછે !! સ્ત્રી મરણ પામી તો પગનું ખાસડું ગયું એમ

બાલીને તરત બીજી સ્ત્રી કરી નાખેછે. "પેડ અને વઈતરૂં કરવાને સ્ત્રી પેદા થઇછે; સ્ત્રીજાતને દબાણમાં રાખવી જોઇએ; જેણે ઘણાં પાપ કર્યાં હોય તેને પેટ છોકરી અવતાર પામે; છોકરી થઈ એટલે તે 'રાંડને' ટપલા મારવા" ઇત્યાદિ વચનો દેશીઓને મોહોડે જ્યારે ત્યારે નિકળેછે. વિલાયતની સ્ત્રીઓનું ઉપલું ચિત્ર જુઓ અને દેશી સ્ત્રીઓનું આ ચિત્ર જુઓ. કેટલો બધો ફેર !!

જે દેશમાં સ્ત્રીજાતનું માન નહી તે દેશનું તોલ સુધારાનાં ત્રાજવામાં થઈ શકે નહી. એ દેશ દુનિયામાં કદી મોટાઇઉપર આવેજ નહી. જેની સાથે લગ્ન કરીને તમે જન્મની પ્રીતિ બાંધી તેનું તમે આવી રીતનું અપમાન કરોછો; તથા જે બાળક છોકરીએ તમારે પેટે અવતાર લીધો તેનો તમે આવો તિરસ્કાર કરોછો એ વાત વિલાયતના લોકો જાણીને ઘણાજ અચરત પામે. તમે તમારાં ઘરનું માન ન રાખો તો દુનિયામાં તમારૂં માન કયાંથી વધે? સ્ત્રી તમારૂં ઘર છે માટે તેનું માન જરૂર રાખવું જોઇએ. એ માન વગર આપણો દેશ મોટાઈ ઉપર આવશેજ નહી.

"All who have aspirations for a high political future for this country should know that those great changes which they look for cannot be achieved without raising the social position of the *women* of this country generally."

*Speech of H. E. Sir B. Frere.*

આ પ્રમાણે આપણા ગર્વનર સાહેબ-સર બાર્ટલ ફ્રિયર-એક ભાષણમાં બોલ્યા હતા. આપણા દેશ સંબંધી આ ગવર્નર સાહેબે ઘણો અનુભવ મેળવ્યોછે. તેઓ એમજ કેહેછે કે જ્યાંલગી તમે તમારી સ્ત્રીઓનું માન વધારશો નહી ત્યાંલગી રાજપ્રકરણ સંબંધી તમારી મોટી ઉમેદ પાર પડશે નહી. ગવર્નર સાહેબનાં આ પ્રમાણે કેહેવામાં મોટો અર્થ છે તે દેશીઓએ સમજવો જોઇએ તથા તેનો લાભ લેવો જોઇએ.

હું કબુલ કરૂં છઉં કે જ્યાંલગી આપણી સ્ત્રીઓ કેળવણીના સુણગારથી બેનસીબ રેહેશે ત્યાંલગી જેવું અને જેટલું માન વિલાયતની સ્ત્રીઓને મળેછે તેવું અને તેટલું માન આપણી સ્ત્રીઓને આપણાથી અપાશે નહી.

એક અણઘડ અને મુર્ખ માણસ ઘણાં માનથી ફુલાઈ જાયછે અને તેનો નઠારો ઉપયોગ કરેછે; તેમજ અણઘડ અને મુર્ખ સ્ત્રી વિષે જાણવું. તે છતાં સ્ત્રીઓને ઘરની દાસીની પેઠે ગણવી, તેને સેજ વાંતમાં ધમકાવવી અને ગાળો દેવી, તે મરણ પામે એટલે પગનું જુનું ખાસડું ગયું એમ સમજીને તરત નવી સ્ત્રી કરવી, અને પેટે દીકરી થઈ તો તે "રાંડને ટપલા મારવા" આવી રીતે સ્ત્રીજાતનું અપમાન જયાંસુધી દેશીઓ કરશે ત્યાંસુધી તેઓ સારી સ્થિતિમાં આવી શકશે નહી એ ચોકસ જાણવું.

વિલાયતમાં સ્ત્રી પોતાનાં કુટુંબને ઘણી મદદ કરેછે. ભોજન તઈયાર કરવાની અથવા તે ઉપર કારભાર કરવાની મેહેનત કરેછે એટલુંજ નહી પણ ઘર સંબંધી બની વાતની તજવીજ રાખેછે. બજાર લાવવાની, હિસાબ રાખવાની, વસ્ત્ર ખરીદ કરવાં કે શિવડાવવાની, છોકરાંઓનાં કપડાંની અને ટુંકામાં ઘર સંબંધી બધાં કામની તે કાળજી રાખેછે. ધણીને ઘર સંબંધી કંઈ પણ ફિકર કે ચિંતા રેહેતી નથી; તે એટલે સુધી કે તેનાં વસ્ત્રમાં જરા ડાગ કે મેલ લાગ્યો હોય અથવા કોઈ ઠેકાણેથી તે જરા પણ ફાટ્યું હોય તો તેની સ્ત્રીએ તેને કહ્યા વગર સાફ અને દુરસ્ત કરી રાખવું. કોઈ મંડળીમાં જે ધણીનાં વસ્ત્ર ઉપર મેલ રહેલો દેખાય અથવા જે ધણીનું વસ્ત્ર ફાટેલું માલમ પડે તે ધણીની સ્ત્રી નઠારી હશે એમ સઉ મનમાં જાણશે. અરે આપણા દેશની સ્ત્રીઓ ઘરનો બધો કારભાર ઉંચકી લઇને પોતાને હાથે ચલાવવાને ક્યારે શીખશે?

વિલાયતમાં કેટલીએક સ્ત્રી શ્રેષ્ટ (ઉંચા) ધંધા કરેછે. છોકરીઓને શિખવવાનો કે ગ્રંથ લખવાનો ધંધો વિલાયતની કેટલીએક સ્ત્રીઓમાં ઘણો સાધારણ છે, એ તમે જાણતા હશો. કોઈ કોઈ સ્ત્રી ડાક્ટરનો ધંધો કરનાર પણ નિકળશે. ચહડતા વર્ગની સ્ત્રીઓને ઘણુંકરીને ધંધો કરવાની જરૂર પડતી નથી ને પડેછે તો મેં જણાવ્યા તે ધંધા કરીને પોતાનાં કુટુંબના ખરચમાં મદદ કરેછે. ઉતરતા વર્ગની સ્ત્રીઓ સીવવાનું તથા ગુંથવાનુ અને કેટલીક સ્ત્રીઓ ગુમાસ્તાગીરીનું પણ કામ કરેછે. હલકા વર્ગમાં ધંધો કરનારી સ્ત્રીઓ ઘણી નિકળશે. એ વર્ગના લોકો વિષે હું જ્યારે લખીશ ત્યારે એવી સ્ત્રીઓની સ્થિતિ વિષે કેટલીએક વાત તમને જણાવીશ.



ઘરમાં બેઠેલું એક કુટુંબ.

## ૪. ઘરની રીતભાત.

DOMESTIC LIFE

ઇંગ્લંડના લોકોનાં ઘરની રીતભાતમાં અને આપણા દેશના લોકોનાં ઘરની રીતભાતમાં ઘણો ફેર છે. ઇંગ્લંડમાં ચહડતા વર્ગના લોકો ઘરમાં ઘણી મર્યાદા સાચવેછે. એકએક ઘરમા સઉ પોતપોતાના ઓરડાના બાગણાં ઉઘાડાં મુકીને બેસતા નથી. ઘરમાં દરએક ઓરડાનું બારણું ઘણુંકરીને ઢાંકેલું રેહેછે. તમે એકબીજાના ઓરડાનું બારણું ઉઘાડો તે પેહેલા આંગલીની ટોચથી જરા ઠોકવું જોઇએ. માંહેથી "યસ" અથવા "કમ-ઇન" એવો સાદ નિકળે એટલે તમે તે ઉઘાડીને દાખલ થઇ શકો. બેસવાના ઓરડામાં તમે બેચાર બેઠા હો તોપણ તેનું બારણું બંધજ રેહ્યું.

ઘરમાં એકબીજાને દેખે તેમ ઉઘાડે શરીરે ફરાય નહી. આખાં શરીર ઉપર કંઈ અંગવસ્ત્ર પેહેરીનેજ એકબીજાના ઓરડામા અથવા ડ્રૉઇંગ રૂમમાં જવાય. કેડ ઉપરનો અરધો શરીરનો ભાગ ઉઘાડો મુકીને ફરો તો ચાલે નહી. આવી રીતે અરધા ઉઘાડા ફરો તો "અરધા

નાગા " છો એમ કેહેવાય. આવી હાલતમાં તમે તમારા સુવાના ઓરડામાં બેઠા કે ઉભા હો તો તમારી દાસી પણ તમારા ઓરડામાં એકાએક આવશે નહી. આપણા દેશી હિંદુઓમાં આવી રીતે અરધા ઉઘાડા-અથવા વિલાયતના લોકોના વિચાર પ્રમાણે, અરધા નાગા-ફરવાની મુદલ લાજ નથી. પારકી સ્ત્રીની હજુરમાં આવી હાલતે બેસવું અથવા ઉભું રેહેવું એ હિંદુઓમાં સાધારણ છે પણ વિલાયતમાં મોટી લાજ ગણાયછે.

શરીરનો આખો કે અરધો ભાગ ઢાંકવાની મર્યાદા વિષે જુદાજુદા લોકોનો વિચાર જુદોજુદો છે. તે છતાં આટલી વાત ચોકસ છે કે જે લોકો તમામ જંગલી હોયછે તેજ લોકો તમામ નાગા અથવા તમામ ઉઘાડા ફરેછે. આ પ્રમાણે લઇએ તો જે લોકો અરધા ઉઘાડાં ફરે તે લોકો અરધા જંગલી ગણાવા જોઇએ. હું એટલું પણ ચોકસ કહી શકું છઉં કે આપણા ઉંચા વર્ગના દેશીઓને અરધા ઉઘાડા ફરતા જોઇને ઇંગ્રેજ ગૃહસ્થોને તેમાં અગત્ય કરીને તેમની સ્ત્રીઓને તિરસ્કાર કે કંટાળો ઉપજતો હશે. ઇંગ્રેજ ગૃહસ્થો સાથે આપણે મિત્રાચારીનો સંબંધ બાંધવાને ઇચ્છા રાખતા હોઇએ તો તેમને આવો કંટાળો ઉપજાવવાનું કારણ જેમ બને તેમ થોડું અપાય તો વધારે સારૂં.

વિલાયતના લોકો જેઓ દાઢીમુછ રાખતા નથી તેઓ પથારીમાંથી ઉઠતાંને નિત્ય દાઢીમુછ પોતાને હાથે સાબુંકરીને બોડેછે. કેમકે આપણા દેશની પેઠે ઘેરઘેર બારણે હજામ ફરતા નથી. એ દેશની હવા ઠંડી હોવાથી તેઓને માથાના વાળ રાખવા પડેછે. આ વાળ જ્યારે ઘણા મોટા થાયછે ત્યારે તેઓ હજામને બોલાવી કે તેની દુકાને જઇ કતરાવેછે. કેટલાક ઇંગ્રેજો દાઢીમુછ રાખવા લાગ્યાછે તેઓને નિત્ય અસ્ત્રો લેવાની જરૂર પડતી નથી. દાઢીમુછ રાખનારાઓની સંખ્યા નાહાની છે પણ તેઓની સંખ્યામાં નિત્ય વધારો થતો જાયછે. જેઓને દાઢીમુછ બોડવાની ટેવ છે તેઓ નિત્ય બોડ્યા વગર બાહાર નિકળતા નથી.

વિલાયતના લોકો દાતણ કરતી વખત " ટુથબ્રશ " વાપરેછે. તેઓ આપણા દેશીઓનાં જેવું દાતણ વાપરતા નથી. વળી તેઓ આપણી પેઠે બારીમાં ઉભા રહીને અથવા ઓટલા ઉપર બેસીને દાતણ કરતા ન-

થી. તેઓ પોતપોતાના સુવાના ઓરડામાં હાથમોહો ધોવાની ટેબલ આગળ ઉભા રહીને દાતણપાણી કરેછે. એ ટેબલ ઉપર હાથમોહો ધોવાનું વાસણ હંમેશ રાખેલું હોયછે તેમાં તેઓ હાથમોહો ધોયછે.

તેઓ નિત્ય નાહાતા નથી, તે છતાં તેઓ ઘણુંકરીને સ્વચ્છ તથા સુઘડ રેહેછે. (ધ્યાનમાં રાખવું કે હલકા વર્ગના લોકો વિષે હું બોલતો નથી.) ઇંગ્રેજ ગૃહસ્થની નાહાવાની રીત પણ જુદી છે. તેઓ થોડું થોડું પાણી શરીર ઉપર રેડીને નાહાતા નથી. તેઓ અનેક તરેહના 'બાથ' એટલે પાણીમાં બેસીને નહવાય એવાં વાસણ વાપરેછે. ઘણું કરીને લાંબા ઘાટના રંગીન વાસણમાં પાણી ભરીને તેમાં લાંબા પડીને નાહેછે. "શૉવર-બાથ" વાપરેછે તેમાં ઉંચેથી ચાળણી જેવાં વાસણમાંથી પાણીની અનેક ધારા માથા ઉપર વરસાદની પેઠે વરસેછે. "ફૂટ-બાથ" વાપરેછે ત્યારે પગ ધોયછે તથા વાદળું ભીંજવીને આખું શરીર સાફ કરેછે. તેઓની નાહવાની ઓરડીયો જુદી હોયછે તેટલા માટે નાહતી વખત અંગવસ્ત્ર રાખવાની તેમને જરૂર રેહેતી નથી.

તેઓ ઉંઘમાંથી ઉઠીને હાથ મોહ ધોયા વગર અથવા નાહાવું હોયતો નાહ્યા વગર તથા વાળ સાફ કરીને બ્રશથી હોસ્યા વગર તથા પુરાં વસ્ત્ર પેહેર્યાં વગર ઘણુંકરીને બેસવાના ઓરડામાં જતા નથી. બેસવાના ઓરડામાં કે જમવાના ઓરડામાં સ્વચ્છ થઇને તથા વસ્ત્ર પેહેરીનેજ જવું જોઇએ. કુટુંબના છોકરાંઓ પણ નાગા પુગાં કે ઉઘાડાં કે મેલાં વસ્ત્ર પેહેરીને બેસવાના ઓરડામાં ઘણુંકરીને જઈ શકે નહી. નાહાના છોકરાંઓનો સુવાનો અને તેમને વસ્ત્ર પેહેરાવવાં કરવાંનો જુદોજ ઓરડો હોયછે; તે "નર્સરી" નામથી ઓળખાયછે.

ફુરસદનો વખત તેઓ ઘરમાં કે બાહાર કેવી રીતે વાપરેછે એ વિષે હવે હું તમને થોડામાં જણાવું છઉં. બાયડી છોકરાઓ ઘરની પાસે બાગ કે બગીચો જો હોય તો તેમાં કેટલીએક વાર ફરેછે ને ઝાડપાન તપાસેછે. તેઓ જ્યારે બેસવાના ઓરડામાં બેસેછે ત્યારે ઘણુંકરીને કંઈપણ કામ હાથમાં લઈ બેસેછે. કોઈ ચોપડી વાંચેછે અને તેમાં કંઈ રમુજ જેવું અથવા જાણવા જેવું હોયછેતો તે બીજાઓને વાંચી સંભળાવેછે. કોઈ

એક સ્ત્રી પાતની બે છોકરીઓની સાથે ફોટોગ્રાફ લેવ વિછે

ચિત્ર પાડેછે કોઈ પાડેના ચિત્ર તપાસેછે કોઈ ફોટોગ્રાફની ચોપડી જેને આલ્બમ કેછે તે ઉઘાડીને જુવેછે વિલાયતમા દરએક કુટુબમા ફોટોગ્રાફ એટલે સૂર્યના પ્રકાશથી દરએક જણ ઘણુકરીને પોતાની છબી પડાવેછે તેથી દરએક કુટુબમા "ફામેલી આલ્બમ" એટલે કુટુબની છબીઓની ચોપડી ટેબલ ઉપર ઘણુકરીને મુકેલી જોવામા આવેછે


સીવવાનુ યત્ર

ઘરની સ્ત્રીઓમા કોઈ સીવેછે, કોઈ ભરેછે અને કોઈ ગુથણનુ કામ લઈ બેસેછે દરએક ઘરમા ઘણુકરીને સીવવાનુ યત્ર બેસવાના ઓરડામા કે બીજા ઓરડામા મુકેલુ હોયછે અને તે યત્રથી બખિયાની સીવણનુ કામ ઘણુ સેહેલાઈથી અને ઝડપથી થઈ શકેછે ઘણુકરીને દરએક સ્ત્રી સીવી, ભરી તથા ગુથી જાણેછે અને કેટલાક તગી હાલતવાળા કુટુબોની સ્ત્રીઓ પોતાના આ ઉદ્યોગથી ઘરના ખરચમા મોટી મદદ કરી



શકેછે. ઉનના ભરતનું કામ તથા ઝીણી જાળી વગેરે ગુંથવાનું કામ આ સ્ત્રીઓમાં ઘણું સાધારણ છે અને એ કામ તેઓ ઘણી આલાકીથી કરેછે.

આ બધા ઉદ્યોગમાં મનને વિશ્રાંતી તથા ગમત આપવાને તેઓ ભુલી જતા નથી. એ માટે તેઓ અનેક પ્રકારની વાતચિત કરેછે અને તેમાં આનંદ પામેછે. તેઓની વાતમાં વિવેક, પ્રેમ, મિઠાસ અને નરમાસ માલમ પડેછે. જીવને ખુશ કરવાને માટે તથા મનને વધારે વિશ્રાંતી આપવાને તેઓ કંઈ રમત માંડી બેસેછે. તેઓ કોઈ વેળા "કાર્ડ" અથવા ગંજીફે રમેછે ને કોઈ વાર "દામ" ની રમત રમેછે ને કોઇ વાર સેત્રંજની રમત માંડેછે. સેત્રંજની રમત આખી પૃથ્વિમાં પ્રસિદ્ધ છે. આ રમતથી મંનને જેવી કસરત અને ગમત મળેછે તેવી બીજી થોડીજ રમતથી મળતી હશે. પણ સેત્રંજની રમત જરા કઠણ છે અને તેમાં બુદ્ધિબળ ઘણું વાપરવું પડેછે. માટે એ રમત કરતાં બીજી કેટલીક રમત વધારે સાધારણ છે. એક લાંબી ટેબલ ઉપર દાંતના દડાઓને ચહડતા ઉતરતા નંબરના ખાણામાં લાકડીની ટોચથી નાખવા એ રમતને



બિલિયર્ડ્સની રમત

"બિલિયર્ડ્સ" ની રમત કેહેછે. આ રમત એ લોકોમા સાધારણ છે અને અનેક રમત રમતા તેઓ બહુ ખુશીમા આવી જાયછે ઘરમા રમવાની આ ચાર પાંચ મુખ્ય રમત કેહેવાયછે, એ વગેરે બીજી અનેક જાતની રમત છે તે વિષે વિસ્તાર કરવાની હુ જરૂર જોતો નથી તેઓ કોઈવાર પિયાનોફોર્ટ (વાજીંત્ર) વગાડેછે અને તાનમા આવેછે ત્યારે ગાવા પણ માંડેછે ભરથાર પોતાની સ્ત્રીને કેહેછે કે "મારી વાહાલી એક ગીત ગા" તો તે મધુર અને ઝીણા રાગમા એક બે ગીત ગાઇને તેનુ તથા આખા કુટુંબનુ મન ખુશી કરેછે કોઈવાર તે કુટુંબના છોકરાઓ પણ ગાવા માંડેછે તાહાડના દાહાડામા આખુ કુટુંબ તાપણી આગળ તાપવા બેસેછે અને ઘણીએક વાત કરીને આનંદ પામેછે વિલાયતમા કોઇ ગૃહસ્થના ઘરનુ ખરુ સુખ જોવુ હોય તો તાપણી આગળ જ્યારે આખુ કુટુંબ બેસીને ખુશીથી અને પ્રીતિથી વાત કરેછે ત્યારે જોવામા આવશે

કોઈવાર આખુ કુટુંબ બાહાર ફરવાને નિકળેછે લંડન શેહેરમા



ગોલ્ફ એટલે ગેડીદડાની રમત

હોયછે ત્યારે પાર્કમા ફરવા નિસરેછે. ગામમા હોયછે ત્યારે આગળ્ય એટલે જગતમા ફરવા જાયછે કોઈવાર ઘોડા ઉપર બેસીને સેર મારવા નિસરેછે. તેઓમા દડે રમવાની રમત ઘણી સાધારણ છે. આ રમત બાહાર છુટી જગ્યામા રમતા આપણે વણાઓને જોશુ. "ક્રિકેટ" નામની દડાની રમત ઘણીજ પ્રખ્યાત અને સાધારણ છે આમા જોરથી દોડવાની તથા જોરથી દડો ફેંકવાની, અને સામેથી દડો આવતો હોય તે એક લાકડાના ડાડકાથી જોર પાછો મારવાની અને જમીનમા ઘાલીને ઉભી કરેલી લાકડીઓને જોરથી પાડી નાખ્વાની કશરત કરવી પડેછે.

ગોલ્ફ એટલે ગેડી દડાની રમત સ્કૉચ લોકોમા વધારે સાધારણ છે તે પણ કેટલાક ઇગ્રેજો રમેછે. એ રમતથી હાથને ઘણુ જોર પડેછે. આવી અનેક જાતની રમતમાં મોટી ઉંમરના પુરૂષો સામેલ થાયછે. મોટી ઉમરે આવી અનેક જાતની અંગબળ વાપરવાની રમતમા સામેલ થવુ એ આપણા લોકોમા ઘણુકરીને નાજબરેલુ ગણાયછે. પણ લાજ


તીરકામઠાની કસરત

ચામા ગમ્મતની અને ચામા નહી એ વિષે આપણા દેશી લોકોના વિચાર કેટલીક બાબદમા ભુલભરેલા છે. શરીરની કસરત ન રાખ્યાથી આપણે આવા પોચા અને દુર્બળ થઈ ગયા છઈએ વિલાયતના લોકો ઘણુંક રીતે એવી રમત રમે છે કે જેથી અંગબળ વધે, શરીર કસાયલુ રેહે અને કોઈ વાર લડાઈમા પોતાનો બચાવ કરવાને તે કસરત કામ આવી શકે

તીરકામઠે રમવાની રમત પણ સાધારણ છે આ રમતમા સ્ત્રીઓ પણ પુરૂષોની સાથે સામેલ થઈ શકે છે આ વાત જાણી આપણા ઘણા એક દેશીઓને અચરત જેવુ લાગશે. તેઓ કેહેશે કે વળી સ્ત્રીજાતને આવી રમત કઈ શોભતી હશે ? પણ મેં પાછળ જણાવ્યુ છે કે વિલાયતના લોકો જેમ બને તેમ હરેક રૂડી રમતમા અને ગમતમા સ્ત્રીજાતને સામેલ કરીને તેને સુખ આપવાને ચાહે છે. તીરકામઠાની રમતથી નજર ઉગીને મારવાની કસરત આવડે છે. બીજી રમત ઘોડા દોડાવવાની રમત તથા મછવામા બેસીને હલેસા મારવાની શરત ઘણીજ સાધારણ છે આ


હલેસા મારવાની કસરત

રમતથી તઓને ઘણી ગમત ઉપજે છે ને તેઓના અંગમા બળ આવે છે



શિકારના કસરત.

ઇગ્રેજ લોકોને મૃગિયા રમનાનો એટલે હરણ વગેરેનો શિકાર કરવાનો ઘણોજ પ્રેમ અને અભ્યાસ હોયછે. આપણા દેશ મધ્યે જુના વખતમા મૃગિય રમનાનો ચાલ ઘણો સાધારણ હતો. હાલ એ ચાન નિકળી ગયોછે ને માત્ર રાજાઓમા એનો કઈક અભ્યાસ રહ્યોછે. પણ બીજા લોકોમા આ અભ્યાસ ઘણુકરીને મુદલ નથી. વળી બદુક ફોડનાનો અને નજર ઠેરવીને બંદુક મારવાનો પણ ઇગ્રેજો અભ્યાસ રાખેછે. આ કારણ માટે તેઓ ઘણુકરીને "વાનટીયર" એટલે વગર પગારવાળા લશ્કરમા લશ્કરની કવાયત શીખવાને દાખલ થાયછે. આથી તેઓના દેશને તથા તેઓને મોટો ફાયદો છે વેપારી અને વિદ્યાર્થી વગેરે બદુક તથા લશ્કરના હથિયાર વાપરી જાણેછે. આની કરાગત જરૂરના વખતમા તેઓનો તથા તેઓના દેશનો બચાવ કરવાને કેટલી ઉપયોગની છે તેનો તમે એજ વિચાર કરી શકશો.



બદુક ફોડવાની કસરત

આવી રમત, ગમત અને કસરતનો શોખ વિલાયતમાં ઘણો માલૂમ પડેછે. તેઓની મોટી અને સુપ્રીય રમતના તથા કોણ જીત્યુ અને કોણ હાર્યું એ વિષેના સમાચાર ત્યાંના વર્તમાનપત્રોમા પ્રગટ થાયછે. એટલુંજ નહી પણ તે સંબંધી જુદીજુદી મંડળીમાં વાત કરવી એ ઘણુ સાધારણ છે. વેપારીને એક બીજો વેપારી અવકાશની વેળાએ મળશે તો વેપારની કે કામ ધંધાની વાત કરવાને બદલે આવી રમતની, ગમતની અને કસરતની વાત કરીને તેઓ વધારે આનંદ પામશે. તેઓ કામ ધંધાની વાત ઘણુંકરીને કામ ધંધાને ઠેકાણેજ કરેછે. પણ ફુરસદની વેળાએ શેકારની કે શરતની કે હરેક મોટી રમતની વાત કરવાની તથા વાત સાંભળવાની ટેવ તે તેઓમાં વધારે સાધારણ છે.

આપણા દેશીઓમાં શરીરપણાની રમત અને કસરત ઘણુંકરીને ઘણીજ થોડી અથવા અસાધારણ છે. એવી રમત અને કસરતના અભ્યાસ વગર આપણા દેશીઓ એટલા દુર્બળ થઈ ગયાછે કે પોતાનો કે પોતાના દેશનો બચાવ કરી શકે એવા વીર પુરૂષ આજ કાલ ઘણાજ થોડા રહ્યાછે. તેમાં જરૂર કરીને વેપારી, કે વિદ્યાર્થી અને તેવી પંગતીના બીજા દેશીઓમા ગંદુક કોડી જાણનારા કે શેકાર રમી જાણનારા મળવા કઠણ છે. આપણા દેશમાં શરીરપણાની રમત અને કસરત વધતા વર્ગના લોકોમાં જરૂર કરીને દાખલ થવી જોઇએ અને મોટી ઉમરે એવી રમત અને કસરતમાં દાખલ થવાની જે ખોટી લાજ અને શરમ દેશીઓ રાખી બેઠાછે તે છોડી દેવી જોઇએ.

વિલાયતના લોકો ઘણુંકરીને ચાર વખત ખાયછે. સવારે "બ્રેકફાસ્ટ" એટલે નાસ્તો કરેછે. બપોરે "લંચન" અથવા ટુંકો કરે છે સાંજરે "ડિનર" એટલે ભોજન કરેછે. રાત્રે ચાહા કે કાફી સેવીસ અને કંઈ મિઠાઈ કે મેવો ખાયછે. આ ચારે વખતમાં "ડિનર" એટલે ભોજનની વેળા મોટી અને મુખ્ય ગણાયછે. તે વેળાએ પકવાન ઘણા હોયછે. દરએક પકવાનને તેઓ "ડિશ" કહેછે. તેઓની જમવા બેસવાની અને જમવાની રીતભાત ઘણી વખાણવાજોગ છે. પણ તે વળી જુદીજ તરેહની છે. એ વિષે હુ આઠમાં પ્રકરણમાં લખીશ.

## ૫. અભ્યાસ.

STUDY.



અભ્યાસ.

વિદ્યાહુન્નરનો અને રાજ્યપ્રકરણનો અભ્યાસ રાખવાની ટેવ વિલાયતના ચહડતા વર્ગના લોકોમાં ઘણુંકરીને સાધારણ છે. એ ટેવથી તેઓને અને તેઓના દેશને બહુ ફાયદો થયોછે અને નિત્ય થતો જાયછે. એવી ટેવ આપણા દેશી ગૃહસ્થોમાં મુદ્દલ નથી એમ જો હું કહું તો તે ઘણુંકરીને ખોટું પડશે નહી. આપણા દેશમાં મધ્યમ સ્થિતિના લોકોને અભ્યાસમાં હરકત પડેછે તે હું કબુલ કરું છઉં. આપણી સ્ત્રીઓ વગેરે કેળવાયળી હોવાથી મધ્યમ હાલતના ગૃહસ્થોને ઘરનો ખટલો ચલાવવામાં ફુરસદનો ઘણોખરો વખત નિકળી જાયછે ને અભ્યાસને માટે વખત ઘણોજ થોડો રેહેછે. નિત્ય બજાર મંગાવવું અથવા લઈ આવવું, પોતાને તથા કુટુંબને માટે કપડાં વેચાતાં લેવાં, સીવડાવવાં, ધોવા આપવાં તથા ધોવાઈ આવે ત્યારે ગણીને લેવાં અને મુકવાં, અનાજ, ઘી, તેલ મંગાવવું કે આણી આપવું, ઘરનો ખરચ લખવો, ઘરમાં કઈ વસ્તુની જરૂર છે અને કઇ વસ્તુની નહી વગેરે ઘરવેહેવાર વિલાયતમાં સ્ત્રીઓને ચલાવવો પડેછે અને પુરૂષને એ વિષે જરાય કાળજી કરવી પડતી નથી, એટલે તેને અભ્યાસ કરવાનો અવકાશ મળેછે.

એટલામાટે વિલાયતના મધ્યમ સ્થિતિના લોકોને જેવો અવકાશ અભ્યાસને માટે મળેછે તેવો આપણા દેશના તે વર્ગના લોકોને મળતો નથી એ વાત હું ધ્યાનમાં લઉં છઉં. તેછતાં દેશી શ્રીમંતોને પૂરો અવકાશ મળેછે તેઓમાં અભ્યાસની ટેવ મુદ્દલ નથી અને મધ્યમ હાલતના લોકોને બહુજ થોડો અવકાશ મળેછે તેઓમાં ઝાઝી ટેવ નથી એ વાત તમે કબુલ કરશો. વિલાયતમાં વિદ્યાહુન્નરનો તથા રાજ્યપ્રકરણનો અભ્યાસ મોટી ઉંમરે અને કામ ધંધામાં કે સંસાર-ખટલામાં પડ્યા પછી પણ રાખવો અને તેમાટે અવકાશ મેળવવો એ નિયમ શ્રીમંત તથા મધ્યમ સ્થિતિના ગૃહસ્થોમાં ઘણુંકરીને જોવામાં આવશેજ.

વિલાયતમાં વિદ્યાહુન્નરની જે કાંઈ શોધ થાયછે તો ઉપર કહેલા વર્ગના લોકો તેથી વાકેફ રહેછે; રાજ્યપ્રકરણની બાબતમાં જો કાંઈ તકરાર ચાલેછે તો તે વિષે માહિતગારી રાખેછે. તેમ જો ન કરેતો હરએક મંડળીમાં એ સંબંધી વાત નિકળતાં તેમનું અજ્ઞાન માલમ પડે ને મેં અગાઉ જણાવ્યુંછે તે પ્રમાણે તેઓ બુબકમાં અથવા મુર્ખમાં ખપે. બધાઓએ ઘણુંકરીને સાધારણ બાબદોની ખબર તથા માહિતગારી રાખવી જોઇએ. એટલામાટે પુસ્તક તથા વર્તમાનપત્ર વાંચવાનો અભ્યાસ રાખવાની તેમને જરૂર પડેછે.

આ તો સાધારણ બાબદોનો અભ્યાસ કેહેવાય. પણ જેઓ જે કામમાં પડ્યાછે તેઓ તે કામ સંબંધી અભ્યાસ કરવાની વધારે કાળજી રાખેછે. જે વિદ્યામાં જેનું મન લાગ્યુંછે તે વિદ્યાના અભ્યાસમાં તે મંડ્યો અને મશગુલ રહેછે. જે હુન્નરમાં જેનું "નશીબ" ચોંટ્યુંછે તે હુન્નરના અભ્યાસમાં તે વળગી રેહેછે. જે શ્રીમંતો છે અથવા જેઓ પાર્લ્યામેંટના અધિકારીઓ છે તેઓનું બધું ધ્યાન રાજ્યપ્રકરણના અભ્યાસમાં વળગી તથા ચોંટી ગયુંછે. વિલાયતમાં જેઓ પ્રસિદ્ધ કે પંકાયલા થવાની ઇચ્છા રાખેછે તેઓ પઈસાનાં બળથી નહી પણ અભ્યાસનાં બળથી રાખેછે. લોકોમાં પ્રસિદ્ધ થવું અને સરકારમાં માન મેળવવું સર્વ દેશના લોકોને ગમેછે. પણ આ કારણ માટે આપણા દેશના શ્રીમંતો હજારો અને લાખો રૂપીયા ધર્મ કે પરોપકારમાં આપીને માન મેળવવાને ચાહેછે તેમ વિલાયતના લોકો કરતા નથી.

હું એમ નથી કેહેતો કે ધર્મ તથા પરોપકાર માટે તેઓ મોટી રકમ ખરચતા નથી. મારી કેહેવાની મતલબ એ છે કે તેઓ ઘણુંકરીને પઈસાનાં બળથી પંકાવા ઇછતા નથી. તેઓ રાજ્યપ્રકરણમા, કે વિદ્યાહુન્નરમાં અભ્યાસ કરીને પંકાવાની ઇછા રાખેછે. હું ધારૂં છઉં કે આપણા દેશમાં પઇસા ખરચીને માન ખરીદ કરનાર શેઠીઆઓને જ્યારે માન મળતું બંધ પડશે અને જેઓ પોતાના ઉદ્યોગ તથા અભ્યાસવડે પંકાવા ઇછતા હશે તેમનેજ જ્યારે માન મળવા લાગશે ત્યારેજ આ દેશનો દાહાડો ફરશે અને ત્યારેજ શ્રીમંતોને અભ્યાસ કરવાની જરૂર પડશે.

## ૬. મુસાફરી.

TRAVELS

વિલાયતનાં શ્રીમંત તથા મધ્યમ સ્થિતિના લોકોમાં મુસાફરીને શોખ છે એટલુંજ નહી પણ જે ગૃહસ્થે મુસાફરી કરી નથી તેનું જ્ઞાન ઓછું અને અનુભવ કાચો એમ કેહેવાયછે. વિલાયતમાં મુસાફરી, કેળવણીનો એક મુખ્ય અને અગત્યનો ભાગ ગણાયછે. વિદ્યા હુન્નરનાં સાધન વિલાયતમાં સંપૂર્ણ હોવા છતાં ત્યાંના લોકો જ્યારે મુસાફરીને અગત્યની ગણેછે ત્યારે આપણા દેશીઓએ મુસાફરીને કેટલી અગત્યની ગણવી જોઇએ તેનો વિચાર તમે ઘણો સેહેલાઇથી કરી શકશો.

વિલાયતનાં શ્રીમંત તથા મધ્યમ લોકો ઘણુંકરીને ઉનાળાની રૂતુમાં મુસાફરી કરવા નિકળેછે. કેટલાંએક ઇંગ્લંડ તથા સ્કૉટલંડ તથા આયરલંડનાં જુદાંજુદાં ગામો તથા શેહેરોમાં મુસાફરી કરવા જાયછે. કેટલાએક ફ્રાન્સ તથા જરમની તથા ઇટાલી વગેરે યુરોપના જુદાજુદા દેશોમાં મુસાફરી માટે ઉતરી પડેછે. કેટલાએક અમેરિકા તરફ જાયછે ને કોઈ કોઇ આપણા દેશ તરફ માત્ર મુસાફરીને માટેજ આવેછે. આપણા દેશમાં આ વરસે (એટલે ૧૮૬૫ માં) બે પ્રખ્યાત પુરૂષો મુસાફરી માટે આવ્યાછે તે આ લખતાં લખતાં મને યાદ આવેછે. એક આફ્રિકાનો પ્રખ્યાત મુસાફર ડાકટર લિવિંગસ્ટન્ અને બીજો લૉર્ડ એડવર્ડ સિમોર.

વિલાયતના શ્રીમંતો જ્યારે મુસાફરી કરવા નિકળેછે ત્યારે પોતાની સાથે માણસોનો ખટલો રાખતા નથી. આપણા દેશના શ્રીમંતો એમ સમજેછે કે જેમ વધારે માણસો સાથે લઇને બાહાર નિસરાય તેમ વધારે શ્રીમંતાઈ માલમ પડે. આવી ખોટી પતરાજી દેખાડવાને વિલાયતના શ્રીમંતો મુદલ ઇચ્છતા નથી. વિલાયતના રાજાઓ પણ જ્યારે મુસાફરી કરવા નિકળેછે ત્યારે જરૂર કરતાં વધારે માણસો સાથે લેતા નથી. આપણા દેશના ઠાકોરો તથા સરદારોમાંથી જ્યારે કોઈ મુંબઈ આવેછે ત્યારે માણસોનો કેટલો બધો ખટલો સાથે લાવેછે! આથી ખરચ વધેછે અને મુસાફરી કરવામાં હરકત પડેછે. આ વિષે આપણા ગવરનર સાહેબ સર બાર્ટલ ફ્રિયરે બેલગામની દરબારમાં ભાષણ કરતાં જે વિચાર

આપ્યો હતો તે. આપણા દેશી શ્રીમંતોએ જરૂર ધ્યાનમાં રાખવો ઘટેછે.

અરે આપણા દેશીઓમાં મુસાફરી કરવાની પ્રીતિ કેટલી થોડી છે? પોતાનાજ દેશમાં પણ મોટાં મોટાં ને જુદાંજુદાં શેહેરોમાં મુસાફરી ક- રીને જ્ઞાન અને અનુભવ મેળવવામાં તેઓ કેટલાં બધાં પાછળ છે? આ દેશનાં મુખ્ય બંદરોમાં આગબોટ જાયુક ફરેછે અને હાલ રેલવે ઉપર આગની રથ પણ ઘણેક ઠેકાણે ચાલુ થઈ ચુકયોછે. તેનો લાભ બને તેટલા દેશીઓએ લેવો ઘટેછે અને આ દેશનાં મુખ્ય શેહેરોમાં મુસાફરી કરીને જ્ઞાન, અનુભવ અને પરસ્પર પ્યાર મેળવવો જરૂર છે. વળી તે ઉપરાંત આપણા દેશીઓ જ્યાંસુધી સુધરેલા દેશોમાં પ્રવાસ કર- વા નિકળશે નહી ત્યાંસુધી આ દેશનો દાહાડો ઉઘડશે નહી. અરે આ- વી મુસાફરીનો શોખ આપણા શ્રીમંતોમાં કયારે ઉત્પન્ન થશે? તેમાં આગન્યકરીને હિંદુ શ્રીમંતો કયાંસુધી ન્યાતની બ્હિક રાખી ઘરનાં ખુ- ણામાં ભરાઈ રેહેશે? આ વિષે જરૂર વિચાર કરવો જોઇએ.

આ બાબદ આપણા પ્રખ્યાત ગવર્નર સાહેબ સર બાર્ટલ ફ્રિયરના વિચાર હું અત્રે પ્રગટ કરૂં છઉં. હું વિલાયત જઈ આવ્યો તેને થોડા મહિના થયા પછી મુંબઈ યુનિવરસિટિની પદવી આપવા વિષેની સભા ટાઉનહૉલમાં મળી હતી. (તા૦ ૧૧ મી એપ્રિલ ૧૮૬૪.) તે વેળાએ ગ- વર્નર સાહેબ વિલાયતની મુસાફરી કરવા વિષે ઘણા જોરમાં બોલ્યા હતા. તેટલામાટે એ સાહેબનાં ભાષણના બોલ અત્રે નોંધી લેવાની અને તે ઉપર મારા દેશીઓનું ધ્યાન પુગાડવાની હું વિનંતી કરૂં છઉં.

દેશાટણ વિષે આ પ્રખ્યાત ગર્વનર સાહેબ નીચે પ્રમાણે બોલ્યા:—

"This passion for foreign travel has gone on increasing among all the advancing nations of Europe, down to the present day. Among the Under-graduates of our own Universities, there are few destined to hold a high place in academical honors, who do not habitually either travel as far and as often as their means will allow without serious interruption of their studies, or who look forward to be enabled to travel as one of the best rewards which can follow some

temporary pause in the labour of learning. I think we see around us many reasons for hoping that in this respect, there is a movement going on in the awakening intellect of India, which, in fact, has marked the dawn of a new era of civilization in every age of which we have any record. It may be necessary to wait with patience till the prejudices which prevent the gratification of this most natural and wholesome form of education shall be counted among the things of the past; but it would be an insult to the intellect of India at this period, to suppose that many years can elapse before men will think with something like incredulity, that it was ever seriously contemplated to treat as outcastes men who had sought to improve their minds by foreign travel. In this, as in many other respects, the Pârsis have shewn themselves worthy to lead their fellow countrymen, and scores of your fellow townsmen are now living and laboring in England, drinking in, as they walk the streets on their daily avocations, knowledge as valuable in its way as any that they could derive from books, and quite unattainable by any man who never stirs from his own native province. I trust that we shall not long be able to count travellers of other races by units. Every religious and domestic objection which ingenuity could raise has now been dissipated, and the educated youth of this part of India must be well aware, that if they would save themselves from the contempt of their fellow scholars in every other civilized country of the universe, they will talk and think of no other obstacle to foreign travel than such as the benefactions lately made to this University for the benefit of its poorer scholars are intended to remove."

*Speech of H. E. Sir Bartle Frere.*

આ ભાષણનો સાર:—"દેશાટણ કરવાનો શોખ યુરોપના સુધરે-
લા દેશોમાં વધતો ચાલ્યો તે આજના દાહાડા સુધી વધતો ગયોછે. અ-
મારી (વિલાયતની) યુનિવર્સિટિમાં માન પામે એવા વિદ્યાર્થીઓ ઘણું
કરીને પોતાનાં ગજા પ્રમાણે જેટલે સુધી અને જેટલી વાર બને તેટલે
સુધી અને તેટલી વાર મુસાફરી કરવાને ચુકતા નથી. તેઓ પોતાના
અભ્યાસનું સઉથી રૂડું ફળ મુસાફરી કરીને મેળવવા માટે ઘણા આતુર
રેહેછે. આ બાબદમાં હિંદુસ્તાનની ચહડતી બુદ્ધિનાં લોકોમાં આરંભ થવા
માંડ્યો હોય એવી નિશાની માલમ પડેછે. આથી આ દેશનો દાહાડો
ઉઘડશે એમ લાગેછે; કેમકે કોઇપણ યુગમાં સુધારાનો સને બદલાયો હશે
તો તેનું મુખ્ય કારણ મુસાફરીજ હશે. માટે આ દેશમાં સુધારાનો આ
એક નવો સને ઉગ્યોછે. આ બાબદ લોકોનો ખોટો વેહેમ નિકળી જાય ત્યાં-
સુધી ખોટી થવાની કદાચ જરૂર હોય; પણ જે માણસોએ માન મેળવ-
વામાટે દેશાટણ કર્યુંછે તેઓને ન્યાત બાહાર ગણવા જોઇએ એમ આ
(સુધરેલા) વખતમાં વિચારવું એ હિંદુસ્તાનના બુદ્ધિવાન પુરૂષોની બુદ્ધિને
હિણું લગાડનારી વાત છે. આ અને આવી બીજી અનેક બાબદોમાં
પારસીઓએ આગેવાની કરીને માન મેળવ્યુંછે અને બીજા દેશીઓને
દાખલો આપ્યોછે. કુડીબંધ પારસીઓ આજ ઇંગ્લંડમાં રેહેવાછે અને
ઉદ્યોગ કરેછે; અને જે માણસ પોતાના દેશનો ખુણો છોડી બાહાર
જતો નથી તે માણસને જ્ઞાન મળી ન શકે એવું જ્ઞાન તથા પુસ્તકથી જે
જ્ઞાન થઈ શકે તેવું જ્ઞાન વિલાયતમાં નિત્ય રસ્તે ચાલતાં ચાલતાં તેઓ
મેળવી શકેછે. હું આશા રાખું છઉં કે થોડી મુદતમાં પારસી શિવાય
બીજી જાતના દેશીઓ વિલાયત જનારા ઘણા નિકળશે. આ બાબદમાં
ધર્મ સંબંધી કે ઘર સંબંધી જે કંઈ વાંધો લેવામાં આવ્યોછે તે રદ ગયોછે
અને આ દેશના કેળવણી પામેલા જુવાન પુરૂષોએ જાણવું જોઇએ કે
આ બાબદમાં દરએક સુધરેલા દેશના વિદ્યાર્થીઓ તમારો તિરસ્કાર કરે-
છે; તેમાંથી મોકળા થવું હોય તો દેશાટણ કરવાની અડચણ ટાળવાને
આ યુનિવર્સિટિમાં ગરીબ વિદ્યાર્થીઓ માટે ધર્માદા રકમ કાહાડવામાં
આવીછે તેનાજ વિચાર કરશો ને બાજી બધી તકરાર છોડી દેવી."

## ૭. કેળવણી.

EDUCATION.



વિલાયતના શ્રીમંત તથા મધ્યમ સ્થિતિના લોકો પોતાનાં છોકરાઓને કેળવણી આપવા માટે મોટા ખરચ કરેછે એજ ઉપરથી તમે કહી શકશો કે કેળવણીની કિંમત તેઓ સારીપેઠે સમજેછે. વિલાયત મધ્યે જેઓ ગૃહસ્થમાં ખપેછે તેઓ પોતાનાં છોકરાંઓને ધર્મની નિશાળમાં મોકલવાનો અને મુફત કેળવણી આપવાનો વિચાર કદાપિ કરશેજ નહી. છોકરાઓને ભણાવવા માટે ખરચ કરવાની શક્તિ હોવા છતાં આપણા દેશીઓની પેઠે તેઓ ધર્મ ખાતાંની નિશાળોનો લાભ મેળવવા મુદલ ઇચ્છતા નથી. મુફત કેળવણી લેવી અને ભિખ લેવી એ બરાબર છે એમ તેઓ સમજેછે. કોઇ પાસેથી અનદાન કે વસ્ત્રદાન લેવામાં જેવી અને જેટલી શરમ છે તેવીજ અને તેટલીજ શરમ વિદ્યાદાન લેવામા પણ હોવીજ જોઇએ એમ માગ દેશીઓ કયારે સમજશે?

વિલાયતમાં છોકરાંઓને બચપણથીજ રૂડી કેળવણી મળેછે. કેમકે તઓની માતા ભણેલી, કેળવાયલી અને વિવેકવાળી, હોયછે. આપણા દેશીઓની પેઠે છોકરાંઓનાં દેખતાં ભુડું બોલવાનો અથવા ભુંડી ગાળ દેવાનો ચાલ તેઓમાં મુદલ નથી; તેટલામાટે આપણાં છોકરાંઓની પેઠે તેઓનાં છોકરાઓમાં બચપણથી ભુંડાં કામનો અને ભુંડી વાતનો વિચાર આવતોજ નથી. સફાઈ અને સુઘડતા રાખવાને તેઓ બચપણથી શિખેછે. હરએક વાતમા વિવેક દેખાડવાને તેઓને બચપણથી કેળવણી મળેછે. બેસવા ઉઠવામાં વિવેક, ખાવા પીવામાં વિવેક અને બોલવા ચાલવામાં વિવેક ગૃહસ્થના છોકરાંઓ નાહાનપણથીજ શિખેછે. વિલાયતમાં કેળવણીનો આ પેહેલો અને જરૂરનો સદ્ગુણ ગણાયછે.



તનની કેળવણી,—કસરતશાળા

વિલાયતમાં છોકરાઓને મનની કેળવણી સાથે તનની કેળવણી મળેછે. તન વગર મન ખીલતું નથી. તનની કેળવણી વગર અંગબળ આવતું નથી. અંગરેજ લોકો અંગબળને માટે કેવા પ્રસિદ્ધ છે તે તમે જાણો છોજ. ચાલવાની, દોડવાની, કુદવાની, ઘોડેસ્વાર થવાની, ચેંડાની, અને તરવાની કસરત તેઓમાં ઘણુંકરીને બચપણથી હોયછે. રમતાં રમતાં કોઈ પડે, કોઈ ઝીંકાય અને કોઇનું ડાચું રંગાય તોજ તે રમત; નહીતો રમત શાની? જેને મુક્કી ખાતાં અને મુક્કી મારતાં આવડે નહી તે પોચો કહેવાય અને છોકરીમાં ખપે.

મનની કેળવણીમાં માત્ર નિશાળની કેળવણી અધુરી ગણાય. પાઠશાળાની કેળવણી લેવી જોઇએ અને જુદીજુદી ઉંચી વિદ્યાનું જ્ઞાન મેળવવું જોઇએ. જુદાજુદા દેશોનો ઇતિહાસ જાણવો જોઇએ. ભૂગોળ તથા ખગોળનું જ્ઞાન થવું જોઇએ. અર્થવિદ્યા, વાદવિદ્યા, ભૂસ્તરવિદ્યા, પદાર્થવિજ્ઞાન, જળશાસ્ત્ર, વાયુશાસ્ત્ર, રસાયણશાસ્ત્ર અને ગણીતશાસ્ત્ર વગેરે

અધ્યન કરવું જોઇએ. આપણા દેશી શ્રીમંતો માત્ર એટલોજ લોભ રાખેછે કે અમારા છોકરાઓને ઇંગ્રેજી બોલતાં અને વાચતાં બરાબર આવડે એટલે બસ; જળશાસ્ત્ર, વાયુશાસ્ત્ર અને પથરશાસ્ત્રનું અમારે શું કામ છે? આ વિચારના મારા દેશી શ્રીમંતોને હું એટલીજ સુચના કરવાની રજા લઉં છઉં કે વિલાયતના લોકો આવો વિચાર રાખતા નથી. ભાષા એ કંઇ વિદ્યા નથી પણ વિદ્યા મેળવવાનો રસ્તો છે.

વિદ્યાનાં બળ વગર વિદ્વાન ઇંગ્રેજો સાથે વાત કર્યાથી કોઇકોઈ વાર ફજેતી થયા વિના રહેજ નહી. એક મુર્ખ માણસને બોલતાં સારૂં આવડે પણ તેનામાં વિદ્યાનું બળ ન હોવાથી તેની મુર્ખાઈ સેજ વાતમાં જણાઈ આવેછે. વિવેકને માટે તેને મોહોડે કોઈ કેહેતું નથી અને તે બિચારો યુવક કંઈ જાણતો નથી કે મેં મારી વાતમાં કે તકરારમાં શું મુર્ખાઈ કીધી? વિલાયતમાં ઉંચી કેળવણી પામેલા શ્રીમતો તથા મધ્યમ લોકો કંઈ થોડા નથી પણ હજારો છે. આવો ઉંચો અભ્યાસ જ્યાંસુધી આપણા દેશના શ્રીમંતોના છોકરાઓ કરશે નહી ત્યાંસુધી હું ખાતરીથી કહી શકું છઉં કે આ દેશનો દાહાડો વળશે નહી.

વિલાયતમાં કેટલીએક "બોરડિંગ સ્કુલ" છે. આ નિશાળમાં છોકરાંઓ રાત દાહાડો રહી શકેછે. તેઓને ખાવાપીવા અને સુવાનું મળેછે. તેઓને ભણવાનું અને રમવાનું મળેછે. પોતાનાં માબાપને આઠ દાહાડામાં તેઓ એકાદવાર મળવા જાયછે ને એક આખો દાહાડો તથા એક આખી રાત પોતાનાં માબાપને ઘેર રહી પાછા પોતાની નિશાળે જાયછે. આથી મોટો લાભ એ થાયછે કે માબાપના લાડથી તેઓ વેગળા રહી શકેછે ને તેથી કરીને અભ્યાસ ઉપર વધારે ચિત રાખી શકેછે તથા પોતાની સંભાળ પોતે લેવાને બચપણથી શિખેછે. આવી નિશાળો આપણા દેશમાં નથી તે થવી જોઇએ, કેમકે તેની બહુ અગત્ય છે.

વળી વિલાયતમાં હલકા વર્ગનાં છોકરાંઓને કેળવણી આપવા માટે ઘણી નિશાળો છે. કેટલીએક "સંડેસ્કુલ" છે. તેમાં રવીવારને દાહાડે મજુરનાં છોકરાંઓ કામ ઉપર ન જાય તેમને શિખવવા માટે કાહાડેલી. એ સિવાય ધર્માદા નિશાળ (ચારિટિ સ્કુલ) બીજી ઘણી છે.

સુતર તથા કાપડનાં કારખાંનાં સાથે કેટલીએક નિશાળ છે, તેમાં એશિઃ ક્વાક કારખાનાંમાં કામ કરનાર મજુરનાં છોકરાંઓને કેળવણી આપવામાં આવેછે. એવી એક નિશાળ માન્ચેસ્ટર પાસે રૉમ-ડેલમાં મેં જોઇ હતી. કેટલીએક "રગેડ-સ્કુલ" છે. આમાંની એક નિશાળ મેં એડી-બરોમાં જોઈ હતી. ગરીબ તથા નિરાશ્રીત છોકરાંઓને માટે આવી અનેક નિશાળો હોવા છતાં વિલાયતમાં એ વર્ગના એવાં છોકરાંઓ તથા માણસો પણ નિકળશે કે જેઓને મુદલ વાંચતાં લખતાં આવડતું નહી હોય. પણ આટલી વાત તો ચોકસ કે આપણા દેશ કરતાં એ દેશમાં કેળવણીનો પ્રસાર ઘણોજ વધારે થયોછે, અને થતો જાયછે.

## ૮. નીતિ.

MORALITY

વિલાયતમાં નિતીના દાખલા એવા મળશે કે આપણા દેશમાં તેવા મળવા કઠણ છે. તેમજ વિલાયતમાં અનિતીના દાખલા પણ એવા જોવામાં આવશે કે તેવા આપણા દેશમાં ક્વચિતજ આપણે જોશું. કેટલાએક દયાળુ પુરૂષો એવા છે કે તેવા આપણા દેશમાં થોડાજ જોવામાં આવશે. કેટલાએક નિર્દયાળુ અને ખૂની માણસો વળી એવાં કે તેવા માણસો બીજા દેશમાં આપણે જોશું નહી. પરોપકારબુદ્ધીમાં, પ્રમાણિકપણાંમાં, સચાઈમાં, ભલાઈમાં અને પવિત્રાઈનાં એવા પુરૂષોને આપણે જોશું કે એ દેશની નીતિ વિષે આપણને ઘણો રૂડો વિચાર આવ્યા વિના રેહેશે નહી. બીજી તરફ તસ્કર, લુચ્ચાઈ, જુઠાઈ, દગાઈ, અને વ્યભિચારમાં એટલાં માણસો જોવામાં આવશે કે તમે એમજ કેહેશો કે એઓના જેવી અનીતિ બીજે કોઈ ઠેકાણે નહી હશે.

પણ આટલી વાત તો મને ચોકસ લાગેછે કે વિલાયતના ચહડતા વર્ગની નીતિ આપણા દેશના ચહડતા વર્ગની નીતિ કરતાં વધારે સારી છે. અનિતીને માટે તેઓમાં જેટલો તિરસ્કાર છે તેટલો અથવા તેથી અરધો તિરસ્કાર આપણા દેશીઓમાં નથી. આપણા દેશમાં કોઇને કેહેશુ કે "તું જુઠો છે" તો ધાણુકરીને તેથી તેને ક્રોધ ઉપજશે નહી.

વિલાયતમાં જો તમે કોઇને જુઠા કહ્યો તો તે લાલ ચણોઠી જેવો થઈ જશે ને તમે તેને મોટામાં મોટી ગાળ દીધી એમ તે સમજશે.

વિલાયતમાં એક વખત માલમ પડ્યું કે આ માણસ તરકટી અને લુચ્ચો છે; અથવા આ માણસ વ્યભિચારી છે અથવા આ સ્ત્રી નઠારી છે તો પછી તેને કોઈ ગૃહસ્થની મંડળીમાં બોલાવશે નહી. તેની પાસે પઇસા હશે તેછતાં તે દગલબાજ અથવા વ્યભિચારી હશેતો કોઈપણ આબરૂવાળો ગૃહસ્થ તેનો સંગ કરશે નહી. રસ્તામાં તેની સલામ પણ લેશે નહી. તેને ઘેર તે મળવા જશે તો તેની મુલાકાત કરશે નહી. કોઇ માણસ ઉપર તરકટનો કે ચોરીનો કે વ્યભિચારનો અન્યાય સાબેત થયો એટલે તે દુનિયાદારીમાંથી ગયો એમ વિલાયતના લોકો માનેછે. આથી એ દેશમાં મોટામાં મોટી બ્હિક રેહેછે કે જો હું કાંઈ અનીતિ કરીશ અથવા દુરાચરણ આચરીશ તો દુનિયાદારીમાંથી બાતલ થઈ પડીશ.

આપણા દેશમાં આવું કાંઈ છેજ નહી. કેટલાએક પુરૂષો તો તરકટથી અને લુચ્ચાઇથી દ્રવ્ય એકઠું કરવામાં અથવા કોઈ કુળવાન અને ખુબસુરત સ્ત્રી સાથે વ્યભિચાર કરવામાં મોટી બાહાદુરી સમજેછે અને એ બાહાદુરી વિષે પોતાના મિત્ર આગળ પત્રાજી મારેછે! કેટલાએક શેઠીઆઓ ઉઘાડે દાહાડે અને ઉઘાડે ચોકે વેશ્યાને ઘેર રખડેછે; કેટલાએક શેઠીઆઓ મોટાં તરકટ કરી તથા વિધવાઓને રડાવી દ્રવ્યવાન્ થયાછે; તેછતાં તેઓને તેમનાં દ્રવ્ય માટે સઉ આદરમાન આપેછે અને તેમનાં અપલક્ષણ સામુ નજોતાં તેમના પઇસાના તેજમાં દબાઈ જાયછે.

વિલાયતની અને આપણા દેશની નીતિ કસોટી જોવાની આ એક મોટી કસોટી છે. એ કસોટી ઉપરથી વિલાયતના લોકોની નિતીનો ટચ અને આપણા દેશના લોકોની નિતીનો ટચ સેહેલાઇથી નીકળેછે. અનુભવથી તમે કહી શકશો કે ઘણાખરા માણસો ઇશ્વર કરતાં દુનિયાનો ડર વધારે રાખેછે. આપણા લોકોમાં અનીતિનો તિરસ્કાર થોડોછે માટે તેમને દુનિયાનો ડર ઘણોજ થોડો રેહેછે પણ ઇંગ્રેજ લોકોમાં તેમ નથી. આ ઉપરથી હું કહી શકું છઉં કે વિલાયતના ચહડતા વર્ગની નીતિ ઘણુંકરીને આપણા દેશના ચહડતા વર્ગની નીતિ કરતાં ચહડતી છે.

## ૯. ધર્મ.

RELIGION

વિલાયતના લોકો ખ્રિસ્તી ધર્મ માનેછે એ તમે જાણતા હશોજ ખ્રિસ્તી ધર્મનુ મુળ સિદ્ધાંત એ છે કે મનુષ્ય માત્ર જન્મથી પાપી છે માટે તેમને કોઈ તારનાર જોઇએ. ઈસુ ક્રાઇસ્ટે મનુષ્યને પાપમાથી છોડવવાને અને તેમનુ તારણ કરવાને આ પૃથ્વિપર અવતાર લીધો. તે ઈશ્વરનો દીકરો હતો તથા તેણે માણસજાતના પાપને ખાતર પોતાનો જીવ આપ્યો તેટલામાટે જેઓ એના નામથીજ પરમેશ્વરનુ ભજશે અને પાપની ક્ષમા માગશે તેઓનાજ પાપ ક્ષમા થશે અને તેઓનાજ આત્માનો ઉધ્ધાર થશે અને બાકીના બધા નર્કમા જશે એમ એ લોકો માનેછે.

ધર્મ સબંધી ભોળાપણું એ લોકોમા ઓછુ છે એમ તમે જાણશોના. વિદ્યાના પ્રકાશથી અને સાધારણ બુદ્ધિથી જે વાત માની શકાય નહી તે વાત માનવી અને તેપર વિશ્વાસ રાખવો એજ ધર્મ સબંધી ભોળાપણુ કેહેવાય " નિરાકાર ઈશ્વર આ પૃથ્વિપર માણસને પેટ અવતાર લેવા આવે અથવા પોતાની ઈશ્વરતા આપીને પોતાના દીકરાને અવતાર લેવા મોકલે, ને ન મનાય તેવા ચમત્કાર તે કરી દેખાડે, ધરતી, આકાશ અને પાહાડો ફાટે, આકાશવાણી થાય, વાયુ અને સમુદ્ર તેના કહ્યામા રેહે અને માત્ર હાથના સ્પર્શથી માંદા હોય તે સાજા થાય અને મુએલા હોય તે સજીવન થઈ ઉભા થાય ઈત્યાદિ ચમત્કારની વાતો જે વિદ્યાના પ્રકાશથી કે સાધારણ બુદ્ધિથી માનવામા આવી ન શકે એવી વાતો માનવી એજ ધર્મ સબંધી ભોળાપણુ કેહેવાય.



રીડિંગ ચૅર અથવા વાંચનાર છોકરી



DEFENDING THE PASS

લાકડા ઉપર કોતરવ નો નમર
ડિફેંડિંગ ધિ પાસ

બાઇબિલની અને ક્રાઇસ્ટની મુળ ઉત્પતિ એઓથી લોકોમાં થઈ, પણ તે લોકો બાઇબિલના જુના ભાગનેજ માનેછે. નવા ભાગને અને ક્રાઇસ્ટને માનતા નથી. તેઓ કેહેછે કે ખરો ક્રાઇસ્ટ તો હજી આવવાનો છે.

બાઇબિલમાં લખેલી વાતોનો અને બાબદોનો અને ક્રીયાકર્મનો જુદાજુદા લોકો જુદોજુદો અર્થ ઉઠાવેછે એ ઉપરથી જેમ આપણા દેશમાં તેમજ વિલાયતમાં અનેક મત પડયાછે, અનેક ભેદ થયાછે અને અનેક પંથ ચાલ્યાછે. એક એક પંથવાળા એકબીજાને કેહેછે કે તમે જે કરોછો તે ખોટું ને અમે જે કરીએ છઇએ તે સાચું. આમાં સાચું કોનું માનવું ને ખોટું કોને કેહેવું એ જેવું કઠણ કામ બીજું એકે નથી.

ખ્રિસ્તી ધર્મની બે ફાટ મોટી અને મુખ્ય થઇછે; અને તેમાંથી બીજી અનેક શાખાઓ નિકળીછે. એ બે મોટી અને મુખ્ય ફાટ કઇ તે તમે જાણતા હશો. એક "રોમન કાથેલિક" અને બીજી "પ્રૉટેસ્ટંટ". પ્રૉટેસ્ટંટ સુધરેલો ધર્મ કેહેવાયછે. ઇંગ્લંડની રાણી અને ઇંગ્લંડની વસ્તીનો મોટો ભાગ આ સુધરેલો ધર્મ માનેછે. ખ્રિસ્તી ધર્મમાં આ મોટો સુધારો આસરે ત્રણસો વરસ ઉપર થયો તેની અગાઉ રોમના પોપની મોટી સત્તા હતી. તેની સાથે તેનો જુલમ પણ ઘણોજ હતો. આ જુલમની સામે થવાની પેહેલ વેહેલી હિંમત જરમન દેશના "લુથરે" ચલાવી અને ત્યારપછી એ ધર્મમાં પેહેલો અને મુખ્ય સુધારો થયો અને "રોમન કાથેલિક" તથા "પ્રૉટેસ્ટંટ" એવી બે મોટી અને મુખ્ય ફાટ પડી.

રોમન કાથેલિકવાળા વધારે વેહેમી છે. તેઓ એમ માનેછે કે "બાઇબિલ" ઇશ્વરકૃત છે એટલુંજ નહી પણ ઘણા વરસથી એ ધર્મ સાથે જોડાયલી કેટલીક વાતો અને કેટલીક ક્રિયાઓ ચાલતી આવીછે તે પણ માનવી જોઇએ. તેઓ કેહેછે કે આ પૃથ્વિપર થઈ ગયલા મુનીજનોની પણ પ્રાર્થના કરવી કેમકે તેઓ આપણે વાસ્તે પ્રાર્થના કરશે તોજ આપણું કલ્યાણ થશે. તેઓ કેહેછે કે "લાટિન" એજ પવિત્ર ભાષા છે, તેટલામાટે એ ભાષા વગર બીજી ભાષામાં બાઇબલ વાંચવું અથવા પ્રાર્થના કરવી વ્યર્થ છે. તેઓ વળી એમ પણ માનેછે કે "માણસ પોતાનાં પાપ ધર્મગુરૂની પાસે કબુલ કરે તો તે પાપની ક્ષમા થાયછે.

તેઓ કેહેછે કે મરતી વખત માણસના શરીરને પવિત્ર પદાર્થોનો સ્પર્શ થાય તો તેથી પણ તેના પાપ જતાં રહીને તેની મુક્તિ થાય.

આ રોમન કાથેલિક ધર્મમાં ધર્મગુરૂ નાહાના બાળકને ધર્મનો સંસ્કાર (Baptism) આ પ્રમાણે કરેછેઃ—બાળકને જ્યારે દેવળમાં લઈ જાયછે ત્યારે ધર્મગુરૂ તે બાળકના મોહોડા ઉપર ત્રણવાર ફુંક મારે-છે ને તે વેળા જે મંત્ર બોલેછે તે એટલામાટે કે તેના શરીરમાં કાંઇ ભૂત પ્રેત હોય તો તે નિકળી જાય. ત્યારપછી ✝ આવા આકારનું ચિન્હ જેને તેઓ "ક્રૉસ" કેહેછે તે લઇને તેની છાતી તથા કપાળ ઉપર લગાડેછે. પછી મિઠાની (નિમક) ભુકી તે બાળકના મોહોડામાં મુકેછે, તે વેળા બોલેછે કે "ડાહાપણનું મિઠું ગૃહણ કર." ત્યારપછી તેના નાક ઉપર અને કાન ઉપર પોતાનું થુંક ચોપડેછે. ત્યારપછી છાતી ઉપર પવિત્ર તેલ અને ત્યારપછી ત્રણવાર પવિત્ર પાણી લગાડેછે." *

રોમન કાથેલિક દેવળમાં ક્રાઇસ્ટની "કુંવારી મા" મેરીની તથા ક્રાઇસ્ટની મૂર્તિ જોવામાં આવેછે. આ મૂર્તિથી અને તેમાં થતી ભક્તિ અને ક્રિયાથી આ દેવળનો ઠાઠ વધારે શોભી નિકળેછે. આ દેવળના પુંજારીઓને કુંવારા રેહેવું પડેછે. તેઓ જો પરણે તો સંસારના ખટલા-માં પડ્યાથી તેઓથી પુંજાનું કામ બરાબર થઈ ન શકે એવી સમઝથી આ પુંજારીઓને પરણવાની મના છે. દેવળમાં મીણબતી અને લોબાન બાળ-વામાં અને બારણા આગળ "પવિત્ર પાણી" આપવામાં આવેછે.

યુરોપના મોટા ભાગમાં રોમન કાથેલિકનો ધર્મ ફેલાયોછે. એ ધર્મ માનનારાઓ ઉપર ઇટાલી દેશના રોમ શેહેરનો પોપ મોટી સત્તા ચલાવી શકેછે. અગાઉ આ પોપની સત્તા યુરોપના બધા રાજાઓ ઉપર ચાલતી હતી. જેઓ આડા ચાલતા તેઓને તે મોટી સજા કરી શકતો. મોટા મોટા રાજાઓને તે ઘણે દુર દેશોથી બોલાવી શકતો. તેઓને તેમના વાંક માટે અપવાસ કરાવતો, તેઓને દંડતો, તેઓને બેઆબરૂ કરી રસ્તામાં ઉઘાડે પગે ચલાવતો, અથવા પોતાના ઘોડાની લગામ રસ્તામાં તેમની પાસે ચોભાવતો. પોપની આવી મોટી સત્તા હતી તે હાલ તુટી ગઇછે.

* Chambers' Religious Churches and Sects

ઈંગ્લંડના લોકોનો મોટો ભાગ પ્રૉટેસ્ટંટ ધર્મ માનેછે. પ્રૉટેસ્ટંટ ધર્મમાં મુર્ત્તિ પુજાતી નથી અને ક્રીયામાર્ગ થોડો છે. બાઈબલમાં જે વાત નથી તે તેઓ માનતા નથી અને રોમના મહારાજ, પોપની સત્તા તેઓ કબુલ રાખતા નથી. આ ધર્મનાં લોકો વધતા જાયછે, પણ રોમન કાથેલિકની સંખ્યા આગળ તેઓની સંખ્યા ઝાઝી ગણતરીમાં નથી. આ સુધરેલા ધર્મમાં પણ ઘણા મત અને ભેદ પડવા માંડ્યા તેથી ઈંગ્લંડના રાજાએ કે રાણીએ એક મુકરર કરેલા મત પ્રમાણે ચાલવુ એવો કાયદો બાંધવામાં આવ્યો. આ મુકરર કરેલા પંથની ૩૯ કલમ છે તે પ્રમાણે જો ઈંગ્લંડનો રાજા કે રાણી ચાલે નહીતો તેનાથી રાજની ગાદી ઉપર બેસાય નહી. આ મુખ્ય પંથ "ઈસ્ટાબલિશ્ડ ચર્ચ ઑવ ઈંગ્લંડ ઍંડ આયરલંડ" કેહેવાયછે. ખ્રિસ્તી ધર્મના કેટલાએક પંથોનાં નામની ટિપ હું અત્રે પ્રગટ કરૂં છઉં † :—

ઈસ્ટા૦ ચર્ચ ઑવ ઈંગ્લંડ.
એપિ૦ ચર્ચ ઑવ સ્કૉટલંડ.
ફ્રી ચર્ચ ઑવ સ્કૉટલંડ.
સીસિડર્સ.
બરઘર્સ.
આન્ટી બરઘર્સ.
પ્યુરિટન્સ.
પ્રેસ્બિટિરીયન્સ.
યુનાઈટેડ પ્રેસ્બિટિરીયન્સ.
રિફૉર્મ્ડ પ્રેસ્બિટિરીયન્સ.
ઈન્ડીપેન્ડંટ્સ.
બાપટિસ્ટ્સ.
ફ્રી વિલ બાપટિસ્ટ્સ.
સ્કૉટ્ચ બાપટિસ્ટ્સ.
ઓલ્ડ સ્કુલ બાપટિસ્ટ્સ.
એરિયન્સ.
યુનિટેરિયન્સ.

બોહેમેનિસ્ટ્સ.
બૉરેલિસ્ટ્સ.
કામેરોનાઈટ્સ.
ક્રિસ્પાઈટ્સ.
ડિસ્ક્રિનિસ્ટ્સ.
ગ્લાસાઈટ્સ.
નૉસ્ટિક્સ.
હલ્ડનાઈટ્સ.
હૉપ્કી-સોનિયન્સ.
હસ્સેઆઈટ્સ.
હંટિગ્ટોનિયન્સ.
ઇન્ઘમાઈટ્સ.
ઇરવિંગાઈટ્સ.
જન-સેનિસ્ટ્સ.
જેસુટ્સ.
જૉન-સોનિયન્સ.
જંપર્સ.

† "The Denominational Leason Whr.

દેશ કરેછે; તે સાંભળ્યા પછી લોકો ઇશ્વરની પ્રાર્થના કેવી ગંભીરાઇથી અને એક ચિતથી કરેછે ! આપણા દેશમાં તેવું કંઈ નથી. મુર્તિનાં દર્શન માટે "જે જે જે" સાદ મારતા દોડતા જવું અને હાથ જોડી તેનાં દર્શન કરવા એમાંજ ઇશ્વર ભક્તિ અને ઇશ્વર પ્રાર્થના આવી રહેછે. આવી ધર્મની સ્થિતિનો મુકાબલો વિલાયતના ધર્મની સ્થિતિ સાથે કરવો એજ ઓછું જણાયછે. બધા ધર્મમાં ખ્રિસ્તી ધર્મ ઇશ્વરી છે એમ હું માનતો નથી; પણ એટલું તો હું ખાતરીથી માનું છઉં કે એ ધર્મની હાલત આપણા દેશના ધર્મની હાલત કરતાં સારી છે.

ખ્રિસ્તી ધર્મનો મુખ્ય સિદ્ધાંત એ છેકે તું બધા મનુષ્યને તારા ભાઈ પ્રમાણે જાણ; અને તારા શત્રુનું પણ તું ભલું ઇચ્છ. જેઓ ખરા ખ્રિસ્તી છે તેઓ આ સિદ્ધાંત પ્રમાણે ચાલેછે અને મનુષ્યજાતી માત્રનું કલ્યાણ કરવા માટે પોતાનું તન, મન અને ધન ખરચેછે. વિલાયતમાં જેઓ ખરા ખ્રિસ્તી છે અને જેઓને આપણા દેશ વિષે જ્ઞાન છે તેઓ આપણા દેશનાં ભલામાટે જેવી મેહેનત કરેછે તેવી મેહેનત કરનારા બીજા થોડાજ લોકો મળશે; એ હું તમને અનુભવથી કહી શકું છઉં.

## ૧૦. ધંધો તથા પદ્દીભેદ.

OCCUPATION. DISTINCTION OF RANKS

"બાપદાદા જે ધંધો કરતા આવ્યા હોય તેજ કરવો અને બીજો નહી" એમ વિલાયતનાં લોકો કેહેતા નથી. જે ધંધો પસંદ પડેછે અને જે ધંધો ઠીક લાગેછે તે તેઓ કરેછે. "મારો બાપ સુતારનો ધંધો કરેછે તેટલામાટે મારે પણ સુતારનોજ ધંધો કરવો" અથવા "મારો બાપ ગાંધીની દુકાન માંડી બેસેછે માટે હું બીજાં ધંધામાં કેમ પડું?" આવી ઉંધી સમજ તેઓમાં નથી. જે ધંધા ઉપર બચપણથી વળણ લાગે તે ધંધો કરવાથી જેવો લાભ થાયછે તેવો લાભ બાપદાદાના ધંધાને વળગી રહ્યાથી ઘણુંકરીને થતો નથી, એમ તેઓ જાણેછે.

પોતાના બાપદાદાનો ધંધો છોડી દીધો અને પોતાનાં મનની વળણ પ્રમાણે નવો ધંધો પકડ્યો એવા સેંકડો દાખલા વિલાયતમાં મળશે. તે-

એ મોટી પદ્વીએ ચહડ્યા અને મોટા આસામી થઈ પડ્યા. રિચર્ડ આર્કરાઈટ હજામનો ધંધો કરતો તેણે સુતર વણવાનું યંત્ર શોધી કાહાડીયું અને "સર" નો એતાબ મેળવ્યો. આઈસાક ન્યુટન ભરવાડનો છોકરો હતો તેણે પણ મોટા શોધ કરીને સરનો એતાબ મેળવ્યો. શેક્સપીયર ઉન સાફ કરનાર હતો અને તેનો બાપ ખાતકીનો ધંધો કરતો હતો તે મોટામાં મોટો કવિ થયો. કુક મજુર હતો તે મોટો સમુદ્ર એડનાર નિકળ્યો. કાર્ડિનલ ઉલસી કસાઇનો છોકરો હતો તે મોટો વજીર થયો. આવા દાખલા દસ વીસ નહી પણ કંઈ સેંકડો મળશે.

આપણા દેશમાં અસલના વખતના આવા દાખલા કદાચ મળશે. વાલ્મીક પ્રથમ ભીલ હતો તે મોટો ઋષી થયો. વ્યાસ માછી હતો. વશીષ્ટ વેસ્યાનો પુત્ર હતો તે મોટો ઋષી અને રામચંદ્રજીનો ગુરૂ થયો. વિશ્વામિત્ર ક્ષત્રી હતો પણ બ્રાહ્મણથી શ્રેષ્ટ ગણાતો. પણ આવા દાખલા હાલ મળવા મુશ્કેલ છે.. વિલાયતમાં હમણાના ઘણાએક જીવતાં માણસોના પણ દાખલા મળશે. આફ્રીકાનો મોટો મુસાફર ડાકટર લિવિંગ્સ્ટન પ્રથમ વણકર હતો. હાલનો પ્રખ્યાત શિક્ષાગુરૂ પ્રોફેસર ફારેડે પ્રથમ લુહાર હતો. હું વિલાયતમાં હતો તે વખતે આ દેશના સનદી ચાકરી (સિવલ સરવિસ) માં ૮૦ ઉમેદવારો પસાર થયા હતા તેમાં ભઠિઆરા, મોચી, વગેરે ૧૧ નીચ વરણના છોકરાઓ હતા.

હાલ આપણા દેશમાં બાપદાદાનો ધંધો મુકી દઇને બીજો ધંધો કરવો એમાં મોટી શરમ ગણાયછે. એક હજામને કેહેશું કે તું ધોબીનો ધંધો કર તો તે ખિજાઇ જશે; તેમ વળી એક ધોબીને કેહેશું કે તું હજામનો ધંધો શિખ તો તે તરત્રોજ ગુસ્સે થશે. એક સોનીને કેહેશું કે તું લુહારનું એક મોટું કારખાનું કાહાડ તો તે કેહેશે કે હું સોની થઇને શું લુહારનો ધંધો કરૂં? મેં એક ઘોડાવાળાને કહ્યું કે તું ઘોડાની ચાકરી કરવાને બદલે બીજી ચાકરી કર, તે બોલ્યો કે જો હું તેમ કરૂં તો ન્યાત બાહાર થાઉં !!

કોઈનું મન એક ધંધામાં ગોઠે અને કોઇનું મન બીજા ધંધામાં ગોઠે; માટે બાપદાદાનોજ ધંધો કરવો એ વિચાર આપણા દેશીઓને નુકસાન કરનારો થઈ પડ્યોછે. વિલાયતના કોઈ વેપારીને એમ સુજ્યું કે લુ-

હારનું મોટું કારખાનું કાહાડ્યાથી મને વધારે લાભ થશે તો લુહારનો ધંધો કરવામાં તેને શરમ લાગવાની નથી. જે ધંધાથી લાભ થાય તે ધંધામાં પડવાને ચુકવું નહી પછી તે ધંધો હરએક પ્રકારનો હોય. માત્ર ચોરી, લુચ્ચાઇ અને દગલબાજી કરવામાં શરમ છે પણ દરેક ધંધો પ્રમાણિકપણે કરવામાં શરમ નથી એમ તેઓ માનેછે.

ચહડતા ઉતરતા ધંધા ઉપરથી ચહડતી ઉતરતી પદવી ગણાયછે. ચહડતી ઉતરતી પદવી ઉપરથી વિલાયતમાં પદવીભેદ રાખવામાં આવેછે. હલકી પદવીના માણસો સાથે બેસીને જમવું અથવા તેને પોતાની પાસે બેસાડવો એમાં તેઓ હલકું સમજેછે. તેછતાં હલકા વર્ગમાંના કોઈ પુરૂષે કંઈ મોટું કામ કર્યાથી રૂડું નામ મેળવ્યું તો તેની સાથે બેસી વેહેવાર કરવામાં તેઓ હલકું સમજશે નહી. તે પછી ગમે તેવી જાતનો હશે તેછતાં તેની સાથે વેહેવાર રાખવાને લોકો વધારે ચાહાશે.

આ ઉપરથી તમે જાણશો કે વિલાયતમાં પદવીભેદ છે પણ જાતીભેદ નથી. એક બીજાના હાથનું ખાવા પીવામાં અભડાઈ જવું એમ તેઓ માનતા નથી. કોઈ પણ જાતના માણસના હાથનું પકવાન ખાવામાં વટલાઈ જવાની તેઓ બીઠી છીટ રાખતા નથી. એથી તેઓ બહુ સુખ ભોગવી શકેછે. આખી દુનીઆને તેઓ પોતાની ન્યાત ગણેછે માટે તેઓને મુડીભર માણસોની ન્યાતનાં દબાણમાં અથવા ગુલામીપણાંમાં રેહેવું પડતું નથી. જ્યાંસુધી આપણા લોકોમાં સ્વતંત્રપણું આવી શકશે નહી ત્યાંસુધી આ દેશમાં જાતીભેદનું બંધન છુટશે નહી. અરે આપણામાં એવો વિચાર કયારે આવશે કે જેણે સ્વતંત્રપણું ખોયું તેણે પોતાનું બધું જીવતર આ પૃથ્વિપર વ્યર્થ કાહાડ્યું !

આપણા દેશમાં જાતીભેદનાં બંધનથી સુધારાનાં મોટાં કામ અટકી પડ્યાંછે. જ્યારે કોઈ મોટા ફટકાથી જાતીભેદના બંધ છુટી જશે ત્યારે સુધારાના બધા રસ્તા ઉઘડી પડશે. બારિકીથી તપાસ કરતાં જણાયછે કે જાતીભેદનો મુળ પાયો તો ધસી ગયોછે અને આ દેશમાં રેલવે ઉઘડ્યાથી વધારે ધસવા માંડ્યોછે. પણ આ ધસેલો પાયો જડમુળથી જ્યારે ઉખડી જશે ત્યારેજ આ દેશનો દાહાડો ઉઘડશે.




પાઉ તથા બિસ્કોટ વેચનાર.

## ૧૧. ઉતરતી પદ્ધતિનાં લોક.

LOWER ORDERS OF THE PEOPLE.

પુટકળ ધંધો કરનાર દુકાનદારો તથા ફેરીયાઓ, ચાકરો તથા ગાડી-વાનો, મજુરો તથા રસ્તે ભટકનારાઓ વગેરે ઉતરતી પદ્ધતિનાં લોક ગ-ણાયછે. એવા વર્ગના લોકો બધા દેશોમાં તેમજ વિલાયતમાં ઘણા છે. એવા લોકો દુનિયાદારીના વેહેવારને માટે ઘણાંજ કામના અને ભારે ઉપ-યોગના ગણાયછે. એટલામાટે શ્રીમંત તથા મધ્યમ સ્થિતિનાં લોકોની સંખ્યા કરતાં આવા લોકોની સંખ્યા દરએક દેશમાં ઘણીજ વધારે હોવી જોઇએ એમ ધારીનેજ ઇશ્વરે સર્વ ઠેકાણે વધારે ઉત્પન્ન કરી રાખીછે.

ઇંગ્લંડ દેશ આબાદ હોવાને લીધે આ લોકોની હાલત કેટલીએક બાબતમાં આપણા દેશના આવા લોકો કરતાં વધારે સારી છે. આ ઉતરતી પદ્ધતિનાં જુદાજુદા લોકો સાથે આપણા દેશના તેવાજ જુદાજુદા લોકોનો મુકાબલો કરી જોશું તો ઘણો ફેર માલમ પડશે. આપણા દે-શનો એક દુકાનદાર કે ફેરીઓ, આપણા દેશનો ચાકર કે ગાડીવાન,

અથવા આપણા દેશનો મજુર કે રસ્તે ભટકનાર વગેરે હલકી વરણના લોકો દેખાવમાં જેવા કંગાળ માલમ પડેછે તેવા કંગાળ દેખાવના એ વર્ગના માણસોને ઘણુંકરીને આપણે વિલાયતમાં જોશું નહી.

આપણા દુકાનદાર કે ફેરીયા કરતાં વિલાયતનો દુકાનદાર કે ફેરીયો વધારે સારાં વસ્ત્ર પેહેરેછે, વધારે સારૂં ભોજન જમેછે અને વધારે સારી સ્થિતિમાં રેહેછે. આપણા દેશનો મજુર કે હેલકરી કે ભિખારી માત્ર લંગોટી મારીને નાગો કામકાજ ઉપર જશે અને ચણા કે મમરા ફાકીને પોતાનો નિર્વાહ ચલાવી શકશે. વિલાયતમાં તેમ આપણે જોશું નહી. ત્યાંનાં ગરીબ મજુર કે ભિખારીનાં શરીર ઉપર વસ્ત્ર જોશું અને તે એટલાં કે આખું શરીર ઢંકાયલું રેહે. વસ્ત્ર કંઈ ઝીણી ખાદીનાં નહી પણ ગરમ જાડાં. વળી શરીર પુષ્ટ થાય તેવા પદાર્થ તેમને જરૂર ખાવા જોઇએ.

આવી પદ્ધતિના લોકોને આ પ્રમાણે આખું શરીર ઢાંકવાની જરૂર ત્યાંની ઠંડી હવાને લીધે પડેછે એ વાત સાચી; પણ આ વાતથી ભુલી જવી ન જોઇએ કે વિક્રમ રાજાના વખતમાં જ્યારે વિલાયતનાં લોકો તમામ જંગલી હાલતમાં હતાં ત્યારે તેઓને લંગોટી મારવાને પણ વસ્ત્ર મળતાં નહી પણ તેઓ માત્ર રંગ ચોપડીને શરીરનો નાગો ભાગ ઢાંકતાં હતાં. તે વખતે વિલાયતની હવા જુદી હતી એમ સમજવું નહી. આ ઉપરથી સાબિત થાયછે કે વિલાયતનાં ગરીબ લોકો પોતાનું આખું શરીર ઢાંકી શકેછે તે એ દેશની ચડતીકળાની એક મુખ્ય અને અગત્યની નીશાનીછે.

વિલાયતના જુદાજુદા ધંધાદારીઓનો કેવો દેખાવ હશે તે તમે જાણવાને કદાચ ચાહાતા હશો. વિલાત જઈ આવ્યા પછી મને મારા કેટલાએક દેશીઓએ પુછ્યું કે વિલાતમાં શું બધી જાતનાં હલકાં લોકો પણ ગોરા છે? મેં કહ્યું કે હા; બધા લોકો ગોરી ચામડીના છે; પણ ચહડતા ઉતરતા વર્ગ પ્રમાણે તેઓનાં રૂપમાં અને તેઓનાં મોહોડાના ઘાટમાં ફેર છે. મેં ઉપર જણાવ્યું તેમ વિલાયતમાં કપડાં વગર તો કોઇને આપણે જોશુંજ નહી; તેમજ જોડા વગર પણ થોડા જોવામાં આવશે. કેટલાએક ધંધાદારીઓનાં ફોટોગ્રાફ ઉપરથી પાડેલાં ચિત્ર હું અહીં દાખલ કરૂં છઉં તે ઉપરથી તેઓની શિકલ તથા દાવત તમે જાણી શકશો.



કંદમુળ તથા ભાજી વેચનાર.

"Here Peitaters ! Kearots and Turnups ! fine Brockello-o-o !"



નારંગી વેચનાર.

"Sweet Chany Two a Pinny Orr r rang-s—two a Pinny.



કાલુ માછલી વેચનાર.

Penny a lot, Oysters ! Penny a lot



મજુર અથવા હેલકરી.



ધૂળપીવો અથવા ધૂન ભેગી કરનાર.

Dust Hoa D. H



હાડકાં એકઠાં કરનાર.



ખૂરમા ધાનનાની ક્રિત વેચનાર આંધળો ભિખારી.



રસ્તામાં ઝાડું કહાડનાર નગડો ભિખારી.



રસ્તામા ઝાડુ કાહાડી ભિખ માગનારા છોકરા

વિલાયતમા ગરીબ તથા નિરાશ્રીત ભિખારીઓને માટે ઘણી સારી ગોઠવણ કરેલી જોવામા આવેછે. આપણા દેશમા ઘેર ઘેર બારણે અને રસ્તે રસ્તે જેમ ભિખારીઓ ગભડેછે તેમ વિલાયતમા રસ્તે ભિખ માગનાર ભિખારી કોઈ કોઈ જગ્યાએ જણાશે પણ તે એવા કે કંઈપણ મેહેનત કરીને ભિખ માગનારા. રસ્તામા તમે ચાલી જાઓ ને તમારી આગળ આગળ ઝાડુ કાહડતા જાય અને ભિખ લેવાની આશા કરે. કોઈ દિવાસળી કે એવી કંઇ હલકી જણસ વેચીને ભિખ માગે. કોઈ

આંધળો ભિખારી પોતાની ડોકમાં કંઈ વેચવાની જણસ ટાંગીને પોતાના કુતરાને લઇને ફરે. કોઈ પોતાના હાથમાં વેચવાનો સામન લઈ ગુડગુડી-યાથી ચાલે અને "I WAS BORN CRIPPLE" એટલે "હું જન્મનો અપંગ છઉં" એમ એક પાટીયાં ઉપર લખી તે પાટીયું પોતાની ડોકમાં નાખીને ફરે. કેટલાએક ભિખારીઓ વાજાની પેટી પોતાની ડોકમાં પેહેરીને કોઈનાં ઘર આગળ ઉભા રહી વાજું વગાડે. આવી રીતે વાજું વગાડી પેટ ભરનાર ભિખારીઓની સંખ્યા વધારે જણાયછે. વાજીંત્રથી માણસ માત્રનું મન રીઝેછે અને એવા ભિખારીઓને આપતાં ઘણાખરાઓનું મન ક્યવાયાને ખાલે ખુશી થાયછે.

આવી રીતે ભિખ માગનારા કોઈ કોઈ ઠેકાણે તમે જોશો પણ ભિખ માંગવાનેજ ખાતર કોઇને રસ્તામાં ફરવા દેવાનો સરકારનો હુકમ નથી. જેઓ જન્મથી કામ કરવાને અશક્ત હોય અથવા જેઓને કામ મળતું ન હોય તેવા ગરીબ અને નિરાશ્રીત માણસોને દરએક ગામના લોકોએ પોતપોતામાં ઉઘરાણું કરીને તેમનું પોષણ કરવું એવો કાયદો ઘણાંએક વરસ થયાં સરકારે કાહાડેલોછે. એ ઉઘરાણું Poor-rates એટલે ગરીબોનો કર એ નામથી ઓળખાયછે. ગરીબ તથા નિરાશ્રીત માણસોને માટે ગામેગામ ને શેહેરેશેહેર ધર્મની ઉદ્યોગશાળા (WORK-HOUSE) ઉઘાડવામાં આવીછે અને આ કરથી તેનો ખરચ ચાલેછે. એમાં એવી ગોઠવણ રાખીછે કે જેઓમાં કામ કરવાની શક્તિ હોય તેઓ પાસે કામ કરાવવું.

આ ગોઠવણથી હરામખોરીનો વિલાયતમાં અટકાવ થયોછે. જેઓને ઈશ્વરે હાથપગ આપ્યાછે અને જેઓ કામ કરવાને શક્તિવાન છે તેઓ ભિખ માગીને બીજાઓની ઉપર બોજો થઈ પડે અને તેના બદલામાં કંઈ ચાકરી કે ઉપયોગની મેહેનત ન કરે તેવા લોકોને ભિખ આપવાનો ધર્મ નથી. એવા લોકોને ભિખ આપ્યાથી દેશમાં હરામીપણું વધેછે અને ઉદ્યોગ ઘટેછે. જે દેશમાં હરામીપણું વધારે અને ઉદ્યોગ થોડો તે દેશ દ્રવ્યમાં ઘણો વધી શકે નહી. આપણા દેશમાં ખરાં નિરાશ્રીત માણસોને માટે ઘટતી ગોઠવણ ન હોવાથી હરામખોરોને ભીખ માગવાનું અને બીજાઓનાં ઉદ્યોગ ઉપર આશા રાખવાનું ઉત્તેજન મળેછે.

આપણા દેશમાં બ્રાહ્મણો તો ઘણુંકરીને એમજ સમજેછે કે ભીખ માગવાનો ને દાન લેવાનો અમારો ધર્મ અને ધંધો છે. આ સમજથી ઘણાખરા બ્રાહ્મણો નાહાનપણથી ખરો ઉદ્યોગ છોડી દઈને ભીખ માગવાને નિકળેછે. એવી સમજના બાવા, વેરાગી, જોગી અને જતી કંઈ થોડા નથી અને મુસલમાન ફકીરો પણ કંઈ ઓછા નથી. પોતાના ઉદ્યોગથી અને પરસેવાથી રળીને પોતાનો ગુજારો કરવો એવો વિચાર તેઓને આવતો નથી. આવા લોકોથી આપણા દેશમાં હરામીપણું વધ્યું છે અને ઉદ્યોગ ઘટ્યોછે. ખરા નિરાશ્રીત બ્રાહ્મણો વગેરેને આપવાને હું ના કેહેતો નથી; પણ તેઓને માટે આ દેશમાં ધર્મની ઉદ્યોગશાળા થવી જોઇએ અને જેઓ કામ કરવાને શક્તિવાન હોય તેઓ પાસે તેમના લાયકનું કામ કરાવીને તેમનું પોષણ કરવાની ગોઠવણ આ દેશના પરોપકારી ગૃહસ્થોએ જરૂર કરવી જોઇએ.

બ્રાહ્મણ થઇને ધર્મશાસ્ત્રનું અધ્યન કરે, લોકોને નીતિનો ઉપદેશ કરે તો તેવા ઉપયોગી અને ઉદ્યોગી બ્રાહ્મણને આપવામાં ખરેખર ધર્મ છે. પણ જેઓને શાસ્ત્રનું કંઈ પણ જ્ઞાન નથી, અને જેઓમાં નીતિનો ઉપદેશ કરવાની શક્તિ નથી તેઓને બ્રાહ્મણ કોણ કેહે અને તેઓને દાન આપવામાં પુન્ય શાનું કેહેવાય? આવા બ્રાહ્મણો હરામના લાડુ ખાઈ ખાઇને મસ્તાન બનેછે અને કંઈપણ મેહેનત કે ઉદ્યોગ કરતા નથી, અને તેટલાજ માટે આપણા દેશમાં આટલી મોટી વસ્તી છતાં હાલ જે કામ માટે જેવાં માણસો જોઇએછે તેવાં મળતાં નથી અને જેઓ મળેછે તેઓ એટલા મિજાસી કે તેઓનો મિજાસ સાચવવો મુસ્કેલ પડેછે.

વિલાયતમાં હલકાં માણસોનો મિજાસ સાચવવાની જરૂર પડતી નથી. એક ચાકરને રજા આપી તો તેની જગ્યાએ બીજો રાખવાને મુસ્કેલ પડશે નહી. તમને કોઈ ચાકર જોઇતો હોય તો તમારા મોહાલ્લામાં ચાકરના આડતીઆની દુકાન ઉપર જઇને તમારૂં નામ નોંધાવો એટલે તમને તમારી મરજી પ્રમાણે ચાકર ઘર બેઠાં મળશે. જે ચાકરની પાસે ખાતરીનું પત્ર (Certificate) નહી તેને ચાકરી મળવી કઠણ માટે ચાકરને કાળજી રેહેછે કે હું મારા શેઠની ચાકરીમાં કસર રાખીશ તો મને ખાતરી

પત્ર મળશે નહી. આપણા દેશમાં ખાતરી પત્ર કોણ માગેછે? તમારો ચાકર નઠારી ચાલ માટે તમારાં ઘરમાંથી નિકળશે તો તેને રાખવાને બીજા ઘણા તઈયાર થશે. આ નઠારી રીતનો અટકાવ થવો જોઇએ.

વિલાયતના ચાકરોમાં અને આપણા દેશના ચાકરોમાં ઘણો ફેર છે. ઘરની ચાકરી કરનાર બિલાયતમાં ઘણુંકરીને દાસી હોયછે. મોટા શ્રીમંતોનાં ઘરમાં એ ઉપરાંત પુરૂષ ચાકર હોયછે. તે ચાકર તેનાં કામ પ્રમાણે બોઈ અથવા ફૂટમન વગેરેનાં નામથી વરતાયછે. સ્ત્રી ચાકર દાસીનું કામ કરેછે. તે ઘણુંકરીને કુંવારી છોકરી અથવા કુંવારી બાયડી હોયછે. ઘરનું બધું કામ તેજ કરેછે. આપણા દેશના બે કે ત્રણ ચાકર કામ ન કરે એટલું કામ એક દાસી કરેછે. એવી એક દાસીને આપણા ઘરમાં રાખીએ તથા ખવડાવીએ તો તે દર અઠવાડીએ આપણી પાસેથી ૪ કે ૫ શિલિંગ એટલે વરસના સો કે સવાસો રૂપીઆ લેશે; તથા રોજની એક પેની બીરદારૂની માગશે.

પણ એ દાસીનું કામ તથા તેનો ઉદ્યોગ જોઈ આપણે ખુશી થશું. ખાવા કરવા વગેરેનો આપણો વખત તે બરાબર સાચવશે. જે વખત ઉપર જે કામ કરી રાખવાનો આપણે હુકમ કરીએ તેમાં બનતાં સુધી એક મિનિટનો પણ ફેર પડવા દેશે નહી. એક વખત આપણે કંઈ કામ કહી રાખીએ તો ઘણુંકરીને બીજી વખત તેને કેહેવાની કે યાદ આપવાની જરૂર પડશે નહી. તે આપણી મરજી અને મર્યાદા સાચવશે. કંઈ બોલતાં અથવા જવાબ આપતાં "સર" એટલે જીકાર વગર ઉત્તર આપશે નહી. આપણા દેખતાં મોટે સાદે કદી બોલશે નહી. પિશાબ પાણી કાહાડીને સાફ કરવાનું કામ મારૂં નથી એમ કહી તે કેહેશે નહી. એ કામ તો દરએક ઘરમાં પેહેલું કરવું જોઇએ.

ઘરની દાસી કે ચાકરજ માત્ર નહી પણ આફિસનો કલાર્ક એટલે પેહેડીનો મેહેતો પણ શેઠનું ઘણું માન રાખેછે. તે આપણા દેશના એક ક્લાર્ક કે મેહેતાની પેઠે પોતાના ધણીની સામે અકડાઈમાં અથવા મિજાસમાં ઉભો રેહેવાની હિંમત કરતો નથી. દરએક હુકમ તમે કરશો તેના જવાબમાં "યસ સર" અને "રેડી-સર" એટલે હા સાહેબ, તઈયાર

સાહેબ એવી નમ્રતાથી બોલશે. આપણા દેશના ચાકરોમાં કે મેહેતાઓમાં વિવેકબુદ્ધિ બહુજ થોડી છે ને કઠોરતા વધારે છે. અરે આપણા દેશના મેહેતાઓ અને ચાકરોમાં વિવેકબુદ્ધી ક્યારે આવશે?

વિલાયતનો એક ભાડુતી ગાડીવાળો લો. તેને આપણા ગાડીવાળા સાથે સરખાવો. આપણે તેની ગાડીમાં બેસવા જશુ કે બેઠેલા હોઇએ ને ઉતરવા જશું તો બારણું ઉઘાડતી વેળા પોતાની ટોપી કાહાડીને અદબથી ઉભો રેહેશે. તેનું ભાડું ચુકવશું તો લેતી વખત આપણો આભાર માનશે. આપણા દેશનો ભાડુતી ગાડીવાન કેટલી તોછડાઈ વાપરેછે? કોઇવાર તો તેનો મિજાજ સાચવવો ભારે થઈ પડેછે.

તેમજ કોઇપણ દુકાનદાર કે ફેરીઆ પાસેથી કંઈ વસ્તુ ખરીદ કરશું તો તે આપણો ઉપકાર માન્યા વગર રેહેશે નહી. આપણા દેશનો દુકાનદાર કે ફેરીઓ કેહેશે કે વળી માલ આપીને પઇસા લેવામાં ઉપકાર શાનો માનવો જોઇએ? પણ વિલાયતમાં તેમ નથી. આપણે જોઇએ તો એક દદિયાની કે બે દદિયાની કંઈ વસ્તુ ખરીદ કરીએ પણ તેના પઇસા લેતી વખત તેનાં મોહોડાંમાંથી ઉપકારના વચન (Thank you) નિકળ્યા વિના રેહેશે નહી. આપણા દેશના દુકાનદાર તથા ફેરીઆનું કઠોરપણું કેટલું હોયછે તે સઉ જાણેછે.

આ થોડા દાખલા ઉપરથી તમારી ખાતરી થશે કે વિલાયતના હલકા વર્ગના લોકોમાં વખાણવાજોગ વિવેક છે. તેમજ હું તમને જણાવું છઉં કે વિલાયતમાં એ લોકોનું જ્ઞાન આપણા દેશનાં એવાં લોકો કરતાં ઘણુંજ ચહડતું છે. તેઓમાં ચહડતા ઉતરતા ધંધા પ્રમાણે ચહડતું ઉતરતું જ્ઞાન છે. ફેરી ફરનારા, મજુરી કરનારા અને રસ્તે ભટકનારામાં મોટો ભાગ વાંચી લખી જાણતો નથી તેછતાં તેઓનો રેહેવાસ સુધરેલા દેશમાં હોવાથી રસ્તે ચાલતાં ચાલતા અને ફરતાં ફરતાં તેઓનાં જાણવામાં અને અનુભવમાં એવી અનેક વસ્તુ આવેછે કે વગર વાંચવે લખવે તેઓનું જ્ઞાન વધેછે. વળી અનેક તરેહનાં યંત્રનાં કારખાનાંમાં મજુરી કરતાં કરતાં અને નવી નવી યુક્તિયો જોતાં જોતાં મજુરોનું જ્ઞાન કેટલું વધતું હશે તેનો તમે સેહેલાઈથી વિચાર કરી શકશો.



ફેરી ફરનારા, મજુરી કરનારા અને રસ્તે ભટકનારાઓમા કેટલાએકની ગુજરાન સ્થિતિ ઠીક કેહેવાયછે, ઘણાએકની કરૂણ ગણાયછે અને ભાગ ભાગની માઠી અને ભયંકર જણાયછે. જેઓની હાલત ઠીક છે તેઓમા એકએક જણ નિત્ય આઠ આનાથી બે રૂપીયા સુધી પેદા કરી શકેછે, જુગાર, બીડ અને દારૂબાઈથી બનતાસુધી તેઓ આઘા રેહેછે, અને એક નાહાના ને ગરીબ ઘરમા પોતાના કુટુંબ કબીલા સાથે આનંદ અને સુખચેનમા પોતાની ગરીબી અવસ્થાના દાહાડા કાહાડેછે

આ હા! તેઓ જ્યારે પોતાના ઘરમા પોતાના બાયડીછોકરાઓને લઈને બેસેછે અને આનંદમા આવી નાહાના બાળ બચ્ચાઓને હસાવે તથા રમાડેછે, અને વાતચિત તથા ગાનતાન કરી ખુશીમા આવી જાયછે ત્યારે તેઓના સુખની કિમત કોણ કરી શકશે? તેઓની ખુશીનુ ઉપલુ ચિત્ર જુઓ ને પછી અને કહો કે ખરૂ સુખ શામા છે? સુખ કે દુખ એ કેવળ મનનુ કારણ છે, દોલતથી કંઈ હમેશ સુખ મળતુ નથી તેમજ ગરીબ અવસ્થાથી કંઈ હમેશ દુખ થતુ નથી કેહેવત છે કે 'મન ત્યા જય"

જેઓ નિત્ય છ આનાથી રૂપીયો કે દોહોડ રૂપીયો પેદા કરેછે અને છાકટપણાંમાં કે જુગારમાં કે બદફેલમાં ઉડાવી નાખેછે તેઓની હાલત ઘણીજ તંગ હોયછે. તેઓને રેહેવાને એક નાહાનું ઘર પણ ઘણીજ મુશ્કેલીથી મળેછે. તેઓના દાહાડા ઘણાજ કંગાલ હાલતમાં ગુજરેછે. પણ જેઓ નિત્ય ૬ આના જેટલું પણ પેદા કરી શકતા નથી અને જેઓ રખડી રઝળી ચોરી કરીને પેટ ભરેછે તેઓની હાલત ઘણીજ નઠારી અને ભયંકાર છે. વિલાયતમાં જેઓ ગરીબાઇ તળે દબાઈ ગયાછે અને જેઓ લોકલાજ અથવા હરામીપણાંથી ધર્મની ઉદ્યોગશાળા (WORK HOUSE) નો લાભ લઈ શકતા નથી તેઓની અવસ્થા જોઇને તમને દયા આવ્યા વિના અને ત્રાસ ઉપજ્યા વિના રેહેશે નહી.

ગરીબાઈ તળે દબાઈ ગયલાં આવાં લોકોને તમે ઘણુંકરીને અનિતીના સાગરમાં ડુબેલાં જોશો. તેઓ ઘરબાર વગરનાં-દાહાડો આખો રખડી રઝળીને કયાં જાય! એવાં લોકોને સુવા કરવા માટે હલકાં લોકો હલકાં મકાનો રાખેછે. એવાં એકએક મકાનમાં આસરે ૫૦ પચાસ લોકો, રાતના ઉતારો કરી શકેછે અને તેવાં મકાન લંડન શેહેરમાં આસરે ૨૦૦ છે.* હલકામાં હલકાં એવા મકાનમાં એક રાત પડી રેહેવાને ઓછામાં ઓછી સોલ પઈ (બે પેન્સ) આપવી જોઇએ. જેઓ પાસે એટલું પણ આપવા ન હોય તેઓને ચોરી કર્યા વગર છુટકો નહી. કેમકે એ દેશની હવા એવી છે કે ઉઘાડાં મેદાનમાં સુવાય નહી અને સુવા માટે કોઈ ઘરને આપણા જેવા ઓટલા પણ નથી.

આ હલકાં મકાન "લૉજીંગ-હાઉસ" (Lodging House) નામથી ઓળખાયછે. હાય હાય! આ કેવાં નઠારાં અને અનિતીનાં મકાનો છે. કેદી, જુગારી અને છંદી લોકો આ મકાનમાં એકઠાં થાયછે. આ મકાન રાખનારા પણ નઠારી આબરૂના હોયછે અને તેઓ પઇસો પેદા કરવા માટે તથા ચોરીનો માલ સંઘરવા માટે એક કે બે ઓરડાઓમાં ચાલીસ કે પચાસ પચાસ માણસોને સુવાનું આપેછે. બીછાનાં થોડાં તેથી એકએક બીછાનાંમાં ત્રણત્રણ, ચારચાર ને પાંચપાંચ માણસોને સુવું

* London Labour and the London Poor Vol I. P. 271

પડેછે. કેટલાક મકાનો ઘરના મઝની હેઠળના ભાગમાં એટલે ભોંયરામાં હોયછે જેમા તાજી હવાને જવા આવવાની મુદલ જગ્યા હોતી નથી. એવી જગ્યામાં માત્ર ભાયડા અને જુવાન છોકરાઓજ નહી પણ બાયડીઓ અને જુવાન છોકરીઓ પણ હોયછે. આવાં મકાનમાં ગંદકીનો શુમાર નથી અને માકડનો કંઈ પાર નથી.

આ મકાનોમાં જે અનીતિ ચાલેછે તેનો વિચાર કોણ કરી શકે! અરે આમાં કેવી નઠારી વાતો ચાલેછે ને કેવાં ભુંડાં કામો થાયછે! "કેટલાંક મકાનોમાં ભાયડા ને બાયડીઓ, છોકરા ને છોકરીઓ એક-" એક સાથે થઈ જાયછે." "જુવાન છોકરાઓ ઓરડામાં એક નાકેથી " બીજે નાકે સંભળાય તેમ મોટેથી એક બીજા સાથે નઠારી અને ભુંડી " વાતો કરેછે. છોકરીઓ એ વાતો સાંભળી ખુશી થાય ને કોઈવાર " ફરીથી તેની તેજ વાત કરવાને માટે ઉશ્કેરણી કરે. ત્રણ કે ચાર કે " છ જુવાન છોકરા તથા છોકરીઓ એક નાહાની પથારીમાં સાથે સુવે, " કેટલાએક એવાં કે જેઓને એક બીજા સાથે જનમમાં ઓળખાણ ન-" હી. એ વેશાએ શરીર ઉપર કંઈ પણ વસ્ત્ર રાખે તો ઉલટી અડચ-" ણ પડે."† પછી જે અનીતિ ચાલેછે તે લખાય એવી નથી.

વિલાયતમાં ચોરી, દગા અને ખુન ઘણુંકરીને આવા લોકોથી થાયછે. નીતિ અને ધર્મ વિષે આ લોકોને કંઈપણ જ્ઞાન નથી. એઓની હાલત સુધારવાને પરોપકારબુદ્ધિના ગૃહસ્થ ઘણી મેહેનત કરેછે. આવાં નઠારાં લોકો દુનિયામાં બધે ઠેકાણે છે. માણસ જાતની સ્વભાવિક પ્રેરણા બધા દેશોમાં સરખી છે. પણ નઠારા લોક જો અજ્ઞાન અને અભણ હોયછે તો તેમને નઠારાં કામ કરવાને ઝાઝા ઉપાય સુજ પડતા નથી. નઠારા લોકોમાં જો જ્ઞાન અને કળા હોયછે તો તેનાં બળથી નઠારાં કામ કરવાની હજારો યુક્તિ તેઓને સુજેછે. વિલાયતનાં નઠારાં લોકોમાં જ્ઞાન અને કળા આપણા દેશનાં તેવાં લોકો કરતાં વધારે હોવાથી તેઓ હજારો યુક્તિ જાણેછે. તેમાંનો કોઈ જ્યારે નઠારે રસ્તે વપરાયછે અને તે જ્યારે પ્રગટ થાયછે ત્યારે તેઓની નઠારી પ્રેરણાનું બળ તેટલું વધારે માલમ પડેછે.

† London Labour and the London Poor Vol I. P 276



## ૧૨. ખેતીવાડી તથા ખેતીવિદ્યા.

AGRICULTURL SCIENTIFIC FARMING

વિલાયતનો દેશ આપણા દેશ જેવો ફળવંત નથી અને તેની ભૂમિ આપણી ભૂમિ જેવી રસાળ નથી. તોપણ ખેતીવાડીની હાલતમાં ઘણો સુધારો એ દેશમાં આપણે જોશું. વિલાયતમાં હાલ ઘણેક ઠેકાણે ખેતીવાડી થાયછે તેમાં વિદ્યા હુન્નરની અનેક કળા કામે લગાડેલી આપણે જોશું. વિલાયતના લોકો તેને ખેતીની વિદ્યા (Scientific-Farming) કહેછે. યંત્રશાસ્ત્ર, રસાયણશાસ્ત્ર અને જલશાસ્ત્રની વિદ્યા ખેતીવાડીમાં તેઓ કામે લગાડેછે અને તેથી તેઓની ખેતી વધારે સારી થાયછે.

આપણા દેશમાં ખેતીવાડીની હાલત જેવી અસલના વખતમાં હતી તેવીજ હમણાના વખતમાં આપણે જોઇએ છઇએ. ખેતીવાડીમાં જે હથિયાર સો કે હજાર વરસની વાત ઉપર વપરાતાં હતાં તેમાં અને આજે વપરાયછે તેમાં ઓછો અથવા સુદલ ફેર આપણે જોઈ શકશું નહી. વિલાયતમાં ખેતીવાડીનાં જુનાં હથિયારો બદલાઈ ગયાછે એટલુજ નહી પણ નવી તરેહના સેંકડો હથિયારો બનાવીને ખેતીવાડીમાં તેઓ વાપરેછે.

વિલાયતમાં ખેતીવાડીનો એટલો બધો સુધારો થયો તેનું મુળ કારણ એ છે કે શ્રીમંત લોકોએ આ ઉત્તમ ધંધામાં પોતાનો હાથ ઘાલ્યો. વિલાયતમાં કેટલાએક પ્રખ્યાત શ્રીમંતો ખેતીવાડી કરેછે એટલુંજ નહી પણ મહારાણી વિક્ટોરિયાના સ્વર્ગવાસી ભરથારે ખેતીવાડી કરી હતી. આ કામ રાજ્યપદવીથી ઉતરતું છે એમ તેણે ગણ્યું નહી. આ મહા ચંચલ અને ઉદ્યોગી રાજ્યપદવીના પુરૂષે "ઑસ્બોર્ન" તથા "વિન્ઝર" મેહેલોની પડોશનાં મોટાં ખેતરો ખેડ્યાં અને ખેતીવાડીમાં સુધારો કર્યાથી કેટલો લાભ થઈ શકે તે તેણે દેખાડી આપ્યું.*

હજારો એકર સામટી જમીન ખેડવી અને તેમાં નવી યુક્તિ દાખલ કરવી એ કામ શ્રીમંતોનું છે. આપણા દેશના શ્રીમંતોને આ ઉત્તમ ધંધામાં હાથ ઘાલવાનું ક્યારે મન થશે? આપણા દેશમાં અસલ ખેતીનો ધંધો ઉત્તમ ગણાતો અને તે ઉપરથી આપણામાં કેહવત રહી ગઇછે કે "ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર, કનિષ્ટ ચાકરી ને અધમ ભિખ." આ કેહેવત પ્રમાણે ચાલવું આપણા લોકોએ છોડી દીધું; વેપારને ઉત્તમ ગણ્યો અને ખેતીને કનિષ્ટ સમજીને પડતી મુકી. આપણા દેશમાં રેલવે ઉઘડ્યોછે માટે હું આશા રાખું છઉં કે મારા દેશી શ્રીમંતોની આંખ ઉઘડશે અને ખેતીવાડીના ઉત્તમ ધંધામાં હાથ ઘાલવાનું શ્રીમંતોને મન થશે.

આ ઉપરથી એમ સમજવું નહી કે વિલાયતમાં ખેતીવાડીનો ધંધો માત્ર શ્રીમંતોજ કરેછે. મધ્યમ સ્થિતિના ખેડુત ૧૦૦ થી ૨૫૦ એકર અને તેથી ઉતરતા લોકો ૧૦૦ એકરની અંદર જમીન ખેડેછે. એવા ખેડુતો ઘણા છે અને તેઓની સંસારી હાલત કેવી છે તે જુઓ.

આ ખેડુતોની હાલત આપણા દેશના ખેડુતોની હાલત કરતાં ઘણી ચહડતી છે એ તમે જાણતા હશોજ. આપણા ખેડુતો—અમેરિકામાં લડાઈ ચાલી ને વિલાયતમાં રૂનો ખપ નિકળ્યો તેથી-પઇસે ટકે કંઈક તાજા થયાછે ખરા; પણ તેઓ પોતાના પઇસાને ઘણુંકરીને જમીનમાં દાટી રાખેછે ને દેખાવમાં કંગાલ અને નિર્ધન જેવા લાગેછે. વિલાયતના ખેડુતો પોતાની કમાઇનો વધારે સારો ઉપયોગ કરી જાણેછે.

* "The Royal Farms



આ ખેડુતોના જેવુ સુખ થોડાજ લોકોને હશે. તેઓ ખેતરમાં કામ કરીને પોતાના કુટુંબ સાથે વિસામો લેવા જ્યારે બેસેછે અથવા પોતાના ઘરમા કુટુંબ સહીત વાત કરવા બેસેછે ત્યારે તેઓના સુખનુ કોણ વર્ણન કરી શકશે? તેઓ ઘણુંકરીને ખુશીમા અને મજામાં પોતાના દાહાડા કાહાડેછે. તેઓને પોતાની ખેતીવાડી શિવાય બીજી કંઇ ચિંતા કે ફિકર નથી. તેઓને સુકા અને સાદા ભોજનમા જે મિઠાસ લાગેછે તે મીઠાસ મોટા રાજાને પણ તેના ઉંચા ભોજનમા લાગતો નહી હશે.

વિલાયતના ખેડુતો ઘણુંકરીને વાચી લખી જાણેછે અને વર્તમાન પત્ર કે ચોપાનિયા કે પુસ્તક વાચીને ઘણીક બાબતોથી વાકેફ રેહેછે. આપણા ખેડુતો એવા અજ્ઞાન અને અણઘડ છે કે વીસ કરતાં વધારે આંકડા ગણી શકતા નથી; અને કેટલાક સાધારણ શબ્દોનું તેમને જ્ઞાન નથી. આપણા દેશના ખેડુતને ઘણુંકરીને લખતાં વાચતાં આવડતુ નથી; તેઓમા અજ્ઞાનનો કંઈ પાર નથી અને વેહેમનો કંઈ સુમાર નથી.

આપણા દેશની પેઠે વિલાયતમા અઠવાડ્યાના અમુક દાહાડે મોટાં શેહેરોમા બજાર ભરાયછે. લંડનમા દર શનીવારે બજાર ભરાયછે. બ-

જારને દાહાડે જે ગામનાં જે ખેતરોને જે શેહેર પાસે પડેછે, તે ગામનાં તે ખેતરનાં ખેડુતો તે શેહેરમાં જવાને ટોળે ટોળાં નિકળેછે. કંદમુળ, ભાજી, ફળ, ફુલ, માખણ, ઇંડા વગેરે ખેતીવાડી તથા ખેતરના ઢોરની પેદાસ જે કંઈ થઈ હોય તે લઇને તેઓ નિસરેછે. આ દાહાડે તેઓ ઘણા ખુશી અને મજામાં આવી જાયછે.

આ ખેડુતો ઘણા ઉદ્યોગી રેહેછે. ધણી પોતે ઉદ્યોગી એટલે તેનાં માણસ તથા મજુરોને ઉદ્યોગી રેહેવાની જરૂર પડેછે. ખેડુતો તથા તેની બાયડીઓ સવારના પાંચ વાગ્યા નથી તેટલામાં ઉઠેછે. પોતાનાં ચાકર તથા મજુરો હજી સુતાં હોય તો તેઓને એક ધમકીનો સાદ દઈ ઉઠાડેછે. આ મજુરોને લઇને ખેતરનાં કામમાં સવારથી તે સાંજ સુધી ખેડુતો મંડ્યાં રેહેછે. ખેડુતો પોતે મજુરોની સાથે કામે લાગી જાયછે, કેમકે મજુરો સાથે બેસવું ઉઠવું અને કામે લાગવું એજ તેઓનું કામ છે.

કોઈ મોટે પ્રસંગે કે મોટે દાહાડે ખેડુતો ઉજાણી કરેછે. તે વેળા તેઓને ભોજન કરતાં જોવા જોઇએ.† ખેડુત એટલે તેમનાં પકવાનમાં પુછવું શું? સારાંમાં સારાં પકવાન ટેબલ ઉપર લાવીને મુકેછે અને સઉ જમવા માંડેછે. જમતાં જમતાં અનેક પ્રકારની વાતો ચાલેછે. કોઇ પોતાની ખેતીના બળદની વાત કરેછે, કોઈ પોતાના મિત્રનાં કે સગાનાં લગનની વાત કરેછે. કોઇની વાતથી એવો રસ ઉપજેછે કે સઉ હસવા માંડેછે. તેઓ જમતાં જમતાં દારૂના ગ્લાસ પણ ઢીંચેછે.

જમી રહ્યા પછી સ્ત્રીઓ ઉઠીને જાયછે અને પુરૂષો એક બીજાની પાસે બેસી પાઇપ કે ચિરૂટ ફુંકવા માંડેછે. તમાકુ પીતાં પીતાં ખેતીવાડીમાં સુધારો કરવાની તથા રાજ પ્રકરણની અનેક વાતો નિકળેછે. ચાહાનો વખત થાયછે ત્યાંસુધી આ વાત ચાલેછે. ચાહાની વેળાએ સ્ત્રી છોકરાંઓ પાછાં આવીને બેસેછે અને બધાં સાથે મળીને ચાહા પીએછે. વળી પાછા સઉ આનંદથી અને પ્રેમથી વાત કરેછે. પછી સઉ ઘેર જવાને ઉઠેછે, અને એકબીજા સાથે જોરથી "શેકહાંડ" કરી પોતપોતાની ગાડીમાં બેસીને પોતપોતાને ઘેર સિધાવેછે.

† Rural Life of England, p. 96

ગામડાંનાં ગરીબ રેહેનાર પોતાના દાહાડા કેવી રીતે કાહાડેછે તે વિષે હવે હું તમને ટુંકામાં જણાવું છઉં. જેને ઇંગ્રેજ લોક "કૉટેજ-લાઇફ્" ( Cottage-life ) કેહેછે તેનો સેજ વિચાર આપી † હું આ સાતમું પ્રકરણ સમાપ્ત કરૂં છઉં. ગરીબ ગામડિયાઓ ઘણી કંગાળ ઝુપડીમાં રેહેછે પણ તેઓની રેહેવાની ઝુપડી આપણા દેશના ગામડિયાઓની ઝુપડીના જેવી નથી. કેમકે એ ઝુપડીમાં તાડપત્ર ને વાંસ જોવામાં આવશે નહી. પણ ઝુપડી તે ઝુપડીજ; માટે તેનો દેખાવ કંગાલ હોવોજ જોઇએ. "તેમાં એક કે બે ઓરડી. જમીન માટીની કે પથ્થરની અને તે ઉપર કંઈ પાથરણું નહી. તેમાં લાકડાની અથવા શળિઓની ગુંથેલી થોડી ખુરસીઓ. એક જુની ટેબલ. એક નાહાની તાપણી અથવા તાપણી ને ચુલો એ બેહુ એકજ. થોડાંએક વાસણ અને તપેલાં. આ બધો ગામડાનાં મજુરનો માલ ને ખજાનો ગણાયછે.

"તે ગરીબ બાપડો થાકી પાકીને કામ ઉપરથી સાંજના ઘર આવેછે. થોડાએક કલાક પોતાનાં બાયડી-છોકરા સાથે બેસીને વાત કરેછે. અને પછી સાદાં બિછાનામાં સુવેછે. શિયાળામાં હજુર દાહાડો ઉગ્યો નથી તેની પેહેલાં તે કામ ઉપર જાયછે. પોતાનું ભોજન ઝાડ કે ઝાડી હેઠલ બેસીને જમેછે. ઘરમાં કેટલુંએક કામ તેને પોતાને કરવું પડેછે. ઘણીએક વેળા ચુલો સળગાવીને પોતાને હાથે નાસ્તો તઇયાર કરવો પડેછે.

"રવીવાર અને કોઈ તેહેવારને દાહાડે તે હજામત કરી કાંરવી સારાં વસ્ત્ર પેહેરી કરી ખડખાત થઈ નિકળેછે. પછી બાયડીછોકરાંઓને સાથે લઇને ફરવા અથવા દેવળમાં જાયછે અથવા પડોસી સાથે બેસીને વાત કરેછે. પોતાનાં ઘરમાં છોકરાંઓ હોયછે તો તેમને ખોલા ઉપર બેસાડેછે અને બાપદાદાને મોહોડે સાંભળેલી દંતકથા તેઓને કહીને પોતે ખુશી થાયછે અને છોકરાંઓને ખુશી કરેછે."

"તેઓ દરરોજ કેટલું કમાતા હશે? દરએક ગામડીયો મજુર દર અઠવાડીએ ઓછામાં ઓછા નવ શિલિંગ એટલે ૪॥ રૂપીયા અને ઘણામાં ઘણા ૧૨ સિલિંગ એટલે ૬ રૂપીઆ કમાયછે. તે ઉપરાંત બાયડી

† Rural Life of England; p. 404

અને છોકરાંઓ કમાય તે જાુદું. તેઓ બધાની પેદાશ ગણીએતો દર એક કુટુંબની ગામખંદ પેદાશ દર અઠવાડિયાના ૧૦ રૂપીયા થાય." આ પેદાશ આપણા દેશના ગામડીઆ મજાુરને ઘણી કેહેવાય. પણ વિલાયતમાં જ્યાં એક સાધારણ ગૃહસ્થને સેજ વાતમાં દર અઠવાડિએ એટલા રૂપીયાનો પરચુરણ ખરચ થાય ત્યાં એ પેદાશ કંઈ ગણતરીમાં નથી.

આટલી વાત જણાવી હવે હું આ સાતમું પ્રકરણ બંધ કરવાની રજા લઉં છઉં. હરએક દેશની સંસારી હાલતનુ ખરૂં અને પુરૂં ચિત્ર આપવું એનાં જેવું કઠણ કામ બીજાું એકે નથી. આ ચિત્ર આપતાં મેં તેઓની સ્થિતિના ઉત્તમ ગુણ ઉપર વધારે ધ્યાન આપ્યુંછે તે એટલા માટે કે મારા દેશીઓ તેઓના ઉત્તમ ગુણ ગૃહણ કરે. એ લોકોની સંસારી હાલતનું મેં જે ચિત્ર આપ્યુંછે તે હું ધારૂં છઉં કે ઘણું અધુરૂં છે. તેછતાં આ પ્રકરણ વાચીને તમને એ વિષે ઉપર ઉપરનો કંઈક વિચાર આવે અને આપણા દેશના લોકોની સંસાર સ્થિતિ સુધારવા વિષે કંઈક વિચાર સુજે એજ અને એટલીજ ઉમેદ રાખીને મેં આ પ્રકરણ લખ્યુંછે.



## પ્રકરણ ૮.

## VIII.—ETIQUETTE AND USAGES OF SOCIETY.

## લોકોનો વિવેક તથા ચાલ.

બોલવા ચાલવામાં, ખાવા પીવામાં, સણગાર સજવામાં, વસ્ત્ર પેહેરવામાં, વાતચિત કરવામાં, મળવા જવામાં, મિજલસ કે મેજબાની કરવા કારવવામાં, નાચ રંગ માંડવામાં, લગ્નનો સંબંધ બાંધવામાં અને લગ્નની ક્રિયા વગેરેમાં એ લોકોની રીતભાત કેવી છે અને તેમાં તેઓ કેવો વિવેક દેખાડેછે તે વિશે આ પ્રકરણમાં હું કેટલીક વાત જણાવવાની હવે રજા લઉં છઉં. આ જાતના વિવેકને ઇંગ્રેજ લોકો "એટિકેટ" એટલે વ્યહવહાર-ચાતૂર્ય કેહેછે; તેને શિષ્ટાચારરીતિ કહીએ તોપણ ચાલે.

### ૧. ગૃહસ્થનાં લક્ષણ.

CHARACTERISTICS OF A GENTLEMAN

જે માણસે ગૃહસ્થમાં ખપવું હોય તેનામાં ગૃહસ્થનાં લક્ષણ હોવાં જોઇએ. વિલાયતમાં ગૃહસ્થનાં લક્ષણ કયાં કયાં ગણાયછે તે પ્રથમ જાણવું જોઇએ. ગૃહસ્થમાં મુખ્યકરીને સભ્યતા જોઇએ. જેઓમાં સભ્યતા થોડી અને તોછડાઈ ઘણી હોય તે ગૃહસ્થમાં ખપેજ નહી. તેઓ તુકાર કહીને કોઇને બોલાવતા નથી. સ્ત્રીને કે છોકરીને કે મેહેતાને કે ચાકરને કે દાસીને બોલાવવી હોય તો "તું" કહીને તેઓ બોલતા નથી. તેઓ ઘણુંકરીને બધી પંગતીના માણસોને બહુ વચનથી અથવા "તમે" કહીને બોલાવેછે. સેજ વાતમાં અથવા સેજ કામમાં તેઓ ઉપકાર માનેછે; એટલે તમે તમારા મિત્રનું કે હરકોઈ બીજા માણસનું વગર મેહેનતે કંઈ સેજ કામ કરેલો thanks અથવા thank you એવા ઉપકારના વચન તેનાં મોહાડાંમાંથી નિકળ્યા વિના રેહેશે નહી.

કોઈ ગ્રહસ્થને તેની મેહેનતના બદલામાં પૈસા આપીએ તેછતાં તે લેતી વેળા આપણો ઉપકાર માનશે. આપણા દેશીઓમાં સેજ વાતમાં ઉપકાર માનવાની ટેવ નથી તે ઉપરથી કેટલાક ઇંગ્રેજો જેઓ દેશીઓના સંબંધમાં આવ્યાછે તેમાંના કોઈ કોઈ એમ કેહેછે કે દેશીઓમાં ઉપકારનો શબ્દ નથી ! વિલાયતમાં ચાકર કે દાસી પોતાના શેઠને પુછે કે ફલાણી વસ્તુ લાવું અથવા ફલાણું કામ કરૂં ? તો શેઠ તેને એમ કેહેય કે અને લાવ અથવા કર, તો તે તોછડાઈ કેહેવાય. સભ્ય ગૃહસ્થ તેના જવાબમાં એમજ કેહેશે કે if you please, એટલે "લાવો (અથવા કરો) જો તમારી મરજી અથવા મેહેરબાની હોય તો." આવીરીતે બોલવાની સભ્યતા અથવા લાયકી દેશીઓમાં ઘણુંકરીને થોડી જણાયછે.

ગૃહસ્થમાં ખપવામાં આવી સભ્યતા રાખવી જોઇએ એટલુંજ નહી પણ બીજી ઘણીક વાતમાં વિવેક અથવા ચતુરાઈ રાખતાં શિખવું જોઇએ. જે માણસ સાથે જેવી ઓળખાણ અથવા જેવી રીતનો સંબંધ તે માણસ સાથે તેવીજ વાતચીત કરવી તથા તેની સાથે તેવીજ રીતનો પત્ર વેહેવાર રાખવો, એ વિષે તેઓ ઘણું ધ્યાન આપેછે. અજાણ્યા ગૃહસ્થોને પરસ્પર વાતચીત કરવાનો અથવા પત્ર લખવા કરવાનો પ્રસંગ પડે તો તેઓ એક બીજાને "સાહેબ" કેહેછે તથા લખેછે. તેવા અજાણ્યા ગૃહસ્થ સાથે તેઓ વધારે સભ્યતા વાપરેછે. ખરા ગૃહસ્થો ખુશામતને ધિકારેછે ને સેજ વાતમાં હરએક ગૃહસ્થને મોહોડે તેના વખાણ કરતા નથી.

વિલાયતમધ્યે ગૃહસ્થમાં ખપવાને બીજું જરૂરનું એ છે કે દરએક ગૃહસ્થે પોતાનું ઘર સ્વચ્છ અને સફાઇથી રાખવું જોઇએ. ઘર નાહાનું હોય તો તેની ચિંતા નહી પણ તે જરાપણ કચરો કે ગંધકી વગરનું જોઇએ અને તેનો દેખાવ રૂડો અને શોભાયમાન રાખવો જોઇએ. તેમાં જરૂર કરીને તેનો બેસવા ઉઠવાનો ઓરડો સારી હાલતમાં રાખવો જોઇએ. જેનું ઘર ગંદુ, મેલું કે નઠારૂં હોય તે ગૃહસ્થમાં ખપેજ નહી. તેમજ તેનાં વસ્ત્ર પણ મેલા અને નઠારાં જોઇએ નહી. તેણે સાદાં પણ સ્વચ્છ અને સફાઇદાર વસ્ત્ર પેહેરવાં જોઇએ. જેનાં વસ્ત્ર મેલાં, અથવા ફાટેલાં અથવા નઠારાં તે ગૃહસ્થમાં ખપેજ નહી.

એ વગેરે ગૃહસ્થમાં સાધારણ અને ચાલુ બાબદોનું જ્ઞાન જોઇએ. પોતાની ભાષા શુદ્ધ બોલવા લખવાનું અને એકાદ બે પારકી ભાષાનું જરૂર જેટલું જ્ઞાન જોઇએ. તેણે નાચવાનું તથા ગાવાનું તથા વાજીત્ર વગાડવાનું જાણવું જોઇએ. તેને ઘોડે બેસતાં અને ઘોડો કુદાવતાં આવડવું જોઇએ. નજર માંડીને બંદુક કે પિસ્તોલ ફોડતાં અથવા ઘોડે બેસી શિકાર કરતાં જાણવું જોઇએ. જ્યારે આમાંની આવડત ઘણીખરી હોય ત્યારેજ તેનામાં ગૃહસ્થનાં લક્ષણ છે એમ કેહેવાય.

આ બધાં લક્ષણ જે પુરૂષમાં હોય તેછતાં તે પુરૂષમાં તેની સાથે કેટલાંક અપલક્ષણ હોય તો તે ગૃહસ્થમાં ન ખપે. બે ચાર કે વધારે ગૃહસ્થની મંડળીમાં તમે બેઠા હો અને નાક કે કાન ખોતરવા માટે તેમાં આંગળી ઘાલવી એ અપલક્ષણ ગણાયછે. તેમજ દાંત ખોતરવા કે શરીર ઘવડવું કે રૂમાલ આડો લીધા વગર મોટે અવાજે છિંક ખાવી તથા દેખાય તેવી રીતે નાકમાંથી લીંટ કાહાડવાં એ અપલક્ષણ કેહેવાયછે.

વળી મોટા સાદ પાડીને કોઇને બોલાવવો એ પણ અપલક્ષણ ગણાયછે. આપણા જે દેશીઓમાં આમાંની ઘણીખરી ટેવ હોય તેઓએ ઇંગ્રેજ ગૃહસ્થની કે સ્ત્રીની મુલાકાત લેતાં અથવા તેની સાથે વાત કરતાં સાવચેત રેહેવું. આમાનું કોઈ પણ અપલક્ષણ આપણામાં માલમ પડે તો આપણે ગૃહસ્થની મંડળીને લાયક નથી એવો વિચાર તેને તરત આવશે.

## ૨. સ્ત્રીનાં લક્ષણ.

CHARACTERISTICS OF A LADY

જે કુળવાન અથવા ગૃહસ્થની સ્ત્રી કેહેવાય તેનામાં સભ્યતાનો ગુણ ગૃહસ્થ કરતાં વધારે હોવો જોઇએ. તેના બોલવામાં વધારે નરમાસ અને મિઠાસ જોઇએ. સભ્યતાની સાથે નરમાસ અને મિઠાસનો ગુણ મેળવવાને તેઓ ઘણી કાળજી રાખેછે. તે ઉપરાંત બધી જાતની રીતભાતમાં તેમને વિવેક અથવા ચતુરાઈ રાખતાં શિખવું જોઇએ. બેસવામાં, ઉઠવામાં, ચાલવામાં, બોલવામાં અને હસવામાં ઘણી મર્યાદા રાખવી જોઇએ. એ વગર તે કુળવાન અથવા ગૃહસ્થની સ્ત્રી કેહેવાયજ નહી.

તે ઉપરાંત સારા અક્ષરથી ચિઠ્ઠી પત્રી લખતાં આવડવી જોઇએ. ગાતાં વગાડતાં અને નાચતાં આવડવું જોઇએ. ચિત્ર પાડતાં, ભરતાં, ગુંથતાં અને શીવતાં જાણવું જોઇએ. તે ઉપરાંત ઘરનો બધો કારભાર ચલાવતાં અને બચ્ચાંઓની ખબરદાસ લેતાં આવડવું જોઇએ. ઘોડે એસતાં, અને ઘોડા કુદાવતાં જાણવું જોઇએ. પિયાનોફોર્ટ વગેરે વાજીત્ર વગાડતાં અને કામ ધંધેથી આવીને થાકી ગયેલા ધણીને ખુશી કરતાં અને તેનું મન રીજવતાં આવડવું જોઇએ. વિલાયતમાં કુળવાન અથવા ગૃહસ્થની સ્ત્રીમાં ઘણુંકરીને આ બધા ગુણ જોવામાં આવશે.

## ૩. સણગાર.

TOILET AND DRESSING MATERIALS

સણગાર સજવાનું કામ ઘાર્યુંકરીને સ્ત્રીઓનું કેહેવાયછે. તેછતાં વિલાયતમાં ગૃહસ્થો પણ હાથ મોહોડું ધોયા વગર કે કેસ સાફ કરીને હોળ્યા વગર કે પૂરાં વસ્ત્ર પેહેર્યાં વગર બાહાર જતા નથી એટલુંજ નહી પણ ઘણુંકરીને બેસવાના ઓરડામાં પણ આટલો સણગાર સજ્યા વગર બેસતા નથી તથા પોતાના સુવાના કે ખાનગી ઓરડાની બાહાર નિકળતા નથી. ગૃહસ્થોની સણગાર સજવાની ટેબલ ઘણુંકરીને જુદીજ હોયછે.

વિલાયતની સ્ત્રીઓમાં સણગાર સજવાની રીત આપણા દેશની સ્ત્રીઓ કરતાં ઘણી જુદી છે. સણગાર સજવાને જેટલો વખત એ સ્ત્રીઓને લાગેછે તેટલો વખત આપણી સ્ત્રીઓને લાગતો નથી. સણગાર સજવાને જેટલીવાર એ સ્ત્રીઓને આરસામાં જોવું પડેછે તેટલીવાર આપણી સ્ત્રીઓને ઘણુંકરીને જોવું પડતું નથી. સણગાર સજવાને જે વસ્તુઓ એ સ્ત્રીઓ વાપરેછે તે આપણી સ્ત્રીઓ વાપરતી નથી. તેઓનો સણગાર કરવાનો ઓરડો ઘણુંકરીને જુદો હોયછે. એ ઓરડામાં સણગાર કરવાની ટેબલ ઉપર સણગારની બધી વસ્તુ એવી રીતે ગોઠવીને મુકેલી હોયછે કે જ્યારે જોઇએ ત્યારે તરત કામ આવે.

વાળ હોળવાને વાસ્તે વિલાયતની સ્ત્રીઓ કાંસકીની સાથે ઘણુંકરીને "હેર-બ્રશ" એટલે વાળ હોળવાનું બ્રશ વાપરેછે. તેઓ ઘણુંકરીને



વાળ બાનવાની રીત.

દાહાડામાં બે વખત વાળ હોળેછે. હિંદુ સ્ત્રીઓ માથામાં કેતક-કેવડો ઘાલેછે તેને ઠેકાણે તે સ્ત્રીઓ ટાંચણી અને કાંસકી વગેરે વાપરેછે. એ ટાંચણી અને કાંસકી જુદીજ તરેહની હોયછે. માથાનાં વાળનો અંબોડો દેશી સ્ત્રીઓ વાળેછે તેથી જુદી રીતે તેઓ અંબોડો બાંધેછે. માથાના વાળ ધોવાને નરમ વિનિગરનું પાણી અથવા ઇંડાની સફેતી વાપરવામાં આવેછે.

કેટલીએક સ્ત્રીઓ ખુબસુરતી વધારવાને અનેક યુક્તિઓ કરેછે. કોઈ સ્ત્રીના વાળ થોડા હોયછે અથવા ભુરા રંગના હોયછે તો નવા વાળ વેચાતા લઈને પોતાનાં માથામા ઘાલેછે. કેટલીએક સ્ત્રીઓ મોહોડા ઉપર સુપેતાઈ દેખાડવાને પર્લ-પાઉડર એટલે પરાગ વાપરેછે. કેટલીએક સ્ત્રીઓ પોતાની કમર પાતળી દેખાડવાને ખુબ કચકચાવીને કમરપટો બાંધેછે. આવી રીતે કમરપટો બાંધવાનો ચાલ થોડા વરસ ઉપર બહુજ સાધારણ હતો. હમણા એ ચાલ ઓછો થતો જાયછે. ઘણીખરી સ્ત્રીઓ લવંડર અને બીજી અનેક સુગંધી (ખુશબો) વાપરેછે.

શણગારની આ બધી રીત વખાણવાજોગ છે એમ હું કેહેતો નથી. ઈશ્વરે જે ખુબસુરતી આપી હોય તેને ખરા આકારમાં દેખાડવાને બદલે તે ઉપર મસાલો (પાઉડર) લગાડવો ને કમરને ખુબ કચકચાવીને બાંધવી એ ચાલ સુધરેલા દેશના સુધારાને હિણું લગાડેછે. આપણા દેશની સ્ત્રીઓમાં છાતી ઉપર ચોળી અથવા કાચરી કચકચાવીને બાધવા વગેરેનો ચાલ ઘણુંકરીને સાધારણ છે. સ્ત્રીને શણગાર જરૂરનો છે એ વાત સાચી પણ તે એવો ન જોઇએકે જેથી શરીરને ઈજા થાય અને લોકો ઠગાય.

## ૪. પોશાક.

DRESS.

ગૃહસ્થની સ્ત્રીને સણગાર સજવામાં સારો પોશાક પેહેરો જોઇએ. તેની સાથે નાજુક ધારનું સેજસાજ ઘરેણું જોઇએ. ઘરેણું સુદ્દલ ન હોય તો ચાલે પણ સારા પોશાક વગર ગૃહસ્થની સ્ત્રીને વિલાયતમાં ચાલેજ નહી. માટે સણગારમાં પોશાક એજ મુખ્ય વસ્તુ ગણાયછે. આપણા દેશમાં પોશાક જેવો તેવો હોય તો ચાલે પણ ઘરેણું પેહેર્યું જોઇએ. આપણા દેશમાં કોઈ ગૃહસ્થ ગમે તેવો ગરીબ હોય પણ તેની બાયડી ઘરેણા વગર અડવી ને ઉઘાડી ગણાય. આપણા દેશમાં કુલાણી બાઇએ શું ઘરેણું પેહેર્યુંછે એ પેહેલું પુછવામાં આવેછે.

વિલાયતમાં તેમ નથી. વિલાયતમાં કુલાણી બાઇએ કેવું વસ્ત્ર પેહેર્યુંછે એ જોવા માટે સર્વની નજર પેહેલી દોડેછે. વિલાયતમાં ગૃહસ્થની સ્ત્રીને નવી નવી તરેહ (ફ્યાશન) ના પોશાક ઉપર બહુજ પ્રેમ અને ઘણોજ ભાવ હોયછે. પોશાક ઉપર તેઓ કેટલો મોટો ને કેટલો બધો ખરચ કરેછે તે વિષે મેં સાતમાં પ્રકરણમાં એક ઠેકાણે જણાવ્યુંછે. વિલાયતમાં મધ્યમ સ્થિતિના ગૃહસ્થને જો ઉડાઉ સ્ત્રી મળી તો તે બિચારાની પુરી કંબખ્તી. સ્ત્રીની મરજી સાચવવા માટે નવી તરેહના પોશાકના પઇસા ચુકવતાં તે બાપડાનો પ્રાણ જાયછે. ઘણાખરા જુવાન પુરૂષો કુવારા રેહેવાને ચાહેછે તેનું એક મુખ્ય કારણ આ સમજવું.

ગૃહસ્થની સ્ત્રીને જુદાજુદા સમયના અને જુદાજુદા પ્રસંગના જુદાજુદા પોશાક જોઇએ. ઘરમાં સવારના પેહેરી બેસવાનો એક પોશાક તો સાંજના પેહેરી બેસવાનો જુદો પોશાક. બાહાર ચાલતાં જવાનો એક પોશાક તો ગાડીમાં જવાનો બીજો અને ઘોડા ઉપર સવારી કરવાનો ત્રીજો. કોઈ મેજબાનીમા જમવા જવાનો એક તરેહનો પોશાક તો "બૉલ" માં નાચ કરવાનો જુદી તરેહનો. વળી નાટકશાળોમાં જવામાટે એક તરેહનો તો દરબારમાં જવા માટે જુદીજ તરેહનો. આવા અનેક સમયના ને અનેક પ્રસંગના અનેક પોશાક તેઓને જોઇએછે.

મોટા શ્રીમંતની સ્ત્રીએ ઘણોજ ઉંચો પોશાક પેહેરવો જોઇએ. તેનો બધો પોશાક રેશમી અને સરદીના દાહાડા હોય તો ઉન સાથે વણેલા રેશમનો કે મખમલનો જોઇએ. સરદીના દાહાડામાં ગાડીમાં બેસી ફરવા કે કોઇને મળવા જવું હોય તો ઉંચી શાળ તેઓ વાપરેછે. મેજબાનીમાં જમવા જવાનો પોશાક ઘણોજ કિંમતી હોયછે. એ પ્રસંગે આસમાની કે ઉજળો કે રાઈ રંગનો કે "લવંડર" રંગનો કે લીલા રંગનો પોશાક હોયછે. ગુલાબી રંગનો પોશાક માત્ર "બૉલ" માંજ (એટલે સ્ત્રી પુરૂષની નાચવાની મિજલસમાં) વપરાયછે.

મેજબાનીમાં જેમ નવી ફ્યાશનનો પોશાક તેમ તે પેહેરનાર સ્ત્રીની વધારે શોભા. નવી ફ્યાશન ઉપર વિલાયતની સ્ત્રીઓ મોહી પડીછે. દુકાનદારો પોતાની ઘરાકી વધારવાને નિત્ય નવી નવી ફ્યાશનના પોશાક બનાવેછે. વળી જુદીજુદી રૂતુની જુદીજુદી ફ્યાશન હોયછે. કોઈ ગૃહસ્થની સ્ત્રીએ કોઈ જુની ફ્યાશનનો પોશાક પેહેર્યો હોય તો તેની વાત કેટલાક એકબીજાના કાનમાં કરે. થોડાં વરસ ઉપર જે પોશાક વપરાતો હતો તે હાલ જુની ફ્યાશનનો કેહેવાયછે. એવી રીતે વિલાયતના ગૃહસ્થો ફ્યાશનની ફાંસીમાં ફસી પડ્યાછે.

ગૃહસ્થની સ્ત્રી જ્યારે સાંજની મિજલસમાં કે મેજબાનીમાં કે બૉલમાં કે નાટકશાળામાં જાયછે ત્યારે (સ્તન ઢાંકીને) છાતીનો ઉપલો ભાગ ઉઘાડો રાખેછે. તેઓના પોશાક સંબંધી બીજી એક મુખ્ય વાત જણાવવી મારે ભુલવી ન જોઇએ. તે એકે એક પોશાક કેટલીએકવાર પેહેર્યા પછી ચોળાઈ ગયો હોય તો તે બાહર પેહેરવાનાં કામમાં આવે નહી. સ્ત્રીએ પગમાં પેહેરેલાં મોજાં દેખાડવાં ન જોઇએ ને દેખાય તો તે મોજાં ઘણાં ઉંચાં અને રેશમી જોઇએ. હાથમાં પંખો રાખવો હોય તો તે પણ ઘણો ઉંચો અને સરસ જોઇએ.

વિલાયતની સ્ત્રીઓ થોડાંએક વરસ થયાં ઘાઘરામાં "ક્રિનોલાઇન" (Crinolines) વાપરેછે. એથી તેઓનાં શરીરનો આકાર કંમરની નીચેથી ઘણો ઉપસેલો લાગેછે. પાતળી કંમર આગળથી વધતો વધતો તે એટલો તો બાહાર નિસરેછે કે તેથી તેઓનાં શરીરના બાંધો દીપી નિકળતો



ક્રિનોલાઈનથી ઉપસેલો પોશાક

હોય એમ મને લાગતુ નથી. વળી કેટલીએક સ્ત્રીઓ એટલો બધો નીચો પોશાક પેહેરેછે કે તે જમીન ઉપર ઘસડાયછે. આ પોશાક રાજવંશી ગણાયછે. આપણા દેશમા પણ દખણમધ્યે પેશવાના વખતમા કેહેછે કે શ્રીમંતની સ્ત્રીઓ નીચે ઘસડાય એવો પોશાક પેહેરતી હતી.

આવો પોશાક કદાચ દરબારમા ચાલે પણ રસ્તે આવનારી સ્ત્રીઓને આ પોશાક વિલાયતમા પેહેરતા જોઈને મને એમ વારવાર લાગતુ હતુ કે આ "ફ્યાશન" નો પોશાક કાહાડી નાખેતો ઠીક કેમકે રસ્તાની ધુળ રસ્તામા ચાલતાં ચાલતા તથા રેલને સ્ટેશનના દાદરનો કચરો, દાદર ચહડતા ઉતરતા આ ઘાઘરાથી ઝડાઈ જતી દેખાયછે તેથી તેનો હેઠલો ભાગ માહાની કોરથી ઘણો મેલો થઈ જતા વાર લાગતી નથી.

આપણી સ્ત્રીઓ રેશમી સાડીનો પોશાક પેહેરેછે એ મને ઠીક લાગેછે. એમાં સુધારો એટલો થવો જોઇએ કે હિંદુ સ્ત્રીઓએ ઉઘાડ પગે ચાલવાને બદલે જોડા કે સપાટ અને બને તો બૂટ અને મોજાં પેહેરવાં જોઇએ. કલ્લાં કે અડાસીયાં ઉંચકવાનો ભાર કાહાડી નાખવો જોઇએ. અરે એક શ્રીમંત ગૃહસ્થની સ્ત્રી પોતાનાં શરીર ઉપર દસ કે વિસ હજાર રૂપીયાની કિંમતનું ઘરેણું ઠસીને અને સારાં વસ્ત્ર પેહેરીને ઉઘાડ પગે રસ્તામાં ચાલે અને તે વળી રૂપાની ખેડી સુધાં તેને શ્રીમંતાઇનું કે ગૃહસ્થની સ્ત્રીનું લક્ષણ કોણ કેહેશે ?

વિલાયતમાં કોઇને કહ્યું હોય કે અમારા શ્રીમંતની સ્ત્રી ઉઘાડ પગે રસ્તામાં ચાલેછે તો એકાએક કોઈ માનશે નહી. વિલાયતમાં સાવ ભિખારી હોય, તેનીપણ બાયડી કે છોકરી ઉઘાડે પગે રસ્તામાં ચાલવાને લજવાય. જેમ એક મોર કળા કરી પોતાના પગ સામું જોઈ લજવાયછે તેમ આપણી સ્ત્રી કિંમતી ઘરેણાંનો સણગાર સજી પોતાના મેલા ને ગંદા પગ જોઇને કયારે લજવાશે અને એ લાજ વિષેનો વિચાર આપણા દેશનાં હિંદુ ગૃહસ્થોમાં અને શ્રીમંતોમાં કયારે આવશે ?

ઘરેણામાં આંગળીએ એકાદ વિંટી કે હાથે પોહોંચી ને કાને "ઇયર ડ્રૉપ" (એરીંગ લોલક) હોય તો બસ. ગળા સુધીનો પોશાક પેહેર્યો હોય તો ગળે એક પદક અને છાતી ખોલી મુકી હોય તો હીરાનો કે પાનાનો હાર અથવા મોતીની માળા પેહેરે. એથી વધારે ઘરેણું ગૃહસ્થની સ્ત્રીઓને પેહેરતાં આપણે જોયું નહી. આપણા દેશની ગૃહસ્થની સ્ત્રીઓ ઝાઝું ઘરેણું પેહેરવામાં ઝાઝી શોભા સમજેછે પણ સારા ઘાટનું થોડું ઘરેણું પેહેરવાંમાં શરીરને ભાર ઓછો પડેછે એટલુંજ નહી પણ શોભા વધેછે. શ્રીમંતાઈ દેખાડવી હોય તો ઘણું ઘરેણું પેહેરવાની જરૂર નથી; થોડું ઘરેણું લાખ રૂપીયાનું એક સ્ત્રી પેહેરવા ઇચ્છે તો પેહેરી શકે.

ગૃહસ્થો તથા છોકરાંઓનો પોશાક ઘણી તરેહનો હોયછે. જુદાજુદા સમયનો અને જુદાજુદા પ્રસંગનો જુદોજુદો પોશાક. છોકરાંઓને બચપણમા નાગાં રાખવાનો અને નાગાં ફેરવવાનો ચાલ એ લોકોમાં મુદલ નથી. તેથી છોકરાંઓનું શરીર સ્વચ્છ રેહેછે અને નાહનપણથી



ગંદા અને મેલા રેહેવાની ટેવ તેઓને પડતી નથી. છોકરાંઓને માટે નવી ફેશનનો નવો પોશાક કરવાની મમતા તેઓ વધારે રાખેછે.

પુરૂષના પોશાકમા ઝાઝું જણાવવા જોગ નથી. જેમ બને તેમ સાદો પોશાક પેહેરવો અને વિટી સિવાય બીજું કંઈજ ઘરેણું પેહેરવું નહી. પોશાક મેલ વગરનો અને દેખાવમાં સાદો જોઈએ. રંગીન બિલકુલ ન જોઈએ. રંગીન પોશાક રંગીલાનેજ છાજે. વિલાયતમાં કોઈ પુરૂષ રંગીલો કે કાંકડો થઈ ફરે તે ગૃહસ્થમાં ગણાયજ નહી. ગમે તેવો મોટો શ્રીમંત આપણી પાસે રેલવેની ગાડીમાં બેઠો હોય અથવા આપણને કોઈ ઠેકાણે મળ્યો હોય પણ તેના પોશાક ઉપરથી તેની શ્રીમંતાઈ ઘણું-કરીને આપણા જોવામાં મુદ્દલ આવશે નહી.

આપણા દેશમાં શ્રીમંત તો ત્યારેજ જણાય કે જ્યારે પાઘડીમાં સોનેરી તોરો બાંધે અને આંગળીઓમાં એક નહી પણ અનેક વિંટીઓ પેહેરે અને કાનમાં મોટા મોતી લટકાવે અને ઉંચા શાલ દુશાળા નાખે, તથા જ્યાં જાય ત્યાં સાથે માણસ લઈ ફરે. વિલાયતના ગૃહસ્થો એમ કરતા નથી. સારાં અને જોઈએતો ઉંચાં વસ્ત્ર પેહેરો પણ ભભકાદાર વસ્ત્ર અને ઘરેણું પેહેરવું કોઈ ફકડને કે ભવાઈવાળાને કે મુંબઈના દયારામ જેવા ભાટને છાજે પણ ગૃહસ્થનેતો મુદ્દલ છાજેજ નહી.

પોશાક વિષે જેમ આપણા દેશમાં તેમ વિલાયતમાં જુદાજુદા વિચાર છે. જેમ વખત બદલાતો જાયછે તેમ પોશાક બદલાતો જાયછે. જુના વિચારના જરાવાર બકબક કરી રહી જાયછે અને પોશાકની તરેહ (ફ્યાશન) ન જણાય એવી રીતે આખી મંડળીમાં બદલાવા માંડેછે. વિલાયતનાં લોકોના હમણાના પોશાકમાં અને આગલા વખતના પોશાકમાં ઘણો ફેર પડ્યોછે. આપણા લોકોના પોશાકમાં કંઈ ઓછો ફેર ફાર થયો નથી. કેવો પોશાક પેહેરવો ને કેવો નહી એ વિષે તકરાર કરવી ફોગટ છે. જે પોશાક જેને પસંદ પડ્યો તે ખરો અને જે વખતમાં જે નવી તરેહ અથવા ફ્યાશન ચાલી તે ખરી.

આપણા કેટલાએક દેશીઓમાં ઇંગ્રેજી પોશાક પેહેરવાની પ્રેરણા ઉત્પન્ન થઇછે. જેમ મુગલાઈ રાજ્યમાં મુગલાઈ અને પેશવાઈ રાજ્યમાં પેશવાઈ પોશાક પેહેરવાની પ્રેરણા લોકોમાં હતી તેમ ઇંગ્રેજી રાજ્યમાં ઇંગ્રેજી પોશાક પેહેરવાની કેટલાએકોમાં પ્રેરણા થતી હશે. પણ મારો વિચાર એ છે કે આપણો દેશી પોશાક તમામ કાહાડી નાખીને ઇંગ્રેજી પોશાક પેહેરવાની જરૂર નથી. પાઘડી કાહાડી નાખીને ટોપી પેહેરવામાં ફાયદો નથી. જો તમને તમારી પાઘડી પસંદ પડતી ન હોય તો એમ સમજશો નહી કે ઇંગ્રેજોને તેમની ટોપી પસંદ છે. મેં એક કરતાં વધારે ઇંગ્રેજ ગૃહસ્થોને મોહોડે સાંભળ્યું છે કે તેઓ પોતાની લાંબી ટોપીને "ચિમ્નીપૉટ" કરીને કેહેછે; ને તેઓ તેને મુદલ પસંદ કરતા નથી.

તેછતાં આપણા પોશાકમાં કેટલોએક સુધારો જરૂર કરીને થવો જોઇએ. જેથી શરીરનો ભાગ નાગો અથવા ઉઘાડો માલમ પડે તે પોશાક ચાલુ રાખવામાં મોટી લાજ ઉપજવી જોઇએ. ધોતીયાંથી પગનો ભાગ ઉઘાડો દેખાયછે એટલુંજ નહી પણ કેટલીકવાર પગ ઉંચો નીચો કરીને બેસતાં છાનો ભાગ ઉઘડી જઈ લાજભરેલો દેખાવ નજરે પડેછે.

ચાર ગૃહસ્થની મંડળીમાં કોઇનું ધોતીયું છાના ભાગ ઉપરથી ખસી ગયું હોય તો તેને એ વિષે કેહેવાનું કામ ઘણું કઠણ થઈ પડેછે. વળી રસ્તામાં ચાલતાં ધોતીઉં પવનથી ઉડેછે તે જુદું. આવી જરૂરની બાબદમાં પોશાક સુધારવાની જરૂર છે. બાકી તો જેમ કોઇને એક

પકવાન ભાવે અને કોઇને બીજું; તેમ મારી આંખને એક પોશાક ગમે ને તમારી આંખને બીજો. માટે એ વિષે તકરાર કરવી ફોગટ છે. પોશાકમાં થોડો ઘણો ફેરફાર પોતાની મેળેજ થતો જાયછે. થોડાં વરસમાં આપણા પોશાકમાં જુઓ કેટલો બધો ફેર પડી ગયોછે!

## ૫. ભોજન.

DINNER.

ગૃહસ્થોનાં ઘરમાં જમવાનો વિવેક વખાણવાજોગ છે. કુટુંબનાં બધાં માણસો એક ટેબલ ઉપર સાથે જમવા બેસેછે. જમવાની ટેબલ ઘણુંકરીને મોટી ને લાંબી હોયછે. તે ઉપર સુપેત ધોયલું (જરા મેલ કે ડાગ વગરનું) કપડું પ્રથમ બિછાવેછે. પછી ટેબલની આસપાસ ગોઠવેલી ખુરસીઓ ઉપર તેઓ જમવા બેસેછે. કુટુંબનો મુખ્ય પુરૂષ વચમાં બેસેછે. એટલે લાંબા ઘાટની ટેબલને બે બાજુ નાહાની હોયછે, તેમાંની એક બાજુની વચેની ખુરસી ઉપર તે બેસેછે.

પછી પિરસનાર બધાંને એકએક ખાલી રકાબી મુકી જાયછે. દરએક રકાબીની ઉપર ધોયલા "નાપ્કિન" (રૂમાલ) તથા છરી કાંટા અને ચમચો મુકેછે. "નાપ્કિન" નું કામ એકે મોહાડાં ઉપર જમતાં જમતાં પાણી કે કંઈ પદાર્થ લાગે તે લુછી નાખવો; માટે જમનારે પોતાના ખોલા ઉપર તે મુકવો જોઇએ. છરીકાંટા ને ચમચાનું કામ એકે પકવાનમાં હાથ લગાડ્યા વગર તથા મોહોડાંમાં આંગલી ઘાલ્યા વગર ખવાઈ શકાય. જે કામ હાથે કરવું પડે તે છરી કાંટા ને ચમચાએ હાથ એંઠાં કર્યા વગર થાયછે. કાંટા તથા ચમચા રૂપાના કે રૂપેથી રસેલા હોયછે. છરી સાફ કરેલી ચકચકતી હોયછે. ભોજનની પેહેલાં બધી છરી ઘસીને ચકચકતી કરી મુકવી તથા કાંટા ચમચા ચોખા કરી રાખવા એ દરએક ઘરમાં દાસીનું કે ચાકરનું પેહેલું કામ ગણાયછે.

હવે પિરસનાર એક મોટાં વાસણમાં પકવાન ઢાંકીને લાવેછે અને કુટુંબના મુખ્ય પુરૂષની પાસે મુકેછે. આ મુખ્ય પુરૂષને મેહેનત બહુ પડેછે. કેમકે પકવાનમાંથી થોડું થોડું પકવાન લઇને એકએક રકાબીમા

મુકીને પિરસનારને તે આપેછે અને પિરસનાર આ રકાબી દરએક જણને મુકેછે ને ખાલી રકાબી ઉંચકી લેછે. આ પ્રમાણે બધાને જ્યારે ફરી વળે ત્યારે મુખ્ય પુરૂષ પોતે ખાવા માંડેછે. આ એક પકવાન બધાં ખાઈ રહ્યા પછી પિરસનાર જુની રકાબીઓ ઉચકી જાયછે ને નવી રકાબીઓ લાવી મુકેછે. પછી બીજાં પકવાનનું વાસણ લાવી મુખ્ય પુરૂષ પાસે રાખેછે ને તે તેમાંથી થોડું થોડું પકવાન કાહાડી પિરસનારને અગાઉની પેઠ આપેછે ને પિરસનાર બધાંને પિરસી જાયછે.

આ પ્રમાણે દરએક પકવાન એક પછી એક આવેછે; અને દર વખાએ નવી નવી રકાબીઓ મુકાયછે અને કુટુંબના મુખ્ય પુરૂષને તથા પિરસનારને બહુ મેહેનત પડેછે. આપણા લોકો જુદાંજુદાં પકવાનો એક ભાણામાં લઇને તેમનો સ્વાદ સાથે લેતાં જાયછે. તેમ એ લોકો કરતા નથી. એક પકવાન જમી રેહ્યા એટલે બીજું પકવાન આવે. એવાં એવાં અનેક પકવાન એક પછી એક આવેછે.

છરી કાંટે તથા ચમચે ખાવાની રીત તેઓ બચપણથીજ શિખેછે. ભાણાંમાં જે કાંઈ કાપવા લાયક આવે તે છરીથી કાપવું માટે એક હાથમાં છરી અને બીજા હાથમાં કાંટો પકડીને જમનું જોઇએ. પાંઉ વગર કોઈ પણ પકવાનને હાથ લગાડી શકાય નહી. બધું છરી કાંટે તથા ચમચેજ કામ લેવું. છરી મોહડાંમાં લેવી નહી પણ કાંટાના દાંતાઓમાં ભરાવી ને કાંટેથી ખાવું અને પિવાની વસ્તુ અથવા ભાત લેતાં ચમચો વાપરવો. જેઓને ટેવ નથી તેઓને આ કામ કઠણ લાગશે પણ ત્યાંના ગૃહસ્થનું દરએક બચ્ચું બચપણથીજ આ વાપરવાને શિખેછે.

ખાવાપિવાની પણ કેટલીએક રીતિ છે. મોહાડાંમાં "બચબચ" અવાજ કરીને ખાવું નહી તથા "ઘટઘટ" અવાજ કરીને અથવા મોટેથી સ્વાસ લઇને કંઈ પિવું નહી. કેટલીએક જાતનાં ફળ ખાવામાં પણ ચતુરાઈ જોઇએ. જેનાંમાં ખાવાનો વિવેક નહી તે ગૃહસ્થનાં ઘરમાં ઉછરીને મોટો થયો નહી હશે એમ સઉ માને. ભોજન કરતાં વિલાયતનાં લોકોને ઘણો વખત લાગેછે. ભોજન લેતાં લેતાં અનેક પ્રકારની વાતચિત ચાલેછે. ભોજન સંબંધી એક બીજી વાત જણાવવી ભુલી

જવી ન જોઇએ. તે એકે ભોજન કરયા પેહેલાં તથા ભોજન કર્યા પછી ઘણાંખરાં કુટુંબોમાં ઇશ્વરનો ઉપકાર ભોજનને માટે માનવામાં આવેછે.

આપણા દેશીઓની ભોજન કરવાની રીત જુદી છે તે તમામ બદલી નાખીને યુરોપિયનના જેવી કરવી એમ હું કેહેતો નથી. પણ ભોંય ઉપર પલોંઠી વાળી વાંકાં વળીને બેસવું અને મોહડામાં આંગળાં ઘાલીને તથા આંગળી ચાટીને જમવું એ સુધરેલા જમાનાને છાજે તેવી વાત નથી. તેમજ સ્ત્રીઓને તથા છોકરીઓને પાછળથી જુદી જમવા બેસાડવી એ પણ મને ઠીક લાગતું નથી. તમે કદાચ પુછશો કે આપણા બાપ દાદા ટેબલ૫ર કયારે જમતા હતા? તેના જવાબમાં હું તમને પુછું છઉં કે આપણા બાપદાદા બુસ્કિટ્સ કયારે વાપરતા ને તે ઉપર ચાહા કયારે પીતા હતા? જેમ જમાનો સુધરતો જાયછે તેમ આપણે પણ સુધરતા જવુ જોઇએ. જેમ રુમો બદલાયછે તેમ આપણી સ્થિતિ પણ બદલાઈ જવી જોઇએ.

## ૬. વાતચિત.

CONVERSATION

ઇંગ્રેજ ગૃહસ્થોના સંબંધમાં તમે થોડા ઘણા આવ્યા હશો તો તમે કહી શકશો કે વાતચિત કરવાના વિવેકમાં તેઓ આપણાથી ઘણા ચડતા છે. વાતચિત કરવામાં તેઓની સભ્યતા વખાણવાલાયક અને નકલ કરવાજોગ છે. તેઓની વાતચિતમાં કઠોરતા તમે ઘણુંકરીને જોશો નહી. માત્ર સ્કુલમા કે કૉલેજમાં કેળવણી લીધાથી વાતચિત કરવામાં વિવેક આવડતો કઠણ છે. એ વિવેક શિખવો હોય તો ઇંગ્રેજ કુટુંબના સંબધમા વધારે આવવું જોઇએ. અરે ઇંગ્રેજ ગૃહસ્થની સ્ત્રીની વાત કરવાની નરમાસ ને મિઠાસને કોણ પેહોંચી શકશે? વાત કરવામાં નરમાસ મિઠાસ ને હસતુ મોહો રાખતા પેહેલું શિખવું જોઇએ.

વાતચિત કરતા તેઓ ઘણુંકરીને મોટેથી બોલતા નથી. કેટલીએક મડળીમા એવા ઝિણા સાદથી વાત કરે કે તેઓ વાત કરેછે એમ એકાએક જણાય નહી. જે જગ્યાએ ને જે પ્રસગે જે વાત કરવી જોઇએ તે

ઉપર તેઓ ઘણું લક્ષ રાખેછે. તેઓની વાતચિત ઘણુંકરીને રાજપ્રકરણ કે વિદ્યાહુન્નર કે ચાલુ બનાવ ઉપર હોયછે તેટલામાટે વર્તમાનપત્ર તથા ચોપાનિયાં વાંચવાનો અભ્યાસ રાખવાની તેમને જરૂર થઇ પડેછે. કેમકે એ સંબંધી વાત હરએક મંડળીમાં ને હરએક જગ્યાએ જ્યારે ત્યારે નિકળેછે.

નવી નવી ફ્યાશન સંબંધી વાત કે શિકાર મારવા સંબંધી વાત કે "ક્રિકેટ" રમવા સંબંધી વાત કંઇ થોડી સાધારણ નથી. ઇતિહાસમાંથી કે ચરિત્રમાંથી નાહાની નાહાની વાતો (Anecdotes) કહેવાનો ચાલ ઘણો સાધારણ છે. જેમ કે આળસુ માણસ દુનિયામાં વધી શકતો નથી તે વિષે એક બિશપની વાત છે. "લિંકનનો બિશપ ઘણો મોટો અને વગવાળો હતો. એક દાહાડે તેના મુર્ખ અને આળસુ ભાઇએ કહ્યું કે તું મને દુનિયામાં આગળ પાડ ને મોટો કર. બિશપે જવાબ આપ્યો કે ભાઈ તું કહેતો હો તો હું તારું ભાગેલું હોળ સુધારી આપું, અથવા તારો બળદ મરી જાય તો બીજો લઈ આપું, પણ ભાઈ હું તને મોટો કેમ કરી શકું? તું હોળ ખેડનાર છે અને મને ભય લાગેછે કે તું તેવોજ રહીશ." *

લૉર્ડ બ્રોહમ મહા ઉદ્યોગી પુરૂષ હતો. તેના ઉદ્યોગ વિષે એક નાહાની વાત છે તે પણ હું તમને કહું. "એક વખત સામ્યુઅલ રૉમિલિને કોઇએ કહ્યું કે તમે મને એટલું કામ કરી આપો. તેના જવાબમાં તેણે જણાવ્યું કે મને અવકાશ નથી પણ પેલા બ્રોહમ પાસે જાઓ; કેમકે તેને દરએક કામ કરવાને અવકાશ મળતો હોય એમ લાગેછે." * આવી અનેક જાતની નાહાની નાહાની વાતો કરવામાં અને સાંભળવામાં તેઓને પ્રેમ તથા રસ ઉપજેછે.

કોઇના કાનમા વાત કરવી એ મોટો અવિવેક ગણાયછે, ત્રણ કે વધારે માણસો સાથે બેસીને વાત કરતા હોય તેમાં વાત કરતાં કરતાં બીજી કોઈ એવી ભાષામાં વાત કરવી કે પાસે બેઠેલા કેટલાએક તે સમજી ન શકે, તો તે પણ મોટો અવિવેક ગણાયછે. કોઈ વાત ચાલતી હોય ને તેવામાં કોઈ જાણીતો ગૃહસ્થ કે મિત્ર આવી પોહોચ્યો તો તેને તમારી વાતની મતલબ સમજાવ્યા વગર તેની તેજ વાત ચાલુ રાખવી તેમા પણ

* Self Help, P 15, 18

અવિવેક ગણાયછે. વાતચિત કરવાને સ્ત્રી ગૃહસ્થ એકઠાં મળ્યાં હોય તેમાં
કંઈ સવાલ પુછવો અથવા "પેલી વાતનું શું થયું" એમ કોઈને ભરમમાં
પુછવું એ પણ મંડળીની રીતિથી ઉલટું અથવા અજુગતું ગણાયછે.

## ૭. મુલાકાત.

VISITS.

વિલાયતમાં રસ્તે ચાલતાં ચાલતાં કોઈ ઓળખીતાની કે મિત્રની
મુલાકાત થઈ તો તેઓ આપણી પેઠે હાથ ઉંચકીને સલામ કરતાં નથી
પણ એકબીજા તરફ પોતાનું ડોકું હલાવેછે; અને સામ સામે કે પાસ
પાસે આવી ગયાં તો "સેકહાંડ" કરેછે (એટલે એકબીજાના હાથ હ-
લાવેછે). પણ કોઈ ઓળખીતી સ્ત્રીની મુલાકાત થઈ તો ટોપી કાહાડીને
તેને સલામ કરવી અને પાછી ટોપી પેહેરવી. કોઈ સ્ત્રી સાથે જ્યાંસુધી
ઘણીજ ઘરવટ નહી હોય ત્યાંસુધી તે સ્ત્રી "સેકહાંડ" કરવાને કે સ-
લામ લેવાને ઘણુંકરીને ચાહાશે નહી.

ઘરમાં મળવા જવાને "કાર્ડ" વાપરવામાં આવેછે. માટે દરએક
સ્ત્રી ગૃહસ્થ ઘણુંકરીને પોતાનાં ખિસાંમાં પોતાનાં નામનાં છાપેલાં કાર્ડ
રાખેછે. ઓળખાણપત્ર લઈને કોઈને મળવા જવું હોય તો તેનાં ઘર
આગળ જઈને એ પત્ર તથા આપણા નામનો કાર્ડ સાથે મોકલવો. જે
ગૃહસ્થની સાથે આપણી ઓળખાણ આ પ્રમાણે એક વખત થઈ એટલે
જ્યાંસુધી તે આપણને પોતાને ઘેર બોલાવીને પોતાનાં બાયડી છોકરાં સાથે
મુલાકાત કરાવે નહી ત્યાંસુધી એમ સમજવું કે એ ગૃહસ્થ આપણી ઓ-
ળખાણ કરવાને તથા ઓળખાણ કરાવનારનું માન રાખવાને ખુશી નથી.

કોઈ ગૃહસ્થને ઘેર તમે મુલાકાત કરવા જાઓ ને તેની મુલાકાત
થઈ કે ન થઈ તોપણ તમે તમારૂં નામ આપી આવો એટલે એ મુલાકા-
તનું તમારૂં લેહેણું થયું એમ ગણાય. તે જો તમારી સાથે મિત્રાચારી
રાખતો હશે તો તે લેણું પાછું વાળી જશે. એટલે બે ત્રણ દિવસમાં ત-
મારે ઘેર તમને જરૂર મળી જશે. તમે કોઈને ઘેર જમી આવો અથવા
બૉલમાં જઈ આવો એટલે ત્રણ ચાર દાહાડામાં તેને ઘેર મુલાકાત કર-

વાને પાછું જવું જોઇએ. કોઇ તમારા ઓળખીતા કે મિત્રને ઘેર મરણ થયું હોય તો તમારી દલગીરી જણાવવા માટે તેને ઘેર જઇને તેના ચાકરને તમારો કાર્ડ આપી તથા એ દુઃખભરેલો બનાવ કેમ બન્યો એ વિષેની તેનેજ ખબર પુછી પાછા ફરવું. લગનની અથવા એવીજ કંઈ ખુશી જણાવવા માટે તમારે તેનો મેળાપ કરવો જોઇએ.

લંડનમાં મુલાકાતનો વખત પાછલા પોહોરના ૩ થી ૬ વાગા સુધી ઘણુંકરીને હોયછે. જે ગૃહસ્થની કે સ્ત્રીની મુલાકાત લેવાની મરજી ન હોય તેઓ પોતાના ચાકરને કહી રાખેછે કે જે કોઈ મળવા આવે તેને કેહેવું કે "Not at home" એટલે "ઘરમાં નથી" એ પ્રમાણે ચાકર કરેછે, પણ આપણો કાર્ડ લેછે. મુલાકાત લેવાની તેની મરજી હોય ને આપણે દાખલ થયા તો ૨૦ કે ૩૦ મિનિટથી વધારે બેસવું નહી. એથી વધારે બેસીએ અથવા કોઇ બીજો મળવા આવ્યો અને પછી જો વધારે વાર બેસી રહીએ તો આપણે Bore એટલે ખુબકમાં ખપીએ.

## ૮. મિજલસ.

EVENING AND MORNING PARTIES.

મિજલસ અથવા બેઠક કરવાનો ચાલ આપણા દેશની પેઠે વિલાયતમાં છે; પણ આપણા દેશીઓ જેમ વેસ્યાને મિજલસમાં કે બેઠકમાં નાચવાને બોલાવેછે તેમ વિલાયતમાં કોઈ કરતું નથી. વેસ્યાને બોલાવવીને તે વળી પોતાનાં ઘરમાં-એના જેવી લાજ બીજી કઇ હશે? વિલાયતમાં કોઈ ગૃહસ્થ વેસ્યાને જો પોતાનાં ઘર આગળ બોલાવે તો તે ગૃહસ્થ કેહેવાયજ નહી અને ગૃહસ્થોની મંડળીને લાયક ગણાયજ નહી.

વિલાયતમાં ચાર કે પાંચ જાતની મિજલસ થાયછે. એક મિજલસ એવી થાયછે કે તેમાં એકબીજા સાથે વાતચિત ચાલેછે. મિજલસ કરવાની મુળ મતલબ તો એજ છે કે પરસ્પર પ્રીતિ અને મમતા વધે અને વાતચિતથી એકબીજાનું મન રાજી થાય. આ મતલબ પાર પાડવાને વાતચિત કરવાની મિજલસ જેવી બીજી કઇ મિજલસ તમે પસંદ કરશો? એવી મિજલસને તેઓ Conversazione કેહેછે. બે ત્રણ



એક નાહાની મિજલસ.

ઓરડામાં નવા અને ખુશી ઉત્પન્ન કરે એવા પદાર્થ તથા ચિત્ર તથા ફોટોગ્રાફ તથા સુંદર પુસ્તકો તથા "સ્ટીરિયસ્કોપ" વગેરે ટેબલ ઉપર હોયછે. જ્યારે મિજલસ એકઠી થાયછે ત્યારે પ્રથમ એકબીજા મળેછે, મુકેલી વસ્તુઓ જુવેછે ને પછી અનેક પ્રકારની વાત ચાલેછે

કેટલાએક વાર પછી તેઓ ચાહા પીવાને માટે બીજા ઓરડામાં જાયછે. જરા જરા વાર રહીને "આઇસ્ક્રીમ" થી ભરેલાં ગ્લાસ મિજલસમાં આવેછે. તે લેતાં લેતાં અનેક પ્રકારની વાત થાયછે. તેવામાં ઘરધણીઆણી મિજલસમાં આવેલી કોઇ સ્ત્રીને ગાવાની વિનંતી કરેછે; એટલે તે ઉઠીને વાજાની પેટી (પીયાનો) તરફ જાયછે ને ગાતા તથા વગાડવા માંડેછે. આવી રીતનું થોડીથોડી વારે ગાન તાન થાયછે ને તે બંધ પડેછે એટલે પાછી વાતચિત ચાલેછે. આવી મિજલસથી કેટલો બધો લાભ થાય તેનો તમે વિચાર કરી શકશો. નિરાંતે અને ખુશ મિજાજે એકબીજા સાથે વાત કરવાની અને મિત્રાચારી વધારવાની આ કરતાં વધારે સારી જોગવાઈ આપણને બીજે કયે ઠેકાણે મળશે!

ઑનરેબલ મી૦ આર્થર કિનર્ડ તથા ઈંડિયા કૌન્સિલના કૃપાપર(?) કેરલિંગ વગેરે ગૃહસ્થોની ત્યાં આવી મિજલસમાં હું પાંચ કે ૬ વખત

ગયો હતો. પેહેલી વારની મિજલસ ઑનરેબલ કિનારડની ત્યાં થઇ હતી તેમાં આપણા દેશની માહેતગારી વાળા કેટલાક ગૃહસ્થો હાજર હતા. તેઓ મને તથા મારા મિત્ર રાવબાહદુર રામચંદ્રને જોઇને ઘણા ખુશી થયા હતા. ઑનરેબલ કિનારડની સ્ત્રી તથા તેની દીકરી તથા બીજી સ્ત્રીઓ પણ હાજર હતી. આપણા દેશ સંબંધી એ પ્રસંગે ઘણીક વાતો નિકળી હતી તે બધી અત્રે જણાવવાની જરૂર નથી.

તેછતાં તેઓએ કહ્યું કે "તમારા દેશીઓ અમારા દેશમાં જેમ વધારે આવશે અને જેમ તમારી સ્થિતિ વિષે અમને તમે વધારે વાકેફ કરતા જશો તેમ તમારા દેશને વધારે લાભ થશે" એવી મતલબના કહેલાં વચન જે મારાં મનમાં ઠસી ગયલાંછે તે અત્રે પ્રગટ કરવાની જરૂર જાણું છઉં. આ અને એક બીજી મિજલસમાં આપણા હમણાના ગવર્નર જેનરલ સર જૉન લૉરંસ સાહેબ પણ હાજર હતા.

એક બીજી એવી મિજલસ થઈ હતી કે તેમાં કેટલીક વાર વાતચીત ચાલ્યા પછી બે બિશપ અથવા મોટા ધર્મગુરૂઓએ જે દેશોમાં ખ્રિસ્તી ધર્મ ફેલાવવાને મેહેનત કરી હતી તે દેશની ધર્મ સંબંધી સ્થિતિ વિષે ભાષણો કહી સંભળાવ્યાં હતાં. મેજર સ્મેથ નામના એક ભલા ગૃહસ્થની ત્યાં તા૦ ૨૭ મી એપ્રિલ ને સોમવારની રાતના મિજલસ ભરાઇ હતી. સિડનિ અને ગોલબર્નના બિશપોએ તે વેળાએ જે ભાષણો કર્યાં તેમાંની કેટલીક વાત સાંભળીને હું ઘણો ખુશી થયો હતો. છેલ્લે બધાઓએ ઇશ્વરની પ્રાર્થના કરીને રાતના મોડથી સઉ પોતપોતાને ઘેર ગયા હતા.

વિલાયતમાં આવી તરેહની મિજલસ શિવાય બિજી તરેહની પણ મિજલસ થાયછે. તેમાં કોઇ ગાનારને બોલાવેછે. ગાનાર પુરૂષ હોય અથવા સ્ત્રી હોય. ગાનાર સ્ત્રીની ખાનગી આબરૂ ગમે તે હોય પણ તે વેશ્યાનો ધંધો કરનાર ન હોય એટલે ચાલેછે. જેમ તમે ગવઇયાને બોલાવો ને તેની ખાનગી આબરૂ ગમે તેવી હોય પણ તેનું ગાયન સાંભળવામાં દુષણ ગણાશે નહી, તેમ હરએક સ્ત્રી જે વેશ્યાનો ધંધો કરતી નથી તેનું ગાયન સઉ પ્રેમથી અને ખુશીથી સાંભળેછે. ગાયનના સોખીઓને આવી મિજલસ પસંદ પડેછે તે કૉન્સર્ટ (Concert) કેહેવાયછે.

ત્રીજી તરેહની મિજલસમાં નાટકનો ખેલ હોયછે. આ નાટકના ખેલ કરનારા ઘણુંકરીને શોખને ખાતર નાટક કરેછે ને તેઓ "આમે-ચુરસ" નામથી ઓળખાયછે. તેઓનો ખેલ ખુશીથી જોઉ જોયછે. ચોથી તરેહની મિજલસ કોઈ શ્રીમંત ઉઘાડી જગ્યામાં કરેછે; તે *Matinée* નામથી ઓળખાયછે. પાંચમી જાતની મિજલસને ચાહાની મિજલસ (Tea-party) કેહેછે. પણ આ બધી મિજલસમાં પેહેલી એટલે વાતચિતની તથા છેલ્લી એટલે ચાહાની-મિજલસ વિલાયતમાં વધારે સાધારણ થતી જાયછે.

## ૯. મેજબાની.

PUBLIC DINNERS.

વિલાયતના લોકો જ્યારે મેજબાની કરેછે ત્યારે ઘણુંકરીને બાર કે સોળ કે અઢાર કરતાં વધારે માણસોને જમવા બોલાવતા નથી. લગ્ન ઉપર કે અઘરણી ઉપર કે મરણ ઉપર મોટાં જમણ કરવાનો ચાલ જેમ આપણા દેશમાં છે તેમ વિલાયતમાં નથી. તે છતાં કોઇ મોટે પ્રસંગે મોટું જમણ થાયછે ખરૂં. કેટલાંયેક જમણ એવાં થાયછે કે જેને આપણે ઉજાણી કહીએ તો ચાલે. એવાં જમણ "પબ્લીક ડિનર" નામથી ઓળખાયછે. તેમાં જેઓ જમવા જાયછે તેઓ માથાં દીઠ ઠરેવેલું લવાજમ આપેછે. આવાં એક મોટાં જમણનો દેખાવ જોવાજોગ હોયછે.

એકાદ બે મિત્રને તમે જમાડવા ઈચ્છતા હો ને તમારાં ઘરમાં તેમ કરવાની જોગવાઈ થતી ન હોય તો તેને તમે હોટેલમાં લઇ જઇને જમાડો અને તેની સાથે બેસીને તમે જમો તો તે ચાલી શકે. એક માણસ પોતાને ઘર બાર કે ચઉદ આસામીને જમવા બોલાવે તેમાં તેનાં કેટલાએક મિત્ર રહી જાય તો તેની ચિંતા નહી. કેમકે બીજીવાર મેજબાની આપે ત્યારે રહી ગયલાં મિત્રને બોલાવે. તેટલામાટે એક જમણમાં એક મિત્રને બોલાવ્યો અને બીજા જમણમાં તેને નોતરૂં ન દેવાય તો તે વિષેનો ખેદ પોતાનાં મનમાં આણવાનું તેને કારણ નથી.

જમાડવાની મુળ મતલબ તો એજ કે પરસ્પર મમતા અને પ્રીતિ

વધારવી. આ મતલબ થોડાં માણસ જમાડવાથી જેવી રીતે સચવાયછે તેવી બીજી રીતે સચવાતી નથી. થોડાં માણસો હોય તો તેમની સાથે તમે સારીપેઠે વાતચિત કરી શકો અને તેમની સારીપેઠે બરદાસ લઇ શકો. એથી તેઓનું મન પ્રસન્ન થાયછે અને તમારા ઉપર તેમનું હેત વધેછે. જમવાની અને જમાડવાની મતલબ આથી પાર પડેછે.

તેછતાં કેટલાંએક શ્રીમંતો મોટી મેજબાની કરવામાં વધારે મોટાઈ સમજેછે અને એમાં તેઓ મોટી રકમ ખરચેછે. મેં આગળ કહ્યુંછે તેમ માણસ માત્રની સ્વાભાવિક પ્રેરણા બધા દેશમાં અને બધે ઠેકાણે સરખી છે. આપણા શ્રીમંતો પોતાની શ્રીમંતાઈ દેખાડવાને જેમ આ તુરતા રાખેછે તેમ વિલાયતમાં પણ કેટલાએક શ્રીમંતો જોવામાં આવશે. તેઓ જ્યારે મોટું જમણ કરેછે ત્યારે તેઓને બહુ ખરચ બેસેછે. એ ખરચનો તમને કંઈક વિચાર આવે તેટલામાટે જણાવું છઉં કે ઇંગ્લંડનો લૉર્ડ મેઅર વરસો વરસ એક વખત મોટું જમણ કરેછે; અને તેવાં એક જમણના ૨૦ હજાર રૂપીયા કરતાં ઓછો ખરચ થતો નથી! એટલી મોટી રકમમાં માત્ર હજાર કે બારસો માણસો જમેછે.

વિલાયતમાં જ્યારે આવી મોટી મેજબાની થાયછે ત્યારે તેનો દેખાવ જોવાજોગ થઈ પડેછે. ગમે તેવાં મોટાં જમણમાં પણ તેઓની જમવા કરવાની રીતભાત બદલાઇને નઠારી થતી નથી. આપણા દેશીઓમાં જેમ મોટું જમણ તેમ જમવાની રીતિ વધારે ખરાબ. વિલાયતમાં તેથી ઉલટું છે. જેમ મોટું જમણ તેમ જમવાની રચના વધારે રૂડી. ટેબલની હારને હાર લાગી રેહેછે. તે ઉપર સફેત દુમાસનું કપડું પાથરેલું હોય અને દિવાનો ઝળકાટ થઈ રેહેછે. રૂપાનાં અથવા રૂપાથી રસેલાં વાસણોની અને રકાબીઓની ધુમ મચી રેહેછે.

ઘણુંખરું ભોજન થઈ રહ્યા પછી તેઓ એક બીજાની સુખાકારી ઇચ્છવાને દારૂ પીયેછે ને તે વેળા ભાષણો કરેછે એ દેખાવ જરૂર જોવા જોગ હોયછે. કેટલાક મુખ્ય ગૃહસ્થો વારા ફરતી હાથમાં દારૂના ગ્લાસ લઇને ઉભા થાયછે તેમની સાથે જમવા બેઠેલા બધા પુરૂષો હાથમાં દારૂના ગ્લાસ લઇને ઉઠી ઉભા થાયછે. પ્રથમ ઘણુંકરીને નામદાર મહા

રાણીની આરોગ્યતા એટલે શરીરની સુખાકારી ઇચ્છવા વિષે એક જન ઉઠી ઉભો થઇ બધાઓને કેહેછે અને પછી તે સંબંધી બોલવું હોય તો બોલેછે અને પછી "હુરરે" ના સાદ પાડીને દારૂ પીયેછે. વળી કોઈ બીજો પુરૂષ માહારાણીના કુટુંબની આરોગ્યતા ચાહવાને ઉઠેછે તેની સાથે બીજાઓ પણ અગાઉની પેઠે ઉઠેછે અને ભાષણ થયા પછી "હુરરે" ના આનંદભરેલા પોકાર મારતાં મારતાં દારૂના ગ્લાસ પીયેછે.

વળી ત્રીજો પુરૂષ ઇગ્લંડ દેશના ખુસ્કીના લશકરની અને ત્યારપછી ચોથો પુરૂષ દરીયાઈ લશકરની આરોગ્યતા ઇચ્છવાને ઉઠેછે. પાંચમો પુરૂષ જેને વાસ્તે મેજબાની આપી હોય તેની સુખાકારી ઇચ્છવાને ઉઠેછે અને છઠ્ઠો પુરૂષ મેજબાની આપનાર વગેરેની સુખાકારી ઇચ્છવાને ઉઠેછે. એ પ્રમાણે વારા ફરતી જયારે ઉઠેછે ત્યારે બધાઓ પ્રથમની પેઠે ગ્લાસ હાથમાં લઈ ઉઠેછે અને જે ભાષણ થાયછે તે મોટી ખુશી અને પ્યારથી સાંભળેછે અને દર વેળા ભાષણ થયા પછી આરોગ્યતાનું ગ્લાસ પીયેછે. જે ભાષણો થાયછે તેમાં કેટલીક અગત્યની બાબદો વિષે જુદા જુદા પ્રખ્યાત અથવા વિદ્વાન પુરૂષોના વિચાર પ્રગટ થાયછે અને પછી વર્તમાન પત્રોમાં છપાઈ સર્વ લોકોનાં જાણવામાં આવેછે.

આવી મેજબાનીમાં જો ઘણો દારૂ વપરાતો ન હોયતો જમવાની આ રીત ઘણી રૂડી અને વખાણવાજોગ છે. જે દારૂ વાપરવામાં આવેછે તે ઘણો ઉંચો હોયછે અને તેઓ છાકતાં થાય એટલો બધો ઘણું કરીને પીતા નથી. કેટલાકતો માફકસર થોડા થોડા પીયેછે તેછતાં હું ધારૂં છઉં કે આ કેફી વસ્તુનો જેમ બને તેમ થોડો ઉપયોગ થાય તો ઘણું સારૂં. પૃથ્વીપર સુધારાની સાથે દારૂનો પ્રસાર વધતો જાયછે એ દલગીરીની વાત છે, કેટલાક દેશીઓ દારૂ પીવામાંજ સુધારો ગણેછે તેઓ મારા વિચાર પ્રમાણે મોટામાં મોટી ભુલ કરેછે.*

* કેટલાક દેશીઓ એમ ધારેછે કે વિલાયત જેવા શિતલ દેશમાં મહોરા એટલે દારૂ પીધા વગર ચાલેજ નહી પણ એ વાત ખોટી છે. વિલાયતમાં કેટલાક "ટીટોટલરસ" કેહેવાયછે તેઓ દારૂ બીલકુલ પીતા નથી એટલુંજ નહી પણ દવામાં વાપરવા સિવાય કદી પીવોજ નહી એવી પ્રતિજ્ઞા લઈને તે પ્રમાણે તેઓ ચાલેછે.

આપણા શ્રીમંતો જ્યારે નાતવરા જમાડેછે ત્યારે તેમાં મુંકરા એવાં માણસોને જમવા તેડેછે કે જેઓની સાથે મુદ્દલ ઓળખાણ ન હોય. વિલાયતમાં શ્રીમંતો મોટા જમણ કરેછે તો તેમાં પોતાનાં મિત્ર કે ઓળખાણ-વાળાઓનેજ બોલાવેછે. વળી આપણામાં શ્રીમંતોને જોઇને નાતવરા કરવાનો ચાલ મધ્યમ હાલતના લોકોમાં પેઠોછે એટલુંજ નહી પણ ગરીબોમાં પણ પેઠોછે. માટે લગ્ન કે અધરણીનો અવસર જ્યારે આવેછે અથવા મરણનું કારજ થાયછે ત્યારે એકએક પઈની કસર કરીને મેળવેલું ધન તેઓ સેજ ઉડાવી નાખેછે એટલુંજ નહી પણ ખુટેછે તો કોઈનું કરજ કરીને પણ કારજ ઉકેલેછે.

આવી રીતે કરજ કરીને અથવા શક્તિ ન હોવા છતાં તણાઇને મોટું જમણ કરવાની રૂઢી વિલાયતના ગરીબ લોકોમાં તથા મધ્યમ સ્થિતિના ગૃહસ્થોમાં મુદ્દલ જોવામાં આવતી નથી. આપણા દેશના હિંદુઓમાં ઘણુંકરીને દરએક કુટુંબને મોટામાં મોટી કાળજી એજ હોયછે કે લગ્ન અથવા મરણ વગેરે મોટા અવસરે મોટું જમણ કરીને મોટા ખરચ કરી મોટું માન અને મોટું નામ મેળવવું. આવી ખોટી પતરાજી વિલાયતના લોકોમાં ઘણુંકરીને જોવામાં આવતી નથી. મેં અગાઉ જણાવ્યુંછે કે વિલાયતના લોકો મોટું જમણ કરવાની કાળજી રાખવાને બદલે પોતાના છોકરાંઓને ઉંચી કેળવણી આપવાની વધારે કાળજી રાખેછે. આપણા દેશીઓ આવી કાળજી રાખેતો કેટલો લાભ થાય વારુ?

હું અમદાવાદ ગયો† ત્યારે ત્યાંની "ત્રેનિંગ કૉલેજ" ના વિદ્યાર્થીઓનાં સુવાનાં બિછાનાં એ કૉલેજના પ્રિન્સીપાલ, મારા મિત્ર બાઈ મહિપતરામ રૂપરામે મને દેખાડાવ્યાં. તે બિછાનાંઓમાં રૂ તો મુદ્દલ હતુંજ નહી; માત્ર ફાટેલાં ચિથરાંનાં મેલાં ને ગંદાં બિછાનાં હતાં. તે છતાં મેં તેજ વિદ્યાર્થીઓને મોહોડે સાંભળ્યું કે તેઓને ઘેર જો કારજ આવે તો જમણવાર કરવામાં દોહોડ કે બે હજાર રૂપીયા ખરચ્યા વગર તેઓનો છુટકો નહી. હાય હાય! જે ગરીબ તથા મધ્યમ હાલતના લોકો ઉપર આવો મોટો કર હોય તેઓની અવસ્થા કેમ સુધરે!

† December, 35.

## ૧૦ પરોણાગત

HOSPITALITY

ઇંગ્રેજ ગૃહસ્થની પરોણાગતથી આપણે ખુશી થયા વિના રહેશું નહી. આપણે આપણી ઓળખાણવાળા કોઈ મિત્રને મળવા જઈએ તો ઓરડામાં જતાંને વાર તે તથા તેની સ્ત્રી ઉઠીને ઉભા થશે અને પ્રીતિથી "શેકહાંડ" કરી આપણને બેસાડશે. આશરે પચીસ વરસ ઉપર વિલાયત જઈ આવેલા બે પારસી ગૃહસ્થોએ આ વિષે પોતાના અનુભવથી લખેલા બોલ ખરા છે એમ મને મારા અનુભવથી માલમ પડ્યું છે. તે એમાટે તેઓનાજ બોલ હું અહીં ટાંકું છઉં —

We would prepare such of our countrymen as may visit England to expect a hearty welcome and a friendly shaking of the hands, much courtesy and great kindness from all with whom they become intimate. Males and females, old and young all strive in their respective ways to do some thing to make you pleased and happy, or, to use their own strictly English word *comfortable*. You have only to express that you like this thing or dislike that and if it is in their power your wishes and views will be met.*

"અમારા જે દેશીઓ વિલાયત જશે તેઓને અમે જણાવીએ છીએ કે વિલાયતમાં જેઓની સાથે તમને ઓળખાણ થશે તેઓ તમારો મોટો આદરસત્કાર કરશે, તમારી સાથે પ્રીતિથી "શેકહાંડ" કરશે અને ઘણી સભ્યતા તથા મોટી મમતા દેખાડશે. પુરૂષ તથા સ્ત્રીઓ, બુઢા તથા જુવાનો તમને ખુશી તથા સુખી કરવાને બનશે તેટલી મહેનત કરશે. તમને કઇ ચીજ પસંદ પડે છે ને કઇ ચીજ નથી પડતી એટલુંજ માત્ર તમે જણાવશો ને તે જો તેઓના હાથમાં હશે તો તમારી ખુશી ઇચ્છા અને મરજી તેઓ પુરી પાડશે"

ઇંગ્રેજ ગૃહસ્થોની પરોણાગત આવી રૂડી છે. જેવો અનુભવ આ

* Journal of a Residence in Great Britain, p. [illegible]

પેહેલી વારીમાં ગયલા આપણા દેશી ભાઇઓને થયો હતો તેવોજ મને તથા મારા સોબતીઓને થયો હતો અને હું ધારૂં છઉં કે મારા બીજા દેશી મિત્રો જેઓ વિલાયત જઇ આવ્યાછે તેઓને પણ થયોજ હશે.

પરોણાગતમાં આપણા દેશીઓ ઉતરતા નથી માત્ર ફેર એટલોજ કે વિલાયતના લોકોને પરોણાગત દેખાડતાં જે પ્રમાણે આવડેછે તે પ્રમાણે આપણા દેશીઓને ઘણુંકરીને આવડતું નથી. ઇંગરેજી ગૃહસ્થો તથા સ્ત્રીઓ જેવી મીઠી વાણીથી અને રૂડી સભ્યતાથી પરોણાની મરજી સાંચવેછે તેવી મીઠી વાણી અને રૂડી સભ્યતા દેશી કુટુંબો પોતાનાં પરોણાને ઘણુંકરીને દેખાડી શકતા નથી. જેમ આપણા દેશમાં મુખ્ય શેહેરો કરતાં નાહાનાં ગામોમાં વધારે પરોણાગત જોવામાં આવેછે તેમજ વિલાયતમાં પણ જોવામાં આવશે.

## ૧૧. બાલ અથવા સ્ત્રી પુરૂષનો નાચ.

BALLS—DANCING

ઇંગ્લંડમા અને યુરોપના બધા સુધરેલા દેશોમાં એવો ચાલ છે કે કોઈ મોટે દાહાડે અથવા મોટે પ્રસંગે ગૃહસ્થો તથા તેમની સ્ત્રીઓ નાચેછે. નાચવાની મિજલસમાં સ્ત્રી પોતાના ભરથાર સાથે કવચિતજ નાચેછે પણ ઘણુંકરીને પારકા પુરૂષ સાથે નાચેછે. આપણા દેશમાં પણ અસલ સ્ત્રી પુરૂષ સાથે નાચવાનો ચાલ હશે એમ મને લાગેછે. ભાગવતમાં કૃષ્ણ તથા ગોપીઓ અને બળરામ તથા ગોપીઓના રાસનું વર્ણન કર્યુંછે તે એ વખતનાં ચાલ ઉપરથીજ ભાગવત લખનાર વ્યાસને સુજ્યું હશે. નાચવાના અભ્યાસને તથા રિવાજને હું ધિક્કારતો નથી પણ સ્ત્રી પુરૂષ અંગેઅંગ સાથે લગાડીને નાચે એ ચાલ મને મુદલ પસંદ નથી.

બૉલમાં નાચવાના પ્રકાર ઘણી જાતના છે. કેહેછે કે ત્રણસો જુદા જુદા પ્રકારથી નચાયછે. ઇગ્લંડમાં દસ બાર પ્રકાર નાચવાના આવડ્યા એટલે વધારે શિખવાની મેહેનત તેઓ લેતા નથી. ફ્રેન્ચ, જરમન તથા રૂશિયન લોકો નાચવામાં સરસ ગણાયછે. નાચવાના જુદાજુદા પ્રકારનાં જુદાંજુદાં નામ છે. તેમાં કુવાડ્રિલ તથા વૉલ્ઝ આ બે પ્રકા-

રના નાચમાં સ્ત્રીઓને કંમરમાંથી પકડી તથા સ્ત્રી પુરૂષ એકએકને વળગીને નાચેછે. એ નાચની ખુબી ગમે તેવી હો પણ હું ફરીથી કહું છઉં કે નીતિમાં ભંગ થવાનો આ મોટો આરંભ અને પાયો છે. સ્ત્રી-પુરૂષનું જ્યારે અંગેઅંગ એકઠું થાય ત્યારે હું ધારૂં છઉં કે માણસ જાતની સ્વાભાવિક પ્રેરણાનો અટકાવ થવો કઠણ છે.

આ પુસ્તકની પેહેલી આવૃતિ બાહાર પડયા પછી એક ઇંગ્રેજ ગૃહસ્થે મને સુચના યોગે જણાવ્યું કે આ મારો વિચાર ખોટો છે. હું દલગીર છઉં કે તેના મત સાથે મારૂં મત મળી શકતું નથી. આ વિષે મારા વિચારને ટેકો આપવાને એક ઇંગ્રેજી ગ્રંથ કરનારની ટીકા* અત્રે પ્રગટ કરી આ બાબદ પુરી કરૂં છઉં.

"Gentlemen themselves have frequently been heard to say, Though I waltz myself, I should not wish to see my daughter or sister waltz, or the woman I might think of for a wife"

"મેં કેટલાક (ઇંગ્રેજ) ગૃહસ્થોને કેહેતાં વારંવાર સાંભળ્યુંછે કે "વૉલ્ઝ" ની રીતથી હું પોતે નાચું પણ મારી દીકરીને કે મારી બેહેનને અથવા જે સ્ત્રીને હું પરણવા ચાહાતો હઉં તેને તે રીતે નાચતાં જેવાને હું ઇચ્છતો નથી." વળી તેજ ગ્રંથ લખનાર કેહેછે કેઃ—

"Foreigners justly reproach us with the fact that while we sneer at their *mariages de convenances,* we adopt (too many of us at least) a means towards the same end, by which we essentially compromise both the dignity and delicacy of our daughters and ourselves"

"પરદેશીઓ આપણને ઠપકો આપેછે તે ખોટો નથી કે આપણે તેમની લગ્ન સંબંધી રીતને હમીસ્ે છઇએ પણ આપણે પોતે લગ્ન કરવાને બૉલના નાચ વગેરેના ઉપાય કરીએ છઇએ તેથી આપણે આપણી દીકરીઓનો તથા આપણી પોતાનો મરતબો અને મલાજો રાખી શકતા નથી." અને અંગ્રેજ બૉલની મિજલસમાં ઉપલીકે નાચવાની રીતમાં સ્ત્રી જાતનો મરતબો અને મલાજો રહી શકતો નથી.

* English life, Social and Domestic, p. 92, &c

# ૧૨. લગ્ન.

COURTSHIP AND MATRIMONY

વિલાયતમાં ઘણુંકરીને નાહાની ઉંમરમાં લગ્ન થતાં નથી. વિલાયતમાં ઘણાખરા લોકો એમ સમજેછે કે લગ્ન કરવાની શક્તિ તથા જોગવાઇ હોય અને બરાબર જોડ જોડું મળતું હોય તોજ લગ્ન કરવાં. વગર શક્તિએ લગ્નનો બોજો ઉંચકીને સંસારના ખટલામાં પડવું અથવા જોડજોડું મળતું ન હોય તોય "આંધળા સાથે બેહેરૂં પરણાવવું" અથવા "લાકડાં સાથે માકડું વળગાવી દેવું" એવો વિચાર વિલાયતના લોકોનો નથી. ગરીબ અવસ્થામાં સંસારનો બોજો ઉંચકીને દુખી થવું અથવા કજોડું કરીને સંસાર સુખમાં ઝેર વસાવવું તે કરતાં કુંવારા રેહેવું વધારે સારૂં છે એમ તેઓ સમજેછે.

આપણા દેશમાં તેમ નથી. આપણા દેશમાં મા બાપને મુખ્ય કાળજી એટલીજ હોયછે કે મારા છોકરાઓ પરણી કારવીને પોતાનો સંસાર ભોગવે એટલે બસ. આ વિચારથી તેઓની શક્તિ ન હોય તે છતાં અથવા જોડ જોડું મળતું ન હોય તેછતાં પણ તેઓ પોતાનાં છોકરાંઓને નાહાનપણથીજ પરણાવી નાખેછે. છોકરો મોટો થઇને કંઈ કામધંધામાં પડે તેની અગાઉ એક બે છોકરાંઓનો બાપ થઈ પડેછે અને તેવામાં તેને માથે આખાં કુટુંબનો ખરચ ચલાવવાનો બોજો આવી પડેછે તો તે બાપડાને દુખી અને દલીદ્રી અવસ્થામાં પોતાના દાહાડા કાહાડવા પડેછે. કજોડું થઈ પડેછેતો ધણી ધણીયાણીને એક બીજાનું મોંહો ગમતું નથી ને તેથી કુટુંબમાં કલેશ તથા કુસંપ ચાલુ રેહેછે.

આપણા દેશમાં લગ્નની ઝુસડી બચપણથી દરએક જુવાન પુરૂષને ગળે વળગાડવામાં આવેછે. તે હજી પોતાનો વિદ્યાભ્યાસ કરી રહ્યો નથી તેટલામાં તે એકાદ બે છોકરાંઓનો બાપ થઇ પડેછે. ઘેર જાય ત્યારે પરણેલી સ્ત્રીમાં જીવ રાખે કે ચોપડી લઇને પાઠ કરવા બેસે ? અરે હવે આવડી ઉંચી અને મોટી બાયડીનો ધણી અને એકાદ બે છોકરાંનો બાપ થઇ કેમ ભણી શકે ? હવે તે બાપડાને સ્લેટ ચોપડી લઇને ભણવા જતાં બહુ લાજ લાગે માટે ભાયડામાં ખપવાને હવે કંઈ કામધંધે લા-

ગવું જોઇએ. હાય હાય જે દેશના પુત્રોની જુવાનીનું તઈયાર થતું વીર નાહાની વયમાં વહી જાય તે દેશના પુત્રોમાં વીરપણું ક્યાંથી આવે? હાય હાય! જે દેશના પુત્રોને ગળે નાહાનપણથી સંસારની ઝુસડી વળગે તે દેશના પુત્રોથી લાંબો વિદ્યાભ્યાસ અને લાંબું દેશાટન કેમ થઈ શકે?

વિલાયતમાં લગ્ન કરવાની ઉંમર પુરૂષની બાવીસ વરસે તથા સ્ત્રીની વીસ વરસે ગણાયછે. આપણા દેશમાં બાર કે તેર વરસનો છોકરો થયો અને દસ કે અગીયાર વરસની છોકરી થઈ એટલે લગ્ન કરવા જોગ ઉંમર ગણાયછે. કેટલાંક માબાપ એથી પણ નાહાની ઉંમરે છોકરાંઓને પરણાવી દેછે. આપણા દેશમાં છોકરીઓને રજસ્વાળા (એટલે અડકાવ) બાર તેર વરસની ઉંમરમાં આવેછે અને બાર તેર વરસની છોકરી સ્ત્રીના રૂપમાં આવેછે. વિલાયતમાં તેમ નથી. તેના મુખ્ય બે કારણ છે. એકતો હવા અને બીજુ કેળવણી. ગરમ હવાથી તેમજ ખરાબ કેળવણીથી રજસ્વાળા અથવા અડકાવ જલદીથી આવેછે. છોકરી હજી બોલવાને કે ચાલવાને શીખેછે તેટલીવારમાં તેના દેખતા તેને પરણાવવાની તથા સંસારની વાતો કરવાને માબાપ અચકાતા નથી.

આપણા છોકરાંઓ નાહાનપણમાં વરવહુની રમત માંડેછે. "ચલ આવ હું તારો વર થાઉં અને તું મારી વહુ થા" એમ કહીને રમત રમેછે. અડકાવવું એટલે શું વગેરે જે સંસારની વાતો વિલાયતમાં ગૃહસ્થના છોકરાંઓને કાને મોટી ઉંમર સુધી પડતી નથી અને જે વાતો ને બદલે તેઓનું મન ભણવામાં હોયછે તે સંસારની વાતો આપણા દેશના છોકરાંઓને બચપણથી કાને પડેછે અને તેઓ તે સમજેછે એટલે તેમનું ધક ધ્યાન તેમાં અને તેમાંજ લાગી રહ્યછે. જે દેશની છોકરીઓને બચપણમાં આવી કેળવણી મળે તે દેશની છોકરીઓ સ્ત્રીના રૂપમાં એટલે પરણવાની વયમાં જલદીથી આવે તેમાં નવાઈ શી?

વિલાયતમાં સ્ત્રી પુરૂષ એકબીજાને જોઇને તથા પસંદ કરીને પરણેછે. આપણા દેશમાં છોકરાંઓને પરણાવવાનો અખત્યાર કેવળ તેમના માબાપના હાથમાં છે. માબાપ ચાહે તો પોતાની નવકે દસ વરસની બાળક છોકરીને સાઠ વરસના ડોસા સાથે પરણાવે, અથવા પોતાના રૂપા-

ળા છોકરાના લગ્ન કાણીકે બીજી કન્યા સાથે કરે. વિલાયતમાં તેમ નથી. આપણા દેશમાં સ્વયંવરનો ચાલ અમલ હતો એમ પુરાણ વગેરેમાં દાખલા મળી શકેછે. સ્વયંવરમાં સ્ત્રી પોતાની ખુશીથી વર પસંદ કરીને પરણતી હતી. જે ધણી ધણીઆણીને એકબીજાનું મોહો ગમે નહી તે જોડું શાનું? એવાં લગ્ન માબાપ કરે તે કરતાં પોતાનાં છોકરાંઓને કુંવારા રાખે તો તે ભલું. સ્વયંવરનો રિવાજ દેશીઓમાં પાછો ચાલુ થવો જોઇએ અને વર કન્યા ઉંમરમાં આવી એકબીજાનો સ્વભાવ વગેરે જાણીને તથા પસંદ કરીને પરણે એવા ઉપાય કરવા જોઇએ. આ કારણ માટે પ્રથમ જરૂરનું છે કે સ્ત્રીઓને પુરૂષોની મંડળીમાં અને વાતચીતમાં સામેલ કરવી જોઇએ. જ્યાંસુધી આપણી બાયડીઓને અને ઉમરમાં આવેલી છોકરીઓને પડદામાં અને જનાનામાં રાખશું ત્યાંસુધી વર કન્યાને એકબીજાનો સ્વભાવ જાણીને તથા એકબીજાને પસંદ કરીને લગ્નની પ્રીતિ બાંધવાને બનશે નહી.

વિલાયતમાં સ્ત્રી પુરૂષ પોતાની ખુશીથી એકબીજાને જોઈ કરીને કેમ પરણેછે અને પરણતી વેળા કેવી ક્રિયા થાયછે એ વિષે હવે હું થોડામાં જણાવવાની રજા લઉં છઉં.* મિજલસમાં કે મેજબાનીમાં કે બૉલમાં સ્ત્રી પુરૂષ એકએકને ઓળખેછે. પછી એકબીજાને ઘેર મુલાકાત કરતાં કરતાં એકબીજાના પ્યારમાં લપટાઈ જાયછે. આ પ્રમાણે એક બીજા સાથે પ્રીતિ બંધાયા પછી એકબીજાનું મન જાણવું કઠણ પડેછે પણ કેટલીકવાર મેળાપ થયા પછી વાત કરવામાં કે શેકહાંડ કરવામાં કે આંખની અસારતમાં પ્રેમનો ઉભરો જણાઈ આવેછે. પ્રેમનો ઉભરો પુરૂષને જણાયાથી તે સ્ત્રીને એકાંત મોહોડે મોહોડે અથવા ચિઠ્ઠી લખીને પોતાની ઇચ્છા પ્રગટ કરેછે, ને સ્ત્રીની મરજી હોયછે તો પોતાનાં મા બાપની રજા લઇને તે વાત કબુલ રાખેછે.

બંનેનું મન મળતું આવ્યું તો માબાપ એટલુંજ તપાસેછે કે તે પુરૂષ સારાં કુળનો છે કે નહી અથવા અમારી દીકરીનું પોષણ સારી રીતે કરવાને શક્તિવાન છે કે નહી. કોઈ કુટુંબમાં માબાપની મરજી વિરૂધ

* "Courtship and Matrimony."

છાનું લગ્ન થાયછે; પણ છાનાં લગ્ન કરવામાં સ્ત્રી પુરૂષ બંનેને લાંછન લાગેછે માટે ઘણુંકરીને માબાપની ખુશીથીજ લગ્ન થાયછે. કોઈવાર કોઈ છોકરીનાં માબાપનું મન કોઈ જુવાન અને સ્વરૂપવાન પુરૂષ ઉપર લાગ્યું તો તેનો મેળાપ પોતાની દીકરી સાથે કરાવેછે અને તેઓ એક બીજાને પ્રીતિથી ચાહાતાં હોય અને તેમની ખુશી હોય તો લગ્નનો સંબંધ બંધાવાને વિલંબ લાગતો નથી.

લગ્નનો સંબંધ બંધાયા પછી તેઓ કેટલીએક મુદતસુધી લગ્ન કરવાને ખોટી રેહેછે. તે મુદતમાં પુરૂષને પોતાની ધારેલી સ્ત્રીની ચાલ ચલગતમાં જો કંઈ સુધારો કરવા વિષે જરૂર માલમ પડતો તે વિષે તેને જાણ કરેછે. તે સ્ત્રી તેના પ્યારમાં એટલીતો હવે લપટાયલી હોયછે કે તે જે કંઈ સુચના કરેછે તે ઉપર તરત લક્ષ આપેછે. પણ આ મુદતમાં કોઈમાં કંઈ મોટું દુષણ કે અપલક્ષણ માલમ પડ્યું તો આ કાચી સગાઈ ટૂટી શકેછે. પણ મજબુત કારણ વગર ઘણુંકરીને તે ટૂટતી નથી.

લગ્નનો દિવસ ઠેરવવા માટે પુરૂષ કેટલીએકવાર સ્ત્રીને પુછેછે ત્યારે કન્યાની તરફથી ચોક્સ દાહાડો ઠેરવવામાં આવેછે. લગ્ન ઘણુંકરીને દેવળમાં સવારે આઠથી બાર વાગતાંસુધી થાયછે. સાધારણ માણસો સાધારણ "લાઇસંસ" એટલે પરવાનો મેળવીને લગ્ન કરેછે. શ્રીમંતો "સ્પેશિયલ લાઇસંસ" મેળવેછે. "સ્પેશિયલ લાઇસંસ" આપવાનું કામ સઉથી મોટા પાદરી-"આર્ચબિશપ ઑવ કાંટરબરી" ના હાથમાં છે. એ મેળવવાનો ખરચ બસો કે ત્રણસો રૂપીયા થાયછે.

લગ્નનો દાહાડો મુકરર થયા પછી કન્યાનો બાપ પોતાની શક્તિ તથા પદવી પ્રમાણે પેહેરામણીની કંઈ રકમ કન્યાને આપેછે તેમજ તેનાં સગાં વાહાલાં પણ કંઈ ઘરેણાની કે ઘર-સંણગારની ચીજ પોતાની સગાઈ તથા મિત્રાઈ પ્રમાણે તેને આપેછે. બીજી ગમ "વરરાજા" લગ્નની વિંટી કરાવેછે. એ વિંટી તઈયાર કરાવીને લગ્નને દાહાડે પોતાનાં ખિસામાં સુઝી રાખેછે, અને દેવળમાં હસ્ત મેળાપને સમય કાહાડીને પેહેરાવેછે. લગ્નને દાહાડે વર કન્યાનાં સગાંવાહાલાંઓ શિવાય ઘણુંકરીને ઘણા માણસોને નોતરું કરવામાં આવતું નથી.

લગ્નમાં મદદ કરવાને માટે વર પોતાના કેટલાએક કુંવારા મિત્રને "અણવર" (Bridegroomsmen) ઠેરવેછે અને કન્યા પોતાંની કેટલીક સાહેલીઓને (Bridesmaids) ઠેરવી રાખેછે. લગ્નને આગળે દાહાડે વર પોતાના મદદ કરનાર સોબતીઓને ને કન્યા પોતાની સાહેલીઓને હાથનાં સુપેત મોજાં સુપેત કાગળમાં સુપેત દોરીથી લપેટીને તથા બાંધીને એકએક જોડ એકએક જણને મોકલેછે.

લગ્નને દાહાડે ઠેરવેલે કલાકે વર દેવળમાં જઇ કન્યાને લેવાને ઓઠી રેહેછે. તેટલામાં કન્યા પોતાના બાપની સાથે બેસીને ઘેરથી નિકળેછે. કન્યાનાં સગાં વાહાલાં તથા વરના સોબતીઓ પણ કન્યાને ત્યાંથી નિકળેછે. કન્યા લગ્નને દાહાડે સાવ સુપેત પોશાક પેહેરેછે અને મોહોડાં ઉપર સુપેત જાળીનો બુરખો ઢાંકેછે. વરનો ડગલો આસમાની રંગનો અને વેસ્ટ કોટ સુપેત રેશમી સાટીનનું હોયછે. કન્યા જ્યારે દેવળમાં આવી પોહોચેછે ત્યારે વર પોતાનો ડાબો હાથ તેના જમણા હાથમાં ઘાલીને દેવળમાં પાદરી જ્યાં ક્રિયા કરાવવાનો હોયછે ત્યાં લઇ જાયછે. કન્યાનો બાપ તેની સાથે ચાલેછે. વરનો બાપ હોયછે તો તે કન્યાની માના હાથમાં હાથ ઘાલીને ચાલેછે.

ક્રિયા થતી વખત વર જમણી અને કન્યા ડાબી બાજુએ ઉભાં રેહેછે. કન્યાનો બાપ તેઓની પાછળ ઉભો રેહેછે ને હસ્તમેળાપનો સમો આવેછે એટલે કન્યાનો હાથ વરના હાથમાં આપેછે. ક્રિયાની વખતે કન્યા બોલેછે કે હું માગ સ્વામીનું માન રાખીશ અને તેનાં કહ્યાંમાં રહીશ. વર બોલેછે કે હું મારી સ્ત્રીનું સારી રીતે પોષણ કરીશ; ઇત્યાદિ. ક્રિયા થઇ રેહેછે એટલે દેવળનો ઘંટ વાગેછે અને ક્રિયા કરાવનાર પાદરી વરકન્યા સાથે તથા કન્યાનાં માબાપ સાથે શેકહાંડ કરેછે. વરકન્યા જો ખ્રિસ્તી ધર્મના એક પંથમાં ન હોય તો બંને પંથવાળાઓનાં દેવળમાં જુદીજુદી ક્રિયા તેજ દાહાડે થાયછે.

દેવળમાથી નિકળીને વરકન્યા એક ગાડીમાં સાથે બેસેછે, ને તેની પાછળ સગા વાહાલાંઓની ગાડી ચાલેછે. તેઓ બધાં હવે કન્યાને ઘેર ઉતરેછે. તેઓને વાસ્તે લગ્નનું જમણ તઇયારછે. ટેબલની ઉપર લ-

ગનું કેક (Wedding-cake) ઘણું સુંદર બનાવીને મુકેલુંછે. આ કેક ખાવાની અગાઉ કન્યાની આરોગ્યતા,વરની તરફનો પુખ્ત ઉમરનો કોઇ પુરૂષ ઇચ્છેછે. આ પ્રમાણે ટેબલ ઉપર જમતાં જમતાં બે કલાક આનંદમાં કાહાડેછે પછી કન્યા ઉઠીને બીજા ઓરડામાં જાયછે.

પછી વર જગા દસ્તગીર થઇ પોતાના કુંવારા મિત્રને છેલ્લી સલામ કરેછે. કેમકે હવે તેને કુંવારા મિત્રોને પોતાને ઘેર બોલાવાનો સંબંધ છોડવો જોઇએ. કુંવારા મિત્રોમાંથી એક જણ ઉઠીને વરને મુબારકબાદી આપેછે. પછી વર ત્યાંથી ઉઠીને જાયછે ને મુસાફરીને માટે પોશાક બદલી કરીને થોડી વારમાં પાછો આવી બેસેછે. કન્યા પણ પોતાનો પોશાક બદલી વરની સાથે બાહાર ગામ જવાને તઇયાર થાયછે. પોતાનાં બાપનું ઘર છોડતી વેળા તેની આખમાંથી આંસુ પડેછે. તે પોતાની માતાની ગોદમાં ભરાઇને કેટલીએક વાર રડેછે. પછી તેનો બાપ તેનો હાથ પકડી બગી (બોઘી) લેછે અને તેના વરને હવાલે કરેછે. વર તેનો હાથ ઝોલી ગાડીમાં બેસાડેછે ને હાથ ઉચકી બધાને સલામ કરતો કરતો ગાડીમાં બેસી ચાલતો થાયછે. આ સમય ગાડીની પાછળ જુના ખાસડાં ઉડાડવાં એ મોટું સકન ગણાયછે અને તે પ્રમાણે જુનો અને જંગલી રિવાજ વિલાયતમાં ચડતા વર્ગના લોકોમાં પણ હજીસુધી રહેલો જોઇ આપણને અચરતી ઉપજ્યા વગર રહેતી નથી.

હવે તે બારોબાર પોતાની વાહાલીને લઇને ચાર કે પાંચ અઠવાડ્યાં "હનીમુન" (Honeymoon) ભોગવવાને બાહાર ગામ જાયછે. જઇને કોઇ હૉટેલમાં ઉતારો કરેછે, ને સંસારનો પેહેલો લાહાવો ત્યાંજ લેછે. ચાર પાંચ અઠવાડ્યાં સુધી "હનીમુન" ભોગવીને તેઓ પોતાનાં ગામમાં પાછા આવેછે ને પોતાનો સંસાર ચલાવેછે.



# પ્રકરણ ૯.

## IX -GENERAL CHARACTER OF THE NATION.

## પ્રજાના સામાન્ય ગુણ.

ઇંગ્લંડની પ્રજાના કેટલાએક ગુણ જાણવાજોગ તથા અભ્યાસ કરવા લાયક છે. એ ગુણોથી ઇંગ્લંડ દેશની પ્રજા દુનિયામાં મોટાઈ ભોગવેછે. એ ગુણોથી ઇંગ્લંડ જેવો નાહાનો દેશ મહા જોરાવર ગણાયછે. એ ગુણોથી ઇંગ્લંડ દેશ દ્રવ્યમાં, વિદ્યામાં ને કળાકૌશલ્યમાં વધ્યોછે. એ ગુણોથી ઇંગ્લંડ દેશ હિંદુસ્તાનની આબાદ ભૂમી ઉપર અને તેની મોટી વસ્તી ઉપર સરદારી ભોગવેછે. તેટલામાટે ઇગ્લંડ દેશની પ્રજાના કેટલાએક સામાન્ય ગુણ જાણવા અને તપાસવા જોઇએ અને તે ઉપર આપણા દેશીઓએ સારીપેઠે ધ્યાન આપવું જોઇએ.

### ૧. ઉદ્યોગ.

INDUSTRY

ઇંગ્લંડની પ્રજામાં મોટામાં મોટા ગુણ ઉદ્યોગ છે. જે દેશમાં ઉદ્યોગ વધારે તે દેશ દોલતમાં ને કૌવતમાં વધેછે; અને જે દેશમાં ઉદ્યોગ થોડો તે દેશ દોલતમાં અને કઊવતમાં ઉતરતો રેહેછે. આપણા દેશમાં ઉદ્યોગ નથી એમ હું કેહેતો નથી; પણ ઇંગ્લંડ કરતાં આપણો દેશ ઉદ્યોગમાં ઘણોજ ઉતરતો છે એમ હું ખાતરીથી જણાવી શકું છઉં. આપણા દેશમાં તન અને મન લગાડી એકસરખી મેહેનત કરનાર ઘણાજ થોડા પુરૂષો મળશે, પણ ઇંગ્લંડમાં તન અને મન મુકીને એકસરખી મેહેનત કરનાર ઘણા પુરૂષો હામેહામ જોવામાં આવશે.

ઇંગ્લંડના લોકોનો ઉદ્યોગ જોઈ હું ઘણીવાર અચરત પામ્યો છઉં. નાહાના ગરીબથી તે મોટા શ્રીમંત સુધીમાં ઉદ્યોગ પસરી ગયોછે. આપણે જ્યાં જશું અને જ્યાં જોશું ત્યાં ભારે ઉદ્યોગ ચાલેલોજ છે. આપણા

લોકો કેહેછે તે ખોટું નથી કે પઇસા પેદા કરવાની કળા જેવી વિલાયતના લોકો જાણેછે તેવી આપણે જાણતા નથી. આ વાત સાચી પણ એ બધી કળા ઉદ્યોગમાં છે. આપણા દેશમાં મોટામાં મોટી કમખી લો અને તેનામાં મોટી ખોડતો એજ હશે કે પુરો ઉદ્યોગ નહી. આપણા કારીગરો હરએક કામ લઇને વાયદા ઉપર વાયદા કરેછે ને કામ આપના-રને કંટાળો ઉપજાવેછે તેનું મુળ કારણ એટલુંજ છે કે તેઓના ધંધામાં જે ઉદ્યોગ જોઇએ તે તેઓમાં ઘણુંકરીને જણાતો નથી.

હું કેટલાક દેશી કારીગરોને ઓળખું છઉં. તેઓમાં જો ઉદ્યોગ હોય તો આજે મોટા આસામી થઈ પડે. એ વિષેનો એક દાખલોતો આ પુસ્તક ઉપરથીજ મને યાદ આવેછે. આ પુસ્તક છાપવાના ટાઇપ બનાવનાર એક કમખી લુહાર છે; તે જો ઉદ્યોગી હત તો આજે મોટો આસામી થઈ પડત. એના જેવો કસબ મુંબઈમાં કોઈ કમખીને આ-વડતો નથી. વિલાયતમાં એવા દાખલા ઘણા મળશે કે ગરીબ અવ-સ્થામાંથી પોતાના ઉદ્યોગ અને હુનર વડે કેટલાક મોટા આસામીઓ થઈ પડ્યાછે. તેમજ એવા ઘણાઓના દાખલા મળશે કે જેઓ ગરીબ અવસ્થામાંથી ઘણી ઉંચી પદવીએ ચહડ્યાછે.

ઇંગ્લંડમાં ગરીબ તથા મધ્યમ સ્થિતિના લોકોજ ઉદ્યોગી છે એમ નથી; શ્રીમંતો પણ મહા ઉદ્યોગી છે. ત્યાંના શ્રીમંતો એમ સમજેછે * કે અમને અમારી દોલતથી કે પદવીથી ખરૂં માન મળશે નહી. ખરૂં માન મેળવવાને માટે ભારે ઉદ્યોગ કરવો જોઇએ. કેમકે "દ્રવ્યનો અને પદવીનો વારસો મળી શકેછે પણ જ્ઞાન તથા ડાહાપણનો વારસો મળી શકતો નથી." કેટલાએક શ્રીમંતોનો ઉદ્યોગ જોઈ આપણે અચરત થયા વગર રેહેશુંજ નહી. આ વાત કેટલી સાચી છે તેવિષે હું એક પ્રખ્યાત ગ્રંથ-કરનારનો પુરાવો આપું છઉં :—

"It is principally in the department of politics and literature that we find the most energetic labourers among our higher classes. Success in this line of action, as in all others, can only be achieved through industry, practice and study;

and the great minister or parliamentary leader, must neccessarily be amongst the very hardest of workers Such are Palmerston and Derby, Russell and Disraeli, Gladstone and Bulwer. These men have had the benefit of no Ten Hours Bill, but have often, during the busy season of Parliament worked 'double shift,' almost day and night."

*Samual Smiles.*

એટલે "વિલાયતના મોટા શ્રીમંતોમાં ઘણાજ ઉદ્યોગી પુરૂષ જોવાં હોય તો રાજ્યપ્રકરણમાં ને વિદ્યાભ્યાસમાં ઘણુંકરીને મળશે. જેમ બીજાં કામોમાં તેમજ આ કામમાં ફતેહ મેળવવી હોય તો તે માત્ર ઉદ્યોગ, અનુભવ તથા અભ્યાસથીજ મળી સકશે. પ્રધાન કે પાર્લ્યામેંટના કોઇપણ મોટા અધિકારીને તપાસશું તો તેઓ સહુથી ઘણી મેહેનત કરનારા માલમ પડશે. જેવા કે પામર્સ્ટન તથા દરબી, રસલ તથા દિઝરાયલી, ગ્લાડસ્ટન તથા બુલવર. આ પુરૂષોને કંઈ નિત્ય માત્ર દશ કલાક કામ કરીને વિસામો લેવાનો લાભ મળ્યો નથી, પણ ઘણી વખત પાર્લ્યામેંટની ભર મોસમમાં બેવડી મજુરી રાત અને દાહાડો કરવી પડીછે."

ઇંગ્લંડના ધંધાદારીઓ, વેપારીઓ અને વિદ્યાભ્યાસીઓમાં જે ઉદ્યોગ જોવામાં આવેછે તે વખાણવાજોગ છે. એક વિદ્યાભ્યાસીનો ઉદ્યોગ મારા જોવામાં અને જાણવામાં આવ્યો હતો તે આં જગ્યાએ જણાવવાને હું ચાહું છઉં. લંડન યુનિવરસિટિમાં ડાકટર ગોલ્ડસ્ટકર નામનો એક જરમન સંસ્કૃત ભાષાનો શિક્ષાગુરૂ છે. તે મારી ઉપર તથા મારી સાથેના મિત્રો ઉપર ઘણી મમતા રાખતો હતો. અમે મહિનામાં ચાર કે પાંચ વખત તેને ઘેર મળવાને જતા હતા. તે અમને જોઇને ઘણો ખુશી થતો હતો. ઉમરે પુખ્ત છતાં વિદ્યાભ્યાસ પાછળ તે જે ઉદ્યોગ કરતો હતો તે જોઇને અમને અચરતી તથા શરમિંદગી ઉપજતી હતી.

એનાં ઘરમાં જતાંને વાર એમજ થતું કે કોઈ મહા ઋષીના ઘરમાં અમે આવ્યા છઇએ. એના અભ્યાસનો ઓરડો સંસ્કૃત પુસ્તકોથી ભરેલો હતો. તેની ટેબલ ઉપર જ્યારે જોઇએ ત્યારે સંસ્કૃત પુસ્તકો પડેલાં. વેદ વગેરે ધર્મ પુસ્તકોમાં તેની માહિતગારી અને તે સંબંધી તેનો

શોધ અને અભ્યાસ જોઇને અમને ભારે શરમ ઉપજતી હતી. શરમ એટલામાટે કે જે કામ આપણે કરવું જોઇએ તે કામ આ ધરડો યુરોપિયન વિદ્યાર્થી કરતો હતો. વેદ અને સ્મૃતિ વગેરેના વચન તેને મોહોડે હતાં. તેમના અર્થ અને તે સંબંધી આપણા દેશના સંસ્કૃત વિદ્વાનોએ લખેલી ટીકાનું તેને જ્ઞાન હતું. પાણિની મુનીનું વ્યાકરણ અને તેની ઉત્તમ રચના વિષે તેણે ઇંગ્રેજીમાં જે ગ્રંથ પ્રગટ કરયોછે અને જેવી વખાણ થાયછે તે જોઇને અમે ઘણા પ્રસન્ન થયા.

તેનો ઉદ્યોગ અહીંજ અટક્યો એમ નથી. તેણે પોતાની ફરસુદે સંસ્કૃત તથા ઇંગ્રેજીમાં એક મોટો કોષ બનાવવાનું કામ માથે લીધુંછે. તે ઉપરાંત મહા ભારથનું ઇંગ્રેજીમાં ભાષાંતર કરવાનું કામ પણ તેણે આરંભ્યું હતું; અને તેમાં તેનો ઉદ્યોગ જોઇને અમે ઘણા અચરત પામ્યા હતા. આપણા દેશમાં કેટલાક જુના સંસ્કૃત પુસ્તકો છાપવામાં આવેછે તે એકાદ હાથે લખેલા પુસ્તક ઉપરથીજ છાપવામાં આવેછે. પણ એ હાથે લખાયલાં પુસ્તકમાં કોઈ ઠેકાણે ઉતારો કરીને લખનારે ચુક કરી હોય અથવા અજ્ઞાનપણે ખોટો શબ્દ વાપર્યો હોય તો તેની તપાસ બીજી જુની પ્રતો સાથે કરયા વગર છાપવામાં આવેછે.

એ ઉપરથી એ ડાક્ટરે સુચના કરી કે તમારા દેશમાં જુનાં, મોટાં અને અગત્યનાં પુસ્તકો છાપનારાઓએ પ્રથમ મેહેનત કરીને જે લખેલી પ્રત ઉપરથી છાપવાનું હોય તે પ્રતનો મેળમેળાવ મુકાબલો કેટલાંક જુના પુસ્તકો સાથે કરવો જોઇએ અને જે જે ઠેકાણે ફેર માલમ પડે તે વિષે છપાતાં પુસ્તકની નીચે ટીકા કરીને જણાવવું જોઇએ. તેણે મહા ભારથનું ઇંગ્રેજીમાં ભાષાંતર કરવાને આરંભ્યું તે પેહેલાં પોતાની પાસેની મહા ભારથની છાપેલી પ્રત બ્રિટિષ મ્યૂઝિયમની પ્રત સાથે મેળમેળાવ મેળવી જોઈ; અને જે જે ઠેકાણે ફેર જણાયો તે તે ઠેકાણે ટીકા સહિત નોંધ કરી લીધી. આ કામ તેણે ઘણી મેહેનત તથા ધિરજથી કર્યું હતું.

એટલું કર્યા પછી તે પારિસની પુસ્તકશાળા મધ્યેની જુની પ્રત તપાસવાને પારિસમાં ગયો; અને ત્યાં પણ આપ્યાં મહા ભારતની બે પ્રત મેળમેળાવ તપાસી જોઈ અને જે ફેર માલમ પડ્યો તે ટિકા-સહિત ઉતારી

ા. ત્યાંથી એ કામ પુરૂ કરીને જરમન દેશમાં ગયો અને ત્યાં
૪ કામમાં મંડ્યો. આ તેના મહા ઉદ્યોગ તથા ધિરજની નોંધનું
એલું પુસ્તક જોઈ અમે ઘણાજ અજબ થયા. જે પુસ્તકનું
છાપવાને આવી મેહેનતની જરૂર છે તે પુસ્તકની મૂળ પૃત મૂળ
છાપવાને કેવો અને કેટલો બધો ઉદ્યોગ કરવો જોઇએ વારૂં !

## ૨. ચાલાકી.

ACTIVITY.

લંડની પ્રજામાં વળી બીજો મોટો ગુણ ચાલાકી છે. ઉદ્યોગ
ાલાકી ન હોય તો ઘણું કામ થઈ શકે નહી. એક થાંથો માણસ
ો ઉદ્યોગી હશે પણ તેનાથી ઘણું કામ થઈ શકશે નહી. વળી
કામ ચાલાકી વગર માત્ર ઉદ્યોગથીજ થઈ શકતાં નથી. વિલા-
ોકોની ચાલાકી અથવા તેમની ઝડપ જોઇને આપણને અચરતી
વિના રેહેતી નથી. જે કામ તેઓ હાથમાં લેછે અથવા કરેછે
ઓની ચાલાકી તરત માલમ પડી આવેછે. હરએક કામ કેમ
અને તેમાં કેવી ચાલાકી વાપરવી એ તેઓ બચપણથી શિખેછે.
ાપણા દેશીઓમાં ઉદ્યોગ થોડો છે તેની સાથે ચાલાકી પણ થો-
ચાલાકી થોડી હોવાને લીધે હરએક કામ કરવામાં સુસ્તી માલમ
આપણા દેશીઓનાં કામમાં ચાલાકી ન હોવાના ચાર કારણ છે.
કારણ-તેઓમાં કામ કરવાની હોંસ થોડી છે. બીજું કારણ-તેઓમાં
વધારે છે. ત્રીજું કારણ-કૌવત ઓછું છે. ચોથું કારણ-આ
ગરમ હવાથી થાક વેહેલો ચહડેછે. આ ચાર કારણોમાંથી પેહેલાં
ત્રણ કારણોનો ઇલાજ થઈ શકે તેવો છે.
ટલામાટે દેશીઓએ પોતાના કામમાં ચાલાકી અથવા ઝડપ વધા-
પ્રથમ તે કામ સંબંધી હોંસ રાખવી જોઇએ; કેમકે હોંસ વગર
ણ કામ સારી રીતે થઈ શકતું નથી એટલુંજ નહી પણ તે કરવામાં
કી તથા ઝડપ આવી શકતી નથી. આળસાઇથી પણ ચાલાકીમાં
ાવ થાયછે માટે આલસાઈ છોડી દેવી જોઇએ. બાળ લગ્નથી તથા

શરીર કસરત ન રાખ્યાથી દર પેહેડીએ કઉવત ઓછું થતું જાયછે અને તેથી પણ ચાલાકીમાં અટકાવ થાયછે માટે બાળ લગ્નનો રિવાજ જડમુળમાંથી કાહાડી નાખવો જોઇએ અને શરીર કસરત રાખવી જોઇએ. એમ કરયા વગર દેશીઓમાં ચાલાકી આવી શકનાર નથી.

## ૩. એકએકથી સરસ થવાની હોંસ.

EMULATION

એકએકથી સરસ થવાની હોંસ ઇંગ્લંડની પ્રજામાં અતિશે જોવામાં આવેછે. મારા પડોસી કરતાં હું મારા ઉદ્યોગમાં અને ધંધામાં સરસ થાઉં, નહીતો હું પાછળ પડી જઇશ એવી ધાસ્તી વિલાયતનાં લોકોમાં વિશેષ માલમ પડેછે. એવી ધાસ્તીથી નિત્ય સુધારો થતો જાયછે અને નવી નવી તરેહ તથા બનાવટ નિકળતી જાયછે. એક કારખાનાવાળો કે એક માધારણ કારીગર મોટી ચિંતામાં રેહેછે કે "હું કંઈ નવી કળા અથવા નવી બનાવટ નહી કરૂં તો મારો પડોશી મારે વાસ્તે ઓટી થશે નહી. તેણે જો કંઈ નવી બનાવટ શોધી કાહાડી તો મારો માલ ખપશે નહી અને હું ઉલટો નુકસાનમાં આવી જઇશ." તેટલામાટે કંઈ નવી બનાવટ અથવા નવી કળા શોધવા પછવાડે તેનું મન લાગેલુંજ રેહેછે.

આપણા દેશમાં તેમ નથી. "મારો પડોશી નવી બનાવટ શોધી કાહાડીને મને પાછળ મુકશે તો હું રખડી મરીશ" એવી ચિંતા આપણા લોકોમાં ઘણુંકરીને નથી. જે કસબ બાપદાદાથી ચાલતો આવ્યોછે તેમાં નિત્ય સુધારો કરવો અને નવી બનાવટ કરવી એ વિચાર આપણા દેશીઓનાં મનમાં આવતો નથી. આપણા દેશમાં અગાઉ જે વસ્તુ બનતી હતી અને હાલ બનેછે તેની બનાવટમાં ઘણુંકરીને કંઈ સુધારો જણાતો નથી. તેનું મુળ કારણ એજ કે આપણા લોકોમાં એકએકથી સરસ થવાની હોંસ ઘણુંકરીને મુદલ નથી; અથવા છે તો તે ઘણીજ થોડી. એકએકથી સરસ થવાની હોંસ જ્યાંસુધી આપણા દેશીઓમાં આવશે નહી ત્યાંસુધી આ દેશ સુધારામાં અને વધારામાં પાછળનો પાછળ રેહેતો જશે. અરે આ પ્રમાણે ક્યાંસુધી આપણે પાછળ પડતા જવું !

## ૪. કામની વેંહચણી.

DIVISION OF LABOUR

કામની વેંહચણીને તેના ખરા આકારમાં જોવી હોય તો વિલાયતનાં લોકોમા માલમ પડશે. "કામની વેંહચણી" એટલે શું એ કદાચ કેટલાએક વાંચનારાઓ જાણતા નહી હશે. જુદુંજુદું કામ જુદાંજુદાં માણસોએ કરવું અને ઘણાં કામમાં એક માણસે હાથ ન ઘાલવો એનું નામ કામની વેંહચણી. આ ગુણની કિંમત આપણા દેશીઓ ઘણુંકરીને જાણતા નથી. એક માણસ જેટલાં કામ કરી શકે તેટલાં તેની પાસે કરાવવાં અને "કસર" ને ખાતર વધારે માણસ રાખવાં નહી--આ નિયમ ઉપર આપણા દેશીઓ ઘણુંકરીને ચાલેછે.

વિલાયતમાં તેમ નથી. જેને આપણે "કસર" સમજીએ છઇએ તે અંતે નુકસાન કરેછે. જેઓને અર્થશાસ્ત્ર અથવા "પોલિટિકલ-ઈકોનોમિ" નું જ્ઞાન છે તેઓને આ વાત સમજાવવાની જરૂર નથી. એક માણસને એકજ કામ સોપ્યાથી તે જેવી સારી રીતે અને જેવી સેહેલાઈથી તે કરી શકેછે, તેવી સારી રીતે અને તેવી સેહેલાઈથી તેને વધારે કામ સોપ્યાં તો તે કરી શકશે નહી. હરકોઈ મોટા કારભારમાં કામની વેંહચણીનો ફાયદો માલમ પડી શકેછે. ઇંગ્રેજો મોટાં મોટાં કામોમાં હાથ ઘાલેછે ને તેમાં પાર પડેછે અને તેમનો કારભાર બરાબર ચલાવી શકેછે તેનો મુળ પાયો કામની વેંહચણી ઉપર છે.

વિલાયતમાં કોઈ વેપારીની હાફીસથી તે મોટાં કારખાનાં સુધી કામની વેંહચણી તેનાં ખરાં સ્વરૂપમાં જોઈ શકાયછે. જેઓને જે કામ સોપ્યું હોયછે તેઓ તે કામમાં તઇઆર અને હોશીયાર રેહેછે. જ્યારે તેમને સોંપેલું કામ તમે માગો ત્યારે તે તઇઆર અને ચોખ્ખું. આપણા દેશના મોટા વેપારીઓ તથા સરાફોને ત્યાં ઘણુંકરીને કેટલાએક વરસનાં સરવાયા ચહડી ગયાં હોયછે અને વેપારમાં શું ખોટ છે અને શું નુકસાન તે લાબી મુદત સુધી જાણી શકતા નથી. પણ મુંબાઈની બ્યાંકો કે રેલવે વગેરેની કંપનીઓનો હિસાબ જ્યારે જોઇએ ત્યારે તઇયાર તેનું કારણ શું ?

એક આપણે કારીગર લો. તે પોતાના કસબની બધી ચીજ પોતાને

હાથે કરેછે. જે મુળ કસબ ઉપર તેની પેદાસ છે તેજ પોતે કરે ને બીજું કામ બીજા પાસે કરાવે તો તેને કેટલો લાભ થાય? પણ આપણા દેશનો કારીગર એમ કરશે નહી. જેટલું કામ પોતે કરી શકશે તેટલું કામ પઇસા ખરચીને બીજા પાસે કરાવવું એ વિચાર તેને મુદલ આવશેજ નહી. પણ જો તે હિશાબ કરીને તપાસી જોશે તો તેને માલમ પડશે કે એમાં તેને ખરેખર નુકસાન થાયછે. જે ચાર આના તે બચાવી શકેછે તે બચાવતાં તેનો જેટલો વખત રોકાયછે તેટલો વખત તે પોતાના મુખ્ય કામ ઉપર રોકે તો તેને વધારે લાભ થાય. પણ એવો વિચાર આપણા કારીગરોમાં નથી તે ક્યારે આવશે?

## ૫. હારીને કામ છોડવું નહી.

PERSEVERANCE.

ઇંગ્લંડની પ્રજામા આ એક મોટો અને કિંમતી ગુણ છે. હર કોઈ કામમાં હાથ ઘાલ્યા પછી હારીને તે કામ બનતાં સુધી છોડવું નહી પણ તેની પાછળ મંડ્યાજ રેહેવું; એ ગુણથી એ દેશને ઘણો લાભ થયોછે. આપણા દેશીઓ ઘણુંકરીને એવાં કામમાં હાથ ઘાલશે કે જેનું ફળ તરત મળે. જેનું ફળ તરત ન મળે તે કામમાં મેહેનત કરવી શા કામની? એવો વિચાર ઘણાખરા દેશીઓનો છે. તેથી તેઓ કેટલાંએક ભારે અને મોટાં કામમાં હાથ નાખી શકતા નથી. તરત નફો થાય એવું કંઈ દેખાય તો ઠીક; પણ જેમાં કંઈ તરત નફો ન થયો તો તે કામ હારીને છોડી દેશે.

વિલાયતમાં તેમ નથી. કેટલાંએક કામોમાં કેટલાંએક વરસ સુધી મુદલ પેદાસ થતી નથી. તેવાં કામોમાં પણ ગાંઠના રોટલા ખાઇને તેઓ મંડ્યાજ રેહેછે. કેટલાએક કામોમાં બહુજ ધિરજ રાખવી પડેછે. કેટલાંએક કામોમાં વરસનાં વરસ નિકળી જાયછે ને પછી તેમાંથી મેહેનત અને ધિરજનું ફળ પાકેછે. એક માણુસે એક ચિતારાને પુછ્યું કે ચિત્ર પાડવાને તને બે દાહાડા પણ લાગ્યા નહી તેના પાનસો રૂપીયા કેમ માગછ? ચિતારાએ જવાબ આપ્યો કે અરે ભાઈ તને ખબર નથી કે બે દાહાડામાં ચિત્ર પાડીને તઇયાર કરવાનો કસબ શિખવાને મને પંદર

ઘરસ લાગ્યાંછે. તેટલી મુદતમાં મેં જે ગાંઠના રોટલા ખાધા, મેહેનત લીધી ને પિડા ભોગવી તેનો લાભ હવે મેળવી ન શકું તો કયારે મેળવું ?

જેમ ધંધા રોજગારમાં તેમજ સુધારાની બાબદમાં સમજવું. સુધારાનાં કામમાં તરત ફતેહ મળતી નથી. તે ઉપર જે કાંઈ મેહેનત થાય અથવા નાણું ખરચાય તેનું ફળ તરત ન થાય તો હારીને તે છોડી દેવું ન જોઇએ. એવાં કામનાં ફળ તરત થતાં નથી. તરત ફળ ન થાય માટે એમ સમજવું નહી કે વખત આવ્યો નથી. બી વાવ્યા વગર ફળ કયાંથી થાય ? હરએક સુધારાનાં બી હમણા આપણે વાવશું ને તેનાં ફળ આપણે ચાખશું નહી તો આપણાં છોકરાંઓ તો જરૂર ચાખશે. માટે સુધારાનાં કામમાં હારખાઇને અટકી જવું ન જોઇએ.

"Labourers for the public-good especially, have to work long and patiently, often uncheered by the prospect of immediate recompense or result. The seeds they sow sometimes lie hidden under the winters' snow, and before the spring comes the husbandman may have gone to his rest .Adam Smith sowed the seeds of a great social emelioration in that dingy old University of Glasgow, where he so long laboured, there laying the foundations of his 'Wealth of Nations', and seventy years passed before his work bore substantial fruits, nor indeed are they all gathered in yet"

Self Help; p 53

આ પ્રમાણે એક પ્રખ્યાત ગ્રંથ કરનાર કેહેછે. તેનો અર્થ હું તમને કહું છઉં :—"લોકોના ફાયદા માટે મેહેનત કરનારાઓને તો અગત્ય કરીને લાંબી મુદત સુધી ધિરજ રાખીને કામ કરવું પડેછે અને તેનું ફળ તરત મળવાની આશા ઘણુંકરીને રેહેતી નથી. તેઓ જે બીજ વાવેછે તે શિયાળાના હીમ નીચે ઢંકાયલાં રેહેછે અને વસંતરૂતુ આવ્યાં પેહેલાં બીજ વાવનાર ખેડુત બિચારો મરણ પામેછે. આદમ સ્મિથ નામના મહા પુરૂષે ગ્લાસગોની યુનિવરસિટિમાં ઘણી સુધારાનાં બીજ વાવ્યાં અને "પ્રજાની દોલત" નો પાયો નાખ્યો અને તેની મેહેનતનાં મિઠાં

ફળ ઉગી નિકળતાં ત્રિસેર વરસ થયાં; તેછતાં હજીસુધી તેનાં બધાં ફળ એકઠાં થયાં નથી." એટલે તેને મેહેનતનું પુરૂં ફળ હજીસુધી મળ્યું નથી.

તેટલામાટે જે દેશીઓ દેશ સુધારાનાં કામમાં રોકાયલાછે અથવા સુધારો થયલો જોવાને ચાહેછે તેઓએ ધીરજ રાખી પોતાના ઉદ્યોગમાં મંડ્યા રેહેવું જોઇએ. તેઓના ઉદ્યોગનું ફળ હમણાની ઓલાદને નહી મળશે તો હવે પછીની ઓલાદ અથવા વંશજોને તો જરૂર મળશેજ. કેહેવત છે કે હરેકત વિના બરકત થતી નથી માટે હરકતથી હારીને હાથમાં લીધેલું અથવા કરવા ધારેલું કામ છોડી દેવામાં ડાહાપણ નથી.

## ૬. હોંસ તથા ઉલટ.

ZEAL AND EXCITEMENT

ઇંગ્લંડની પ્રજાની હોંસ તથા ઉલટને કોણ પેહેચાની શકશે? જે કામમાં ને જે વાતમાં એ દેશનાં લોકો પડેછે તેમાં હોંસ તથા ઉલટ દેખાડેછે. જે દેશનાં લોકોમાં ઝાઝી હોંસ અને ઉલટ નહી તે દેશનાં લોકોમાં ઝાઝો દમ અથવા જીવ જણાશે નહી. વિલાયતનાં લોકોની હોંસ તથા ઉલટ કેટલીએક સાધારણ બાબદોમા અને દરએક મોટી ને અગત્યની બાબદમાં માલમ પડેછે. આપણા દેશીઓમાં એવી હોંસ અને ઉલટ જોવામાં આવતી નથી. આ ગુણની ભારે જરૂર છે. હોંસ અને ઉલટ વગર મોટાં ને ભારે કામ પાર પડી શકતાં નથી.

મેં અગાઉ કહ્યું કે એકએકથી સરસ થવાની હોંસ એ લોકોમાં સાધારણ છે. પણ તેની સાથે બીજી મોટી કે સાધારણ બાબદોમાં પણ તેઓ ઘણી હોંસ રાખેછે. જે પ્રજાના લોકોમાં ઝાઝી હોંસ નહી તે પ્રજાનાલોકો દુનિયામાં આગળ વધી શકતા નથી. આપણો દેશ સુધારામાં ને વધારામાં પાછળ પડી ગયો તેનું એક કારણ એ કે આપણા લોકોમાં હોંસ રાખવાની ટેવ વધવાને બદલે દાહાડે દાહાડે ઘટતી ગઇ.

વિલાયતમાં કોઈ મોટા તેહવારને દાહાડે અથવા રાણી કે રાજપુત્ર જોવાને માટે કે કોઇ મહા પુરૂષને માન આપવાને માટે કે કોઈ મોટો તમાશો જોવાને માટે-ત્યાના લોકોમાં જ્યારે ઉલટ છુટેછે ત્યારે પાંચ-પચાસ

કે સૌ બસો લોકોમાં નહી પણ આખી રઇયત-ઉલટમાં આવી જાયછે. ઇટાલીનો શૂરો અને બાહાદુર પેહેલવાન ગારીબૉલ્ડી ચાર વરસ ઉપર જ્યારે ઇગ્લંડમાં ગયો હતો ત્યારે તેને મળવાને તથા માન આપવાને લોકોમાં ઉલટ એટલીતો આવી હતી કે તેનો કંઇ પારજ નહી.

કેટલીએક વેળા કેટલાંએક લોકોની ઉલટ હદની બાહાર જાયછે. એક ઘણીજ પ્રખ્યાત નાટક કરનારી સ્ત્રી (Mademoiselle Piccolomini) વિષે જાણવામાં આવ્યુંછે કે તે જ્યારે પેહેલ વેહેલી એક નાટકશાળામાં ગઈ ત્યારે લોકો તેનાં ગાવા ઉપર અને તેની ચાલાકી ઉપર એટલા તો મોહિત થયા કે તે જ્યારે નાટકશાળામાંથી પોતાને ઘેર જવા નિકળી ત્યારે લોકો-તેની ગાડીના ઘોડા છોડી નાખીને-તેની ગાડી ખેંચવાને તઇઆર થયા ! આ જાતની ઉલટ નકલ કરવાજોગ નથી પણ તે ઉપરથી એ લોકોમાં ઉલટનો ઉભરો (જુસ્સો) કેટલોછે તે જણાઈ આવેછે.

## ૭. સાહસ.

ENTERPRISE

મોટાં અને ભારે કામની ઉઠવણી કરીને તેમાં હાથ નાખવો એનું નામ "સાહસ." એ ગુણ ઇંગ્લંડની પ્રજામા વિશેષ જોવામાં આવેછે. આપણા દેશીઓમા એ ગુણ ઘણોજ થોડો છે; ને મુદ્દલ નથી એમ કહીએ તોય ચાલે. વિલાયતની પ્રજામા એ ગુણ હોવાથી તેઓ મોટાં અને ભારે કામ ઉઠાવી શકેછે ને તેથી દેશને ઘણો ફાયદો થાયછે. આપણા દેશમાં મોટાં કામોની ઉઠવણી ઘણુંકરીને થતી નથી ને કોઇ વાર "તરત લાભ મેળવવાની ઉમેદથી" થાયછે તો તે કામ આગળ ચાલતું નથી, અથવા ચાલેછે તો જલદીથી ભાંગી પડેછે.

વિલાયતના લોકોમાં સાહસ હોવાથી તેઓ મોટાં કારખાનાંઓ ચલાવેછે અને એકએક કારખાનાંમાં લાખો રૂપીઆની પુંજી રોકેછે. એ લોકોમાં સાહસ હોવાથી તેઓ રેલવે અને તેના જેવાં ભારે કામ ઉઠાવેછે અને તેમાં કરોડો રૂપીઆ ખરચેછે. એ લોકોમાં સાહસ હોવાથી તેઓ દુરના દેશમાં મુસાફરી કરેછે અને આખી પૃથ્વિના લોકો સાથે

ઘેપાર ચલાવેછે. એ લોકોમાં સાહસ હોવાથી તેઓ મુસાફરીમાં અને વધારામાં આગળ પડ્યાછે. વિલાતના લોકોનો સાહસ માત્ર તેઓનાજ દેશના લાભ માટે છે એટલુંજ નથી પણ દુનિયાના ફાયદા માટે પરોપકાર બુદ્ધિથી તેઓ કેટલાએક મોટાં ને ભારે કામોની ઉઠવણી કરેછે અને પોતાનાં સગાંવાહાલાઓની કે પોતાના વાહલા પ્રાણની દરકાર રાખ્યા વગર ઉજડ દેશોની અને ઉજડ સમુદ્રોની શોધને માટે બાહાર પડેછે.

"Is there not Livingstone, with a heroism greater than that of Xavier, penetrating the wilds of South Africa on his mission of *Christian civilization*; Layard, *labouring for years* to disinter the remains of the buried city of Babylon, Rawlinson, the decipherer of the cuneiform inscriptions; Brooke, establishing a nucleus of European enterprise and colonization amongst the piratical tribes of the Indian Ocean; Franklin, Maclure Collinson, M'Clintock, and others cleaving their way through storms, and ice and darkness to solve the problem of the north-west passage,—*enterprises* which, for individual daring, self denial, energy, and heroism, are unsurpassed by those of any age or country"

Self Help, p. 22

સારાંશ:—લિવિંગસ્ટન જેવો પુરૂષ આફ્રિકાનાં ઉજડ જંગલોનાં જંગલીઓને સુધારવા માટે જાય એ શું નાહાની વાત છે ને થોડી હિમત છે? લેયર્ડ જેવો પુરૂષ બાબેલોનનુ શેહેર ડટાઇ ગયું તે ખોદીને તે શેહેરના જુના પદાર્થનો સંગ્રહ એકઠો કરવા માટે મેહેનત કરે, તથા રૉલિનસન ખિલારીકા અક્ષર ઉકલાવવા માટે, તથા બ્રુક હિંદુ મહાસાગરના ચુંચાગઓની વચમા ગામ વસાવીને સુધારો કરવા માટે, તથા ફ્રાંક્લિન, તથા મક્લ્યુર તથા કૉલિન્સન તથા મકિનટૉક તથા બીજાઓ ઉજડ સમુદ્રનો રસ્તો શોધવાને તોફાનમા, અંધારામાં અને દરીઆનાં બધાઇ ગયેલા પાણીમા મેહેનત કરે એ શુ નાહાની વાત અને થોડી હિંમત? અરે આપણા દેશમા એવા નર કયારે જાગશે!

## ૯. દૈવત.

ENERGY.

દૈવત જેને ઇંગ્રેજ લોકો "એનર્જી" (Energy) કેહેછે તે ગુણ પણ ઇંગ્રેજી પ્રજામાં મોટો છે. મોટાં અને ભારે કામ માથે લેવામાં અને તેમાં મેહેનત કરવામાં એ ગુણની ભારે જરૂર છે. જે માણસમાં દૈવત ન હોય તેનામાં માણસપણું અથવા પુરશાતન નથી એમ સમજવું.

શું આપણા દેશના પુત્રોમાં દૈવત નથી? જો છે તો તે ક્યાં ભગાઇ ગેયુંછે? તેઓ વિલાયત જવાની ને બીજા સુધારાની અનેક વાત પસંદ કરેછે પણ જો તેઓમાં દૈવત અથવા "રામ" હોય તો પસંદ કરીને બેસી રેહે નહી. પણ જે દેશના પુત્રોમાં દૈવત ઓછું તેઓ દૈવત લાવે ક્યાંથી? મેં આગળ કહ્યુંછે કે જુવાનીનું વીર તો બાળ વયમાં વહી જાયછે, ને વીરપણું રહ્યું ન હોય તો દૈવત ક્યાંથી આવે? હાય હાય શું આવી આપણી અવસ્થા થઈ પડીછે?

"The longer I live, the more I am certain that the great difference between men, between the feeble and the powerful, the great and insignificant, is *energy—invincible determination*—a purpose once fixed, and then death or victory! That quality will do anything that can be done in this world, and no talents, no circumstances, no opportunities, will make a two-legged creature—a man without it."

*F Buxton.*

પાર્લ્યામેંટનો એક પ્રખ્યાત અધિકારી જેણે ગુલામગીરીનો ધંધો બંધ પાડવા માટે મોટી મેહેનત લીધીછે તે શું કેહેછે તે સાંભળો:—"જેમ મારી આવરદાના દાહાડા વધારે લંબાતા જાયછે તેમ મારી વધારે ખાતરી થતી જાયછે કે નબળા અને બળવંત, તથા નાહના અને મોટા માણસોમાં મોટો ભેદ દૈવતમાં છે. એક ચોક્સ ઠરાવ કરવો ને પછી કાં તો મરવું કે જીતવું. એ ગુણથી આ દુનિયામાં જે કરવા માગો તે થઈ શકે; અને એ ગુણ વગર, ગમે તેવી બુદ્ધિ હશે, અથવા ગમે તેવો યોગ અને પ્રસંગ હશે તેછતાં બે પગવાળું પ્રાણી--માણસમાં ગણાશે નહી."

## ૯. હિંમત.

COURAGE.

દૈવત સાથે હિંમત હોવીજ જોઇએ; તેટલામાટે જે પ્રજામાં દૈવત છે તે પ્રજામાં હિમત પણ હોવી જોઇએ. ઇંગલંડની પ્રજામાં હિંમતનો ગુણ પણ ઘણો મોટો અને અગત્યનો છે. હિંમત વગર મોટાં કામ થઇ શકતાં નથી, ને હિંમત વગર મોટાં રાજ મળતાં નથી, અને મોટાં રાજ ચાલતાં નથી. હિમતથી ઇંગ્રેજ લોકો શું કરી શકયાછે અને શું કરી શકેછે તે આપણી આંખ આગળ છે.

અરે પ્રસંગે ખરી હિંમત દેખાડવાને ઇંગ્લંડનાં લોકો ચુકતાં નથી. જ્યારે વખત આવે "ત્યારે એક હાથે ધોતીઉં લઇને તથા બીજે હાથે પાઘડી ઝાલીને" ભાગી જવું એ હિંમતનું કામ નથી. હિંમત તો એજ કે લાગ આવે તો બાંહિ ઉંચી ચહડાવીને મેદાન પડવું. "ફલાણો શેઠ આવે તો હું સુધારો કરૂં અથવા ફલાણો ભાઈ તઇયાર થાય તો હું વિલાયત જાઉં" એથી કંઈ આ દેશનો દાહાડો વળશે નહી. બસ દરએકના મનમાં એવુંજ આવવું જોઇએ કે મારે જરૂર આ કામ કરવુંજ જોઇએ અને તે કરતાં કોઈ મને અટકાવે તો તેનાં ડબાણમાં રહીને ગુલામી અવસ્થા ભોગવવી તે કરતાં મરવું ભલું. અરે જે કામ રૂડું ને જરૂરનું લાગે તે કરવા માટે કોઈની બિહિક શામાટે રાખવી જોઇએ? અરે બિહિક રાખવી, તો પરમેશ્વરનીજ રાખવી. પણ માણસ જાતની બિહિક રાખીને દેશાટન અથવા કોઈ મોટું કામ ન કરવું પણ ઘરનો ખુણો ઝાલી બેસી રેહેવું એ ઉત્તર શાનું ?

"The battle of life, in by far the greater number of cases, must necessarily be fought up-hill, and to win it without a struggle were perhaps to win it without honour. If there were no difficulties there would be no success; if there were *nothing to struggle for, there would be nothing to be achieved.* Difficulties may intimidate the weak, but they act only as a wholesome stimulus to men of pluck and resolution. All ex-

perience of life indeed serves to prove that the impediments thrown in the way of human advancement, may for the most part be overcome by steady good conduct, honest zeal, activity, perseverance, and above all by a *determined resolution* to surmount difficulties, and stand up manfully against misfortune.'

*Samual Smiles.*

એક ચંચળ ગ્રંથ કરનાર કેહેછે કે "સંસારની લહડાઇ ઘણીખરી બાબદોમાં ટેકડી ઉપર ચહડીને કરવી પડેછે; અને તે મુસ્કેલી વગર જીતી શકાતી હોયતો તેમાં માન શાનું હોય? જે કામમાં મુસ્કેલી નહી તે કામમાં ફતેહ મળવા જેવું કંઇ હોયજ નહી. જે કામમાં હરકત નહી તે કામમાં બરકત હોયજ નહી. મુસ્કેલીઓથી નબળાં માણસો બિહેછે પણ ચકોર તથા ચોકસ ઠરાવવાળાં માણસોને તેથી જોર આવેછે. દુનિયાના અનુભવ ઉપરથી માલમ પડેછે કે માણસ જાતના સુધારામાં જે જે હરકતો નડેછે તે બધી હરકતો--મજબુત ને રૂડી ચાલથી, પ્રમાણિક હોંસથી, ચંચળ બુદ્ધિથી, તેજ કામમાં મંડ્યા રહ્યાથી ને સઉ કરતા સરસ--ચોકસ ઠરાવથી અને દુઃખની સામે મરદાઇપણે ઉભાં રેહેવાથી--ટળી જાયછે."

## ૧૦ ટેક.

SELF-RESPECT.

વિલાયતનાં લોકો પોતાનો ટેક જે પ્રમાણે રાખી જાણેછે તે પ્રમાણે આપણાં લોકોને ટેક રાખતાં આવડતો નથી. જે માણસે પોતાનો ટેક છોડ્યો તેને પોતાની આબરૂ વાહાલી છે એમ કોઈ કેહેશે નહી. માટે પોતાનો ટેક છોડવો એના જેવી બીજી શરમ વિલાયતમાં એકે ગણાતી નથી. માણસે પોતાનો ટેક રાખવો એટલે ગર્વ કરવો અને ખોટો મમત રાખવો એમ નથી. હરએક રીતે સામાની આંખમાં તે હલકો ઠરે એવું હલકું કામ ન કરવું એનું નામ ટેક. દરએક માણસે પોતાની પ્રતિષ્ઠા એટલે આબરૂને પ્યારી ગણવી જોઇએ.

માણસે પોતાનો ટેક રાખવો એટલે શું તે વિષે સમજ આપણાં દેશીઓમાં ઘણીજ થોડી છે. જ્યારે કંઈ પોતાની મતલબ પાર પડતી

હશે તો "વાણીયા મુછ નીચી–તો નીચી" એમ કહીને હલકું કરવાને અને પોતાની વાહાલી આબરૂને હલકી પાડવાને તેઓ વિલંબ લગાડતા નથી. જેમાં પોતાને નુકસાન થતુ ન હોય તેમાં મિજાજ અને મમત તેઓ ઓછો રાખેછે. આ ગુણથી આ દેશને ખમવું પડ્યુંછે ને હજુર ખમવું પડશે. ખોટો મિજાજ ને ખોટો મમત મુકી દેવો જોઇએ પણ પોતાનો ટેક હમેંશ સાચવવો જોઇએ. જે માણસે પોતાનું "પ્રણ" ખોયું તે માણસનું જીવતર વ્યર્થ જાણવું.

## ૧૧. સ્વતંત્રપણું.

LIBERTY

ઇંગ્લંડની પ્રજા સ્વતંત્રપણાને માટે આખી પૃથ્વિમાં વખણાયછે ગુલામી અવસ્થાનો જેવો ધિક્કાર ઇંગ્રેજી પ્રજામાં છે તેવો ધિક્કાર બીજી થોડીજ પ્રજામાં હશે. સ્વતંત્રપણું રાખવાને માટે તેઓ પોતાનાં સગ વાહાલાંઓને છોડીને તરવાર કે બંદુક ઉચકશે ને મરવું કાં જીતવું એવો ઠરાવ કરીને મેદાન પડશે. અરે મારા જીવનું કેમ થશે–અરે મારાં બાયડીછોકરાંઓની શી અવસ્થા થશે એવી બીહીકભરેલી ચિંતા જરૂરની વેળાએ તેઓ કરવી છોડી દેશે. જો તેઓનાં જાણવામાં આવ્યું કે અમારૂં સ્વતંત્રપણું કોઈ લેઈ લેવા આવેછે તો તેઓ બીજો બધો વિચાર અને બીજી બધી વાત પડતી મુકી લહડાઈનાં હથિયાર કમરે બાંધશે.

આ સ્વતંત્રપણાનો જુસ્સો એટલો બધો છે કે કોઈ પણ મોટો રાજા કે રાજપુત્ર કે કોઈ પણ મોટો પ્રધાન કે ગવર્નર આડો ચાલે તો તેને વર્તમાનપત્રમાં અને પ્રસિદ્ધ મંડળીમાં ઠપકો આપવાને તેઓ મુદલ આંચકો ખાતા નથી. ફલાણા શેઠને કે ફલાણા સાહેબને મારા વિચારથી માઠું લાગશે માટે "સહુથી ભલી ચુપ" રાખું એવો વિચાર વિલાયતનાં લોકો કરતાં નથી. તેઓ સ્વતંત્રપણે દરએક બાબદ વિષે પોતાના વિચાર જણાવેછે ને તેમાં મોટા ભાઈની કે મોટા સાહેબની બિહિક રાખતા નથી.

તેઓ સ્વતંત્રપણે વિચાર આપેછે એટલુંજ નહી પણ સ્વતંત્રપણે ચાલેછે. આમ હુ ચાલીશ અથવા આમ હુ કરીશ તો લોકો મને માઠું

બોલવે એવી બિહિક રાખી તેઓ બેસી રેહેતા નથી. તેઓનાં માથામાં એક વાર એક વાત ઉતરી ને તે કરવી જોઇએ એમ તેઓને લાગ્યું તો પછી તેઓના ઠરાવને કોણ અટકાવી શકશે? જેને એ લોકો વિવેક સમજેછે અથવા જેને એટિકેટ કેહેછે તે તોડવાને તેઓ આંચકો ખાતા હશે પણ જેથી તેઓના દેશનું ભલું થાય તે વાત કરવાને તેઓ બીહતા નથી.

આપણા દેશીઓમાં સ્વતંત્રપણાંનો આવો જુસ્સો આવવો કઠણ છે. ઘણાં વરસ સુધી મુસલમાનના જુલમી રાજમાં રહીને તેઓએ પરતંત્રપણું એટલું ખમું તો સેવ્યુંછેકે તેઓની સ્વતંત્રપણાંની ઇંદ્રીઓ સુધ રહીછે, અથવા બેહેર પામીછે. ઇંગ્રેજી રાજમાં અને ઇંગ્રેજ ગૃહસ્થોના સંબંધમાં આવ્યા પછી પણ જો હવે આપણે આપણું સ્વતંત્રપણું મેળવવાની તજવીજ કરશું નહી તો આપણ સ્વતંત્રપણાંને લાયક નથી એમ માલમ પડશે. જુદીજુદી અને નાહાની નાહાની જ્ઞાતોના તાબામાં રેહેવું અને સુધારાનાં કામ કરતાં અટકવું અને દેશાટન કરવા જતાં બિહવું એ સ્વતંત્ર માણસનું લક્ષણ નથી. એ ઉપરથી જો ઇંગ્રેજ લોકો અનુમાન કરે કે આપણે સ્વતંત્ર થવાને લાયક નથી તો તે ખોટું પડશે નહી.

સ્વતંત્રપણાંનો જુસ્સો વિલાયતમાં શ્રીમંત લોકોમાંજ હશે એમ સમજશો નહી. મધ્યમ હાલતના તથા ગરીબ લોકોમાં પણ એ જુસ્સો જોવામાં આવેછે. આ વિષેનો એક દાખલો જે મારા વાંચવામાં આવ્યો હતો અને જે મેં તા૦ ૧૪ મી અક્ટોબર ૧૮૬૬ ના રાસ્ત ગોફતાર તથા સત્ય પ્રકાશમાં લખ્યો હતો તેનો કેટલોક ભાગ અહીં પ્રગટ કરૂં છઉં:—

"ઇંગ્લંડમાં જે પ્રધાન મંડળ હતું તે બદલાઈ ગયું તે મંડળના અધિકારીઓ પાર્લીમેંટ સંબંધી કેટલીક બાબદોનો સુધારો કરવાને ચાહાતા હતા. તેમાંની એક બાબદ એ હતી કે "હોમ ઑવ કૉમન્સ" માં લોકોની તરફના વકીલો અથવા અધિકારીઓ પસંદ કરવાનો હક ઇંગ્લંડ દેશના મજુરો તથા કારીગરોને પણ આપવો જોઇએ. તેની વિરૂધ એમ જણાવ્યામાં આવ્યું કે મઝકુર મજુરો તથા કારીગરો એ વિષે કંઈ પણ દરકાર રાખતા નથી અને પોતાનો હક જાણતા નથી.

"આ ઉપરથી ઇંગ્લંડના મજુરો તથા કારીગરોનો સ્વતંત્રપણાંનો જુ-

રસો ઉભરાઈ આવ્યો અને તેઓએ ઠેકાણે ઠેકાણે સભા મેળવીને જાહેર કર્યું કે અમે અમારા હકની દરકાર રાખતા નથી એ વાત સાવ જુઠી છે અને પાર્લીમેંટના અધિકારિયો પસંદ કરવા વિષે જેમ બીજાઓનો હક છે તેમ અમારો પણ હક છે અને તે હક અમને મળવો જોઇએ. લંડનમાં દશ હજાર કરતાં વધારે મજુરોએ તથા કારીગરોએ પોતાના વિચાર પ્રગટ કરવાને ઠરાવ કર્યો. તેઓનો એક મોટો જથ્થો (એક મોટા મોહલ્લામાં) જ્યારે એકઠો થયો ત્યારે હારબંધ થઇને તેઓએ ચાલવા માંડ્યું. આગળ ચાલનાર બે કે ત્રણ આસામીઓએ પોતાના હાથમાં ધજા લીધી હતી.

"તેઓની પાછળ સો આસામીઓ એકએકના હાથમાં હાથ નાખીને ચાલવા લાગ્યા. તેમની પાછળ ધજા ઉંચકનારા વળી બીજાઓ ચાલ્યા. તેમાંની બે ધજા ઉપર "સ્વતંત્રપણું" મોટા અક્ષરથી લખ્યું હતું. તે ધજા ઉંચકનારાઓની પાછળ વાજીત્ર વાગતું ચાલ્યું અને વાજાંની પાછળ હજારો લોકોનું ટોળુ રૂડા પોશાક પેહેરીને ચાલતું જોવામાં આવ્યું. કોઇએ પોતાની ધજા ઉપર મી૦ ગ્લાડસ્ટનની તસ્વીર પાડેલી અને કોઇએ તેનું નામ લખેલું. કોઇએ પોતાની ધજા ઉપર મી૦ બ્રાઇટનું નામ પાડેલું.

"આ મોટું સરગસ જેમ આગળ ચાલતું ગયું તેમ લોકોની ઠઠ અને ભીડ વધતી ગઇ. લોકો બારીઓથી ડાકાઈ ડાકાઇને જોવા લાગ્યા. બારીઓમાં ઉભેલી સ્ત્રીઓએ પોતાના રૂમાલ ઉંચા કરીને પોતાની ખુશી બતાવી. જનરથ ઉપર બેસી જનારા લોકોએ ખુશીનો પોકાર મચાવી મેલ્યો. તેઓને જ્યારે પોલીસના માણસોએ પાર્ક એટલે કુંજવનમાં જતાં અટકાવ્યા ત્યારે તેમાંના એક મુખ્ય માણસે નીચે પ્રમાણે ભાષણ કરીને સ્વતંત્રપણાનો ઉભરો બાહાર કાહાડ્યો. તે બોલ્યો કેઃ—

"મારા મિત્રો! તમને પાર્કમાં જતાં અટકાવીને એમ જણાવ્યામાં આવ્યું કે તેતો સરકારનો પાર્ક છે અને તે સરકારી મિલકત છે. (બધા દાંત પીસીને કેહેવા લાગ્યા કે પઇસા તો આપણે આપ્યાછે.) હવે જે મિલકત લોકોના ઉપયોગ માટે સરકારે આજ બસો વરસ થયાં આપી દીધીછે અને જે માટે લોકોએ પઇસાની મોટી રકમ ખરચીછે તે મિલકત સરકારની કે રૈયતની તે વિષે હું કંઈ કેહેતો નથી; પણ આટલું તો

હું કહું છઉં કે વફાદાર અને કાયદાને માન આપીને ચાલનારા લોકોના પ્યાર ઉપર સરકાર આધાર રાખીને ચાલશે તો સરકાર અને તેની મિલકત સલામત રહેશે, પણ રૈયતનો પ્યાર તોડી નાખવાને કે નરમ પાડવાને તજવીજ કરનાર આ દેશના અને આ દેશની સરકારના શત્રૂ છે.

"હું આશા રાખું છઉં કે જ્યાંસુધી તમને તમારો હક મળે નહી ત્યાંસુધી તમે તમારી ઉલટ છોડી દેશો નહી. - જે તમને નુકસાન થયુંછે અને અપમાન મળ્યુંછે તેનો પુરેપુરો બદલો જ્યાંસુધી તમને મળે નહી ત્યાંસુધી તમે તમારી મેહેનત ચાલુજ રાખશો. 'જે હક તમને મળવો જોઇએ તે જ્યાંસુધી મળે નહી, ને તમને કચરી નાખનારા માણસોની મતલબ જ્યાંસુધી ઉંધી વળે નહી, અને "હાઉસ ઑવ કૉમન્સ" માં જ્યાંસુધી સુધારો થાય નહી ત્યાંસુધી તમોએ તમારી તજવીજ છોડી દેવી નહી. અંતે જો તમને ઇનસાફ ન મળે તો તમારે વિચાર કરવો જોઇએ કે જે સરકાર તમારા વાજબી હક ધ્યાનમાં લેવાને બદલે ઉંધા વાળે તે સરકારને કર ભરવો તથા તેની "વાલંટિયર" દાખલ ચાકરી કરવી શું યોગ્ય છે? હું આશા રાખું છઉં કે આ વિષે તમે વિચાર કરશોજ."

ત્યારપછી તેઓએ એકમતથી ઠરાવ કર્યો કે આપણને આપણા હક આપવાને જુના પ્રધાનોએ જે મેહેનત કરી હતી તે ફોગટ ગઇ અને નવા પ્રધાનોએ વાત ઢીલમાં નાખી, તેટલામાટે તે હક મેળવવાને સબળા વાજબી ઉપાય લેવા જોઇએ અને જરૂર પડે તો આપણા હક મળે નહી ત્યાંસુધી કર આપવાને સાફ ના પાડવી. વળતે દાહાડે તેઓને પાર્ક મધ્યે સભા ભરવાની સરકારે રજા આપી ત્યારે પણ ઉઘાડી રીતે લોકો બોલ્યા કે સરકારે જાણવું જોઇએ કે લોકોની રાજીખુશી વગર રાજ નિભવાનું કે ચાલી શકવાનું નથી. એ લોકો પોતાને ઘેર જતાં "રૂલ બ્રિટાનિયા" નામનું ગીત ગાતાં અને તેમાં "બ્રિટન દેશના લોકો કદી કોઈના ગુલામ થશે નહી" એ શબ્દો ઉપર વધારે ભાર મુકતાં ગયા.

આવો સ્વતંત્રપણાનો જુસ્સો દેશીઓમાં આવવો કઠણ છે. આથી ચાર આના જેટલો પણ જુસ્સો દેશીઓમાં હોય તો તેઓ જે અવસ્થામાં હાલ પડેલાછે તે અવસ્થામાં પડી રેહેજ નહી. "આપણા દેશના લો-

ઠીયાઓએ કે મધ્યમ હાલતના લોકોએ ઇંગ્લંડના મજુરોના જેવી હિંમત કોઈ દાહાડે દેખાડી નથી. તેઓના દેશના કે તેઓના પોતાના હક ઉપર પાણી ફરી વળ્યું હશે તેછતાં એવે પ્રસંગે જે મેહેનત લેવી જોઇએ તે લીધી નથી અથવા આગ્રહ રાખીને મેહેનત ચાલુ રાખવી જોઇએ તેમ કરયું નથી. ઇંગ્લંડના મજુરોથી આપણને ચાનક મળે છે કે આપણે આપણા હક વિષે બેદરકાર રેહેવું ન જોઇએ. આપણા જે હક ડુબી ગયા હોય અથવા જે હક મળવા જોઇએ તે મળતા ન હોય તો મુંગે મોહોડે બેસી રેહેવામાં કે જોયા કરવામાં આપણો દાહાડો ઉલડશે નહી."

## ૧૨. પરોપકારબુદ્ધિ.

BENEVOLENCE.

પરોપકારબુદ્ધિ—એ પણ વિલાયતની પ્રજાનો મોટો અને વખાણવા જોગ ગુણ દેખાયછે. ખરો પરોપકાર કોને કેહેવો એ જેવું વિલાયતના લોકો સમજેછે તેવું આપણા દેશીઓ ઘણુંકરીને સમજતા નથી. માણસ જેવાં પ્રાણીને ઠગવો અને તેનું ધન લુટી લેવું ને પછી જનાવરોને માટે પાંજરાપોળ બાંધવી અથવા બહરામણોને મારીપેઠે ઘીગોળના લાડુ જમાડવા એ કંઈ ખરો પરોપકાર કેહેવાય નહી.

પરોપકાર એટલે એક માણસે બીજાની ઉપર ઉપકાર કરવો. તે જો દુઃખમાં હોય તો તેને મદદ થવું અને માબાપ વગરના છોકરાંઓનું તથા ભરથાર વગરની વિધવાઓનું પોષણ કરવું; નિરાશ્રીતને માટે ધર્મશાળા અને દુઃખી તથા દરદીને માટે હિસ્પીતાલ બાંધવી, લોકોમાં વિદ્યા તથા નીતિનો પ્રસાર કરવામાટે રકમ વાપરવી ઇત્યાદિ એ ખરો પરોપકાર કેહેવાયછે; એવો પરોપકાર વિલાયતના લોકોમાં આપણે જોશું.

આપણા દેશીઓમાં પરોપકાર નથી એમ હું કેહેતો નથી. મુંબઇના કેટલાએક શેઠીઆઓ ઉદાર દિલથી મોટી રકમ ઘણા રૂડા પરોપકારમા વાપરેછે; પણ એવી રીતે વાપરનારાઓની સંખ્યા ઘણીજ થોડી છે. ઘણાખરા દેશીઓ ધર્મને નામે જે નાણું ખરચેછે તે આળસુ બ્રાહ્મણો તથા વેરાગીઓને જમાડવામા ને જાતરા કરવામાં તથા દેહેરાં બંધાવવામાં

ખરચેછે. વિલાયતમાં પરોપકાર કરનારાઓ ઘણુંકરીને મોટી રકમ કોઈજ વેળા ને કોઇકજ ભરેછે પણ ખરા પરોપકારનાં કામમાં નાહાની નાહાની રકમ ભરવાને એટલા બધા લોકો તઇયાર થાયછે કે સેજ વાતમાં મોટી રકમ ભરાઈ જાયછે. થોડી થોડી રકમ ભરતાં એકએક ફંડમાં લાખો રૂપીઆ સેજ ભરાઈ જાયછે. માત્ર લંડનમાંજ એવાં ૬૪૦ ધર્મખાતાંઓ છે અને તેનો કારભાર ચલાવવા માટે ૬૪૦ ધર્મની મંડળીઓ ઉભી થયલીછે.

માંદાં તથા રોગી માણસોને ઓશડ આપવા તથા તેમની બરદાસ લેવાને ઠેકાણે ઠેકાણે હિસ્પીતાલો છે. માબાપ વગરનાં નિરાશ્રીત છોકરાંઓની બરદાસ લેવાને તથા તેમને કેળવણી આપવાને ઠેકાણે ઠેકાણે વિદ્યાશાળાઓ છે. ભરથાર વગરની નિરાશ્રીત સ્ત્રીઓની બરદાસ લેવા તથા તેઓને કુસંગથી વેગળી રાખવામાટે અનેક ધર્મશાળાઓ છે. લોકોની આરોગ્યતા તથા નીતિનું રક્ષણ કરવામાટે ઠામેઠામ મંડળીઓ છે. એકાએક સંકટથી માઠી હાલતમાં આવી ગયલાં માણસોને મદદ કરવાને ઠામેઠામ સભાઓ છે. આંધળાં, બેહેરાં ને મુંગાંઓની બરદાસ લેવાને અને તેમને ઘણીજ મેહેનતથી વાંચતાં લખતાં સિખવવાને વિદ્યાશાળાઓ છે.

તે ઉપરાંત સમુદ્રમાં ડુબી જતાં હોય તેઓનો જીવ બચાવવાને અનેક મંડળીઓ છે. જણેલાં છોકરાંઓ ઉછેરી મોટાં કરવાની જેઓની શક્તિ નથી તેઓનાં જનમેલાં બાળકો લેવાને તથા તેમની બરદાસ રાખવાને ધર્મશાળાઓ છે. જેઓ મેહેનત કરવાને ખુશી છતાં રોજગાર વગરનાં છે તેઓને રોજગાર આપનારી મંડળીઓ છે. જેઓ બંદીખાનામાં પડ્યાછે તેઓને સુધારવામાટે અનેક મંડળીઓ છે. મજુરોનાં છોકરાંઓને કેળવણી આપવાની અનેક નિશાળો છે. પરદેશીઓની બરદાસ લેવાને ધર્મશાળા છે. તે ઉપરાંત મજુરોની હાલત સુધારવાને તથા અનેક જાતની અનીતિ અટકાવવાને અનેક મંડળીઓ છે.

લંડનમાંજ જેટલાં ધર્મખાતાંઓ છે તેજ તપાસી જોશું તો માલમ પડશે કે ઇંગ્લંડના લોકોની પરોપકાર બુદ્ધિ વખાણવાજોગ છે. કેટલાક ધર્મખાતાંઓના નામની ટીપ માત્ર આપું છઉં; પણ તેમાંનું એક ધર્મખાતું જે આપણા દેશીઓ તથા આપણા દેશ તરફના લોકોની બર-

હામ લેવાને ઉભું થયુંછે તે વિષે જે હકીકત મારાં જાણવામાં આવીછે તે અત્રે પ્રગટ કરવાને ચાહું છઉં. "એશિયાટિક હોમ" નામની ધર્મશાળા જે એશિયાખંડના મુસાફરો તથા અજાણ્યા લોકોને માટે આસરે ૯ વરસ થયાં બાંધવામાં આવીછે એ વિષે હું લખું છઉં. એ ખાતાની વારસિક સભા જુન મહીનાની ૧ લી તારીખે મળી હતી તેમાં હું હાજર થયો હતો; તથા એ ધર્મશાળા જોવાને પણ ગયો હતો. સભામાં જે રિપોર્ટ વંચાયો તે ઉપરથી તથા ધર્મશાળામાં જઇને મેં તપાસ કરી તે ઉપરથી તા૦ ૧૮ મી જુને મેં લંડનથી એક પત્ર લખ્યો હતો. એ પત્રનો કેટલોક ભાગ અગત્યનો જાણીને અત્રે દાખલ કરવાની હું રજા લઉં છઉં :—

"(આ ધર્મશાળા) ઇસ્ટ ઇંડિયા ગોદીની પાસે બાંધવામાં આવીછે. આપણા દેશો તરફનો હરએક (ગરીબ) મુસાફર અહીં ઉતરી શકેછે. આ મકાનમાં (ગરીબ) મુસાફરોને રેહેવા લાયકની બધી ગોઠવણ કરવામાં આવીછે. તેઓને સુવા બેસવાને વાસ્તે નાહાના ઓરડા તથા એક મોટો ઓરડો છે, તથા તેમાં તેમને નાહાવા ધોવા તથા ખાવા પીવા વગેરેની બધી ગોઠવણ કરેલીછે. તેઓને માટે બિછાના, ચાદર અને ગરમ અનુસ તઇયાર છે. તેઓના સુવાના ઓરડાઓમાંથી નળી સુશીને પસાર કરેલીછે તે એટલામાટે કે તાહાડ પડે ત્યારે તેમાંથી ગરમ ઉકળતાં પાણીની વરાળથી ઓરડામાં બેસનારા તથા સુનારાઓને ગરમી આવે.

વળી તેઓને માટે ગ્યાસના દીવા પણ ત્યાંછે. તેઓના ઉપયોગને માટે સુતાર તથા ધોનાર પણ ત્યાંજ છે. તેઓને માટે નાહાવાની જગ્યા એવી છે કે મુંબઇમાં મધ્યમ હાલતના માણસો એવી મોકળાસથી નાહી શકતા નહી હશે. બજારમાં તેઓને કંઈ વસ્ત્ર લેતાં કોઈ ઠગે નહી તેટલામાટે સસ્તી કિમતે જરૂરનાં વસ્ત્ર ત્યાંજ તેઓને મળી શકેછે. તેઓને કસરત કરવી હોય તેની જગ્યા અને ઓશડની જરૂર હોયતો ડાક્તર ત્યાંજ તઇયારછે. સર્વ પ્રકારે તેને પૂર્વ તરફના મુસાફરોનું ઘર કહીએ તો તે ચાલે.

આ ઘર મધ્યે ઉતારો કરનાર મુસાફરો પાસેથી ખાવા પીવા તથા સુવા બેસવા માટે માત્ર નિત્યનો ૧ શિલિંગ એટલે ૦॥ રૂપિયો લેવામાં આવેછે અને જેઓમાં આટલું થોડું લવાજમ આપવાની શક્તિ નથી

તેઓને મુક્ત રાખવામાં અને તેમનું પોષણ કરવામાં આવેછે. તેના બદલામાં તેઓ પાસે એ ધર્મશાળાને લગતુંજ કામ કરાવેછે. એ ધર્મશાળાનો ૧૮૬૨ મા ૩૫૦ મુસાફરોએ લાભ લીધો હતો. તેમાં ૨૫૦ મુસાફરો એક વખતે સાથે રહી શકે એવી ગોઠવણ કરેલીછે. જાતીભેદ રાખનાર હિંદુઓને રાંધવાને જુદો ઓરડો આપવામા આવેછે."

લંડનનાં મુખ્ય ધર્મખાતાંઓની ટીપ:—*

| | | દરવરસે ખરચ રૂપીયા. |
|---|---|---|
| ૧૪૦ માંદાં તથા રોગી માણસોને માટે:— | | |
| ૧૪ હિસ્પીતાલ—બધી જાતના રોગની. .. .. | લાખ | ૧૮॥ |
| ૬૬ હિસ્પીતાલ—જુદા જુદા રોગની જુદી જુદી. | " | ૧૫॥ |
| ૨૨ હિસ્પીતાલ—સ્ત્રીઓને માટે . .. .. . <br> ૧ હિસ્પીતાલ—જનમેલાં બાળકોને રાખવાની. | " | ૯॥ |
| ૩૭ ડિસ્પેન્સરી અથવા દવાખાનાં.. .. .. .. | " | ૨॥ |
| ૧૨ જીવ તથા આરોગ્યતા તથા નીતિનુંરક્ષણ કરનાર મંડળી | " | ૪॥ |
| ૧૬ બંધીવાનોને સુધારવાની મડળી.. .. .. .. .. | | |
| ૨૯ રસ્તામાં રઝળતા નિરાશ્રીતોને આશ્રો આપવામાટે.. | " | ૬॥ |
| ૨૧ કામ મળતું ન હોય તેઓના ઉદ્યોગમાટે.. .. .. | " | ૧ |
| ૧૨૪ ઘરડા ભિખારીઓના આશ્રામાટે ધર્મશાળા .. .. | " | ૯॥ |
| ૧૬ આંધળાં, બહેરાં, મુંગાં તથા લંગડાંઓનેમાટે.. .. | " | ૪॥ |
| ૬૫ નિરાશ્રીત બાળકોને કેળવણી આપનાર મંડળી.. .. | " | ૨૬॥ |
| ૭૨ ગરીબ ધંધાદારીઓને મદદ કરનાર મંડળી .. .. | " | ૧૦॥ |
| ૨૦ ગરીબ પાદરીઓને મદદ કરનાર મંડળી.. . .. | " | ૫ |
| ૮૦ ખ્રિસ્તી ધર્મના ફેલાવામાટે મંડળી. | | |
| ૫૫ વિલાયતમાં ખ્રિસ્તી ધર્મના ઉપદેશમાટે.. .. | " | ૩૬ |
| ૨૫ બાહાર ગામ ખ્રિસ્તી ધર્મના ઉપદેશમાટે.. .. | " | ૬૪ |
| ૪૫ પરચુરણ ધર્મખાતાં .. .. .. .. .. .. .. | " | ૩૦ |

*Charities of London

અરે આપણા દેશમાં આવાં ધર્મખાતાંઓની કેટલી જરૂર છે! અરે આપણા દેશમાં નિરાશ્રીત વિધવાઓની બરદાસ લેનારી, નિરાશ્રીત બાળકોનું પોષણ કરનારી, સંકટમાં પડેલાં કુટુંબોને સાહે થનારી, લોકોમાં અનીતિનો અટકાવ કરનારી, મજુર તથા ખેડુતોની હાલત સુધારનારી, આગ અને એવી મોટી આફતમાં જીવનું રક્ષણ કરનારી, ગરીબ લોકોની આરોગ્યતા તપાસનારી, નીતિ તથા ઈશ્વરી મારગ દેખાડનારી, બાળ ઘાતનો અટકાવ કરનારી, દેશ સુધારકોને હિંમત અને સાહેતા આપનારી, ઇત્યાદિ મંડળીઓ જેની જરૂર છે તે કાંહાં છે?

વિલાયતના લોકોની પરોપકારબુદ્ધિની મોટી ખુબી તો એજ માલમ પડેછે કે કોઇપણ મનુષ્યને બનતાં સુધી દુખી થવા કે ભુખે મરવા દેવું નહી ને તેને બનતા સુધી મદદ કરવી. કેટલીએક પરોપકાર સ્ત્રીઓ વિલાયતમાં ગરીબ દરદીઓની ચાકરી કરવાને ખુશીથી મેહેનત કરેછે. તેમા કેટલીએક સ્ત્રીઓ ઉંચ કુળની ને શ્રીમંતની હોયછે. મિસ નાઇટિંગેલ પોતાનો દેશ છોડીને રૂશિયાની લહડાઈમાં ઘાયેલ થયેલા સિપાઇઓની ચાકરી તથા બરદાસ લેવાને ગઈ હતી તે વિષે તમે સાંભળ્યુંજ હશે. આવા પરોપકારની આપણા દેશમાં વધારે જરૂર છે.



# પ્રકરણ ૧૦.

## X.--CAUSES OF ENGLAND'S GREATNESS.

## ઈંગ્લંડની મોટાઈનાં મુખ્ય કારણ.

ઈંગ્લંડ દેશની મોટાઈનાં મુખ્ય કારણ શું છે તે જાણવાની અને તપાસવાની જરૂર છે. ગયા પ્રકરણમાં એ દેશની પ્રજાના સામાન્ય ગુણ જે મેં દેખાડ્યાછે તે બધા ગુણ ઈંગ્લંડ દેશની મોટાઈનું એક મુખ્ય કારણ છે. પણ તે ઉપરાંત એ દેશમાં કેટલાએક સાધન એવા એકઠા થયાછે કે જેથી એ દેશ દુનિયામાં મોટાઈ ભોગવેછે. તેટલામાટે એમાંના મુખ્ય સાધન હું આ પ્રકરણમાં જણાવવાની રજા લઉં છઉં.

### ૧. વિદ્યા.

KNOWLEDGE

મોટામાં મોટું સાધન વિદ્યા છે. વિદ્યા એટલે જ્ઞાન. એ દેશના લોકોનું જ્ઞાન ઘણું ચહડતું છે. એ દેશમાં જેઓ ઉંચી કેળવણી પામેછે તેઓમાં અનેક બાબદોનું જ્ઞાન ઘણું ઉંચું હોયછે. વરાળ યંત્રમાં કેવી ગોઠવણો છે, વરાળથી આગબોટ તથા આગગાડી કેમ ચાલેછે, વિજળીથી તારમાં સંદેશા કેવી રીતે ફરી વળેછે, આકાશમાં ગ્રહણ અને બીજા વરતારા કેમ વરતાયછે, જુદાંજુદાં યંત્રોમાં પાણીનો તથા વાયુનો કેવી અને કેટલી તરેહનો ઉપયોગ થઈ શકેછે, અનેક તરેહના પદાર્થોમાં કેવી અને કેટલી મેળવણી હોયછે અને તે કેવી રીતે થાયછે, તોફાન, વાદળ, વરસાદ તથા ધરતીકંપ વગેરે મોટા ચમત્કાર શાથી થાયછે—આવી અનેક બાબદોનું ઉંચું જ્ઞાન ઉંચી કેળવણી પામેલા હજારો લોકોમાં છે.

સાધારણ કેળવણી જેઓને મળેછે તેઓમાં પણ આ ઘણીએક બાબદોનું સાધારણ જ્ઞાન હોયછે. તે ઉપરાંત જેઓને કેળવણી મુદલ મળતી નથી તેઓમાં માત્ર નજરે જોયાથી જે જ્ઞાન એ દેશમાં મળેછે તે આપ-

ણા દેશમાં નથી. અને આવતાં કે કોઈ કારખાનામાં કામે લાગતાં કે કોઈ મોટાં મ્યુઝીયમમાં કે બિલાતી મેહેલમાં જતા ને જોતાં જે જ્ઞાન ત્યાંના લોકોને ઉત્પન્ન થાયછે તે જ્ઞાનનું બળ કંઈ જેવું તેવું નથી.* એ જ્ઞાનના બળથી વિલાયતમાં હુન્નર વધતોજ જાયછે, નવી શોધ અને નવી કળા નિકળતીજ જાયછે અને કારખાનાં ઉઘડતાંજ જાયછે.

વિદ્યાનો વધારો કરવાને વિલાયતના લોકો જેટલી મેહેનત કરેછે તેટલી આપણા લોકો કરતા નથી. વિદ્યાના વધારા માટે વિલાયતમાં જેટલી નિશાળો છે તેટલી આપણા દેશમાં વસ્તી અને વિસ્તાર પ્રમાણે નિશાળો નથી. વિદ્યાના વધારા માટે વિલાયતમાં જેટલાં વર્તમાનપત્ર અને ચોપાન્યાં તથા પુસ્તકો છપાયછે તેની સંખ્યા એટલી મોટી છે કે આપણા દેશમાં તેનો દસમો ભાગ પણ નથી. વિદ્યાના વધારા માટે વિલાયતમાં જેટલી સભાઓ છે તેનો આઠમો ભાગ પણ આપણા દેશમાં નથી. એવી બે સભામાં હું વિલાયતમાં ગયો હતો તે વિષે થોડામાં જણાવીને આ બાબદ બંધ કરૂં છઉં.

એક "પ્યૂર લિટરેચર સોસાયટિ"—તેની વાર્ષિક સભા જે તા૦ ૧૯ મી મેએ મળી હતી તેમા હું તથા મારો મિત્ર રાવ બાહાદુર ગામચંદ્ર બાળકૃષ્ણ ગયા હતા. એ સભાનો પ્રમુખ "અર્લ ઑવ શાફ્ટસબરી છે અને તેના ઉપ પ્રમુખ ૯ મોટા અને પ્રખ્યાત પુરૂષો છે. આ સભામાં ઘણાખરા અમીરો અને મહા પુરૂષો સામેલ છે. તેઓ ઘણાખરા ઉપલે પ્રસંગે હાજર હતા. પ્રમુખ "અર્લ ઑવ શાફ્ટસ્બરી" ને માટે ઉંચી બેઠક હતી તે ઉંચી બેઠકની પાસે ત્રણ ખુરસી મુકેલી હતી તે ઉંચી બેઠક ઉપર મને તથા મારા મિત્રને અર્લ શાફ્ટ્સ-

* "The natives of India we class far below the natives of England, not in intelligence, but in the kind of knowledge possessed, and in the opportunities for obtaining valuable instruction. An English charity-school boy, we hold is acquainted with things which it better behoves a man to know than all the learning of the greatest Hindu sage"

*Times of India*, 11, *January*, 1866

રીએ બેસાડ્યા. આ મોટા માનને અમે યોગ્ય ન છતાં અમારો આ-ચો સતકાર કર્યો એ ઉપરથી જણાશે કે વિલાયતના લોકો આ દેશના સદ્ ગૃહસ્થોને ઘણા ચાહાછે અને તેમને પરદેશી જાણીને પોતાના દે-શમાં વધારે માન આપેછે. આ મંડળીની મતલબ તેના રીપોર્ટમધ્યે જણાવ્યામાં આવી હતી તે આ પ્રમાણે—

"The Pure Literature Society does not publish books or periodicals. It neither issues any new works of its own, nor derives any profit from commercial transactions. Its efforts are directed to promote the circulation of pure and healthy literature."

આ મંડળી પુસ્તકો કે ચોપાન્યાં છાપતી નથી અથવા પોતાનાં નવાં પુસ્તકો પ્રગટ કરતી નથી અથવા જે કામ ચલાવેછે તેમાં કંઈ નફો મેળ-વતી નથી. (અનીતિ વગરની) ચોખ્ખી અને રૂડા વિદ્યાનો પ્રચાર ક-રવાનીજ તે મતલબ રાખેછે. આ મતલબ પાર પાડવાને જે પુસ્તકો કે ચોપાન્યાં આ મંડળીના અધિકારીઓને ચોખ્ખાં અને રૂડાં માલમ પડે તેની ટીપ છાપીને પ્રગટ કરવામાં આવેછે તથા કેટલીક પુસ્તકશાળા-ઓને અરધી કિંમતે એવા ઉપયોગનાં પુસ્તકો પુરાં પાડેછે અને જેઓ દર વરસે એક ગીની એટલે સાડા દસ રૂપીયા આપે તેઓને ઘેર બેઠાં દર મહીને જુદાંજુદાં ઉપયોગી ચોપાન્યાં મોકલી દેછે. આ રીતે આ મંડળી ઘણીજ ઉપયોગની સેવા બજાવેછે.

બીજી સભા "રૉયલ જ્યોગ્રાફિકલ સોસાયટિ" ની તા૦ ૨૨ મી જુનની રાતના મળી હતી. તેમાં હું તથા મારા મીત્રો ભાઈ રામચંદ્ર બા-ળકૃષ્ણ તથા ભાઈ ડોસાભાઈ ફરામજી કડાકા ગયા હતા. ક્યાપટન સ્પીક તથા ક્યાપટન ગ્રાંટ જેઓએ નીલ નદીનું મુળ શોધી કાહાડયું હતું તેમને મળવાને તથા તેમનો હેવાલ સાંભળવાને એ સભા મળી હતી. આ સાહાસિક પુરૂષોને જોઇને એકઠા થયલાં સ્ત્રીઓએ તથા પુરૂષોએ આનં-દની તાલીઓ વારંવાર વગાડીને જે માન આપ્યું હતું તે ઘણું જેવાજોગ તથા અસરકારેક હતું. પ્રમુખની જગ્યાએ સર રોડરિક મરકિસન બા-

રાખ્યો હતો. એ સીવીના છોકરાઓ જેઓએ આ બાહાદુર અને સાહસિક પુરૂષોની ચાકરી કરી હતી તેઓને એક ટેબલ ઉપર ઉભા રાખ્યા હતા. પ્રથમ ક્યાપટન સ્ટીકે અને પછી ક્યાપટન ગ્રાટે હેવાલ વાંચી સંભળાવ્યો અને ત્યારપછી ઈટાલીના રાજાએ મોકલાવેલા સોનાના ચાંદ આ બે સાહસિક પુરૂષોને ઘણા માન સાથે ભેટ આપવામાં આવ્યા હતા.

## ૨. હુન્નર.

ART

અનેક જાતના અનેક હુન્નર એ દેશમાં છે એ તેની મોટાઈનું બીજું મોટું સાધન છે. કેટલા અને કેવી પ્રકારના હુન્નર એ દેશના લોકો જાણેછે તેનો કંઈ પાર નથી. "આ વસ્તુ અમારાથી કેમ થઈ ન શકે" એવો ખરો મમત રાખીને તેની બનાવટ ઉપર ખુબ ધ્યાન આપેછે ને તે બનાવવા માટે બહુ મેહેનત કરેછે. વિલાયતમાં તમે કહો કે મારે ફલાણી જાતની વસ્તુ જોઈએ તો તે તઈયાર મળશે. વિલાયતમાં હુન્નર કેટલો વધ્યોછે તેનો વિચાર આગબોટથી કે આગગાડીથી કે વિજળીના સંદેસાના તારથી આવી શકશે.

એ ઉપરાંત વિલાયતથી કંઈ હજારો તો શું પણ લાખો તરેહની ચીજો આવેછે એજ ઉપરથી તમે ત્યાંના હુન્નરનો વિચાર કરી શકશો. આપણા દેશમાં કોતરકામ તથા નકશીકામ તથા શાલની બનાવટ વગેરે થોડાએક ઉંચો હુન્નર રહ્યોછે કેમકે એ હુન્નરની બરાબરી વિલાયતના લોકો હજીસુધી કરી શકતા નથી. તે વગર આ દેશમાં હુન્નર નાશ પામ્યોછે ને નિત્ય વધારે નાશ પામતો જાયછે. એક ઝીણી સોઈથી તે પેહેરવાનાં વસ્ત્ર સુધી આપણો હવે વિલાયત ઉપર આધાર રહ્યોછે. ગામડી બનાવટનો માલ ઉતરતો અને તેની કિંમત વધારે પડેછે માટે તેનો ખપ જેમ ઓછો થતો જાયછે તેમ હુન્નર ઘટતો જાયછે.

ચિત્ર અથવા છબી પાડવાનો અને આરસપાહણના પુતળાં બનાવવા વગેરેનો હુંનર ઝીણો (Fine art) કેહેવાયછે. એ હુન્નરમાં પણ એ લોકો ઘણા આગળ વધ્યાછે. કંતાન ઉપર તેલના રંગથી અથવા પા-



નકસીદાર કુંજા.

ણીના રંગથી ચિત્ર પાડવાની કળા કેટલી ઉંચી સ્થિતિ ઉપર વિલાયતના લોકો લઈ ગયાછે તે વિષે મેં પાંચમાં પ્રકરણમાં ચિત્રશાળા વિષે લખતાં જણાવ્યુંછે. તેમજ સૂર્યના પ્રકાશથી ચિત્ર પાડવાનો હુન્નર જેને "ફોટોગ્રાફી" કહેછે તે થોડી મુદતમાં ઘણો વધ્યોછે ને તેને પણ ઘણી ઉંચી સ્થિતિ ઉપર લાવવામાં એ લોકો થોડા વખાણવાના નથી.

છાપવાને માટે લાકડાં ઉપર કે લોહોડાંની પ્લેટ ઉપર કોતરીને ઘણાજ બારિક હથ્યારથી ચિત્ર પાડવામાં પણ વિલાયતના લોકો પ્રસિદ્ધ છે. આપણા દેશમા ફોટોગ્રાફિનો હુન્નર દાખલ થયા છતા આ હુન્નર દાખલ થયો નથી. લાકડાં ઉપર હમણાં કેટલાક દેશીઓ ચિત્ર કોતરવાનું શિખ્યાછે પણ તેમાં જેટલી માહેતગારી મેળવવી જોઇએ તેટલી તેઓએ હજીસુધી મેળવી નથી. લોહોડાંની કે ત્રાંબાની પ્લેટ ઉપર ચિત્ર કોતરવાનો હુન્નર હજીસુધી આ દેશમાં દાખલ થયો નથી. એ હુન્નરથી એવાં તો સુંદર ચિત્ર પડેછે કે જેઓ "આર્ટ જરનલ" વગેરે ચિત્રના પુસ્તકો જોતા હશે તેઓની ખાતરી થઈ હશે. પ્લેટ ઉપર જેવું ઝીણું કામ લેવાયછે તેવુ લાકડાં ઉપર લેવાઈ શકાતું નથી તેછતાં કેટલાક લાકડાં ઉપર કોતરેલા ચિત્ર એવા તો સુદર હોયછે કે તે એકાએક વરતી શકાય નહી કે તે પ્લેટ ઉપર કોતરેલાં છે કે લાકડાં ઉપર ?

હુન્નર વિષે આપણા દેશીઓમાં ખરૂં અભિમાન હોવતો તેઓએ તે શિખવા માટે તન, મન અને ધન ખરચવું જોઇએ અને આ દેશની વિદ્યા અને કળાને સજીવન કરવાની કાળજી રાખવી જોઇએ.

## ૩. નવી શોધ અને કળા.

INVENTIONS AND DISCOVERIES

ઇંગ્લંડમાં વિદ્યાહુનરનો વધારો હોવાથી તથા એકએકથી સરસ થવા ઇંછા હોવાથી નિત્ય નવી શોધ અને નવી કળા નિકળતી જાયછે. ગયાં સો વરસમાં જે નવી શોધ થઇછે ને નવી કળા નિકળીછે તેની ગણતરી થઈ શકે એમ નથી. લોકોનું ચિત અને ધ્યાન નવી શોધ કે નવી કળા કે નવી બનાવટ ઉપર એટલું તો ચોંટી ગયુંછે કે બીજાં થોડાં વરસમાં બીજાં કેટલાં નવાં કૌતક જુની આંખે દેખાશે તેનો મુદલ વિચાર થઈ શકતો નથી. સો વરસ ઉપર કોઇના સ્વપનામાં પણ નહી હતું કે હલેસાં વગર અને પવનની દરકાર રાખ્યા વગર વહાણો ચાલી શકશે; પચાસ વરસ ઉપર કોઈ ધારતું નહી હતું કે ઘોડા અથવા બળદ વગર અગની રથ એક કલાકમાં ૭૦ માઇલ સુધી ચાલી શકશે. વીસ વરસ ઉપર કોઇના ખ્યાલમાં પણ નહી હતું કે વિલાયત અને હિંદુસ્તાનવચે વિજળીના તારથી થોડા કલાકમાં સમાચાર ફરી વળશે. ફોટોગ્રાફ અને એ વગેરે બીજી ઘણાક શોધ થયાછે એ વિષે થોડા વરસ ઉપર કોઇને કહ્યું હોત તો તેઓ માનત નહી. બીજાં પચાસ કે સો વરસમાં કેટલી નવી શોધ અને કેટલી કળા નિકળશે તે કોઇથી કેહેવાતું નથી.

કંઈ પણ સુધારો કરવો; કંઈપણ નવી કળા કે નવી યુક્તિ શોધી કાહાડવી;—એજ પ્રેરણા એ લોકોનાં મનમાં આવી ગઇછે. જે કારીગરે કંઈ નવી હિકમત શોધી કાહાડી નહી તે કારીગરમાં ગણાયજ નહી. જે બીજાઓએ શોધી કાહાડ્યુંછે તે પ્રમાણે કરવું એમાં માલ શો? ખરી મરદાઈ ને ખરી સાબાશી ત્યારેજ કે કંઈ નવી કળા સોધીને "પ્રૈઝ" મેળવવું. આવી હોંશ ને આવો ચરસ ત્યાનાં લોકોમાં ઘણો છે ને તેથી એ લોકો આગળ વધ્યાછે વધતા જાયછે અને વધતા જશે.



## ૪. કારખાનાં.

MANUFACTORIES

વિલાયતમાં કારખાનાંનો કંઈ સુમાર નથી. આહા ઠામેઠામ કારખાનાંની ધુમ મચી રહીછે તે જોઈ નજર ચઢી જાયછે! કેટલાં બધાં કારખાનાં ને વળી કેટલાં મોટાં કારખાનાં! આપણા દેશમાં થોડાંએક સુતર કાપડ વગેરેનાં કારખાનાં નિકળ્યાંછે તેતો ત્યાં વરાળમાં જાય! ઠામેઠામ કારખાનાં! ને ઠામેઠામ વરાળયંત્ર! આહા એ દેશની કેટલી બધી દોલત એમાં રોકાઈ ગઈ હશે! આહા કેટલા બધા દેશોને આ કારખાનાંઓમાંથી માલ પુરો પડતો હશે!

ઇંગ્લંડમાં એકએક જાતનાં અનેક કારખાનાં છે. તમને સેજ વિચાર આવવામાટે જણાવું છઉં* કે સુતર તથા કાપડનાં આસરે ૨૫૦૦ કારખાનાં છે; ને તેમાંથી દર વરસે ૮૦ કરોડ રૂપીઆની કિંમતનો માલ નિકળેછે. આસરે ૨૦૦૦ કારખાનાં ઉનના કાપડનાં છે તેમાથી દર વરસે ૨૫ કરોડ રૂપીઆનો માલ તઈયાર થાયછે. આસરે ૫૦૦ કારખાનાં રેશમી કાપડના તથા તેટલાંજ અળશીના કાપડનાં છે ને તેમાથી

*Chambers' Information, Vol. II., p. 153

આશરે ૧૫ કરોડ રૂપીયાનો માલ તઈયાર થાયછે. વિલાયતમાં જે જાતનાં કારખાનાં છે તેમાંનાં ઘણાંખરાઓની હું ટીપ+ આપું છઉં:—

| કારખાનાં:— | કારખાનાં:— | કારખાનાં:— |
|---|---|---|
| સુતરનાં | દારૂનાં | આગબોટનાં |
| કાપડનાં | ચામડાંનાં | ગ્યાસનાં |
| ધોવાનાં | માટીકામનાં | યંત્રકામનાં |
| રંગવાનાં | કોડાકામનાં | લોહોડાકામનાં |
| છીંટનાં | ગ્લાસકામનાં | સોઈનાં |
| ઉનનાં | પથ્થરકામનાં | ખીલાનાં |
| રેશમીકાપડનાં | કાગળનાં | ઈસ્કોરૂનાં |
| ગાલિચાનાં | સાબુનાં | કાનસનાં |
| મોજાંનાં | તેલનાં | કરવતીનાં |
| ટોપીનાં | બંદુકનાં | છરીકાતરનાં |
| સણનાં | પિસ્તોલનાં | તરવારનાં |
| દોરડાનાં | વાજીત્રનાં | સ્ટીલપેનનાં |
| સાકરનાં | ઘડિયાળનાં | ટાંચણીનાં |
| તમાકુનાં | વાહાણનાં | બટનનાં |

## ૫. કોયલો.

COAL.

ઇંગ્લંડની ખરી અને મોટી દોલત તેના કોયલામાં છે. ઇંગ્લંડમાં કોયલાની ખાણ એટલી તો મોટી લાગીછે ને તેનો ખપ એ દેશમાં અને બીજા દેશોમાં એટલો મોટો થઈ પડયોછે કે આસ્ત્રેલિયાની સોનાની ખાણ કરતાં તે વધારે કિંમતી થઈ પડીછે. આશરે ૨૦ કરોડ રૂપીયાની કિંમતનો કોયલો દર વરસે ઇંગ્લંડની ભૂમીમાંથી ખોદાઈને નિકલેછે* ! એટલો બધો કોયલો એ ભૂમીમાં હજી ભરેલોછે કે બીજાં ૩૫૦૦ વરસ સુધી ખૂટશે નહી એવી ગણત્રી કરવામાં આવીછે*! આવી મોટી ખાણ બીજા કોઈ દેશમાં હજીસુધી જાણવામાં આવી નથી.

+ Dold's British Manufactures, Vol I. VI.
*The British Nation; p. 13-74.

વિલાયતમાં આટલો બધો કોયલો હોવાથી યંત્રમાં અને કારખાનાંઓમાં એ દેશ બીજા દેશો કરતાં સરસ ગણાયછે. એ દેશમાં કોયલો ઘણો સસ્તો હોવાથી કારખાનાંવાળાઓને જબરો લાભ મળેછે: જે કારખાનાઓ કોયલાની ખાણવાળી જમીનની પાસે આવ્યાંછે તેઓને કોયલો ઘણોજ સસ્તો પડેછે. સાત શિલિંગ એટલે ૩॥ રૂપીયે ટન મળેછે. લંડન--જે ઠેકાણે કોયલો બીજાં ગામો કરતાં મોંઘો વેચાયછે—ત્યાં પણ તેની કિંમત ટન એકના ૧૧ રૂપીયા કરતાં વધારે બેસતી નથી. આપણા દેશમાં આ કરતાં ત્રણ કે ચાર ગણી કિંમત બેસેછે.

- મુબઈનું કોઈ કારખાનું લો. એક કારખાનામાં ૩૦ હજાર સ્પીંડલ સુતરનાં અને ૬૦૦ લુમ કાપડનાં છે તેમાં નિત્ય જાણે ૭ ટન કોયલો ખપેછે. આ ગણતરી પ્રમાણે દર વરસે ૨૨૦૦ થી ૨૫૦૦ ટન કોયલો જોઇએ. વિલાયતમાં એટલો કોયલો વાપરવાને આઠ કે દસ હજાર રૂપીયા લાગે તેને બદલે આપણને મુંબઈમાં પોણો લાખ કે એંસી હજાર રૂપીયા બેસે. આ પ્રમાણે પાંસઠ કે સીતેર હજાર રૂપીયા એક કારખાનાંવાળાને ઓછો ખરચ બેસેછે ને તેટલો તે દેશને વધારે ફાયદો થાયછે.

## ૬. લોહોડું.

IRON

વળી ઇંગ્લંડમાં લોહોડાની ખાણ પણ મોટી હોવાથી એ દેશના કારખાનાંવાળાઓને વધારે ફાવી શકેછે. યંત્ર કામને માટે લોહોડાંનો ખપ કંઈ જેવો તેવો નથી. ઇંગ્લંડમાં લોહોડાંની પેદાસ દર વરસે આસરે ૧૭ કરોડ રૂપીયાની ઉપજેછે. ઇંગ્લંડમાં લોહોડું તથા કોયલો પુષ્કળ હોવાથી એ દેશ બીજા દેશોને યંત્ર કામ પુરૂં પાડેછે. આપણા દેશમાં કારખાનાં કાહાડવાને વિલાયતથી યંત્રકામ મંગાવતાં ઘણો ખરચ બેસેછે.

તેના બદલામાં આપણા દેશનાં કારખાનાંવાળાઓને બીજી રીતે લાભ મળેછે. તે એકે અહીંથી કેટલોએક માલ તે દેશમાં આપણે મોકલીએ છઇએ ને તે તઈયાર થઇને આ દેશમાં આવતાં મોંઘો પડવો જોઇએ. માટે આપણા કારખાનાંવાળાઓનો કારભાર સારી રીતે ચા-

મતો હોયતો યંત્રકામ તથા કોયલામાં જે નુકસાની જાયછે તેનો બદલો વળી જવો જોઇએ, અને ભાગીદારોને ફાયદો થવો જોઇએ.

## ૭. હવા.

CLIMATE.

ઇંગ્લંડની હવા પણ એ દેશની મોટાઇનું એક કારણ છે. એ હવા ઠંડી છે ને ઘડી ઘડીમાં બદલાઈ જાયછે; તેછતાં એ હવામાં મોટો ગુણ છે. મેહેનત કરતાં થાક જલદીથી ચહડતો નથી. આ દેશમાં તમે જેટલું કામ કરી શકો તેથી દોહોડું કે બેવડું કામ એ દેશમાં કરો તેછતાં તમે થાકી જશો નહી, અને ઘણુંકરીને આ વાત તો પ્રસિદ્ધ છે કે જેટલું વધારે કામ થઈ શકે તેટલો વધારે ફાયદો થવોજ જોઇએ.

વળી આ દેશમાં ગરીબ માણસો લંગોટી મારીને ફરતા ફરે તથા ચણા કે મમરા ફાકીને પોતાનો નિર્વાહ ચલાવી શકે તેમ વિલાયમાં ત્યાંની ઠંડી હવાને લીધે થઈ શકતું નથી. ગમે તેવાં ગરીબે ગરમ જાડા કપડાં પેહેરવાં જોઇએ અને મજબુત ખોરાક ખાવો જોઇએ. મેં આગળ જણાવ્યુંછે કે વિલાયતમાં ગરીબી હાલતમાં સખત મેહેનત જેઓ ન કરે તેઓની અવસ્થા ઘણીજ માઠી અને ત્રાસદાયક થઈ પડે. તેટલામાટે ત્યાંની હવાને લીધે ત્યાંના ગરીબ લોકોથી આળસુ રહી શકાતુંજ નથી.

## ૮. રેલવે.

RAILWAY

ઇંગ્લંડમાં આરેતરફ રેલવેની સડક પથરાઈ ગઇછે તેથી દરએક ગામ અને દરએક શેહેરનો એકબીજા સાથે સંબંધ વધ્યોછે. એથી એ દેશને જે લાભ થયોછે ને થાયછે તેનો અડસટો થઇ શકશે નહી. જુદાંજુદાં ગામના લોકો જુદાજુદા ગણાતા હતા તે બધા એક થઇ ગયાછે. એકએક સાથે ઓળખાણ અને મમતા બંધાતી ગઇછે અને તેથી એ દેશનું કઉવત વધી ગયુંછે. એકએક માણસમાં જોર ગમે તેટલું હોય પણ જ્યાંસુધી તેઓ એકએકથી જુદાં રેહે ને જુદાં ગણાય ત્યાંસુધી એ જોર કંઈ કામનું નથી.

ઇંગ્લંડ તથા તેની સાથે જોડાયલાં બીજા બે દેશોમાં મળીને (૧૮૬૪ ની આખેરી સુધીમાં) ૧૨૩૦૦ માઇલ રેલવે ઉઘડ્યોછે.* આટલા રેલવેમાં ચાર અબજ રૂપીઆ એ દેશના રોકાયાછે.† આપણા દેશમાં ૩૬૦૦ માઇલ રેલવે ઉઘડ્યોછે.‡ પણ આપણા દેશનો વિસ્તાર એ ત્રણે દેશ કરતાં બાર ગણો મોટો છે; માટે આ દેશમાં દોહોડ લાખ માઇલ રેલવે ઉઘડે ત્યાંસુધી તે વિલાયતની બરાબરી કરી શકશે નહી.

## ૯. એક ભાષા.

UNIVERSAL LANGUAGE.

આખા દેશમાં એક ભાષા બોલાયછે ને સમજાયછે એથી વીલાયતના લોકોને ઘણો ફાયદો છે. વર્તમાનપત્રમાં કે ચોપાનિયાંમાં કે પુસ્તકમાં જે કાંઈ છપાય તે બધાં ગામનાં લોકો બધે ઠેકાણે વાંચી શકેછે ને તેનો લાભ મેળવેછે. આપણા દેશમાં તેમ નથી. આ પુસ્તકજ લો. માત્ર ગુજરાતી વાંચનારાઓ મુંબઈમાં ને ગુજરાતમાંજ વાંચી શકશે ને તેમાં શું લખ્યુંછે તે દખણમાં કે મદરાસમાં કે બંગાળામાં કે પંજાબમાં કે રજપુતસ્થાનમાં કોઈ જાણી શકશે નહી.

આ દેશમાં જુદાંજુદાં ગામની જુદીજુદી ભાષા થઈ પડીછે એ આ દેશનું મોટું અભાગ્ય સમજવું. કેળવણી પામેલા જુવાનોમાં ઇંગ્રેજી ભાષા સાધારણ થતી જાયછે ને તે બધે ઠેકાણે બધા કેળવાયલા દેશીઓ હવે વાંચી તથા સમજી શકેછે. પણ જેઓ ઇંગ્રેજી કેળવણીથી બેનશીબ છે તેઓને માટે એકજ ભાષા અને એકજ લિપિ થવી જોઇએ. હિંદુસ્તાની ભાષા અને દેવનગરી લિપિ આખા દેશમાં કંઇક સાધારણ છે તે ચાલુ થાય તો આ દેશનો દાહાડો ખરેખર ઉઘડે. એક ભાષા વગર આ દેશના જુદાંજુદાં ગામોનાં જુદાંજુદાં લોકો એકબીજાને બરાબર ઓળખશે નહી ને તેઓમાં પ્રીતિ બંધાશે નહી.

*Chambers' Journal, April, 1865
† Westminster Review, January, 1865
‡ Friend of India, September, 1865

## ૧૦. વેપાર.

COMMERCE.

ઇંગ્લંડમા જે મોટો વેપાર ચાલેછે તે પણ એ દેશની મોટાઈનું મોટું કારણ છે. ઇંગ્લંડનો વેપાર કંઈ પાંચ દસ શેહેરો કે ગામો સાથે ચાલતો નથી પણ પૃથ્વિનાં તમામ મુખ્ય શેહેરો સાથે ચાલેછે. કોઈ દેશ એવો નથી કે જેની સાથે ઇંગ્લંડનો વેપાર ચાલતો નહી હશે. ઇંગ્રેજી વેપારીઓ દુનિયાના ચારે ખંડમાં પસરાઈ ગયાછે. કોઈપણ દેશ જેમાં વેપારની જણસ પાકતી હશે ને તેનો વેપાર બીજા દેશો સાથે ચાલતો હશે તેમાં ઇંગ્રેજી વેપારીને આપણે જોયા વગર રેહેશું નહી. વેપાર માટે ઇંગ્રેજી વેપારીઓ દુનિયામાં ઠામેઠામ વસીગયાછે. આપણા દેશમાં તેઓ વેપાર માટેજ પ્રથમ આવ્યા અને પછી રાજ મેળવ્યું.

ઇંગ્લંડમાં કંઈ લાખો રૂપીયાનોજ નહી પણ કરોડો રૂપીયાનો વેપાર ચાલેછે. દર વરસમાં ૧॥ થી ૨ અબજ રૂપીયાનો માલ વિલાયતમાંથી બાહારના દેશાવરો ખાતે જાયછે અને ૨ થી ૨॥ અબજ રૂપીયાનો માલ બાહરના દેશાવરેથી વિલાયતમાં આવેછે. આ પ્રમાણે ૪॥ અબજ એટલે ચારસો પચીશ કરોડ રૂપીયાની લેવડ દેવડ બીજા દેશો સાથે માલ મંગાવવાની તથા મોકલવાની ચાલેછે.* ઇંગ્લંડનાં જુદાંજુદાં કારખાનાંઓમાંજ આસરે ૧॥ અબજ (એકસો પંચોતેર કરોડ) રૂપીયાનો માલ તઈયાર થાયછે! એક વરસમાં ૫૦ હજાર વાહાણ તથા પાંચ હજાર આગબોટ જે દેશનાં બંદરોમાં આવજાવ કરે તે દેશનો વેપાર કેટલો હશે!

આપણા દેશનો દાહડો ફર્યોછે તે વિલાયતનાજ વેપારથી ફર્યોછે એ સઉ કોઈ જાણેછે. વિલાયતની સાથે વેપાર નહી હોત તો આપણો દેશ-જે દળિદ્ર હાલતમાં આવ્યો હતો તેમાંથી છુટો થાત નહી. પેહેલી વારીમાં (એટલે ઇંગ્રેજોના હાથમાં આ દેશનું રાજ આવ્યું તેના પ્રારંભમાં) આ દેશનું દ્રવ્ય વિલાયત તરફ ઘસડાઈ ગયું એ વાત સાચી છે; પણ હવે કેટલાએક વરસ થયાં વિલાયતથી દર ઊપે મોટી રકમ આવવા માંડીછે, તે એ દેશના વેપારનો પ્રતાપ.

*Home News; April, 1864.

આપણા દેશીઓ તેમાં અગત્ય કરીને પશ્ચિમ હિંદુસ્તાનના વાણીયા, ભાટીયા, પારસી, ખોજા વગેરે વેપારમાં સાહસિક કેહેવાયછે. તેઓ ચીન વિલાયત સાથે વેપાર ચલાવેછે તે છતાં તેઓ પોતાની તરફથી વિલાયતમાં પોતે જવાને અથવા પોતાના દેશીઓની મારફત કામ લેવાને પાછળ પડ્યાછે.

## ૧૧. દરિયાઈ ફોજ.

NAVY

ઇંગ્લંડ દેશની પ્રજાનું મોટાંમાં મોટું પરાક્રમ તેની સમુદ્રની ફોજમાં છે અને તેથી એ દેશની મોટાઈ આખી પૃથ્વિમાં માલમ પડીછે. દરિયામાં મોટાં મોટાં વાહાણો તથા મોટી મોટી આગબોટ ઉપર લશ્કર તથા તોપગોળા ને લહડાઇનો સામન રાખવો અને જરૂર પડે ત્યારે દરિયામાં વાહાણ ઉપરથીજ લહડાઈ કરવી. આ કળામાં ઇંગ્રેજી પ્રજાની ચાલાકી જેવી માલમ પડીછે તેવી ચાલાકી બીજી કોઈકજ પ્રજાની જણાઇ હશે. સમુદ્રની લહડાઇમાં ઇંગ્લંડની ચાલાકી આખી દુનિયામાં પ્રસિદ્ધ છે. ઇંગ્રેજી પ્રજાની મોટાઈ ઉપર આ કિંમતી છાપ પડીછે તે કાયમ રાખવાને એ દેશની સરકારને વરસો વરસ દરિયાઈ ફોજમાં જરૂરનો સુધારો તથા વધારો કરવાની ઘણી સંભાળ રાખવી પડેછે.

આ સમુદ્રની ફોજ માટે દર વરસ મોટો ખરચ બેસેછે તે વિલાયતની રઇયત ખુશીથી આપેછે. દર વરસ દસ કરોડ રૂપીયા આ સમુદ્રનાં લશ્કર પછવાડે ખરચના બેસેછે ! એટલી રકમમાં ૫૦ હજાર માણસો તથા ૫૫૬ લહડાઇનાં વાહાણો અથવા મનવારો, તથા ૧૬૦ ગનબોટનો ખરચ નિકળેછે.* આવી મોટી સમુદ્રની ફોજ ફ્રાન્સની કે રશિયાની પણ નથી. વિલાયતની લશ્કરી "મનવાર" તમે જો જોઇ ન હોય તો હવે પછી તમને લાગ મળે તો ભુલશોમા. આ લહડાઇનાં વાહાણ ઉપરની ખરી રચના ને ક્વાયત જોઇ તમે અચરત પામ્યા વગર રેહેશોજ નહી. ઇંગ્રેજી ખલાસીઓને તથા સિપાઇઓને ધન્ય છે કે તેઓ મહાસમુદ્રમાં મોટી લહડાઈ કરી શકેછે !

*Chambers' Information, Vol II, 187

## ૧૨. દયાળુ સરકાર.

MILD GOVERNMENT

જે દેશની સરકાર જુલમી હોય તે દેશ મોટાઈ ઉપર કદી આવેજ નહી. જે દેશની સરકાર દયાળુ છે તે દેશ વેહેલો મોડો આબાદ થયા વિના રેહેતો નથી. ઇંગ્લંડની મોટાઈ વધારવાનું માન તેની માયાળુ સરકારને ઘટેછે. ઇંગ્લંડની સરકારથી રઈયત રાજી છે એટલુંજ નહી પણ તેની ઉપર રઈયત ફિદા થયલીછે. એ સરકારનો બચાવ કરવા માટે આખી રઇયત પોતાનું તન મન, અને ધન ખરચવાને અને જરૂર પડે તો જીવ આપવાને તઈયાર છે. જે દેશની સરકાર અને રઈઅત વચ્ચે આવી મજબુત પ્રીતિ બંધાઇછે તે દેશની મોટાઈ વધે એમાં નવાઇ શી!

દેશી રાજોમાં જેવો જુલમ અને અંધેર કારભાર ચાલેછે તેવો જુલમ અને અંધેર કારભાર ઇંગ્રેજી રાજમાં જોવામાં આવતો નથી. દેશી રાજોમાં જે પ્રમાણે રઈયત પાસે વેઠે કામ કરાવવામાં આવેછે તે પ્રમાણે ઇંગ્રેજી રાજમાં નથી. દેશી રાજમાં કર અથવા વેરો લેવાને માટે જેવી રીત વાપરવામાં આવેછે તેવી રીત ઇંગ્રેજી રાજમાં નથી. દેશી રાજમાં જેવી લાંચ રૂસવત ચાલેછે તેવી ઇંગ્રેજી રાજમાં ઘણુંકરીને ચાલતી નથી.

વળી ઇંગ્રેજી રાજમાં રઈયતનું સુખ વધારવાને જે ઉપાય લેવામાં આવેછે તે ઘણુંકરીને દેશી રાજોમાં લેવામાં આવતા નથી. તવંગર કે ગરીબ એ બંનેનો એકસરખો અને પક્ષ રાખ્યા વગર જેવો ન્યાય ઇંગ્રેજી રાજમાં થાયછે તેવો દેશી રાજોમાં ઘણુંકરીને થતો નથી. રઈયતની સુખાકારી સાચવવા માટે જેવી સફાઈ અને ચોખાઈ ઇંગ્રેજી રાજમાં છે તેવી દેશી રાજોમાં નથી. સારાશ રઈયતનું સુખ વધારવાને જેવી કાળજી ઇંગ્રેજી રાજમાં જોવામાં આવેછે તેવી દેશી રાજોમાં નથી.

દેશી રાજથી દેશની શોભા અને મોટાઇ છે માટે દેશી રાજને વખોડવા હું ચાહતો નથી. તેછતાં સાચી વાત ડબાવી રાખ્યાથી દેશી રાજની મોટાઈ વધી શકનાર નથી. દેશી રાજઓ જો પોતાની અને પોતાના રાજની મોટાઈ વધારવાને ઇચ્છતા હોય તો તેઓએ પોતાની રઈયતનુ

સુખ વધારવાની મેહેનત અને તજવીજ કરવી જોઇએ અને તે કારણ માટે પોતાના રાજનો અધિકાર લાયક પુરૂષોનેજ સોંપવો જોઇએ.

ઈશ્વરને નમસ્કાર કરી તેનો ઉપકાર માનવો જોઇએ કેમકે આપણને દયાળુ ઇંગ્રેજ સરકાર મળીછે. આપણો દેશ ઘણાં વરસ સુધી મુસલમાન રાજાઓના અંધેર કારભારમાં તથા જુલમમાં રહીને માયાળુ અને સ્વતંત્ર રાજના તાબામાં આવ્યોછે. જુલમ તથા લડાઇ તથા બંડ બંધ પડી ગયાછે; ભીલ તથા વાઘર વગેરેની લુટફાટ બંધ પડીછે, સતીની મહા નઠારી અને મહા પાપી રૂઢી નાશ પામીછે, વિદ્યા ને હુન્નરનો પ્રસાર થવા માંડ્યોછે, રસ્તા ને પુલો થયાછે, આગગાડી તથા આગબોટ ચાલવા માંડીછે; વેપાર અને ઉદ્યોગ વધ્યોછે; ને સઉ ખુશી તથા સુખી છે. એ બધો દયાળુ ઇંગ્રેજી રાજનો પ્રતાપ છે. તેટલામાટે પરમેશ્વરને મારી પ્રાર્થના છે કે એ રાજની સદા ચહડતી હોજો !



# પ્રકરણ ૧૧.

## XI--BRITISH POWER AND CONSTITUTION.

## રાજબળ તથા રાજરીતિ.

ઈંગ્લંડનું રાજબળ કેટલું છે અને ઈંગ્લંડની રાજરીતિ કેવી છે તે હવે હું તમને જણાવવાની રજા લઉં છઉં. જે દેશનો હું પ્રવાસ લખું છઉં તે દેશનું રાજબળ તથા તે દેશની રાજરીતિ વિષે થોડુંઘણું લખવાની જરૂર સમજું છઉં. એ વિષે વિસ્તારીને લખવાની આ પ્રવાસમાં જગ્યા નથી તેટલામાટે હું ટુંકામાંજ લખું છઉં.

### ૧. રાજબળ.

BRITISH DOMINIONS

આખી દુનીયામાં છ રાજ મોટાં અને મહા બળવંત ગણાયછે તેમાંનું એક રાજ ઈંગ્લંડનું છે. ઇંગ્લંડ, ફ્રાન્સ, રૂશિયા, ઑસ્ત્રીયા, પ્રુશિયા અને અમેરીકાનાં યુનાઇટેડ સ્ટેટ્—આ છ રાજ આજકાલ મોટાં અને જોરાવર છે. એકએકથી ગાંજ્યા ન જાય એવાં એ છ રાજ છે. આજ આઠસો વરસ થયાં ઈંગ્લંડે પોતાના દેશમા કોઈ પારકાં રાજનો પગ પેસવા દીધો નથી એટલીજ વાત એ રાજનું બળ જાણવાને બસ છે. પણ એ રાજનું બળ એથી વધારે છે. જ્યારે ફ્રાન્સના નેપોલિયન બોનાપાર્ટે યુરોપખંડનો મોટો ભાગ જીતી લીધો ને આખા યુરોપખંડમાં ત્રાસ ઉપજાવ્યો ત્યારે ફ્રાન્સનો મદ ઈંગ્લંડે ઉતાર્યો. ન જીતાય એવા બોનાપાર્ટ તેને ઈંગ્લંડના શૂરા સરદાર—ડ્યુક ઑવ્ વેલિંગટને જીત્યો.

આસરે બાર વરસ ઉપર ઇંગ્લંડનું રાજ રૂસિયાનાં રાજની સામે લહડાઈમાં ઉતર્યું હતું તેમાં પણ ઇંગ્રેજી લશ્કરે ફતેહ મેળવવામાં જે બાહાદુરી દેખાડી હતી તે દુનિયામાં પ્રસિદ્ધ ને લોકોની યાદીમાં તાજી છે. આપણાજ દેશમાં (૧૮૫૭-૫૮ માં) ભયંકર બળવો ઉઠ્યો તે બેસાડી

દેવામાં ઇંગ્રેજી રાજનું કઉવત માલમ પડી ચુક્યુંછે. આતો હું હમણાના વખતના તાજા દાખલા આપું છઉં પણ જરા દુરના વખત ઉપર લઇ જાઉં તો ઇતિહાસમાંથી બીજા અનેક દાખલા મળશે.

ઇંગ્લંડ પોતેતો ઘણો નાહાનો દેશ છે—માત્ર ૩૬૦ માઇલ લાંબો અને ૨૮૦ પોહોળો છે—પણ તેની સાથે સ્કોટલંડ તથા આયરલંડ જોડાઈ ગયાછે અને તેના તાબામાં બીજા ઘણા દેશો આવ્યાછે. ઇંગ્લંડ અને તેની સાથે જોડાઈ ગયાવાં બે રાજ એ ત્રણે મળીને "યુનાઇટેડ કિંગડમ" કેહેવાયછે. એ ત્રણે દેશ પાસેપાસે છે અને તેમની ચોમેર સમુદ્ર આવ્યોછે. આ ત્રણે દેશનો વિસ્તાર સવા લાખ ચોરસ માઇલ છે ને તેમની વસ્તી ત્રણ કરોડમાં કંઇક ઓછી ગણાયછે. ઇંગ્લંડના વિસ્તારનું પ્રમાણ તપાસીએ તો ઇંગ્લંડની વસ્તી ઘણીજ મોટી જણાશે.

પણ ઇંગ્લંડનું રાજ ત્યાંજ અટકતું નથી. એ રાજનો વિસ્તાર પૃથ્વિના ચારે ખંડમાં ફેલાઇ ગયોછે; યુરોપ, એશિયા, આફ્રિકા અને અમેરિકા એ ચારે ખંડમાં અને અસ્ત્રેલિયાના મોટા બેટમાં ઇંગ્રેજી રાજનો વાવટો ઉડેછે. એશિયા ખંડમાં આપણો દેશ તથા સિલોન (લંકા) મળીને ૧૪ લાખ ચોરસ માઇલ જમીન ઉપર, આફ્રિકામાં ૨ લાખ ચોરસ માઇલ જમીન ઉપર, અમેરિકામાં ૨૫ લાખ અને આસ્ત્રેલીયામાં ૧૬ લાખ ચોરસ માઇલ જમીન ઉપર ઇંગ્લંડની ધજા ઉડેછે.

## ૨. રાજફોજ.

BRITISH FORCES.

હરએક રાજની નાહાની મોટી ફોજ ઉપરથી તે રાજનું બળ જણાયછે. વિલાયતનાં ત્રણ જોડાઇ ગયનાં રાજનું બધું મળીને સવાબે લાખ માણસનું લસ્કર છે. તેમાં ૧॥। લાખ ખુશકી ઉપરનું તથા ०॥ લાખ દરિયાઈ લસ્કર ગણાયછે. ખુશકી લસ્કર ઉપર દર વરસ ૧૫ કરોડ રુપીયાનો તથા દરિયાઇ લસ્કર ઉપર ૧૦ કરોડ રુપીયાનો ખરચ થાયછે. ખુશકી લસ્કરમાં પાયદળ, ઘોડેસ્વાર, તથા તોપખાનું છે. આ બધું લસ્કર કવાયત શિખેલું અને બાહાદુર છે. લડાઇની જે કાંઇ નવી કળા

અને નવી યુક્તિ માલમ પડીછે ને માલમ પડેછે તેથી ઇંગ્રેજી લશ્કર વાકેફ રેહેછે તથા નિત્ય લશ્કરી કવાયતનો અભ્યાસ કરેછે તથા જરૂર પડતો લહડાઇમાં ઉતરવાને હથિયાર સાફ ને તઇયાર રાખેછે.

આ લશ્કર ઉપરાંત મિલિશિયા (Militia) નામનું ળા લાખથી ૧ા લાખ માણસનું લશ્કર છે. આ લશ્કરનાં માણસો આખો દાહાડો સરકારી ચાકરી કરવાને તથા બાહારગામ લહડાઇ કરવા જવાને બંધાયા નથી. તેઓ ઠરવેલે દાહાડે લશ્કરી કવાયત લેછે અને જ્યારે જરૂર પડે ત્યારે લહડાઇનાં હથિયાર ઉચકીને મેદાન પડવાને બંધાયલાછે. મિલિશિયામાં સાત વરસ સુધી રેહેવાને બંધાવું પડેછે.

વિલાયતના બચાવનું વધારે જોર તેનાં "વૉલંટિયર" લશ્કરમાં છે. આ લશ્કરમાં જુદાજુદા ધંધાના લોકો પોતપોતાની ખુશીથી સામેલ થયાછે અને તેના બદલામાં સરકાર પાસેથી કંઈજ લેતા નથી. તેઓ લશ્કરી કવાયત ઠરવેલા દાહાડા ઉપર શિખેછે અને તેનો અભ્યાસ રાખેછે તે એટલામાટે કે પોતાના દેશ ઉપર બીજું કોઈ રાજ ચહડી આવે તો હથિયાર બાંધીને લહડાઈનાં મેદાનમાં ઉતરી પડે. સ્વદેશ પ્રીતિનો આવો જુસ્સો બીજા થોડાજ લોકોમાં હશે.

## ૩. સરકારી ઉપજ.

STATE INCOME

ઇંગ્લંડ તથા તેની સાથે જોડાઈ ગયલાં બે રાજ—સ્કૉટલંડ તથા આયરલંડ-ની દર વરસની પેદાસ ૭૦ કરોડ રૂપીયા ઉપજેછે.* આપણા દેશની વસ્તી વિલાયતની વસ્તી કરતાં છ કે સાત ગણી વધારે છતાં તેની પેદાસ આસરે ૮૫ કરોડ રૂપીયા દર વરસે થાયછે. વિલાયતની સરકારને વરસ એકની ૭૦ કરોડ રૂપીયાની પેદાસ છતાં તેને સાથે મોટું કરજ છે. લહડાઈ અને એવાં મોટાં કારણથી જ્યારે ખરચ વધી જાયછે ત્યારે સરકારને કરજ કરવું પડેછે. હાલ આસરે ૮ અબજ રૂપીયાનું કરજ એ સરકારને માથે છે. સિત્તેર કરોડ રૂપીયાની પેદાસમાંથી આસરે ૨૫

*Home News, April 1864

કરોડ રૂપીયા લશ્કરના ખરચમાં ને ૨૮ કરોડ રૂપીયા કરજના વ્યાજમાં ઘસડાઈ જાયછે. બાકીના રૂપીયામા સરકારનો બીજો ખરચ ચાલેછે.

## ૪. રાજની ગોઠવણ.

FORM OF GOVERNMENT

ઇંગ્રેજી રાજની ગોઠવણ ઘણી રૂડી અને વખાણવાજોગ છે. એ રાજમાં જેવું છુટાપણું રાજા તથા અમીર ભોગવેછે તેવુંજ છુટાપણું ગરીબ રઈયત પણ ભોગવેછે. એ રાજમાં કોઈ કોઈના ઉપર જુલમ કે જબરદસ્તી કરી શકતું નથી. એ રાજમાં કોઈ કોઇને ગેર કાયદે કેદ કે કબજ રાખી શકતું નથી; ને રાખે તો તેને ચોવીસ કલાકમાં છુટો કરવાને "હેબીયસ કૉરપસ" નું હુકમનામું તઈયાર છે. એ રાજમા ગમે તેવાં કારણસર અથવા ગમેતેવા વાંક કે અપરાધ માટે ઈનસાફ કર્યા વગર કોઈમાણસને સજા થઈ શકતી નથી. એ રાજમાં ગમે તેવો માણસ ઈનસાફ માગે તો તેને ઈનસાફ મળી શકેછે. એ રાજમાં ગમે ત્યાં ફરી શકાય અને કાયદાસર ગમે તે કરી શકાય. જે રાજની આવી ખુબી છે તે રાજની ગોઠવણ ઘણી રૂડી તથા વખાણવાજોગ હોની જોઇએ.

એ રાજની ગોઠવણ એવી છે કે રાજકારભારનું કામ જુદાજુદા પુરૂષોને જુદુંજુદું વેંહેંચી આપ્યુંછે; એવા એકએક પુરૂષને માથે પોતપોતાનાં કામનું જોખમ રેહેછે. જે ખાતાંમાં કંઈ અંધેર કે ખામી માલમ પડે તો તે ખાતાંના ઉપરીને તે વિષે જવાબ દેવો પડે. કામકાજની વેંહેંચણી રાજકારભારમાં એવી રીતે કરીછે કે સહુ પોત પોતાનાં કામમાં તઈયાર અને હોશિયાર રેહેછે. કોઇ કોઇની આડે કે વચ્ચે આવતું નથી. જે કારભારીએ કે અમલદારે પોતાનું કામ બરાબર બજાવ્યું નહી તો તે ઝાઝીવાર પોતાના ઓધ્ધા ઉપર રહી શકતો નથી. તેટલામાટે દરએક જણ પોતપોતાની આબરૂ રાખવાને પોતપોતાનું કામ ઘણુંકરીને ઉલટથી અને પ્રમાણિકપણે બજાવવાની તજવીજ અને મેહેનત કરેછે.

રાજકારભારમાં માત્ર રાજનોજ અખત્યાર નથી. અમીરોનો તથા લોકોનો પણ અખત્યાર રાજકારભારમાં હંમેશ રેહેછે. તેટલા

માટે પ્રજાની ખુશી વગર રાજા પોતાની મરજી પ્રમાણે કરી શકતો નથી. લોકોની મરજી વગર તે નવો કર કે વેરો નાખી શકતો નથી. લોકોની તથા અમિરોની મરજી વગર કંઈ પણ નવો કાયદો કે કાયદામાં કંઈપણ ફેરફાર કરી શકતો નથી. પોતાની કોઈપણ રઈયત ઉપર કોઈપણ રીતનો જુલમ કે કોઈપણ રીતની જબરદસ્તી ચલાવી શકતો નથી. રાજસભામાં જ્યાંલગી અમીરો તથા લોકો સામેલ થઈને રઈયત ઉપરના કરમાં વધારો કે ઘટાડો કરે નહી તથા નવા કાયદા કે કાયદામાં ફેરફાર કરે નહી ત્યાં લગી રાજાથી કંઈપણ થઈ શકતુ નથી.

## ૫. રાજસભા.

IMPERIAL PARLIAMENT

રાજસભા અથવા "ઈંપીરિયલ પાર્લ્યમેંટ" માં બેસવાનો હક અમીરોનો તથા લોકોની તરફથી ઠરેલા વકીલોનો છે. એમાં બે સભા મળેછે; એક સભા અમીરોની—"હાઉસ ઑવ લૉર્ડસ" અને બીજી સભા લોકોની—"હાઉસ ઑવ કૉમન્સ" કેહેવાયછે. અમીરોની સભામાં આસરે ૪૫૦, અને લોકોની સભામાં ૬૫૦ અધિકારીઓ છે. આ અધિકારીઓને તેમની મેહેનતનું કંઈ લવાજમ મળતું નથી. રાજસભાના અધિકારી ઠરી તેમાં બેસવુ એ મોટું માન ગણાયછે અને તેટલામાટે એ સભાના અધિકારી ઠરવાને ને તેમા મેહેનત કરી પ્રસિદ્ધ થવાનૂં તેઓ ઘણી આતુરતા રાખેછે.

રાજસભા કંઈ બારે માસ બેસતી નથી. પાંચમાં પ્રકરણ મધ્યે પાર્લ્યમેંટ વિષે લખતાં જણાવ્યુંછે કે પાર્લ્યમેંટની દરબાર દર વરસ ઘણુંકરીને ફેબરવારીથી જુલાઈ મહિનાસુધી રવીવાર કે મોટા તેહવાર શિવાય નિત્ય બેસેછે. એ સભામાં મહારાણી ઘણુંકરીને વરસમાં બેજ વાર હાજર થાયછે; એકવાર ફેબરવારીમાં પાર્લ્યામેંટ ઉઘડતી વેળા અને બીજીવાર જુલાઈમાં પાર્લ્યામેંટ બંધ કરતી વેળા. એ શિવાય આ રાજસભાનાં કામકાજમાં મહારાણી સામેલ થતાં નથી. પણ એમની તરફથી મુખ્ય તથા ઉપ પ્રધાનોને પાર્લ્યામેંટમાં હંમેશ હાજર થવું પડેછે.

રાજસભામાં રાજને લગતું હરએક કામ કેમ ચાલેછે તે વિષે પ્રધાનોને પુછવામાં આવેછે. જે ખાતાંમાં કંઈ ગફલતી ચાલતી હોય અથવા જે ખાતાંમાં કંઇ ખામી જણાતી હોય તે વિષે ટીકા કરવાનો અને ખુલાસો માગવાનો દરએક અધિકારીને હક છે. રઇયતનું નાણું બરાબર વપરાયછે કે નહી અને રઇયતનું રક્ષણ બરાબર થાયછે કે નહી એ વિષે રાજસભાના અધિકારીઓ બારિકીથી તપાસ રાખેછે. રાજકારભાર કેમ ચલાવવો એ કામ પ્રધાનોનું છે અને તેનું બધું જોખમ મુખ્ય પ્રધાનને માથે છે; તેટલામાટે હરએક ખાતામાં કંઈ ચુક કે ખામી માલમ પડે તો તેવિષે રાજસભાનો કોઈપણ અધિકારી રાજસભામાં ઉઘાડી રીતે બોલી શકે ને તેનો ખુલાસો તે ખાતાંના પ્રધાન પાસે માગી શકે.

વળી રાજસભાના અધિકારીઓમાં બે મંડળી જુદાંજુદા મતની છે. એક મંડળી "વિહિગ" અથવા "લિબરલ" નામથી ઓળખાયછે. તેઓનું મત સુધારા તરફ છે. કાયદામાં કે રાજ્યપ્રકરણની હરકોઈ બાબદમાં સુધારો કરવાને તેઓ વધારે ચાહેછે. બીજી મંડળી "ટોરી" અથવા "કૉનઝરવેટિવ" નામથી ઓળખાયછે. તેઓનું મત સુધારા તરફ ઘણુંજ થોડુંછે. જુના કાયદા અને રાજ્યપ્રકરણના જુના રિવાજ બનતા સુધી ફેરવવા નહી એમ તેઓ ઇચ્છેછે.

આ બેમાથી જે મંડળીનું પ્રધાનપણું ચાલતું હોય તે મંડળી જોરાવર કેહેવાયછે. હાલ કેટલાંક વરસ થયાં "વિહિગ" અથવા "લિબરલ" એટલે સુધારા મંડળીનું પ્રધાનપણું ચાલેછે† તેટલામાટે એ મંડળી જોરાવર કેહેવાયછે. પણ તેઓની સામે બીજી મંડળીવાળા રાજસભામાં જ્યારે ત્યારે થાયછે અને તેઓનું જોર તોડવાને મેહેનત કરેછે. તેઓ હરએક બાબદમાં પ્રધાનોની સામે થાયછે અને તેઓની ખોડ ખાપણ માલમ પડેછે તો એજ વાતમા ઉઘાડી પાડેછે. તેઓ "ઑપોઝિશન" એટલે વિરૂધ મતવાળા કેહેવાયછે. આ "આપોઝિશન" થી રાજકાર-

† લાર્ડ પામરસ્ટન મરી ગયા પછી લાર્ડ રસલ મુખ્ય પ્રધાન ઠરયો હતો તેપણ સુધારા મંડળનો હતો. તેણે રાજસભાની ગોઠવણ તથા રીતમા કેટલાક સુધારો દાખલ કરવાનો તજવીજ કેરી તેમાં ને ફાવી શક્યો નહી એટલે બીજી મંડળીના હાથમાં પ્રધાનપણું આવ્યુછે.

ભાર વધારે સારી રીતે ચાલેછે અને રૈયતનો લાભ વધારે સચવાયછે.

રાજસભાના કોઈ અધિકારીને કોઇ કાયદામાં ફેરફાર કરવાની અથવા કોઇ નવો કાયદો કાહાડવાની જરૂર માલમ પડે તો તે વિષે તે દરખાસ્ત કરેછે અને પોતે તઈયાર કરેલો ખરડો વાંચી સંભળાવેછે. તે ખરડો "બિલ" નાં નામથી ઓળખાયછે. હરએક બિલ વાંચ્યાની પેહેલાં તે દાખલ કરવામાટે પ્રથમ રાજસભાની રજા લેવી જોઇએ. એક વખત વંચાઇ રહ્યા પછી તે ઉપર સઉ અધિકારીઓ વિચાર કરેછે, ને કેટલાક દાહાડા પછી તે પાછું ફરીથી વંચાયછે. ત્યારપછી ઘણાં મતથી તેમાં જે કંઇ ફેરફાર કરવો હોયછે તે થાયછે.

તે બિલને બારીકીથી તપાસવામાટે થોડાએક અધિકારીઓની કમીટી કરીને તેમને સોંપેછે; કોઈ બિલ ઘણુંજ અગત્યનું ને સરકારી હોયછે તો પાર્લમેંટના બધા અધિકારીઓ કમીટી થઇને તપાસવાને બેસેછે. જ્યારે કમીટી થઇને પાર્લામેંટના બધા અધિકારીઓ બિલ તપાસવા બેઠા હોય ત્યારે દરએક અધિકારીને એકથી વધારેવાર બોલવાની છુટ છે. વગર કમીટીએ કોઇ અધિકારી એકથી વધારેવાર એકજ બાબદ ઉપર રાજસભામાં બોલી શકે નહી. વળી ત્રીજી વાર ફરીથી એ બિલ વંચાયછે ને તે વિષે બધા અધિકારીઓનાં મત લેવામાં આવેછે, અને જો તેની તરફ ઘણાં મત હોય તો તે પસાર થાયછે.

આતો એક સભામાં પસાર થયું. હવે બીજી સભામાં પસાર થવું જોઇએ. કૉમન્સ અથવા લોકોની સભામા જો પેહેલું પસાર થયું હોય તો "લૉર્ડસ" અથવા અમીરોની સભામાં બીજીવાર પસાર થવું જોઇએ અને અમીરોની સભામાં પેહેલું પસાર થયું હોય તો બીજી વાર લોકોની સભામાં પસાર થવું જોઇએ. બીજી સભામાં પણ પસાર થવાને વળી ત્રણ વખત વંચાવું જોઇએ. એ પ્રમાણે વંચાઇને બીજી સભામાં પાસ થયા પછી મહારાણીની મંજુરીમાટે તેમના ઉપર મોકલવું જોઇએ. ત્યાંથી મંજુર થઇને જ્યારે આવે ત્યારે તે બિલ શેવટે પાસ થયું એમ કેહેવાયછે ને પછી તે પાર્લામેંટનો "આક્ટ" અથવા કાયદો ગણાયછે. પછી આ નવા કાયદા પ્રમાણે રઇયતે ચાલવું જોઇએ.

કોઇ કોઇવાર બે સભા કોઇ બિલ વિષે એકમત થાય નહી તો બેહુ સભાની તરફથી કમીટી થઇને કંઈ ફેરફાર કરી સમજુતી ઉપર આવેછે. જ્યાંસુધી સમજુતી ઉપર આવે નહી ત્યાંસુધી એ બિલ પસાર થતું નથી; ને અંતે રદ જાયછે. બેહુ સભાએ પસાર કર્યું તો મહારાણી ઘણુંકરીને તે કબુલજ રાખેછે. આ ઉપરથી માલમ પડશે કે રાજકાજમાં લોક, અમીર તથા રાજા એ ત્રણેનો હાથ રેહેછે અને એકબીજાની મરજી વગર તેઓ કાયદામાં ફેરફાર કરી શકતા નથી અથવા નવો કાયદો કાહાડી શકતા નથી. લોકોની તરફથી ઠરેલા જે વકીલો પોતાનો અધિકાર આલાકીથી બજાવે નહી તેઓને બીજીવાર લોકો પસંદ કરે નહી.

પાર્લીમેંટ અથવા રાજસભાના હાથમાં મોટી સત્તા છે. ગમે તેવો મોટો અમલદાર હોય પણ તેણે જો કંઇ તકસીર કરી તો તેને બોલાવી મંગાવે અને તેને શિક્ષા કરે. તેટલામાટે રાજનો કોઇપણ કારભારી આડી રીત ચાલી શકતો નથી. પાર્લીમેંટના હાથમાં આ મોટી સત્તા છે ખરી પણ પાર્લીમેંટ કંઈ બારેમાસ બેસતી નથી. એક વખત બંધ થયા પછી તેની મુદત ઉપર પાર્લીમેંટ ઉઘાડવી કે ન ઉઘાડવી એ ગાદીપતિના હાથમાં છે. તે જ્યાંસુધી પોતાનાં નામથી પાર્લીમેંટને બોલાવે નહી ત્યાંસુધી તે ઉઘડી શકે નહી; અને પાર્લીમેંટ ઉઘડી ન હોય તો તેની સત્તા ચાલતી નથી. તેમજ વળી પાર્લીમેંટનું ચાલતું કામ બંધ પાડવાનો અખત્યાર રાજાનો અથવા ગાદીપતિનો છે.

જ્યારે આ પ્રમાણે પાર્લીમેંટ ઉઘાડવાનો અથવા તેનું કામ બંધ પાડવાનો અખત્યાર ગાદીપતિનો છે ત્યારે તમે કેહેશો કે કોઇ જુલમી રાજા કે રાણી પોતાના પ્રધાનોની મારફતે ગમે તેવી ખરાબ રીતે રાજ ચલાવે તો પછી પાર્લીમેંટ શું કરી શકે ? જ્યાંસુધી ગાદીપતિએ પાર્લીમેંટ બોલાવી નથી ને ઉઘાડી નથી ત્યાંસુધી પાર્લીમેંટની સત્તા ચાલતી નથી. એ ખરી વાત છે. પણ ગાદીપતિને પાર્લીમેંટ વેહેલી મોડી બોલાવ્યા વગર છુટકોજ નહી. કેમકે પાર્લીમેંટની મંજુરી સિવાય રઇયત કંઈ કર આપેજ નહી; ને જ્યારે કર આપે નહી ત્યારે ખજાનો ખુટી જાય અને રાજકાજનું બધું કામકાજ અટકી પડે.

## ૬. કામન્સ અથવા લોકોની સભા.

HOUSE OF COMMONS.

આ સભામાં બેસનાર અધિકારીઓને રઇયત પોતાની તરફથી પસંદ કરેછે. જુદાંજુદાં શેહેરો અને જુદાંજુદાં પરગણાંઓની તરફથી જુદા જુદા અધિકારીઓ ઠરેછે. મોટાં શેહેરોની તરફથી ઘણુંકરીને બબે અને નાહાનાં શેહેરોની તરફથી એકએક અધિકારી--જુમલે ઇંગ્લંડ તથા વેલ્સની તરફથી ૫૦૦ અધિકારીઓ, સ્કૉટલંડની તરફથી ૫૩ અધિકારીઓ અને આયરલંડની તરફથી ૧૦૫ અધિકારીઓ બેસેછે. અધિકારીઓને પસંદ કરવાનો હક જે રઇયતનાં ઘરબાર અથવા ખેતર હોય તેઓને છે. જેઓનાં ઘરની પેદાશ દર વરસ સો રૂપીયાથી વધારે હોય અથવા જેઓ ખેતરોનું ભાડું દર વરસ પાનસો રૂપીયા કે તેથી વધારે ભરતા હોય તેઓને પોતાના અધિકારી નેમવાનો હક છે.

જે અધિકારી આ પ્રમાણે ઠરેછે તેઓ ઘણાંમાં ઘણાં સાત વરસ સુધી રહી શકે, ત્યારપછી ફરીથી દરએક શેહેર તથા ગામમાં પોતપોતાના અધિકારી ઠરવવાનું કામ ચાલેછે. પણ તેઓ એટલી મુદત સુધી ઘણુંકરીને ટકી શકતા નથી. ગાદીપતિ મરણ પામે તો ફરીથી દરએક ગામમાં તથા શેહેરમાં પસંદ કરવાનું કામ ચાલેછે, અથવા પ્રધાનોનાં કામકાજથી ઘણાખરા અધિકારીઓ નાખુશ થાય અથવા કોઈ ઘણીજ મોટી બાબદમાં મતભેદ થઈ પડે તો જુની સભા ભાંગી પડેછે ને નવા અધિકારીઓ ફરીથી પસંદ કરીને નેમવામાં આવેછે.

## ૭. અમીરોની સભા.

HOUSE OF LORDS

ઇંગ્લંડમાં બધા મળીને ૩૭૯ અમીરો છે તેઓ સર્વને પાર્લીમેંટમાં બેસવાનો અધિકાર છે. તેઓની સાથે બે "આર્ચબિશપ"--મુખ્યથી મોટા ધર્મગુરૂ--તથા ૨૪ બિશપ--એટલે બીજી પદવીના ધર્મગુરૂ બેસેછે. સ્કૉટલંડના ૧૬ અમીર તથા આયરલંડના ૨૮ અમીર આ સભામાં બેસેછે. અમિરની પદવી વંશપરમપરા ઉતરેછે એટલે અમિરના વડા દીક-

રાને અમીરની પદવી તેનાં મરણ પછી મળેછે. એ દિકરો જ્યાંલગી એકવીસ વરસની ઉમરમાં આવ્યો ન હોય ત્યાંલગી "માઇનિર" એટલે નાહનો ગણાયછે તેટલામાટે તે પાર્લીમેંટમાં બેસી શકતો નથી.

અમીરોની સાથે રાજ કુટુંબના ત્રણ અમિર--એક "પ્રિન્સ ઑવ વેલ્સ" બીજો "ડ્યુક ઑવ કંબરલાંડ" ને ત્રીજો "ડ્યુક ઑવ કેમ્બ્રિજ" એઓ પણ બેસેછે. અમીરોમાં ચહડતી ઉતરતી પાંચ પદવી છે. પેહેલી પદવી ડ્યુકની; બીજી માર્કવીસની; ત્રીજી અરલની; ચોથી વાઇકૌંટની ને પાંચમી બારનની. પેહેલી પદવીના ૨૦; બીજીના ૧૯; ત્રીજીના ૧૦૯; ચોથીના ૨૧ અને પાચમીના ૨૦૭ અમીરો છે.* બારન એટલે બારોનેટ નહી. બારોનેટ તથા નાઇટની પદવીવાળા અમીરમાં ગણાતા નથી. તેઓ કૉમન્સ અથવા સાધારણ લોકોમાં પેહેલી પદવીના ગણાયછે. બધા અમીરો લૉર્ડ કેહેવાયછે. અમીરની પદવી આપવાનું ગાદીપતિ રાજા અથવા રાણીના હાથમાં છે.

આગાઉ અમીરની પદવી ઘણાજ મોટા જાગીરદાર તથા શ્રીમંતોનેજ મળતી હતી; પણ હમણા જે પુરૂષ લહડાઇમાં કે વિદ્યામાં મહા પરાક્રમી માલમ પડેછે તો તેને એ પદવીનું માન મળેછે. પણ આ મોટું માન કોઈ મહા પરાક્રમી પુરૂષ વગર કોઇને મળતું નથી. કોઇ પુરૂષને અમીરની પદવી એવી શરતથી મળેછે કે તેનાં મરણ પછી એ પદવી તેનાં વારસને મળે નહી. એવી શરતથી જેઓને અમીરની પદવી મળેછે તેઓ અમીરોની સભામાં બેસી શકતા નથી.

ઇંગ્લંડના અમીર કેટલાએક મોટા હક ભોગવેછે. તમારૂં લેણું કોઇ અમીર ઉપર નિકળતું હોય તો તેને તમે પકડાવીને કેદમાં નાખી શકો નહી અથવા તેને પકડવાનું હોકમનામુ કોઇ કોરટથી અપાય નહી. ફોજદારીમાં તેમનો ઇનસાફ અમીરોની સભા શિવાય કોઇપણ બીજી કોરટ કરી શકે નહી. અમીરની આબરૂ ઉપર કોઇથી હુમલો કરી શકાય નહી, અથવા તેની આબરૂને નુક્સાન પોહોચે એવી વાત જાહેર કરાય નહી. તે વાત ખરી હોય તો પણ કોઈ પ્રગટ કરી શકે નહી; જો પ્રગટ કરે

*Times of India Directory, 1866

તો ન્યાયાધિશની નજરમાં આવે તેટલો તેને દંડ કરે, અને દંડ ન આપે તો ખરી કે ખોટી નિંદા કરનારને કેદખાનું ભોગવવું પડે. ઇનસાફની અદાલતમાં અમીર ટોપી પેહેરીને જઇ શકે, બીજાથી તેમ કરી શકાય નહી.

પાંચ વર્ગના અમીરોની ટોપીમાં થોડા થોડા ફેર હોયછે. તેઓની ટોપીનો ઘાટ રાજા અથવા રાણીના તાજને મળતો આવેછે. ટોપી ઉપરથી અથવા પોશાક ઉપરથી હરએક અમીરનો વર્ગ કહી શકાય. ડ્યુકની ઉપમા "હિઝગ્રેસ" કરીને લખાયછે. મારકુવીસ "મોસ્ટ ઑનરઅબલ" કરીને લખાયછે. અરલ તથા વાઇકૌંટ તથા બારન એઓ "રાઇટ ઑનર્અબલ" કરીને લખાયછે. ડ્યુકની સ્ત્રી મારકુવીસ સાથે પરણે તો તે સ્ત્રી પોતાની અસલ ઉંચી પદવીથી ઓળખાયછે. મારકુવીસની સ્ત્રી ડ્યુક સાથે પરણે તો પોતાના ધણીની ઉંચી પદવીથી ઓળખાયછે. તે સ્ત્રીને પેટે બે છોકરા હોય તો મોટા છોકરાને બાપની તરફથી ડ્યુકની અને નાહાના છોકરાને માની તરફથી મારકુવીસની પદવી મળેછે.*

## ૮. રાજા અથવા રાણી.

THE SOVEREIGN

ઇંગ્લંડનાં રાજની ગાદી ઉપર ઘણુંકરીને રાજા અને કોઇકવાર રાણી હોયછે. ગાદીના વારસા સંબંધી ઇંગ્લંડમાં એવો ચોખો કાયદો છે કે કોઇ રાજા કે રાણીના મરણ પછી તેનો વારસ કોણ એ જાણવાને અને ઠેરવવાને મુશ્કેલ પડતું નથી. તેટલામાટે ગાદી ઉપર બેસવાનો જેનો હક પોહોંચતો નથી તે તેનો દાવો કરવાને હિમત ચલાવી શકતો નથી. જ્યાંસુધી રાજપુત્ર હોય ત્યાંસુધી રાજ પુત્રીથી ગાદી ઉપર બેસાય નહી. રાજપુત્રી ગાદી ઉપર બેસે તો તે ગાદીની માલેક ગણાય ને ગાદીપતિનું બધું માન તેનેજ મળે. તેનો વર કંઇ રાજા કેહેવાય નહી. કચેરીમાં તખત ઉપર રાણી બેસે. તેનો રાજવર હોય તો તેને ઉતરતી બેઠક ઉપર બેસવું પડે અથવા ઉભા રેહેવું પડે. તેછતાં ઘર સંસારમાં ભરથાર લેખે રાણી તેને પોતાથી મોટી પદવીનો ગણે અને તેને માન આપીને ચાલે.

*Debrett's Peerage

હાલ ઇંગ્લંડની ગાદી ઉપર કોણ છે તે તમે જાણોછો. જ્યારથી મહારાણી વિક્ટોરિયા ગાદી ઉપર બિરાજેછે ત્યારથી ઇંગ્લંડની ચ્હડતીમાં વધારે ચ્હડતી થવી માંડીછે. આ ભલી રાણીની ભલાઇ, સાદાઈ, મયુકાઇ, ચતુરાઈ અને પવીત્રાઇ વિષે ઇંગ્લંડની રઇયતનો એવો તો સારો વિચાર બેઠોછે કે આખી રઇયત વિક્ટોરિયાનાં નામથી વારી જાયછે ને ફિદા થાયછે. આ મહારાણીનું નામ, કામ અને ઠામ ઇંગ્લંડની રઇયતને બહુજ વાહાલું અને ઘણુંજ માનીતું થઇ પડ્યુંછે.

આ મહારાણીનો જન્મ ઇ૦ સ૦ ૧૮૧૯ માં થયો હતો. તે ઉપરથી તમે ગણી શકશો કે તે હમણા (૧૮૬૭ માં) ૪૮ વરસની ઉમરમાં છે. ઇંગ્લંડનો રાજા ચોથો વિલિયમ મહારાણીજીનો કાકો થાય. ઇંગ્લંડના પેહેલા રાજા એગબરટથી ગણવા માંડીએ તો મહારાણી વિક્ટોરિયા ૩૭ મી પેહેડી અથવા ઓલાદે થાય. ચોથો વિલિયમ રાજા મરણ પામ્યો એટલે ઇ. સ. ૧૮૩૭ માં મહારાણી ગાદી ઉપર બેઠાં. એમનાં લગ્ન જરમની દેશના રાજપુત્ર "પ્રિન્સ આઁલબર્ટ" સાથે ૧૮૪૦ માં થયાં હતાં. એ નામદાર સરકારને પેટે ચાર રાજપુત્ર અને પાંચ રાજપુત્રી ઇ૦ સ૦ ૧૮૫૭ સુધીમાં થયાં તેઓ બધાં જીવતાં છે. તેઓમાં બે રાજપુત્રીનાં અને એક મોટા રાજપુત્રનાં લગ્ન થયાંછે.

સઉથી મોટી રાજપુત્રીની ઉંમર ૨૫ વરસની છે અને પાટવી કુંવર પ્રિન્સ આઁવ વેલ્સની ઉંમર ૨૮ વરસની છે. આ પાટવી કુંવરે ઘણી રૂડી અને ઉંચી કેળવણી લીધીછે અને મોટી મુસાફરી કરીછે. તેણે હમણાથીજ રઇયતનો પ્યાર મેળવવા માંડ્યોછે. અમે જે વરસમાં વિલાયત ગયા તે વરસમાં આ રાજપુત્રનાં લગ્ન જરમની દેશની રાજપુત્રી સાથે થયાં હતાં. આ મહારાનીનો વાહાલો રાજવર ઇ૦ સ૦ ૧૮૬૧ માં મરણ પામ્યો તેનો શોક ૧૮૬૫ ની આખેરી સુધી મહારાણીએ રાખ્યો. આ રાજવર ઘણો ચંચળ અને હોશિયાર હતો. વિદ્યા હુનરનો વધારો કરવામાં તે ઘણો ઉત્કટ હેતો હતો, ને રાજ પ્રકરણને લગતી બાબતોમાં મહારાણીને રૂડી સલાહ આપતો હતો. સઉથી રૂડો ગુણ તેનામાં એ હતો કે તે ઘણો ભલો, સાદો અને દયાળુ હતો.

## ૯. રાજા અથવા રાણીનો અખત્યાર.

ROYAL PREROGATIVES.

રાજા અથવા રાણીનો અખત્યાર રાજકારભાર ચલાવવામાં ઘણોજ થોડો છે. આપણા દેશી રાજાઓ જેને ચાહે તેને દંડી શકે, અથવા કેદખાનામાં નાખી શકે તેમ ઇંગ્લંડનાં રાજા કે રાણીથી થઇ શકે નહી. પોતાના ખરચને વાસ્તે પણ પાર્લ્યામેંટે જે લવાજમ ઠરવ્યું હોય તેથી વધારે લઈ શકાય નહી. મહારાણી વિક્ટોરિયાને દર વરસ ૩૮॥ લાખ રૂપીયાનું લવાજમ મળેછે; સરકારી ખજાનો પોતાનો છે એમ સમજી આ ઠરવેલી રકમ કરતાં વધારે રકમ તેનાથી લેવાય નહી.

રાજ કારભારમાં આ પ્રમાણે રાજા અથવા રાણીનો અખત્યાર ઓછો છે પણ બીજી બાબદોમાં તેનો અખત્યાર ઘણો મોટો છે. કોઈ બંદીવાનને મોટી શિક્ષા થઈ હોય તો તેને છોડી મુકવાનું અથવા ઓછી શિક્ષા કરવાનું તેના હાથમાં છે. ઉંચા ઓધ્ધા આપવાનું તથા પદવીએ ચઢાવવાનું અથવા ખેતાબ બક્ષવાનું તેના હાથમાં છે. પાર્લ્યામેંટ બંધ કરવી કે ઉઘાડવી, કોઈ દેશ સાથે લડાઈ કરવી કે સલાહ રાખવી એ તેના હાથમાં છે. પાર્લ્યામેંટે જે ધારો પાસ કર્યો હોય તે કબુલ રાખવો કે નહી તે તેના હાથમાં છે. લશ્કરનો અખત્યાર પણ તેનાજ હાથમાં છે.

## ૧૦. રાજા અથવા રાણીના પ્રધાન.

MINISTRY

રાજા અથવા રાણી પોતાની તરફથી રાજકારભાર ચલાવવાને એક મુખ્ય પ્રધાન ઠરવેછે. એ મુખ્ય પ્રધાન પોતાના હાથ નીચે ઉપ-પ્રધાનો તથા રાજના સેક્રટરીઓ ઠરવેછે અને તેઓ મળીને રાજનો બધો કારભાર ચલાવેછે. રાજા કે રાણી પોતાનો મુખ્ય પ્રધાન એવો ઠરવેછે કે લોકોને તે પસંદ હોય; નહીતો તે પ્રધાન ઘણી મુદત સુધી ટકી શકે નહી. કેમકે એ પ્રધાન જે કાંઈ કહે અથવા કરે તેની સામે પાર્લ્યામેંટના ઘણાખરા અધિકારીઓ થાય તો તેનું કામ આગળ ચાલી શકે નહી.

તેટલામાટે રાજપ્રકરણમાં જે પુરૂષ ઘણોજ ખબરદાર તથા દાનતદાર

ગણાતો હોય અને જેની ઉપર પાર્લ્યામેંટના ઘણાખરા અધિકારીઓનો વિશ્વાસ હોય તેવાજ પુરૂષને રાણી પોતાનો મુખ્ય પ્રધાન ઠેરવેછે. એ પ્રધાન "ફર્સ્ટ લૉર્ડ ઑવ ટ્રેઝરી" અથવા પ્રાઇમ મિનિસ્ટર કેહેવાયછે; આ મુખ્ય પ્રધાનથી ઉતરતી પદવી "લૉર્ડ હાઈ ચાનસેલર" ની છે; આ મહાપુરૂષ મોટામાં મોટી અદાલતનો મુખ્ય જડજ અથવા ન્યાયાધિશ અને અમીરોની સભામાં પ્રમુખ ગણાયછે. તેનાથી ઉતરતી પદવી "લૉર્ડ પ્રિવિ સીલ" ની કેહેવાયછે. તેનું કામ એકે રાણીની મોહોરછાપ રાખવી. તેનાથી ઉતરતી પદવી "ચાનસેલર ઑવ એક્સચેકર" ની કેહેવાયછે. તેનું કામ એ કે સરકારી ખજાનાનો હિસાબ રાખવો. તેનાથી ઉતરતી પદવી રાજના જુદાજુદા સેક્રેટરીઓની છે.

પેહેલો સેક્રેટરી "હોમ-ડીપાર્ટમેંટ" નો કેહેવાયછે. તેનું કામ એકે ઇંગ્લંડ અને તેની સાથે જોડાઈ ગયાલાં ત્રણ રાજ્યને લગતું જેટલું રાજકારભારનું કામ હોય તે કરવું. બીજો સેક્રેટરી "ફૉરેન-આફેર" નો કેહેવાયછે; તેનું કામ એ કે જુદાજુદા દેશના ગજાઓ સાથે રાજ પ્રકરણને લગતો પત્રવેહેવાહાર ચલાવવો. ત્રીજો સેક્રેટરી "કૉલોની" નો કેહેવાયછે; તેનું કામ એ કે ઇંગ્રેજી રાજના બાહારના સંસ્થાનના કારભારની તપાસ રાખવી. ચોથો સેક્રેટરી લડાઇનો કેહેવાયછે; તેનું કામ એ કે લશ્કર સંબંધી ચોકસી રાખવી. પાંચમો સેક્રેટરી હિંદુસ્તાનનો કેહેવાયછે તેનું કામ એ કે હિંદુસ્તાનના રાજકારભાર ઉપર તપાસ રાખવી.

સેક્રેટરીઓથી ઉતરતી પદવી "ફર્સ્ટ-લૉર્ડ-ઑવ-અડમિરાલટિ" ની કેહેવાયછે. તેનું કામ એકે વાહાણની ખબરદારી રાખવી. તેથી ઉતરતી પદવી "બોર્ડ-ઑવ-ટ્રેડ" ના પ્રમુખની છે. એનું કામ એ કે વેપાર સંબંધી તપાસ રાખવી. તેનાથી ઉતરતી પદવી "પોસ્ટ માસ્તર-જેનરલ" ની છે તેનું કામ એ કે ટપાલ અથવા ડાકખાતું ચલાવવું. આ પ્રમાણે મુખ્ય પ્રધાનના હાથ હેઠળ બીજા બાર ઉપ-પ્રધાનો છે. એક મુખ્ય પ્રધાન ને બાર ઉપ-પ્રધાન મળીને "પ્રધાન મંડળ" થાયછે. તે "કાબીનેટ" અથવા "મિનિસ્ત્રી" નામથી ઓળખાયછે. રાજનો બધો કારભાર એઓ તથા તેમના આસિસ્ટંટો મળીને ચલાવેછે.

## ૧૧. પ્રિવિ–કૌન્સીલ.

PRIVY COUNCIL.

પ્રધાન મંડળ વગેરે મહારાણીની પ્રિવિ-કૌન્સીલ છે. આ મંડળીનું કામ એ કે મહારાણીને જરૂર પડે ત્યારે રાજ પ્રકરણની બાબદમાં રૂડી સલાહ આપવી. આ કૌન્સીલમાં પ્રધાન મંડળના ૧૩ અધિકારી સુધાં બધા મળીને ૧૭૬ અધિકારી છે તેમાં ૧૮ અધિકારી ન્યાય શાસ્ત્ર શીખેલા છે. પ્રધાન મંડળ જે કાંઈ કરે તેનું જોખમ આ કૌન્સીલને માથે નથી. પણ જ્યારે મહારાણી સલાહ લેવાને તેઓને બોલાવે ત્યારે જે સલાહ તેઓ આપે તેનું જોખમ તેઓને માથેછે.

પ્રિવિ-કૌન્સીલના અધિકારીઓને પસંદ કરવાનું અથવા રદ કરવાનું મહારાણીજીના હાથમાં છે. પ્રિવિ-કૌન્સીલની જુડિશીયલ કમીટીમાં ન્યાયશાસ્ત્ર જાણનારા અધિકારીઓ બેસેછે અને તેઓનું કામ એ કે બાહારનાં સંસ્થાનોમાં થયલા ચુકાદાની વિરૂધ અરજી (આપીલ) આવે તે તપાસવી અને તે ઉપર છેલ્લો ચુકાદો કરી આપવો. આપણા દેશની હાઈ કોરટના ચુકાદાની સામે "આપીલ" કરવી હોયતો આ પ્રિવિ-કૌન્સીલની જુડિશીયલ કમીટીને કરવી જોઇએ.

## ૧૨. ઈનસાફની ગોઠવણ.

ADMINISTRATION OF JUSTICE.

ઇંગ્લંડનાં રાજની મોટી ખુબી તેના ઈનસાફમાં છે. અમીર તથા ફકીરને, અથવા શ્રીમંત તથા ભિખારીને સરખો ઈનસાફ મળેછે. સરખો ઈનસાફ મળેછે એટલુંજ નહી પણ ઘણુંકરીને વાજબી અને ખરો ઈનસાફ મળેછે. ઈનસાફ કરનાર ન્યાય શાસ્ત્રમાં પુરવીણ હોયછે તેછતાં જુરી અથવા પંચનો વિચાર લઇને જડજ ચુકાદો કરેછે. જુરીમાં બાર આબરૂદાર ગૃહસ્થો બેસેછે. ફોજદારીમાંજ જુરી અથવા પંચ બેસેછે એમજ નથી પણ દિવાની કામમાં પણ જુરી બેસેછે. ઇંગ્રેજી ઇનસાફની મોટી ખુબી જુરી અથવા પંચ મેળવીને ઇનસાફ કરવામાં છે. બાર ગૃહસ્થો એકમત થઇને જ્યાંલગી કોઇને અપરાધી ઠેરવે નહી ત્યાંલગી

ન્યાયધિશ તેને શિક્ષા કરી શકેજ નહી. અપરાધી કે નિર્દોષી ઠેરવવાનું જુરીના હાથમાં છે પણ શિક્ષા કરવાનું માત્ર ન્યાયાધિશનાજ હાથમાં છે.

વિલાયતમાં મોટામામોટી અદાલત કોરટ ઑવ કિંગ્સ અથવા કુીન્સ બેન્ચ કેહેવાયછે. તેથી ઉતરતી અદાલત કોરટ–ઑવ–કૉમન–પ્લીઝ તથા કોરટ ઑવ એકસચેકર ગણાયછે. કોરટ–ઑવ–ચાનસરી એકીટી એટલે ભાગબાગના કજીયા ચુકેવેછે. કોરટ–ઑવ–આસાઇઝ છે તે પરગણાઓમાં વરસમા એકાદ બે વખત ફરવા નિમરેછે અને ફોજદારી કજીઆઓનો ચુકાદો કરેછે. બીજી કોરટો ઘણી છે. પરણેલ જોડાંના છુટાછેડા કરવાની કોરટમાં અરજી કરનાર વ્યભિચાર સાબેત કરે તો કોરટ છુટાછેડા કરવાનું હોકમ નામુ કરી આપેછે.

મોટી કોરટ લંડનમધે પાર્લીમેંટનાં મકાનમાજ બેસેછે. ઉપર કહ્યું કે મોટી કોરટ કિંગ્સ અથવા કુીન્સ બેન્ચની કેહેવાયછે પણ એ કોરટની સામે અપીલ કરવી હોય તો પાર્લીમેંટમધ્યે અમીરોની સભામાં થઇ શકેછે. વળી મોટા રાજાધિકારી અથવા અમીરના અપરાધનો ન્યાય કોરટ–ઑવ–કિંગ્સ (અથવા કુીન્સ) બેન્ચ કરી શકે નહી; તેથી તેનો ન્યાય પાર્લીમેંટમધ્યે અમીરોની સભા કરેછે.





## પ્રકરણ ૧૨.

## A SHORT TOUR IN GREAT BRITAIN.

## વિલાયતનાં ગામોમાં મુસાફરી.

લંડનથી મુંબઈ આવતાં પેહેલાં ઇંગ્લંડ તથા સ્કૌટલંડનાં કેટલાંએક શેહેરો તથા ગામો જોવાની તથા કેટલાંએક કારખાનાં જોવાની તથા એ દેશનાં ખેતરો, ડુંગરો અને સરોવરોનો દેખાવ જોવાની મને ઘણી હોંશ હતી. તે હોંશ બને તેટલી પુરી પાડવાને હું જુલાઈ મહિનામાં એટલે ભર ઉનાળાની રૂતુમાં ત્યાંનાં કેટલાંએક શેહેરો તથા ગામોમાં મુસાફરી કરવાને અમારામાંના એક સોબતી ભાઈ વાસુદેવની સાથે નિકળ્યો હતો.

વિલાયતમાં મુસાફરી કરવાની આ સઉથી સરસ રૂતુ ગણાયછે, ને એ રૂતુમાં મુસાફરી માટે વિલાયતનાં ઘણાં લોકો બાહાર નિસરેછે. વિલાયતમાં મુસાફરી કરવાનું બહુ સોહેલું છે; કેમકે ઘણુંકરીને ગામેગામ રેલવેની સડક ઉપર આગની ગાડી દોડેછે, ને ઠામેઠામ મુસાફરોને ઉતરવા માટે રાજમેહેલ જેવાં સુંદર મકાનો છે. આવી મુસાફરી કરતાં અનેક ગૃહસ્થોની સંગત તથા ઓળખાણ થાયછે અને તેઓના કેટલાએક ગુણ અથવા દોષ જાણવાની ઉત્તમ જોગવાઈ મળેછે.

### ૧. હાર્ટફોર્ડ.

HERTFORD

આ ગામમાં ઑસ્ટીન નામે એક પ્રખ્યાત છાપાખાનાંવાળાને હું મળવા ગયો હતો. આ ધણી ઘણું સુંદર છાપેછે ને સંસ્કૃત, ઝંદ અને ફારસી વગેરે પૂર્વ દેશોની ભાષાનાં કેટલાંક પુસ્તકો ઘણીજ સુંદર રીતે છાપ્યાથી એ ગૃહસ્થને ઇંગ્લંડની મહારાણી તરફથી તથા ફ્રાન્સના શેનશાહ તરફથી ચાંદનાં ઇનામ મળ્યાછે. એ ગૃહસ્થને મેં એક પુસ્તક (મહારાજોનો ઇતિહાસ) ઇંગ્રેજીમાં છાપવાને આપ્યો હતો તે સંબંધી તેની

મુલાકાત કરવાને હું ગયો હતો. એ ગૃહસ્થનું છાપખાનું જોવા કરતાં તેનું મોટું કુટુંબ ને તે કુટુંબની પરોણાગત જોઈહું વધારે ખુશી થયો હતો.

આ ગામમાં લંડનથી આસરે-એક કલાકમાં જઈ પોહોંચાયછે. એમાં ઝાઝું જોવાજોગ નથી. હેલીબરિ કૉલેજ--જેમાં આપણા દેશની "સિવિલ--સરવિસ" એટલે સનદવાળી સરકારી ચાકરી કરવાને વિદ્યાર્થીઓ તઈયાર થાયછે--તે પ્રખ્યાત પાઠશાળા આ ગામમાં છે. આપણા દેશ ઉપર અમલ ચલાવનાર ઘણાખરા અમલદારો આ પાઠશાળામાંથી પાસ થઈને તથા સનદ મેળવીને આવેછે. હાર્ટ ફૉર્ડમાં હું આસરે ૭ કલાક આટી થયો તેમાંનો ઘણોખરો વખત છાપનારનાં કુટુંબમા તથા તેનાં છાપખાનાંમાં રોકાયો એટલે બીજું જોઈ શક્યો નહી.

## ૨. માન્ચેસ્ટર.

MANCHESTER.

સુતર તથા કાપડનાં કારખાનાંઓનું આ મોટું અને મુખ્ય શેહેર કેહેવાયછે. લંડનથી નિકળેલો આસરે છ કલાકમા હું આ શેહેરમાં જઈ પોહોચ્યો હતો. લડનથી તે ૧૮૨ માઈલ થાયછે. આ શેહેરમાં માલની વખારોની ઘણી ઉંચી અને સુંદર ઇમારતો છે, ચારચાર કે પાંચપાંચ માળની આ ઇમારતો છે ને તે બાંધવામાં લાખો રૂપીયા ખરચાયા હશે. રસ્તા તથા ચોક તથા કેટલાએક મકાનો તથા દેવળોની ખુબસુરતીમાં આ શેહેર સારૂ દીસી નિકળેછે. કાપડ તથા સુતરના કારખાનાવાળા પ્રગણામાં આ મુખ્ય અને પ્રસિદ્ધ શેહેર જોવાજોગ છે.

માનચેસ્ટરના કેટલાએક સરીયામ રસ્તા ઉપર કેટલાએક પ્રખ્યાત પુરૂષોનાં પુતળાં છે. જે મહાપુરૂષની બુદ્ધિ તથા શોધથી માનચેસ્ટરની મોટાઈ વધીછે તેનું પુતળું સરીયામ જગામાં અવસ્ય હોવુંજ જોઇયે. જે જગાએ આ પુરૂષ—(જેમ્સ વૉટ) નું પુતળું છે તે જગા ઘણી ખીગાજેછે. આ પુરૂષે વરાળયંત્રની શોધ કરી હતી. તે શોધનું ફળ માનચેસ્ટર તથા તેની આસપાસનાં ગામોના લોકોએ જેવું મેળવ્યુંછે તેવું ફળ દુનિયામાં બીજા લોકોએ હજુસુધી મેળવ્યું નથી.


સુતરનુ યંત્ર

માનચેસ્ટરમા પેહેલ વેહેલાહુ સુતરનુ કારખાનુ જોવા ગયો. મુંબઈમા એવુ કારખાનુ મેં જોયુ હતુ તેમા અને આમા કઈ ઝાઝો ફેર ન હતો. તે છતા નાહાની નાહાની છોકરીઓ ઝડપથી કામ કરતી હતી તે તથા કારખાનાનો કારભાર જોઇને તથા કારખાનાના માલિકની સભ્યતા તથા ભલાઈ જોઇને હુ ઘણો પ્રસન્ન થયો હતો.

માનચેસ્ટરના વેપારીઓ તથા કારખાનાવાળાઓ મોટા શ્રીમંત તથા આસામીઓ કેહેવાયછે. જેટલુ ધન માનચેસ્ટર તથા તેની આસપાસના ગામોમાં છે તેટલુ ધન તેટલાજ વિસ્તારની જગ્યામા કોઈ ઠેકાણે નહી હશે. મોટા મોટા કારખાનાઓના માલિક એકએક બમે કે ચારચાર આસામીઓ હોયછે; આવા કારખાના ઉભા કરવાને તથા ચલાવવાને આપણા દેશની પેઠે કંપનીઓની આ ઠેકાણે ઝાઝી જરૂર નથી. કારખાનાઓની ઈમારત તથા તેમાના યંત્ર કામમા અરે કેટલુ બધુ ધન રોકાયુ હશે! અહીંના વેપારીઓ લાખો રૂપીયાના સોદા તથા લેવડદેવડ કરેછે પણ કઈ ઘોઘાટ કે ગડબડ આપણે જોશુ નહી. આપણા દેશમા ગમેતેનો નાહાનો સોદો કરતી વેળા પણ કેટલીબધી ટકટક અને ખેંચાખેંચ ચાલેછે! આવો દેખાવ ગમેતેવા મોટા સોદામા પણ અહીં જણાતો નથી.

માનચેસ્ટરનુ શેહેર લાંકેશાયર પરગણામા છે. આ પરગણામા સુતર તથા કાપડના ઓછામા ઓછા ૨૦૦૦ કારખાના હશે, તેમા બધા મળીને દસ લાખ સાળ (Looms) તથા બે કરોડ ચાતી (Spindles) છે અને તેમા ૩ લાખ મજુરો કામે લાગેલાછે! આ કારખાનાઓને માટે અમેરિકાથી ૨૦ લાખ ગાંસડી દર વરસ પુરી પડતી તે જ્યારે ત્યા લડાઈ ચાલુ થઈ અને રૂની આમદાની બંધ પડના માંડી ત્યારે

આમાંના ઘણાંખરાં કારખાનાં બંધ પડ્યાં હતાં અને મજુરોની રોજી પણ બંધ થઈ હતી. તેઓને માટે "લાંકેશાયર રિલિફ ફંડ" આપણા દેશમાં ઉભું કર્યું હતું તે તમે ભુલી ગયા નહી હશો. હું આ કારખાનાં જોવા ગયો હતો ત્યારે બંધ પડેલાં કારખાનાં ઘણાંખરાં ચાલુ થયાં હતાં કાપડ તથા ઉનનાં કારખાનાં જોવાને માનચેસ્ટરની પડોસમાં રૉચડેલ નામનું એક નાહાનું પણ રૂડું ગામ છે ત્યાં હું ગયો.

## ૩. રાચડેલ.

ROCHDALE.

આ ગામ માનચેસ્ટરની પાસેજ છે; અને તેમાં સુતર, કાપડ તથા ઉન વગેરેના ઘણાં કારખાનાં છે. માનચેસ્ટરથી ત્રીસ માઈલ સુધી ચારે દિશાએ એટલાં બધાં કારખાનાં છે કે જ્યાં જઈયે ત્યાં લાંબી ભુંગળી (ચિમ્નીઓ) આકાશમા ગઈ હોય એમ લાગે. માનચેસ્ટરથી રેલવેમાં બેસીને રૉચડેલ એક કલાકની અંદર જવાયછે. લંડનથી મારા એક મિત્ર મી૦ એસ ગ્રામે ગૅચડેલના મેયર એટલે તે ગામના મુખ્ય અમલદાર ઉપર જે ઓળખાણપત્ર આપ્યો હતો તે લઈને હું એ ગામમાં ઉતરતાને વાર પેહેલ વેહેલો એ મેયરને ઘેર ગયો.

આહા! આ મેયરનાં કુટુંબની હું શી ભલાઈ કહું! આખાં કુટુંબે મારી ખરદાસ કરી તે મારાથી કદી ભુલાશે નહી. મેયર પોતે ઘરમાં નહી હતો પણ તેનો જુવાન પુત્ર મળ્યો. એ મેયરનું પોતાનું કારખાનું હતું તે મને પ્રથમ દેખડાવ્યું. પછી પોતાનું કામ પડતું મુકી ગાડી મગાવીને બીજાં કારખાનાં દેખાડવાને મને લઈ ગયો. આ મેહેનત લેવામાં કંટાળો ઉપજવાને બદલે તેને ઘણી ખુશી ઉપજી હતી. તે ઘણી પ્રીતિ તથા મમતાથી મારી સાથે વાત કરતો હતો અને આપણા દેશને લગતી કેટલીએક વાત જાણી તે ખુશી તથા અજબ થતો હતો.

ઉનના કાપડનું કારખાનુ દેખાડ્યા પછી તે મને કાપડનું કારખાનું દેખાડવા લઈ ગયો. એણે મને જણાવ્યું કે આ કારખાનાંના માલીક મજુરો છે. કારખાનાંઓમાં કામ કરનારા મજુરોએ પોતાના ઉદ્યોગ


કાપડનું યંત્ર.

અને કસરથી જે નાણું એકઠું કર્યું હતું તેમાંથી તેઓએ પોતપોતાની શક્તિ પ્રમાણે શેર ભરીને મોટી થાપણ ઉભી કરી અને કારખાનું કાહાડ્યું તેઓ ઘણુંકરીને પોતાનાજ કારખાનાંમાં મજુરી કરેછે. માલિક પણ પોતે અને મજુર પણ પોતેજ એટલે પોતાનું કામ સમજીને ઘણી ઉલટથી મેહેનત કરેછે; ને તેથી તેઓને લાભ પણ ઘણો થાયછે.

પછી આ ભલો ગૃહસ્થ મને ગાલિચા બનાવવાનું કારખાનું દેખાડવા લઈ ગયો. એ કારખાનું પાર્લામેંટના એક પ્રખ્યાત અધિકારીનું હતું. પણ અમે ગયા તે વેળા આ કારખાનું બંધ હતું. તેછતાં તેના માનેજરે એ કારખાનાંમાં તઈયાર થયલા કેટલાએક ગાલીચા મને દેખાડ્યા. તે કેમ બનતા હશે એ જોવાને હું વધારે આતુર હતો પણ આ ગામમાં મારી આ આતુરતા પુરી પડી નહી. તેટલામાં ડુંગાનો (અથવા લંચનનો) વખત થયો તેથી મને પાછો પોતાને ઘેર તેડી ગયો. આખું કુટુંબ જ્યારે ડુંગો કરવા બેઠું ત્યારે તેમની રીતભાત, નમનતાઈ અને ભલાઇ જોઇને હું બહુજ આનંદ પામ્યો.

આપણા દેશને લગતી કેટલીએક વાત સાંભળી આખાં કુટુંબને ખુશી તથા અચરતી ઉપજતી હતી. આપણા દેશના ન્યાતીભેદ સંબંધી વાત નિકળી અને એક ન્યાતનાં લોક બીજી ન્યાતનાં હાથનું રાંધેલું કે અડકેલું જમી શકે નહી તે સાંભળી તેઓ બહુજ અચરત પામ્યા હતાં. જનાવરના ખોરાક સંબંધી વાત નિકળતાં તેઓ અજબ થયા કે તમે અમારા દેશમાં એ વગર કેમ રહી શકતા હશો ! મેં કહ્યું કે હું રહી શકું છઉં. મને એ ખોરાક મુદલ પસંદ નથી. કોઇ જનાવરનાં શરીરના જુદાજુદા ભાગ કાપીને ખાવા એ વિચારથીજ મને કંટાળો ઉપજેછે.

તેઓએ કહ્યું કે એમાં કંટાળો શાનો ? મેં જણાવ્યું કે ફ્રેંચ લોક દેડકાને ખાફીને ઘણા સ્વાદથી ખાયછે પણ ઘણાખરા અંગ્રેજોને એ પકવાનથી કંટાળો ઉપજેછે. દેડકાનું નામજ સાંભળતાં એ કુટુંબની મુખ્ય ધણીઆણીને એટલો તો કંટાળો છુટ્યો કે તેનાંથી પછી ખવાયુંજ નહી.

હું મારા અવિવેકને માટે જરા દલગીર થયો પણ મારાં કેહેવાની સાબેતી તરતજ મળી તેથી આખું કુટુંબ મોટી ખુશીમાં આવીને હસવા માંડ્યું અને મને "શ્રેવો! બ્રેવો !" કરીને સાબાસી આપી. લેડીનું મન કચવાયું હશે એમ સમજીને મેં માફ માગી પણ તે ભલી સ્ત્રી પોતે બોલી કે તેની જરાય ચિંતા કરશો ના. મારૂં મન સુદલ કચવાયું નથી પણ હવે હું સેહેલાઇથી સમજી સકું છઉં કે તમને બચપણથી જનાવરના ખોરાકનો કંટાળો હશે તે કંટાળો ઘણોજ મજબુત હશે.

ત્યારપછી આ જુવાન મેયરે પોતાનાં કારખાનાંને લગતી નિશાળ મને દેખાડી. કારખાનાંમાં કામ-કરનાર મજુરનાં છોકરાંઓને એકએક કલાક આ નિશાળમાં કેળવણી મળેછે. તેનાં બોલવા ઉપરથી માલમ પડ્યું કે તે તથા તેનો ભલો પિતા કેળવણી વગેરે દેશ સુધારામાં ઘણી હોંશ તથા ઉલટ રાખેછે, ત્યાંથી તે મને ગ્યાસનું કારખાનું દેખાડવા લઈ ગયો. ગ્યાસ કોયલામાંથી કેમ તઈયાર થાયછે અને કેવી રીતે એકઠો થાયછે અને નિત્ય જે તઈયાર થાય અને જે ખપે તેનો હિસાબ કેમ રખાયછે તે સમજાવીને દેખાડ્યું. તે બધું દેખાડ્યા તથા સમજાવ્યા પછી સાંજ પડી ગઈ અને માનચેસ્ટર તરફ જવાનો વખત થયો.

આ ભલો ગૃહસ્થ મને ઠેઠ રેલવેનાં સ્ટેશન સુધી મુકવાને આવ્યો અને ગાડી ઉપડી ત્યાંસુધી ખોટી થયો. આખો દાહાડો કપાળમાં બેસીને ગામમાં અમે ફર્યા તેનું ભાડું મને હરગીઝ આપવા દીધુંજ નહી; તેણે પોતે આપ્યું. એનું નામ "આશવર્થ" હતું. તેની પરોણાગત હું કદી ભુલીશ નહી. મેયર એટલે ગામનો મુખી મોટો અમલદાર અને માજીસ્ટ્રેટ હોવા છતાં તેનાં આખાં કુટુંબની ભલાઈ અને સઘડાઈ વિસરાય તેવી નથી. રોચડેલથી હું પાછો માનચેસ્ટર આવ્યો અને ત્યાં એક દાહાડો વધારે રહીને અને બાકી જોવાનું તે જોઇને લિવરપુલ ગયો.

## ૪. લિવરપુલ.

LIVERPOOL

આ શેહેર માનચેસ્ટરથી ૩૬ માઇલ છે. ત્યાં પોહોચતાં આસરે સવા કલાક લાગ્યો. લંડનથી લિવરપુલ ૨૦૪ માઇલ થાય. આ શેહેર વેપારનું મુખ્ય અને પ્રખ્યાત મથક છે. એની ગોદી તથા એનું બંદર જોવાજોગ છે. ગોદી એવડી મોટી કે જાણે મોટાં મોટાં વાહાણોની વખાર હોય. માલની વખારો બંદરની પાસે હતી તે જોવામાં આવી. તે બહુજ મોટી હતી. લિવરપુલમાં આસરે ત્રીસથી વધારે ગોદી છે; તેની પેદાસ દર વરસ ૨૫ લાખ રૂપીયા ઉપજે છે. એમાં ૧૫૦૦ મોટાં વાહાણનો સમાસ થઈ શકે.* હું જે દાહાડે લિવરપુલમાં પોહોચ્યો તેને વળતે દાહાડે સવારના તેનાં બારાંમાંથી "ગ્રેટ ઇસ્ટિરણ" નામની સઉથી મોટી અને પ્રખ્યાત આગબોટ અમેરિકા તરફ ઉપડનાર હતી. એ આગબોટ જોવાની મને ઘણી હોંશ હતી, તેથી જે પેહેડી સાથે મારો સંબંધ હતો તે પેહેડીનું માણસ લઇને સવાર પડતાં એ જોવાને ગયો.

પણ અમે તેની પાસે ગયા તેવામા તો તેનુ લંગર ઉપડ્યુ અને તે ચલાવા માંડી. એથી મારાં મનમાં જરા ખેદ થયો ખરો, તેછતાં તે મોટી આગબોટનો બાહારનો દેખાવ મારી નજરે પડ્યો તેથી મને કંઈ થોડી ખુશી ઉપજી નહોતી. આ મોટી આગબોટ આગળ બીજી આગબોટ નાહના મછવા જેવી લાગતી હતી. તેનું મોટું કદ જોઇને હું બહુજ અચરત પામ્યો. માહે જઇને જોઈ હોત તો હું વધારે અચરત થાત આ આગબોટ એટલી બધી મોટી છે કે તેમાં કેહેછે કે એક છેડથી બીજા છેડા સુધી કામકાજના સદેશા વિજળીના તારમાં ચાલેછે. જ્યાં સુધી મારી નજર રહી ત્યાસુધી મેં નિરખી નિરખીને દુરથી તેની ચાલ જોયા કીધી. પછી બંદરનો અને ગોદીનો દેખાવ સારીપેઠે જોયો.

ત્યાંની એક્સચેંજ એટલે વેપારીઓને મળવાની ઇમારત જોવા હું જ્યારે ગયો ત્યારે વચોવચ એક પાંજરામા એક મુખ્ય દલાલ અથવા લીલામ પોકારનાર ઉભો રહીને રેલવે વગેરેની કંપનીઓના શેરોનું લીલામ

*Bradshaw's Manufacturing Districts

કરતો હતો. તેની આસપાસ ઘણા દલાલો એકઠા થયા હતા. ત્યાંની ટૌનહાલ પણ મેં જોઈ. "જૉરજીસહૉલ" નામની ઘણીજ સુંદર ઈમારત પણ જોઈ. તે બાંધવાનો ખરચ ૨૫ લાખ રૂપીયા કેહેવાયછે. આ ઈમારત ચારસો ફૂટ લાંબી છે; ને તેના સ્તંભ ૫૦ પચાસ ફૂટ ઉંચા છે. વાહાણના ખલાસીઓને માટે સેલરહોમ બાંધેલુંછે તેમાં આસરે ૬૦૦ ખલાસીઓ ઉતરે તેટલો સમાસ છે. અહીં આંધલા બેહરાં અને મુંગાંઓને માટે નિશાળો છે, પણ તે જોવાને મારાથી બન્યું નહી.

સાંજના એક નાટકશાળામાં હું ગયો હતો અને નાટક જોઈ હું બહુ પ્રસન્ન થયો હતો. એક મિત્રે પોતાના મિત્રનો જીવ બચાવવાને પોતાનો જીવ આપ્યો એ દેખાવ દિલમાં લાગે તેવો હતો. અરે આપણા દેશમાં એવા મિત્રો કયાં છે કે જેઓ પોતાના મિત્રને માટે પોતાનો વાહાલો જીવ આપે! અરે જે મિત્રો નાતજાતની બિહિકથી અલગાને અલગા રેહે તેઓ પોતાના મિત્રને માટે જીવ શું આપવાના હતા? ઉપલા નાટકનો દેખાવ મને જ્યારે ત્યારે યાદ આવેછે. એ નાટક કલ્પીત નહોતું પણ બનેલા બનાવ ઉપરથીજ હતું. હું લિવરપુલમાં માત્ર ત્રણ દાહાડા રહ્યો અને ચોથે દાહાડે એડિનબરો તરફ નિકળ્યો.

## ૫. સેંટહિલેન્સ.

ST HELENS

લિવરપુલથી એડિનબરો જતાં રસ્તામાં "સેંટહિલેન્સ" નામનું ગામ આવેછે. એ ગામમાં કાચનાં તથા ધાતુનાં મોટાં કારખાનાં છે એમ સાંભળીને હું એ સ્ટેશન આગળ ઉતરી પડ્યો હતો. સ્ટેશન આગળથી ગામ આસરે ત્રણ માઈલ છેગળુ હોવાને લીધે રેલવેની બીજી સડક ઉપર આગની ગાડીમાં બેસીને હું આ ગામમાં ગયો. આ ગામ દેખાવમાં રૂડું નથી પણ તેમાં મોટાં કારખાનાં છે. જેના ઉપર ઓળખાણપત્ર હતું તે ધણી ન મળ્યો તેથી નિરાશ થઈ હું પાછો ફરતો હતો તેવામાં એક ગૃહસ્થ રસ્તામાં મળ્યો. તેને મેં મારી ઈચ્છા જણાવી કે તરત તે ભલો ગૃહસ્થ કાચનું મોટું કારખાનું દેખાડવા મને લઈ ગયો.

પણ કંઈ કારણથી તે દાહાડે કાચનું કારખાનું બંધ હતું તેથી તે મને ધાતુ ગાળવાનું એક મોટું કારખાનું જોવાને લઈ ગયો. તે કારખાનું જોઈ હું ઘણો ખુશી તથા અજબ થયો. લોહોડું ગાળવાની મોટી ને ઉંચી ભઠ્ઠી હતી. કચરામાંથી ધાતુ કેમ કાહાડેછે તેની જુદીજુદી ક્રિયા મને સમજાવી. તે બધું આ પુસ્તકમાં વિસ્તારીને કહી શકાય તેમ નથી. એ કારખાનાંના માલિકનો તથા આ અણજાણ્યા ભલા ગૃહસ્થનો ઉપકાર માની હું પાછો પેલાં સ્ટેશન ઉપર ગયો ને બીજી ટ્રેન આવી તેમાં બેસી એડિન્બરો તરફ રવાના થયો.

## ૬. એડિન્બરો:

EDINBURGH

સૅટહિલ-સથી સમી સાંજના નિકળેલો મોડી રાતના એડીન્બરોમાં જઈ પોહોચ્યો. જે હૉટેલમાં મેં ઉતારો કર્યો તે હૉટેલ સુંદર હતું અને એડિનબરોના સઉથી સરસ મોહલ્લામાં હતું. સવારના ઉઠીને બારીનો પડદો ઉઘાડી જોઉં છઉં તો આઃહા ! કેવો સુંદર દેખાવ મારી નજરે પડ્યો ! એકતો એડિન્બરોનું શેહેર આખા યુનાઇટેડ કિંગડમમાં ખુબસુરત અને સોહામણું કેહેવાયછે અને જે મોહલ્લામાં હું ઉતર્યો હતો તે મોહલ્લો સઉથી સરસ ગણાયછે. એટલામાટે મારી આંખને જે આનંદ ઉપજ્યો તે લખી શકાય તેવો નથી.

આ મોહલ્લો "પ્રિન્સેસ સ્ટ્રીટ" નામે ઓળખાયછે. વસ્ત્ર પેહેરી કરી તથા નાસ્તો કરી કારવી નીચે ઉતર્યો ત્યારે આ મોહલ્લાનો દેખાવ ખરેખર ખુબસુરત લાગ્યો. રસ્તો ઘણો પોહોળો અને ઘણો સ્વચ્છ એટલુંજ નહી પણ અમારાં મકાનની સામે રસ્તાની કોર તરફ ઉંડાણમાં એક સુંદર બગીચો અને તેમાં એક સુંદર મિનારો. એ ઉંચો મિનારો કોનો હશે? સર વૉલ્ટર-સ્કૉટ જેની કવિતા ઇંગ્રેજી વિદ્યાર્થીઓ મોટા પ્રેમથી અને રસથી વાંચેછે અને જે ઈ૦ સ૦ ૧૮૩૨ માં મરણ પામ્યો તે પ્રખ્યાત કવિની યાદગારી માટે આવો સુંદર મિનારો બાંધ્યોછે. સામે બે સુંદર ઈમારતો છે. એક નાશનલ ગ્યાલરી ને બીજી રૉયલ

ઈન્સ્ટીટ્યુટ. તેની પછવાડે એક ઉંચા ટેકડા ઉપર એડિન્બરોનો કિલ્લો બિરાજેછે. આ આનંદભરેલો દેખાવ જોઇને હું બહુજ પ્રસન્ન થયો.

પેહેલ વેહેલા હું કિલ્લો જોવાને તથા તે ઉપર ચઢીને શેહેરનો દેખાવ જોવાને ગયો. કિલા ઉપર સિપાઇઓની ગાર્ડ હતી. તેઓનો પોશાક હાઇલંડરનો હતો. એટલે સ્કૉટલંડનો કેટલોએક પાહાડી ભાગ "હાઇલાંડ" નામથી ઓળખાયછે તે તરફના રેહેવાસીઓનો આ પોશાક કેહેવાયછે. આ પોશાકમાં પગના મોજાની ઉપરથી તે ગુંઠણ સુધીનો ભાગ ઉઘાડો રેહેછે. મહારાણી વિક્ટોરિયાને આ પોશાક પસંદ પડેલો જણાયછે; કેમકે બે નાહાના રાજપુત્ર ઘણું કરીને આવો પોશાક પેહેરેછે. કિલ્લાની ઉપર ચહડીને જોયું તો શેહેરનો ઘણો ખરો ભાગ સારીપેઠે દેખાયો. સવારનો પોહોર હતો એટલે આસપાસનો બધો દેખાવ ઘણો સુંદર અને અતિ રમણ્ય લાગતો હતો.



હાઇલંડર.

આ કિલ્લો જોઈ આવ્યા પછી જે ગૃહસ્થની ઉપર ઓળખાણપત્ર હું લાવ્યો હતો તે ગૃહસ્થને મળવા ગયો. તે મને જોઈ બહુ ખુશી થયો. તણે મને સ્કૉટલંડનું ફ્રીચર્ચ દેખાડયું. ત્યારપછી તે મને ત્યાંના પ્રખ્યાત ડાકટર ગથ્રીને મળવા લઈ ગયો. આ ગૃહસ્થ આખા ગ્રેટ બ્રિટનમાં ઘણો પ્રખ્યાત અને પ્રસિદ્ધ ગણાયછે. અગત્ય કરીને એડિન્બરોનાં લોકો તેની પરોપકાર બુદ્ધિમાટે તથા ઇશ્વરજ્ઞાન ને નીતિમાર્ગ સંબંધી તેનાં ભાષણમાટે તેની ઉપર મોહી પડ્યાછે.

રવીવાર હતો તે છતાં તેણે મારી મુલાકાત લીધી. તે મને નામથી ઓળખતો હતો અને હું વિલાયત આવ્યો છઉં તેની પણ તેને ખબર હતી. તે મોટી ખુશીથી મને મળ્યો અને મારી સાથે આપણા દેશ સંબંધી કેટલીએક વાતચિત કરી. તેણે મને કહ્યું કે તમે દસબાર દાહાડા આ શેહેરમાં રેહો તો ઠીક. પણ ત્રણ દિવસ કરતાં વધારે મારે અહીં

થવાય એમ નહોતું. તે દાહાડે એ ગૃહસ્થ ભાષણ કરનાર હતો માટે મને કહ્યું કે તમે જરૂર આવજો. હું એનું ભાષણ સાંભળવાને બપોરે ગયો. દેવળ તમામ ભરાઈ ગયું હતું. જે દાહાડે એનું ભાષણ હોય તે દાહાડે લોકો એટલા ઉલટે કે તે સાંભળવાની અગાઉથી ચિઠ્ઠી મેળવી રાખે. અને કેટલાક લોકોને નાઉમેદ થઇ પાછું જવું પડે. આવા પુરૂષનું ભાષણ સાંભળવાની મને જોગવાઈ મળી એ હું મારૂં ભાગ્ય સમજ્યો.

આ: હા! ભાષણ તે ખરેખર ભાષણજ હતું. તે જે કાંઈ બોલતો હતો તે-ચોખ્ખું અને અસરકારક હતું. તે જે કાંઈ બોલતો તે તેનાં અંતકરણમાંથી અંતઃકરણના ઉભરા કાહાડીને બોલતો હતો. સાંભળનારનાં રૂંવેરૂંવાં ઉભાં થતાં એટલુંજ નહી પણ કેટલાએકોની આંખોમાંથી આસુની ધારા પડતી મેં જોઈ અને મારૂં દિલ પણ મીણ જેવું થઈ ગયું. આ સંસાર મિથ્યા છે ને મનુષ્ય માત્રે ઇશ્વર ઉપર પ્રીતિ અને ભક્તિ રાખવી જરૂર છે એમ સર્વનાં મનમાં રામબાણની પેઠે ઠસી ગયું.

સ્કૉટલંડમાં રવીવારનો દાહાડો ઇંગ્લંડ કરતાં વધારે પળાયછે. એ દાહાડે રેલવેની ગાડી પણ ચાલતી નથી ને ભાડુતી ગાડી ઘણી મળની કઠણ. તેથી એ ભાષણ સાંભળ્યા પછી હું મારા મકાનની સામેના બગીચામાં બે કલાક ફર્યો. વૉલટર–સ્કૉટનો મિનારો—સ્કૉટ–મૉ–ન્યુમેંટ નામથી ઓળખાયછે તે નિરખી નિરખીને જોયો. તેનું બાંધકામ ઘણુંજ તાકે છે. એ મિનારાને ઠેઠ મથાલે ચહડીને જોયું તો ચોમેર દેખાવ ઘણોજ ખુબસુરત લાગ્યો. તે ૨૦૦ ફુટ ઉંચો છે ને તે બાંધવાનો ખરચ ૧૫ લાખ રૂપીયાનો થયોછે.* પછી મિનારા ઉપર જે લેખ હતો તે વાંચ્યો. આ સુંદર બાગમાં હું થોડીક વાર ફર્યો ને થોડીકવાર બેઠો અને તેમ કરતાં સાંજ પડી ગઇ.

વળતે દાહાડે "હોલીરૂડ" નામનો જુના વખતનો રાજમેહેલ જોવાને હું ગયો. મેહેલની બાહાર એક ઘણોજ સુંદર ફુવારો ઉડેછે. જુના વખતનો કેટલોએક પાદશાહી સામન આ મેહેલમાં જોવાજોગ છે. આ મેહેલના કેટલાએક ઓરડા મેરી નામની સ્કૉટલંડની રાણીના વ-

*Black's Guide to Scotland ; p. 21

અતમા જેવા હતા તેવાજ હમણાસુધી રેહેવા દીધાછે. મેરી રાણીનો સુવાનો ઓરડો જેવી હાલતમા તેના છપરપલંગ તથા સામાન સુધા હતો તેવીજ હાલતમા અહીં ઘણી જતનથી રાખવામા આવ્યાછે.

આ મેહેલની પડોસમા "આર્થર સીટ" નામની ઉંચી ને સુંદર ટેકડી છે. તે આસરે ૮૦૦ ફૂટ ઉંચી છે તે ઉપર ચહડીને જોયાથી આસ-પાસનો દેખાવ ઘણો રમણિક અને સુંદર લાગેછે. હુ એ ટેકડી ઉપર ચહડ્યો હતો અને ચોતરફ જે દેખાવ નજરે પડ્યો તેથી બહુ આનંદ પામ્યો હતો. એ ટેકડી તરફ જતા એક ઘણોજ સુંદર રસ્તો આવેછે. તે "કુવીન્સ ડ્રાઈવ" નામથી ઓળખાયછે.

ત્યાથી નિકળીને યુનિવરસિટિને રસ્તેથી ગાડી લેવડાવી. યુનિવરસિટિ બંધ હતી પણ માહેલીકોર જઈને તેનુ મ્યૂઝીયમ જોયુ. મ્યૂઝીયમમા "સ્ટફ" કરેલા જનાવરોનો મોટો સંગ્રહ જોયો. બ્રિટિશ મ્યૂઝીયમ આગળ તો તે કઈજ નહી; તેઓના તેમા કિમતી સંગ્રહ હતો. આસરે હજાર જનાવરો હશે. તે ઉપરાંત ધાતુ તથા પથ્થરોનો સંગ્રહ હતો તે જુદો. તેની પાસે પુસ્તકશાળા જોઈ. તેમા એક લાખ પુસ્તકો છે. વિદ્યાર્થીઓના અભ્યાસના ઓરડા જોયા. આ યુનિવરસિટિમા કેહયછે કે આસરે ૮૦૦ વિદ્યાર્થીઓ અભ્યાસ કરેછે.

એડિન્બરોનુ જુનુ શેહેર મેં જોયુ. જુના શેહેરનો ભાગ નવા શે-હેરથી જુદો પડી ગયોછે. જુનુ તે જુનુ, માટે દેખાવમા સારૂ ક્યાથી હોય? જે ગૃહસ્થની ઉપર હુ ઓળખાણ પત્ર લાવ્યો હતો તેનુ નામ મી૦ યંગ હતુ. તેનુ ઘર આ જુના ભાગમા હતુ. રેવરંડ મી૦ હોરમજજી પણ અહીંજ રેહેતો હતો તેને હુ મળવા ગયો પણ મેળાપ થયો નહી. નવા શેહેરમા ઘણી રચનાથી મોહોલ્લાઓ તથા ચોક રાખીને-પોરબંદર જેવા સપેત પથરના ઘર બાંધેલાછે. પારિસથી ઉતરતો દેખાવ આ ઇ-મારતોનો છે. પણ ઇંગ્લંડ તથા સ્કૉટલંડમા આવુ ખુબસુરત શેહેર બીજુ એકે નથી તેના ઘરો તથા રસ્તાની રચના સાથે કુદરતી રચના મળી ગઈછે. એડિન્બરોની વસ્તી આસરે ૨ લાખની છે એડિન્બ-રોમા ત્રણ દાહાડા રહી ગ્લાસગો તરફ જવાને હુ નિકળ્યો.

## ૭. ગ્લાસગો.

GLASGOW.

એડિન્બરોથી નિકળેલો ૧।। કલાકની અંદર હું ગ્લાસગોમાં પોહો-ચ્યો. આ બે શેહેરો વચ્ચે માત્ર ૪૨ માઈલનો અંતર છે. લંડનથી આ શેહેર આશરે ૪૦૦ માઈલ થાય. આ શેહેરમાં હું માત્ર બે દાહાડા રહ્યો ને તેટલામાં જેટલું જોવાનું તેટલું જોઈ લીધું. આ શેહેરમાં સુતર, કાપડ, છીંટ, રૂમાલ, યંત્રકામ, કાચકામ તથા લોહાડાકામનાં કારખાનાં છે. તેમાંનાં સાત કે આઠ કારખાનાં મેં જોયાં. આ શેહેરમાં સુતરાઉ કાપડનાં બધાં કારખાનાંમાં મળીને ૩૦ હજાર સાળ (*Looms*) છે. આ શેહેરમાં મોટાં વાહાણો તથા મોટી આગબોટો બંધાયછે. વરસો વરસ બેથી ત્રણ કરોડ રૂપીયાની કિંમતનાં વાહાણ તઈયાર થાયછે.

જે ગૃહસ્થની ઉપર ઓળખાણપત્ર લઇ ગયો હતો તેનો મેળાપ થયો નહી. તેથી મુંબઇનો એક યુરોપિયન વેપારી જેને હું નામથી ઓળખતો હતો અને જેનું ઠેકાણું હું જાણતો હતો તેને મળ્યો. તે ગૃહસ્થનો ત્યા-નાં મોટાં કારખાનાવાળાઓ સાથે વગ નહોતો તેથી તે મને એક બીજા મોટા વેપારીને ત્યાં લઇ ગયો. તેની સાથે મને ઓળખાણ કરાવી. તે ગૃહસ્થે કારખાનાં જોવા વિષે મારી ઇચ્છા જાણી કે તે તરત તઇયાર થયો ને મને દોહોડ દાહાડામાં સાત કે આઠ કારખાનાં દેખાડ્યાં. મું-બઇવાળો ગૃહસ્થ તો તેને સોંપી ચાલતો થયો પણ આ ભલા ગૃહસ્થે પોતાનું કામકાજ છોડી જુદાંજુદાં કારખાનાં દેખાડવાને જે મેહેનત કરી અને ઉલટ દેખાડી તે હું કદી ભુલી જઇશ નહી.

પેહેલ વહેલું છીંટનું કારખાનું જોયું. તેમાં કપડાં ધોવાઇને કેમ તઇયાર થતાં હતાં અને તેના ઉપર જુદીજુદી ભાત કેમ પડતી હતી અને તે કેવી રીતે તરત સુકાઇ જતાં હતાં એ બધું મારી નજરે જોયું. છીંટ છાપવાને નવી નવી તરેહના નવા નવા ત્રાંબાના રોલર કોતરાઇને એક મોટા હૉલમાં તઇયાર થતા હતા ને તે તઇયાર કરવાને ઘણા કારીગરો કામે લાગ્યા હતા. આ બધા કારીગરોને મોટા પગાર મળેછે. તેમને જાયુક રાખીને નવી નવી તરેહ અને બુટ્ટી તઇયાર કરાવેછે. જુની તરેહ

૨૯ પડેછે કેમકે જુની તરેહ ચાલુ ગણેતો માલનો ભાવ ઉઠાવ થાય નહી. છાપવાનો જુદીજુદી તરેહનો રંગ તઇયાર થતો હતો. બીજું કારખાનું સુતરાઉ રૂમાલનું જોયું. તેમાં લાખો રૂમાલો છપાઇને તઇયાર થતા હતા.

ત્રીજું કારખાનું ધોતીયાંઓનું જોયું. તેમાં ધોતીયાંની કોરમાં ભાત કેમ વણાતી હતી તે જોવામાં આવ્યું. ચોથું કારખાનું રેશમી કાપડનું જોયું. પાંચમું કારખાનું ગાલિચાનું જોયું. તેમાં ઉનની તહરે વણવાની જે ગોઠવણ તથા યુક્તિ કરીછે તે જરૂર જોવાજોગ અને અચરતી ઉપજાવનાર છે. છઠ્ઠું કારખાનું જામદાની અથવા સુપેત કપડાંમાં સુપેત ભાત પાડવાનું જોયું. સાતમું કારખાનું લોખંડનું યંત્રકામ બનાવવાનું જોયું. અને આઠમું કારખાનું કાચ બનાવવાનું જોયું.

આ કાચનું કારખાનું ઘણું મોટું હતું અને તેનો માલિક ઘણોજ ભલો હતો. તેણે કાચની ભઠ્ઠી દેખાડી. માણસો એ ભઠી આગળ ઉભા રહીને કાચનો ઉકળતો રસ એક લાંબી ભુંગળીને છેડે લઇને ફુંક મારીને તથા ફેરવીને જુદાજુદા આકાર કેમ આપેછે તે દેખાડ્યું. જુદાંજુદાં કાચકામની જુદીજુદી બનાવટ દેખાડી. કાચની ઉપર ભાત કેમ પડેછે અને જેવી જોઇએ તેહેવી બુટી કે ભાત કેમ અપાયછે તે બધું ધિરજથી દેખાડ્યું, અને સમજાવ્યું. એક બે સાદાં ગ્લાસ ઉપર તરત ભાત પડાવીને તે મને ભેટ આપ્યાં. આ ગૃહસ્થની સભ્યતા, લાયકી અને ભલાઈ જોઇને હું બહુજ પ્રસન્ન થયો. આ તથા દેખાડવા આવનાર ગૃહસ્થનો આભાર જલદીથી ભુલાય તેવો નથી.

આ બધાં કારખાનાંઓ નજરે જોયા વગર તેની સમજ આવવી કઠણ છે; તેટલામાટે હું વિસ્તાર કરીને વધારે લખવાની જરૂર જોતો નથી. ગ્લાસગો શેહેર "ક્લાઇડ" નદીને કાંઠે આવ્યુંછે. તે એડિનબરોનાં જેવું રૂડું નથી તે છતાં તે મોટું અને અગત્યનું શેહેર છે. દુનિયામાં કોઈ ઠેકાણે આગબોટ ચાલતી નહોતી ત્યારે પેહેલ વેહેલી આગબોટ આ શેહેરમાં ક્લાઇડ નદીની ઉપર ચાલી હતી. એ શેહેરમાં સઉથી સારી ઇમારત ત્યાંની "રૉયલ એક્સચેંજ" છે. એમાં મોટામોટા વેપારીઓ નિત્ય મળેછે. જેમ લંડનની એક્સચેંજ આગળ ડ્યુક ઑવ

વેલિંગ્ટનનું ઘોડા ઉપર પુતળું છે તેમ આ એક્સચેંજ આગળ પણ છે. આ શેહેરની વસ્તી આસરે ૪ લાખ માણસની છે. એ શેહેરમાંથી સ્કૉટલંડનાં સરોવર તથા પાહાડ તથા જંગલનો દેખાવ જોવાને હું નિકળ્યો.

## ૮. લાખ લોમંડ સરોવર.

LOCH LOMOND

સ્કૉટલંડનાં સરોવર તથા પાહાડનો દેખાવ ઘણો વખણાયછે તે જાવાની મને ઘણી હોંશ હતી. આખા બ્રિટન દેશમાં સઉથી મોટું સરોવર લૉખ લોમંડ ગણાયછે. આ સરોવર તથા એક બીજું સરોવર-લૉખ ક્યાટરાઇનને જોઇને પાછા એડિનબરોમાં જવાની ટિકેટ મેં રેલવે સ્ટેશન ઉપરથી લીધી. ગ્લાસગોથી લૉખ લોમંડ ૨૦ માઇલ આઘું છે. ગ્લાસગોથી રેલવેની ગાડીમાં બેસી મોટી સવારે હું નિકળ્યો તે એક કલાકમાં આ સરોવર આગળ આવી પોહોંચ્યો. આ સરોવર બાલક નામનાં ગામની પાસે છે. સરોવરને કાંઠે એક નાહાની આગબોટ તઇયાર હતી. એ આગબોટમાં હું બેઠો. આસરે પચીસ યુરોપીયનો એ આગબોટમાં મારા સાથી થયા. આગબોટમાં નાસ્તો તઇયાર હતો. જેઓની ખુશી હતી તેઓએ લીધો. પછી આગબોટ ઉપડી.

આ:હા ! મીઠાં અને નિર્મળ પાણીનાં સરોવરમાં આગબોટ ચાલવા માંડી એટલે અમે કેટલા ખુશી થયા ! આ:હા ! આગબોટમાં કેવો આનંદ મચી ગયો અને સઉ કેવી ખુશીમાં આવી ગયા ! જરા આગળ વધ્યા એટલે પાણીનો કંઈ થાગ નહી. આ:હા ! આ કેટલું મોટું સરોવર, તેની ચોમેર કેવા મોટા ડુંગર અને સરોવરમાં કેટલા નાહાના ટાપુઓ ! સ્વચ્છ પાણીમાં આગબોટ દોડે, જરા વારમાં કોઈ ટાપુ દેખાય, વારંવાર પાહાડ ઉપર નજર પડે, અને તે ઉપર લિલોતરી તથા ઝાડપાનની ઘટા દેખાય ને કોઇ ઠેકાણે પાણીનો ધોધ કે ઝરો વેહેતો જણાય. આવો અદ્‌ભુત અને રમણ્ય દેખાવ મારી આંખે કોઈ વેળા પડ્યો નહોતો.

હવે જરાવારમાં વાદળ થઈ આવ્યું. આસપાસનો દેખાવ બદલાઈ ગયો. પાહાડ અને સરોવરનું રૂપ ફરી ગયું. એક ખુબસુરત સ્ત્રી

જેમ પોતાના શણગારથી મોહ ઉપજાવેછે તેમ પાહાડ અને સરોવરે હવે શણગાર સજ્યો. પણ વરસાદ વગર શણગાર અધુરો હતો તે હવે પૂરો થયો. વરસાદના બુંદ પડવા માંડ્યાં. રૂપાળી નારની આંખ કાળા અંજણથી જેમ મોહની ઉપજાવે તેમ કાળા વાદળથી પાહડની આંખ દીપવા માંડી. આ અદભૂત દેખાવની ખુબસુરતી એટલીતો વધી ગઈ કે આંખ માંડીને તેની સામું જોવાય નહી. મોટું સરોવર, ઉંચા પાહાડ, સરોવરમાં નાહાનાં મોટાં બેટ, તે ઉપર ઝાડી અને ઝાડપાનની ઘટા, આકાશમાં કાળું વાદળ અને ઝરમર ઝરમર વરસતો મેઘ—આ બધો દેખાવ મહા રળીઆમણો અને રમણ્ય થઇ પડ્યો.

આ સરોવર ૨૪ માઇલ લાંબું છે. કોઇ ઠેકાણેથી એક માઇલ અને કોઇ ઠેકાણેથી ૭ માઇલ પોહોળું છે. તેનાં પાણી ૨૦ વામ ઉંડાં છે; કોઇક ઠેકાણે ૧૦૦ વામ કરતાં વધારે હશે. આ સરોવરને અડખે પડખે ઉંચા ડુંગર છે તેમાં સઉથી ઉંચો પાહાડ "બેન-લોમંડ" નામનો છે. તેની ઉંચાઇ ૩૦૦૦ ફૂટ કરતાં વધારે છે. આ સરોવરને એક કાંઠેથી બીજે લાંબે કાંઠે જતાં આસરે ત્રણ કલાક લાગ્યા. બીજે કાંઠે ઉતર્યા એટલે ઘોડાની ગાડીઓ અમને લેવાને તઇયારજ ઉભી હતી. જેમ જેને લાગ ફાવ્યો તેમ બધા બેસી ગયા. કેટલીએક મજલ કર્યાપછી બીજું સરોવર આવ્યું. ત્યાં અમે આ ગાડીમાંથી ઉતરી પડ્યા.

## ૯. લાખ કયાટરાઇન.

LOCH KATRINE.

આ બીજા સરોવરનું નામ લૉખ કયાટરાઇન કરીને હતું. એમાં પણ આગબોટ અમને લેવાને તઇયાર ઉભીજ હતી. આ રૂડા સરોવરનાં પાણી મીઠાં, નિર્મળ અને સ્વચ્છ હતાં. એવાંતો નિરમળ નીર કે જાણે સરોવરમાં કાચ પાથર્યો હોય. કાંઠે ગાય તથા બળદ પાણી પીતાં હતાં અને માણસ ઉભા હતા તેઓનું પ્રતિબિંબ પાણીમા સાફ જણાતું હતું. અમારી આગબોટનું પણ પ્રતિબિંબ પાણીમાં એવું તો સાફ દેખાતું હતું કે જાણે બીજી આગબોટ પાણીમાં તળીએથી આવતી હોય એમ દેખાય. આ

વખત વરસાદ રહી ગયો હતો તે છતાં વાદળ હતું અને સરોવર તથા પાહાડનો દેખાવ ઘણોજ સુંદર, રમણ્ય અને અદભુત લાગતો હતો.

લૉખ લોમંડથી આ સરોવર નાહાનું ખરું; પણ તેની ખુબસુરતી કંઈ ઓછી નહી હતી. ઉંચા પાહાડોની ટોંચ આકાશમાં જતી હોય એમ લાગતું હતું. રાક્ષસ જેવા આ પાહાડ હતા. ઉંચામાં ઉંચી ટોંચ "બેન-વિન્યુ" નામથી ઓળખાયછે. તેની ઉંચાઈ ૨૪૦૦ ફૂટની કેહેવાયછે. આ ઉંચા પાહાડની ઉંચી ટોંચ ઉપર જઇને આ સરોવરનો અને તેની આસપાસનો દેખાવ જોઉં એવી મારાં મનમાં હોંશ થઈ. આ સરોવરને બીજે કાંઠે ઉતરતાં આસરે ૧॥ કલાક થયો હશે. એટલાવારસુધી મારાં મનમાં આનંદના ઉભરા આવતા હતા. હું મારા મનમાં બોલતો હતો કે મારું ધન્યભાગ્ય કે આવી મહા યાત્રા થઈ. આ મહા "વન યાત્રા" નાં સરોવરનું "ગંગાજળ" ભરી લઉં એમ મારા મનમાં આવ્યું. અરે એ સરોવરનાં દર્શન ફરીથી કયારે થશે!

## ૧૦. પાહાડ વચ્ચે ખોનો તથા વનનો દેખાવ.

TROSACHS—ROCK AND WOODS SCENERY

અમે સરોવરને કાંઠે આવી પોહોચ્યા એટલે ત્યાંપણ અમારે વાસ્તે ગાડી તઈયાર હતી. તેમાં પણ અમને જેમ ફાવ્યું તેમ બેસી ગયા. ગાડીની બાહાર ઉંચી બેઠક ઉપર અમે બેઠા કેમકે હવે આગે પાહાડો વચેની ખીણ અથવા ખોમાં થઇને જનાર હતા; ને તેનો દેખાવ જોવાજોગ હતો. અમારી ગાડી ચાલી ને થોડા વખતમાં સરોવર દેખાતું બંધ પડ્યું. અમે પાહાડની વચ્ચે એક ખોમાં તથા વનમા પેઠા. તેવામાં મેઘરાજાએ પધરામણી કરી. ઝરમર કરતો મેવજો વરસવા માંડ્યો. અમે તો ભીંજાઇને રસબોળ થઈ ગયા. વરસાદ ખૂબ ઝાપટવા માંડ્યો ને અમારૂં કહ્યું માને નહી. મને ધાસ્તી પડી કે રખે સરદી થાય.

પણ દુઃખ વગર મઝાનો રસ મિઠો લાગે નહી. વરસાદે અમને દુખી કર્યા ખરા પણ આસપાસનો દેખાવ વરસાદની ઝાપટથી એવોતો રળીયામણો, રમણ્ય અને રસીક થઈ પડ્યો કે અમે સઉ આનંદની

સેહેરમાં આવી ગયા. અમારા સોબતીઓમાંથી ઘણાખરા મોટે સાદે ગીત ગાવા મંડી ગયા અને ઉંચા ને વાંકાચુંકા ડુંગરો વચેની ખીણમાં અને ઝાડપાનની ઘટામાં ખુશીના પોકાર થઈ રહ્યા. આ મોજનો મિઠો રસ એટલોતો મિઠો લાગ્યો કે તેનો સ્વાદ હજીસુધી મારી દાઢમાં રહી ગયોછે. આ ખીણ વિષે એક વખણાયલા કવિના બોલ બોલીને આ પાહાડ વચેની બોને તથા વનને હું છેલ્લી સલામ કરૂં છઉં:—

"So wonderous wild, the whole might seem
The scenery of a fairy dream."

એટલે આ બધો દેખાવ એટલો બધોતો અચરતી ભરેલો અને મહા અરણ્યના જેવો દેખાયછે કે સ્વપ્નમાં આકાશમાં પરીનો દેખાવ આપણી નજરે પડતો હોય એમ લાગે. સરોવરના દેખાવ શિવાય આવો અદ્ભુત અને રમણ્ય દેખાવ આપણા દેશમાં મેં એક બે ઠેકાણે જોયોછે પણ સરોવરના સુંદર દેખાવથી ઉપજેલા હર્ષમાં આ દેખાવથી જે હર્ષ વધ્યો તે મારી લેખણથી લખી શકાય તેવો નથી. આવા અદ્ભુત અને રમણ્ય દેખાવ જોવાને હું ઘણો ચાહતો હતો કેમકે તે જોઇને પરમેશ્વરની મોટાઈ વિષે મોટો વિચાર આવ્યા વિના અને તેને વિષે ભક્તિભાવ ઉપજ્યા વિના રેહેતો નથી.

આ ખીણ તથા વન મુકયા પછી એક હોટેલમાં અમે ગયા. મારા પગ સરદીથી તાહાડા હીમ થઈ ગયા હતા. તરત મેં મારા વસ્ત્ર બદલ્યાં. તાપણી તઈયારજ હતી. પણ એક તાપણીથી બધાનો સુકરવાર કેમ થાય ? મારા બધા સાથીઓની મારા ઉપર મેહેરબાની માલમ પડી. તેઓએ તાપણી કરવાને મને સઉથી આગળ જગ્યા આપી. તાપણીના સેકથી જરા ઉંક વળી એટલે મને નિરાત થઈ. આ મેહેરબાનીને માટે મેં મારા સોબતીઓનો ઉપકાર માન્યો. તેમાંનો એક ભલો અને મુખ્ય ગૃહસ્થ બોલ્યો કે તમે પરદેશી છો માટે તમને અમે 'અમારા દેશના પરોણા ગણીએ છઇએ. ત્યાંના ભલા ગૃહસ્થોનું આ ભલું આચરણ જોઈ હું ઘણું ખુશી થયો. આસરે ૧॥ કલાક વિશામો લઈ અમે ત્યાંથી નિકળ્યા ને આગની ગાડીનાં સ્ટેશન આગળ જઇ પોહોચ્યા.

## ૧૧. સ્ટર્લિંગ કયાસ્ટળ.

STIRLING CASTLE.

કયાલંડર નામનું એક ગામ મુકયા પછી ૧૬ માઇલની મજલે ઇતિહાસમાં વખણાયલો કિલ્લો—સ્ટર્લિંગ કયાસ્ટલમાં અમે આસરે ૪૦ મિનિટમાં આવી પોહોચ્યા. આ કિલ્લો જોવાને માટે અમે ઉતર્યા. પછી અમે આ કિલ્લા ઉપર ચહડ્યા. આ કિલ્લો જોવા માટે મારી સાથે માત્ર ત્રણજ સોબતી રહ્યા હતા ને બાકીનાઓ છેલ્લી સલામ કરી આસતા થયા. આ કીલ્લામાં હાઇલંડરનું લશ્કર હતું. એક હાઇલંડ બ્યાગપાઇપ વાજીત્ર વગાડતો હતો. તેને અમે કહ્યું કે અમને કિલ્લો જોવાની ઇચ્છા છે. તેણે પોતાના એક સોબતીને અમારી સાથે ઉપર મોકલ્યો. તેણે અમને કિલ્લામાંનો મેહેલ દેખાડ્યો.

આ મેહેલમા અગાઉના વખતના સ્કૉટલંડના કેટલાએક રાજાઓ રેહેતા હતા. કેટલાએક રાજાઓનો આ કિલ્લામાં જન્મ થયો હતો. "ડાઉગ્લાસ રૂમ" નામનો એક ઓરડો મેં જોયો. તે દેખાડનાર એક બાયડી હતી. તેણે એ ઓરડાને લગતો ટુંકામાં ઇતિયાહાસ કહી સંભળાવ્યો. તે એ કે બીજા જેમ્સ રાજાના વખતમાં ડાઉગ્લાસ નામનો એક અમીર હતો. તેણે રાજાની સત્તા તોડવાને એક ખત બનાવ્યું હતું. તે ઉપર તેણે સહી કરી હતી તથા બીજા અમીરોની સહી લીધી હતી. રાજાને ખબર પડ્યાથી આ કિલ્લામાં તેને વાત કરવા બોલાવ્યો. રાજા તેને આ ઓરડામાં લઇ ગયો અને તેને સમજાવ્યું કે મારી સામે થવાને તેં જે ખત ઉપર સહી કરીછે તે રદ કર. અમીરે ના પાડી તેથી તેને તરત મારી નાખ્યો અને તેનું મુડદું બારીમાંથી ફેંકીને નાખી દીધું. એ ઉપરથી આ ઓરડાનું નામ "ડાઉગ્લાસ રૂમ" પડ્યુંછે.

પછી કિલ્લા ઉપરથી નીચેનો દેખાવ જોયો. આસપાસ મોટું મેદાન અને અરણ્ય દેખાતું હતું. તેનો દેખાવ ઉપરથી ઘણોજ સુંદર લાગ્યો. "ફોર્થ" નામની નદી સામે ખેતરમાંથી વેહેતી હતી તેથી આ દેખાવ વધારે દીપતો હતો. કેહેછે કે આ મેદાનમાં અસલના વખતમાં રાજાઓ ઘોડાઓની મોટી રમત કરાવતા હતા. અમારો એક સોબતી જે જુ-

વાન ફ્રૅન્ચ હતો તે મારી સાથે ઉભો રહીને કિલ્લા ઉપરથી જોતો હતો તેની ટોપી પવનથી ઉડીને છેક નીચે ગઈ! અમારી સાથે દેખાડવા આવેલા હાઇલંડરે તે આણી આપી. અમે નીચે ઉતર્યા ત્યારે સાંજ પડી ગઇ હતી. પછી આગ ગાડીમાં બેસીને અમે પાછા એડિનબરો પોહોચ્યા.

સ્કૉટલંડમાં ૧૫૦ માઇલની પ્રદક્ષણા કરીને બીજીવાર એડિનબરોમા હું આવી પોહોચ્યો. ત્યાં એક દાહાડો વિસામો લઈ બીજે દીન સાંજના રેલવેમાં બેઠો ને ત્રીજે દાહાડે દસ વાગતામાં ૮૦૦ માઇલની મજલ કરી લંડનમાં આવી પોહોંચ્યો. આ પ્રમાણે વિલાયતના ગામોમા આવવા જવાની મળીને આસરે ૧૦૦૦ માઇલની મુસાફરી કરી. વધારે વખત અને વધારે જોગવાઈ હોત તો વધારે ગામોમા જવાની અને તેમાંના બીજા કારખાના અને ખેતરો જોવાની વધારે હોંશ હતી. ઇશ્વર કરશે તો એ હોંશ તથા યુરોપનાં બીજાં દેશો જોવાની તથા અમેરિકા જવાની હોંશ વેહેલી કે મોડી કોઈ વખત પુરી પડશે.






## ૧૨. પ્રવાસની સમાપ્તિ.

CONCLUSION

અહીં હવે હું મારા પ્રવાસની સમાપ્તિ લાવું છઉં. વિલાયતનાં ગામોમાં મુસાફરી કરી આવ્યા પછી થોડા દાહાડામાં હું આપણા દેશમાં પાછો આવવાને નિકળ્યો. પારિસ, લાયન, મારસેલ્સ, મૉલટા, કેરો અને આદન થઇને ઇ૦ સ૦ ૧૮૬૩ ના સપટેમ્બરની આખેરીએ મારી સ્વભુમી--મુંબઈમાં હું પાછો આવી પોહોચ્યો. ઇંગ્લંડની મહાયાત્રા કરીને સાત મહિનામાં મારે ઘેર આવ્યો. મારી ઇચ્છા અને ગોઠવણ ઇંગ્લંડમાં બે કે ત્રણ વરસ રેહેવાની હતી; પણ મને કેટલાંક વરસ થયાં છાતીનું દરદ હતું તેમાટે ઇંગ્લંડના ડાકટરની સલાહાથી ત્યાંના શિયાળાની અગાઉ હું પાછો ફર્યો. આ ઠેકાણે જણાવવાની જરૂર છે કે વિલાયતમાં એકે વખત એ દરદ મને જણાયું નહોતું એટલુંજ નહી પણ પ્રવાસ કરી આવ્યા પછી એ દરદ મટી ગયલું જણાયછે; ઇંગ્લંડના પ્રવાસથી આ મને એક મોટામાં મોટો લાભ થયોછે.

મારા પ્રવાસ વિષે લોકો ગમેતેમ બોલો પણ મને જે રૂડું અને ઠીક લાગ્યું તે મેં કર્યુંછે. આ બાબદમાં મારા ઉપર જે દુઃખ પડેછે તે હું ધિરજથી સહન કરૂ છઉં, પણ મને મોટામાં મોટો સંતોષ તો એજ છે કે હું એક મોટી અને રૂડી યાત્રા કરી આવ્યો છઉં. એ યાત્રાનાં સ્મરણથી મને મારાં દુઃખમાં જે સુખ ઉપજેછે તેમાં હું બહુ આનંદ પામું છઉં. હું ધારૂં છઉં કે જેમ દેશના બચાવની લહડાઇમાં--ગમેતેટલું લશ્કર છતાં--લહડાઈની પેહેલી હારમાં ઉભેલા સીપાઇઓ ઘણુંકરીને કપાઈ જવાજ અથવા ઘાયલ થવા જોઇએ, તેમ હરએક સુધારાનાં મોટાં કામમા પેહેલ કાહાડનારાઓ ઉપર દુઃખ પડવું જોઇએ. એ દુઃખમાં ભાગ લેવાને જ્યાંલગી સુધારાના સાથીઓ કે મિત્રો હિંમત કરીને મેદાન પડશે નહી ત્યાંલગી આખી જાત કે આખી ન્યાત પોતાની મેળે કોઈ પણ મોટા સુધારામાં સામેલ થઈ શકશે નહી. સુધારાનું કોઇપણ મોટું કામ આખી જાતનાં કે આખી ન્યાતના એક મતથી અને એક વિચારથી કોઇકાળે થઈ શક્યું નથી અને હું ધારૂ છઉં કે કોઇ કાળે થઈ શકશે પણ નહી.

પેહેલ કાહાડનાર ઉપર જુલમ પડ્યાથી કંઈ સુધારો અટક્યો નહી. વિલાયત જનાર પેહેલા થોડાએક ગૃહસ્થો ઉપર દુઃખ પડ્યાથી વિલાયતનો રસ્તો બંધ પડશે એમ તમે કદી માનશો ના. ભાઈ મહિપતરામ ઉપર આ બાબદમાં દુઃખ પડ્યું તે જોઇને જેમ હું અટક્યો નહી, તેમ મને જોઇને બીજાઓ અટકશે નહી એમ હું માનું છઉં. ઇંગ્રેજી કેળવણીથી ઇંગ્રેજી છુટાપણાનો ખરો વિચાર જ્યારે આપણા દેશીઓમાં આવશે ત્યારે દરએક ગૃહસ્થને એમજ લાગશે કે—"મેં મારૂં છુટાપણું મારી ન્નાતને વેચ્યું નથી ને હું કંઈ તેનો ગુલામ થયો નથી. જે કામ મને રૂડું અને જરૂરનું લાગે તે કરવાથી મને કોઇ અટકાવે અથવા મારા હાથપગ બાંધી રાખે—તો તેવી સ્થિતિમાં રેહેવું તે કરતાં મરવું ભલું." છુટાપણાનો આવો જુસ્સો જ્યારે આપણા દેશીઓમાં આવશે ત્યારેજ ન્નાતનો જુલમ અને દરત ટૂટી જશે અને ત્યારેજ સુધારાના દરવાજા ઉઘાડા થશે. હું છેલ્લીવાર ફરીથી કહું છઉં કે મારા પ્રવાસ વિષે લોકો ગમેતેમ બોલો પણ તેનું ફળ રૂડુંજ નિપજશે એવી હું આશા રાખું છઉં. હો ઇશ્વર ! તું આ આશા વેહેલી પુરી પાડ ! અને મારા દેશીભાઇઓને ન્નાતના બંધમાંથી જલદી છોડવ ! તથાસ્તુ.



# આ પુસ્તક

## અગાઊથી ખરીદ કરનાર ગૃહસ્થોના નામની યાદી.

| | નંગ. |
|---|---|
| મુંબઈની નામદાર શરકાર.. .. .. .. .. .. .. | ૫૦૦ |
| ટી. બી. કરટિસ એસકુવાયર, એજ્યુકેશનલ ઇંસ્પેક્ટર.. .. | ૧૦૦ |
| રાવ સાહેબ ગોપાળજી સુરભાઈ, ડેપ્યુટી એજ્યુકેશનલ ઇંસ્પેક્ટર. | ૧૦૪ |
| મહારાજા જામ શ્રી વીભાજી (નગરનાં) .. .. .. .. | ૩૦ |
| કુંવર કાલુભા . . .. .. .. | ૨૦. |
| બાપુમીયા સાહેબ, જુનાઘડના નવાબ સાહેબનાં પાટવી કુંવર.. | ૨૫ |
| રાજશ્રી સુંદરજી દુરગાદાશ (ગોંડળ).. .. .. .. .. | ૩ |
| રાજશ્રી અનુપરામ જમીઅતરામ (પાલીટાણા) .. .. .. | ૨ |
| ઠાકોર શ્રી જેશંઘજી (ધ્રોલના) .. .. .. .. .. | ૧ |
| મહારાણા શ્રી જશવતશીંહજી (લીંબડીનાં) .. .. .. | ૧ |
| શેઠ જગંનાથ છબિરામ.. .. .. .. .. .. .. | ૧ |
| સ્વસ્થાન ધ્રાંગદ્રા.. .. .. .. .. .. .. .. | ૧ |
| વાળા પુંજા મેરામ (જેતપોર) .. .. .. .. | ૧ |
| વાળા ગોરખા મેરામ .. .. .. .. .. | ૧ |
| વાળા જીવણા દેવા .. .. .. .. .. | ૧ |
| વાળા સામત રાણીંગ .. .. .. .. .. | ૧ |
| વાળા હરસુર વાળાજી .. .. .. .. .. | ૧ |
| વાળા એભલ વાળાજી .. .. .. .. .. | ૧ |
| વાળા મોકા જસા .. .. .. .. .. | ૧ |
| વાળા સુરગ ગાગા .. .. .. .. .. | ૧ |
| વાળા જીવા ગાંગા .. .. .. .. .. | ૧ |
| બાઈ કમરીબાઈ (બીલખા) .. .. .. .. .. | ૧ |

અગાઉથી ખરીદ કરનાર ગ્રહસ્થોના નામની યાદી.

| | નંગ. |
|---|---|
| વાળા જગા લખમણ (બીલખા) | ૧ |
| વકીલ કરમશી, તાલુકે [illegible] | ૧ |
| વકીલ માધવરામ, તાલુકે મળીયાનાં | ૧ |
| શેઠ શવજી, તાલુકે ચુડાના | ૧ |
| મજમુદાર હરીપ્રસાદ કલ્યાણરાયજી | ૧ |
| રાજશ્રી પ્રાણલાલ શંભુલાલ (જુનાગઢનાં) | ૧ |
| રાજશ્રી ધનેશ્વર આદીતરામ જેતપોરના ફોજદાર | ૧ |
| રાજશ્રી રામશંકર વજેશંકર | ૧ |
| વકીલ ભાણજી કરમશી | ૧ |
| વકીલ દલપતરામ પ્રજારામ | ૧ |
| વાળા હરસુર લખમન | ૧ |
| વાળા બાવા ભોજ | ૧ |
| શેઠ મનચેરજી હોરમજજી દારૂખાનાવાળા | ૧ |
| શેઠ અરદેશીઆરજી જમશેદજી સરાફ | ૧ |
| શેઠ ધનજીભાઈ જીવાજી દેસાઈ | ૧ |
| શેઠ મનચેરજી નોશરવાનજી કલખવાળા | ૧ |
| શેઠ માણેકજી કાવશજી (દમણ) | ૧ |
| શેઠ રતનજી મોદી (કરાંચી) | ૧ |
| શેઠ મનચેરજી રૂસતમજી હેડ કલારક (એડન) | ૧ |
| શેઠ હોરમજજી માણેકજી (શીકારપોર) | ૧ |
| ડા૦ રામદાશ દામજી | ૧ |
| ડા૦ ગોવરધનદાશ ડોશા | ૧ |
| શેઠ હરીદાશ તુલશીદાશ | ૧ |
| શેઠ ભારાશાહ ગીરધરલાલ | ૧ |
| શેઠ અમદભાઈ રહેમતુલા | ૧ |
| શેઠ નશરવાનજી એદલજી સુરતી (દખણ હેદરાબાદ) | ૧ |

---

